પારસી પુરાતન પવિત્ર પુસ્તક

# ઝંદ અવસ્તા.



કર્તા

રૂસ્તમજી એદલજી દસ્તુર પેશોતનજી સંજાણા. બી.એ.





Printed by P. C. Appoo, at the New Art Printing Press Fort BOMBAY,
and Published by Rastamji E. Dastoor Pesotamjee Sanjana B.A.
Chendenwadi BOMBAY.

૧૯૩૧

કીંમત રૂ. ૬)



રૂસતમજી એદલજી દસ્તુર પેસોતન સંજાના.

# અર્પણ પત્રિકા.

આ પુસ્તક

મારાં મેહરબાન, નેક, દીનદાર સાસુ સસરા

**લેડી શીરીનબાઇ**

અને

શમ્શ-ઉલ-ઓલમા ડાકટર સર જીવનજી જમશેદજી મોદી બી. એ.

પીએચ. ડી., એલ. એલ. ડી., કેટી., સી. આઇ. ઇ., જે. પી. ને

માયા, મોહબત, માન અને હેશાનની લાગણીની ઇધાણી

તરીકે ભલી દોઆઓ સાથે અર્પણ

કરવામાં આવ્યું છે.

# ખુ લા સો.

મારાં ઈંગ્રેજી પુસ્તક "ધી પારસી બુક ઑફ બુકસ"માં સમાચલી બાબદો ગુજરાતી ભાષામાં પ્રગટ થવી જોઇએ, એવી માંગણી જરથોસ્તીઓ તરફથી વખતો વખત થવાથી મેં સરળ અને સહેલ આપણી ચાલુ ગુજરાતી ભાષામાં આ "પારસી પુરાતન પવિત્ર પુસ્તક, ઝંદ અવસ્તા" કેટલાક સુધારા વધારા સાથે બહાર પાડયું છે. આ પુસ્તક ખરા જરથોસ્તી ધર્મનો સંપુર્ણ અને સ્પષ્ટ ચીતાર યાને વર્ણન ઘણી અસરકારક રીતે આપે છે. અવ્વલ જરથોસ્તી સિદ્ધાંતો અને ફરમાનો, નિયમો, કાયદાકાનુનો, પાક્કી ભરોસેદાર સહાદતો અને પુરાવાઓ સાથે તેમજ "સાયન્સ," ઇતિહાસ અને ફિલસુફીમાંથી અવસ્તા, પહેલવી, પાઝંદ, હિબ્રુ, ગ્રીક, રોમન, ખ્રિસ્તી સાહિત્યોમાંથી ફકરાઓ, દાખલાઓ, દલીલો ટાંકી બતાવી ઘણી સારી રીતે દર્શાવવામાં આવ્યાં છે કે જેથી સાધારણ જરથોસ્તીઓ પણ આ પુસ્તક વાંચી, પોતાના ધર્મની ખુબી જાણી, સમજી, પિછાણી, તેની ઉપર પુર એતેકાદ રાખી, તેના ફરમાનોને અમલમાં મુકવાને આતુર અને ઉલટમંદ બને.

આ ટકે મારા જરથોશ્તી વાંચક વર્ગનું ધ્યાન ખેંચવાની હું રજા લઉં છું કે મારી પુસ્તકો રચવાની મુખ્ય નેમ એકજ હતી અને છે; અને તે એજ કે આપણો બુલંદ જરથોસ્તી ધર્મ કેવો અને કેટલો ઉંચ અને ચહડયાતો છે, કયી રીતે અને કેટલી હદે ખુબીવંતો અને ફાયદાકારક છે, કેટલો અને કેવી રીતે કુલ કુદરતને, કુદરતી પેહાયશોને, માનવી જાતને, માનવીના ખવાસને અનુસરતો અને બંધબેસ્તો છે, અને ગેતી તેમજ મીનોઇ, શારીરીક તેમજ

આત્મિક દુન્યાની સુખશાંતીને જાળવવામાં, ખીળવવામાં અને આગળ વધારવામાં, દુન્યામાં સુધારા વધારા કરવામાં કેટલો અને કેવો અગત્યનો, ઉપયોગી અને કાર્યસાધક નિવડયો છે અને નિવડશે તેનું ભાન મારા હમદીનોને અસરકારક રીતે આપવું, અને આપણા ઉમદા ધર્મને લગતી ઉપલી બીનાઓ જરથોસ્તીઓની નજર આગળ હરહંમેશ તાજી અને તાજી રાખવી. આ મારી નેમ કે જે મારી જીંદગીની મુખ્ય નેમ તરીકે ગણુતો અને રાખતો આવ્યો છું, તે નેમ મારાં છ પુસ્તકોમાં અવ્વલથી આખર સુધી કોઇબી સાધારણ વાંચક સ્પષ્ટ અને સહેલાઇથી જોઇ શકશે. આજ નેમ એક ખરા દસ્તુરની હોવી જોઇએ એમ માનતો હોવાથી અત્યાર સુધી તે પાર પાડવા મારી શકિત અને સાંધનના પ્રમાણમાં હું કોષેશ કરતો રહયો છું અને હવે પછી પણ તેમજ કરતો રહેવાનો હું ઇરાદો રાખું છું. હાલના વખતમાં જ્યારે ધર્મ ઉપરનું યકીન એતેકાદ ઢીલાં થતાં જાય છે, ત્યારે એક દસ્તુરની પહેલ્લી અને આઇન ફરજ એજ છે કે બીજી ત્રીજી ધર્મ સિવાયની બાબદોમાં શોધખોળ કરવા કરતાં, ભલતી બાબદોપર રસાલા નીબંધો લખવા કરતાં, બનતી તક લઇ, લોકોનો એતેકાદ યકીન મહકુમ યાને મજબુત કરવામાં પોતાની શકિત અને સાંધન વાપરે.

સેવટે જે જે સદગૃહસ્થો અને નેક બાનુઓની સારી મદદ અને સારા આશરાથી હું અત્યાર સુધીમાં જરથોસ્તી ધર્મને લગતી બાબદોપર ઇંગ્રેજી અને ગુજરાતી ભાષાઓમાં છ પુસ્તકો પ્રગટ કરવાને સામર્થવાન થયો તે માટે આ તકે તેઓનો દીલોજાનથી ઉપકાર માનું છું, અને ઇચ્છું છું કે આવાં પુસ્તકોને તેઓ હંમેશ સારો આષરો આપતાં રહે કે જેથી કરીને આપણું ધર્મસાહિત્ય જેવું

ખીલવું અને ફેલાવો પામવું જોઇએ તેવું ખીલે, આશકારા થવા પામે અને જરથોશ્તીઓનો પોતાના બાપીકા બુલંદ ધર્મપર યકીન એતેકાદ બેસે અને વધે. અથ જમ્યાદ યથા આફ્રીનામી.

મુંબઇ, ચંદનવાડી, ૫૯૪ }
ઓગસ્ટ ૧૯૩૧. }

રૂસતમજી એદલજી દસ્તુર
પેશોતન સંજાણા.

# દિબાચો.



સેન્ટ ઝેવીયર્ઝ કોલેજના વિદ્યાર્થી તરીકે મેં ઇતિહાસ અને નીતિશાસ્ત્રનાં મારા પૂજ્ય પ્રોફેસર મરહુમ રેવરન્ડ ફાધર હેનરી બોકમ એસ. જે. સાથ જે વાતચીત કીધી હતી તેને આજે પાંત્રીસ ઉપર વરસ થઇ ગયાં છે, તોએ ઇરાની સાહિત્યની શોધખોળ વિષે જે ઉદગારો તેવણે કાઢયા હતા તેની યાદ ફરી અત્રે સજીવન કર્યા વિના હું રહી શકતો નથી. વાતચીત દરમ્યાન તેવણે કબુલ કર્યું હતું કે જો કે આપણું ઇરાની સાહિત્ય તેનાં અભ્યાસીઓ તરફથી ઘટતું વજન અને ધ્યાન મેળવવા પામ્યું છે, તોએ તેઓની ઘણી ખરી મહેનત શબ્દ ઉત્પતિની શોધખોળ કરવામાં અને ભાષા સંબંધી ખુલાસાઓ આપવામાં ગઇ હતી. મૂળ પુસ્તકોનાં તરજુમાઓ કરવામાં આવ્યા હતા ખરા, પણ તેમાં સમાયલાં ફિલસુફી શિક્ષણો અને તેઓનો બુલંદ જુસ્સો, અભ્યાસ અને જ્ઞાનની કોતાહીને લીધે લોકો સમક્ષ પ્રદર્શીત થવા પામ્યો ન હતો.

પયગામ્બર જરથોશ્ત અને તે સાહેબના શાગીર્દોનાં શિક્ષણોનાં અભ્યાસી તરીકે મને વધુ અને વધુ એમ માલુમ પડતું ગયું છે કે મારા મરહુમ મિત્રના આ ટીકાઓમાં ઘણી વજુદ છે અને તેવણે જણાવેલી આ ખામી દૂર કરવાની ઘણી જરૂર હતી. આ પુસ્તક લખવાની મારી મૂળ નેમ આ ખામી દૂર કરવા માટે મારાથી બનતું કરવાની છે. મને સદા એમ માલુમ પડયું છે કે જરથોશ્તી ધર્મમાં જણાવેલા સિદ્ધાંતો અને ફિલસુફી જે મનુષ્યજાતને આત્માશાસ્ત્રનું ખરૂં ભાન કરાવે છે તે કરતાં વધુ બુલંદ વ્યવહારી અને અગત્યની બાબદ બીજી કોઇએ હોઇ શકે નહીં. જરથોશ્તી ધર્મ સાહિત્યોમાં સમાયલું આત્માશાસ્ત્ર જે પાઠો આપણને શીખવે છે તે માત્ર મીનોઇ

જીંદગી સબંધી નથી પણ આ ગેતી જીંદગીને લગતા બોધો પણ તેમાંથી મળે છે. આ દુન્યામાં આત્માના સુધારા વધારા અર્થે અનેક વ્યવહાર અને મહત્વની સુચનાઓ પણ આપણને તેમાંથી મળે છે.

આપણાં ધર્મની સત્યતા સિવાય બીજી કોઇપણ બાબદ આપણાં જરથોસ્તીઓનાં નિરંતર વિચારને લાયક નથી. જરથોશ્તી ધર્મ સર્વથી શ્રેષ્ટ ધર્મ છે અને દરેક જરથોશ્તીનાં માન અને વખાણને ખરેખરો પાત્ર છે, એ નિર્વિવાદ બાબદ આપણી ઉધરતી ઓલાદનાં મગજ પર અચૂક ઠસાવવાની આજે ઘણી મોટી જરૂર છે. હાલમાં પારસી-ઓને મૂળ જરૂર ધર્મજ્ઞાનની છે. મને યાદ છે કે મારી અમેરીકાની મુસાફરી દરમ્યાન ૧૯૦૪નાં સાલમાં સેન્ટ લુઇનાં પ્રદર્શન વખતે, એકાએક વીજળીક બળ નિષ્ફળ જવાથી શેહેરમાં કેવો અંધકાર અને ગભરાત વ્યાપી રહયો હતો. પણ જ્યારે હું મારી આસપાસનો તે દેખાવ જોતો ઉભો રહ્યો ત્યારે હું મારાં મનમાં સરખામણી કરવા લાગ્યો કે નીતિજ્ઞાન અને ધર્મજ્ઞાનની ગેરહાજરીને લીધે મારી કોમમાં પણ કેવો અંધકાર ફેલાઇ રહયો હતો અને તે કેટલો વધુ ગભરાત અને ભય ઉપજાવનાર હતો!

આજે આપણી દુન્યા અસહ્ય દુ:ખોથી પિડાય છે; કેઠેપણ શાંતિ નજર પડતી નથી, ભલાઇ અને બુરાઇનાં બળ એક બીજા સાથ અસલની માફકજ ખૂનખાર જંગ મચાવી રહ્યાં છે. દુન્યાની આવી ભયભિત સ્થિતિને સુધારવા જો આપણે કોઇ સાંધનની શોધમાં જઇએ તો તે કુદરતી છે. આપણી કોમની સામે જે જબરદસ્ત, સર્વવ્યાપક અને મુંજાવનારો ભય ડોળા ધુરકતો ઉભો છે, જે બદીઓમાં આપણી કોમ સપડાયલી છે, તે સઘળાં માટે તાત્કાળીક, અસરકારક અને દીલસોજી ભર્યા ઉપાયો લેવાની જરૂર છે. નીતિ અને ધર્મ શિક્ષણ સિવાય આ ઉપાયો કેઠેપણ આપણને મળનાર નથી. જ્યાં સુધી

નીતિ અને ધર્મની લાભકારી અસર હેઠળ આપણી કોમને લાવવામાં આવે નહીં, ત્યાં સુધી વધતી જતી બદીની ચુંગાળમાં જે આપણી કોમ સપડાતી જાય છે તેને કેમ મુકત કરી શકાય?

કેટલાક પારસીઓ એવા ભૂલ ભરેલા ખ્યાલમાં નચિંત રહે છે કે આ દુન્યામાં ધર્મની મદદ વગર તેઓ ખુશાળ રહેવા પામી શકે છે. ખરેખર, જ્યાં સુધી તેઓ સુખી અને આબાદ રહે છે ત્યાં સુધી તેઓને ધર્મની જરૂર માલુમ પડતી નથી, પણ જ્યારે એક દીવસે તેઓની નજર સામેથી ભૂલનો પરડો ખસી જશે ત્યારે તેઓ પોતાનાં બુલંદ ધર્મની પનાહ હેઠળ દીલાસો શોધતા આવશે, કેમકે આ ધર્મમાં ખુલ્લું વચન આપવામાં આવ્યું છે કે, "તમારાં દુઃખ વખતે મારી (અહુરની) મદદ માગો અને હું તમને તમારાં દુઃખોમાંથી મુકત કરીશ"

જ્યારે આપણા વડવાઓએ તેઓની માતૃભૂમીને છેલ્લી સલામ કરી, ત્યારે તેઓએ પોતાની જીંદગી, સ્વતંત્રતા અને દોલતને ભોગે એક કીંમતી વારસો પોતા સાથ લાવી આપણને સપુર્દ કર્યો હતો અને આપણી ફરજ છે કે તે ભવ્ય વારસાને વધુ સારી હાલતમાં આપણી પાછળ આવનારી ઓલાદનાં લાભ અર્થે મુકી જવો. જ્યારે ભવિષ્યમાં જે મુશ્કેલીઓ આપણી કોમ સામે આવી ઉભી રહેશે તે બીના ધ્યાનમાં લઇએ છીએ, ત્યારે આપણી ફરજ બજાવવાનું કાંઇ સહેલું માલુમ પડતું નથી. માટે આ વખત કાંઇ આળસાઇમાં કાઢવાનો નથી. દરેક જરથોસ્તી, શું બેહેદીન કે અથોરનાન, અગરજો ચાહે તો પોતાનાં ધર્મનો જુસ્સો ફરી સજીવન કરી શકે અને તેમ કરવા માટે તેની નજર આગળ સઘળાં સાંધનો હાજર છે. અગરજો મારાં પોતીકાં મતનું કાંઇપણ વજન હોય તો હું ભાર મુકીને જણાવીશ કે મારી તો એ દ્રઢ માન્યતા છે કે આપણે માટે જરથોશ્તી ધર્મનું

સજીવન થવાનું નિર્માણ થઇ ચૂકયું છે. જ્યારે આપણી કોમનાં નરો આપણાં પારસી બેરાદરોને તેઓની સ્વસંતોષની નિંદ્રામાંથી બિદાર કરશે ત્યારે આ સુખી ફેરફાર આપણી કોમમાં દાખલ થવા પામશે.

જરથોસ્તી ધર્મે, સઘળી ભલાઇ અને પાકીઝગીની હિમાયતી કરી દુન્યાની શારીરીક અને આત્મિક બદીઓનાં અજીત શત્રુ તરીકે પોતાને પુરવાર કરી આપ્યો છે અને તેણે બદી અને નાપાકીને ગોયા પોતાની કિલ્લેબંધીમાંથી હાંકી મેળી છે. માટે, અશોઇ અને નાપાકી વચ્ચે જો હજી લડત ચાલુજ છે અને ફ્રશોકેરેતીનાં દીન સુધી ચાલુ રહેશે તો શા માટે હાલમાં આપણે આપણાં ધર્મની તરફ બેપરવા બનવું જોઇએ? માટે જો આપણે આપણા ધર્મની મદદ માંગીશું તો આપણે તત્કાળ આત્મિક તનદરૂસ્તી અને સજીવન પામી શકીશું.

જેમ ગુજસ્તે સદીઓમાં તેમ હાલમાં આપણાં કોમનાં સભાસદોની ચાલચલણ ઉપર આપણી હિન્દનાં કોમી આગેવાનીનો આધાર રહેશે અને આપણો ધર્મ ચાલચલણ યાને સુનીતિનાં પાયા સમાન છે. પણ જ્યાં સુધી આપણાં ધર્મ નિયમો અને શિક્ષણોનો ખરો ભાવાર્થ આપણે સમજી તે પ્રમાણે વર્તંચે નહીં અને એક ખરા જરથોસ્તી તરીકે આપણી જીંદગી દરમ્યાન સત્ય, ઇનસાફ, તાબેદારી નમનતાઇ, માયા, આબાદી અને શાંતિને ઉત્તેજન આપ્યે નહીં, ત્યાં સુધી આપણો બુલંદ ધર્મ જે સઘળી મદદ આપણને આપવાને શક્તિવાન છે તેનાં સર્વે લાભો પ્રાપ્ત કરી શકયે એમ નથી.

એક વેળાએ એમ બન્યું કે ઇંગલંડમાં કેનસીંગટન ખાતે એક મજુરોની ટોળીને ખોડકામ કરતાં જ્યૉર્જીયન વખતની સોના મહોરો અને અર્ધી મહોરોથી ભરેલો ચરૂ હાથ લાગ્યો. તે સીક્કાઓ મટોડીથી ભરાયલા અને કટાયલી હાલતમાં મળ્યા

હુતા અને તે કામદારો તેની ખરી ઇતિહાસીક કીંમત ન જાણુતા હોવાથી તેમણે નકામા સમજી ફેંકી દીધા. આવી તેઓની વર્તણુંકને અવિચારી ગણવી એ તે કામદારોને ગેરઇનસાફ કરવા બરાબર છે, કેમકે તેઓ અજ્ઞાન હુતા. પણ જે ચીજ તેઓએ નાંખી દીધી હુતી તેની ખરી ઇતિહાસીક કીંમત તેઓ સમજતા હુતે અને છતાં તે પ્રમાણે વર્તતે તો તેઓ ઠપકા પાત્ર ઠરતે. પણ એજ મુજબની અને એથી વધુ ગંભીર ભૂલ આપણાં જ્ઞાન છતાં આપણે કર્યે છીએ અને ઠપકાને પાત્ર ઠરીયે છીએ. કેટલી બધી વખતે આપણે સોનાં મહોરો કરતાં અતિ વધુ કીમતી અને ઉપયોગી ચીજો નકામી ગણી ફેંકી દઇએ છીએ? અને આપણે પારસીઓ શું ચીજને આ પ્રમાણે નિરૂપયોગી ગણી ફેંકી દઇએ છીએ? અફસોસની વાત છે કે તે કોઇજ ચીજ નહીં પણ દુન્યાનાં સૌથી મહાન પયગામબર અને ધર્મોપદેશકે આપેલો બુલંદ જરથોશ્તી ધર્મ છે.

શા કારણસર ઘણા પારસીઓ પોતાનાં ધર્મ તરફ આવી બેદરકાર વર્તણુંક દેખાડે છે એ વિષે તપાસ કરવાનું ઉપયોગી થઇ પડશે. શા માટે કેટલાકો પોતાના ધર્મ કરતાં બીજા ધર્મો માટે વધુ પસંદગી અને ફીદાગીરી દેખાડે છે? શા માટે કેટલાકો નાસ્તિક બને છે યા સંસાર સુખ પાછળજ મઠે છે? દીવસનાં અજવાળાં સમાન આનાં કારણો ખુલ્લાં નજરે પડે છે. તેઓની અજ્ઞાનતાને લીધે તેઓ આડે માર્ગે જાય છે. તેઓ પોતાના ધર્મની બુલંદી લેશભાર પણ સમજતા નથી.

માટે દરેક જરથોશ્તીની મુખ્ય ફરજ ઝંદ અવસ્તાનાં પુસ્તકો, કે જે ઇશ્વરજ્ઞાન અને આત્માશાસ્ત્રની નોંધપોથી સમાન છે, તેઓમાં સમાયલાં મૂળ શિક્ષણોની માહીતી મેળવવાની કોશેશ કરવી. તે

ધર્મમાં સમાયલાં ખુદાઇ શિક્ષણો અને મીનોઇ નિયમો સમજવાને અને પોતાની રોજીંદી જીંદગીમાં તે ઉપર અમલ કરવાને તેણે પોતાથી બનતું કરવું ઘટે છે, કે જેથી તે પોતાની સ્થિતિ અને આસપાસનાં સંજોગો સુધારી લાભ મેળવી શકે. શા માટે ઝંદ અવસ્તા દુન્યામાં સર્વેથી વધુ વખાણ લાયક પુસ્તક છે, તે શું શું બુલંદ સત્યો અને શિક્ષણો લોકોને જાહેર કરે છે અને શામાટે આપણો ધર્મ દુન્યાની સર્વોત્તમ પ્રશંસા અને શ્રેષ્ટ માનને લાયક છે, એ સઘળું દરેક જરથોશ્તીને સમજાવવાની ઝંદ અવસ્તાના અભ્યાસીઓની આઇન ફરજ છે. આ ચોપડીનાં ગ્રંથકાર તરીકે મને એજ ખ્યાલ આવ્યો હતો કે જરથોશ્તી ધર્મનાં મૂળ તત્વો શું છે, શામાટે આ ધર્મ આપણાં માન અને વિશ્વાસને લાયક છે, તે મારે આ પુસ્તક મારફતે વાંચક સમક્ષ રજુ કરવું.

આ પુસ્તકમાં બીજા ધર્મો કરતાં જરથોશ્તી ધર્મ વધુ શ્રેષ્ટ છે એમ સાબેત કરવાનું કામ મેં આરભ્યું નથી; પણ જે વાંચક આ ચોપડી પૂરી વાંચશે તે મારાં મત સાથ મળતો થશે કે જીંદગી અને ખલકની હસ્તિનો ભેદ સમજાવાની કોશેશ કરતાં બીજા ધર્મો કરતાં આપણાં જરથોશ્તી ધર્મ શિક્ષણમાં નિર્વિવાદ શ્રેષ્ટાઇ અને ખુદાઇ જ્ઞાન વધુ પ્રમાણમાં નજરે આવે છે. તે ઉપરાંત મારા વાંચકની ખાત્રી થશે કે આ શિક્ષણોથી એવો એક ધર્મ ઉત્પન્ન થયો છે કે જે આપણા સ્વભાવ, સમજશકિત, અંતઃકરણ અને તર્કશકિત સામે વિરોધ બતાવવાને બદલે તેઓને રૂચતો છે, અને એ ધર્મનાં સત્યો આ જીંદગીમાં આપણને આશાવંત બનાવનારાં છે તેમજ એક વધુ સુખી મીનોઇ હસ્તિ માટે દીલાસાકારક વચન આપનારાં છે.

જરથોસ્ત સાહેબ અહુરમઝદ તરફનાં ખરા પયગામબર હતા. તે સાહેબને આ જહાનમાં અહુરમઝદનો કાયદો (દીન) જાહેર કરવા

માટે ખાસ મોકલવામાં આવ્યા હતા, અને તેથી જે કોઇ શખસ તે સાહેબનાં જાહેર થયલા કાયદાને માન આપી તાબે થશે અને તેમાં વિશ્વાસ રાખી તે પ્રમાણે ચાલશે તે કદી છેતરાવાનો નથી યા નાસીપાસ થવાનો નથી એમ તકરાર અને દલીલ સહીત સાબેત કરવાની મારી આ ચોપડી લખવાની મૂળ ધારણા છે. તે ઉપરાંત મારા વાંચકો સામે સ્પષ્ટ રીતે ઝંદ અવસ્તાનાં મૂળ શિક્ષણો હું જાહેર કરીશ કે જે શિક્ષણો બીજા ધર્મમાં સમાયલાં વિચિત્ર ધર્મ શિક્ષણો અને તે ધર્મમાં વખણાયલા આત્મિક ભેદોના ખુલાસાઓ કરતાં અતિ ચઢિયાતાં માલુમ પડશે. મારી મતલબ એમ પૂરવાર કરવાની છે કે જરથોશ્તી ધર્મ શિક્ષણો એટલાં બધાં પરસ્પર બંધ બેસતાં અને તર્કશાસ્રને અનુસરતાં છે કે તેઓ દરેક શખસની ઉપર ઉંડો અને ખાત્રીપુર્વક છાપ બેસાડયા વિના રહેશે નહીં. તે શિક્ષણો મનુષ્યમાં માન અને આશા પ્રગટ કરનારાં છે અને તેઓ આત્માને બળવાન, સ્થિર, પ્રમાણિક અને લાયક બનાવે છે. જરથોશ્તી ધર્મ સિદ્ધાંતો અને શિક્ષણો, આપણાંમાં જીંદગી અને ખલકના ખરા અર્થ તરફ દીર્ઘ દ્રષ્ટિએ જોવાની ઇચ્છા અને લાગણી કેમ બરપા કરે છે તેમજ આપણી મીનોઇ શકિતઓને કેમ સજીવન બનાવી, ખીળવી, ચંચળ અને તનદરૂસ્ત કરી આપણને સંપૂર્ણતાની શોધમાં જવા કેમ ઉત્તેજન આપે છે તે પણ આ પુસ્તકમાં હુ બતાવી આપવાની આશા રાખું છું. આ ચોપડી લખવાની મારી છેવટની તોએ મહત્વની નેમ આ છે કે આપણી કોમનાં કમ બુધ્ધિ ધરાવતા શખસોને તેઓના ધખારાઓમાંથી છોડવવાની તેમજ યુકિતબાજોની જાળમાંથી તેઓને બચાવવાની છે; કેમકે કેટલાક બોલીદરાજ શખસો, જાહેરમાં આવવાની આશાથી, પોતાની પરસ્પર વિરૂદ્ધ ફિલસુફી, પોતે યોજી કાઢેલાં ધર્મ બંધારણો, પોતે શોધી

કાઢેલાં માનુષી દુ:ખોનાં રામબાણ ઇલાજો અને બીજી એવી યુક્તિઓથી, જરથોસ્તી મહજબમાં માનનારા પણ ભોલાં લોકોને આંજી નાખવાને ચૂકતા નથી; અને ભોલાં પણ સત્યની શોધ પાછળ ખરાં દેલથી જનારાઓને પોતાની બોલીદરાજીથી અને ખુદા, જીંદગી અને મનુષ્યે હસ્તિનાં પોતે શોધી કાઢેલા ફતવાઓથી આડે માર્ગે દોરવવાને અચકાતા નથી.

ઝંદ અવસ્તાના જમાના, જગ્યા અને સત્તાવારપણાં ઉપર, તથા જરથોસ્તી ધર્મનાં ક્રીયાકામો ઉપર લંબાણ તકરારમાં ઉતરવાની આ ચોપડીની મતલબ નથી. પણ મારા વાંચકોનું ધ્યાન જરથોસ્તી ધર્મની ત્રણ મૂળ બાબદો ઉપર ખેંચવાની રજા લઇશ; પહેલે તો એ કે જરથોસ્તી ધર્મ પ્રમાણે સ્વતંત્ર વ્યક્તિ ધરાવતો ખુદા અહુરમઝદ છે; બીજું એ કે મનુષ્યનો આત્મા અમર છે અને ત્રીજું એ કે એક ભવિષ્યની જીંદગી મનુષ્ય માટે મુકરર થયલી છે. આ સંગીન પાયાનાં શિક્ષણો ઉપર જરથોસ્તી ધર્મની ઇમારત ઉઠાવવામાં આવી છે. દરેક જરથોસ્તીની ફરજ છે કે તેના પયગામ્બરનાં આ ત્રણ મૂળ શિક્ષણો વિષે તેણે કાંઇક જાણવું જોઇએ.

આ ત્રણ મૂળ સત્યોને લગતાં ઝંદ અવસ્તાનાં લખાણો અને તે સાબેત કરનારા પુરાવાઓ, આ પુસ્તકનો મુખ્ય ભાગ રોકે છે. તેનાં ત્રીજાં, ચોથાં અને પાંચમાં પ્રકરણોમાં જરથોસ્તી ધર્મ મુજબ ખુદા, માનુષી આત્મા અને ભવિષ્યની જીંદગી સંબંધી મહત્વની બાબદો સમજાવવામાં આવી છે. પહેલાં પ્રકરણમાં જરથોસ્તી મહજબ તરફ હાલના પારસીઓની જુદી જુદી વળણ ઉપર વિવેચન કરવામાં આવ્યું છે; અને બીજાં પ્રકરણમાં જરથોસ્ત સાહેબની જીંદગીના મૂળ બનાવો અને ઝંદ અવસ્તાનાં મૂળ તત્વો સમજાવવામાં આવ્યાં છે.

આ પુસ્તકનાં લખાણપરથી હું દરેક જરથોસ્તીનું ધ્યાન એક

સામાન્ય અનુમાન તરફ ખેંચીશ, કે જેને લીધે, તેની ધર્મ તરફની કાંઇ પણ વળણ હોવા છતાં, તે મગરૂર થયા વિના રહેશે નહીં. તે અનુમાન આ છે કે જરથોશ્ત સાહેબની ફિલસુફીને આપણા હાલના જમાનાના અનુભવ અને અવલોકનનો ટેકો મળે છે. બીજો કોઇ પણ ધર્મ આ વિશેષતા ધરાવતો નથી એ દેખીતું છે. કેટલાકોને એમ લાગશે કે આ અનુમાન માત્ર મારા ખ્યાલી તરંગોનું પરિણામ છે યા તો ઝંદ અવસ્તામાં મળતાં લખાણોના ખરા અર્થને મચડીમોરીને ઉપજાવી કાઢેલું અનુમાન છે. પણ જો મારા કરતાં બીજાઓ જુદુંજ અનુમાન ધરાવે તો તેથી નાસીપાસ નહીં થવાની મારાં વાંચકોને મારી નમ્ર અરજ છે. ગથે લખે છે તે પ્રમાણે "બહુમતી કરતાં બીજી કોઇએ ચીજ ધિક્કારને વધુ પાત્ર નથી." શીલર કહે છે કે, "બહુમતીની મને જરાએ પરવાહ નથી કેમકે ડહાપણ તો હંમેશ લઘુમત ધરાવનારાઓમાંજ માલુમ પડતું આવ્યું છે."

આપણને યાદ રાખવાની જરૂર છે કે એક ગ્રંથકારની ખરી કીંમત તે શું મતો ધરાવે છે તે ઉપરથી થતી નથી, પણ તે શા કારણસર આ મતો ધરાવે છે અને શું દલીલો ઉપર તે પોતાનાં અનુમાનો રચે છે તે ઉપર તેની લાયકાતનો આધાર રહે છે. તદન બીનવજુદ તકરારો ઉપર એક કર્તા કદાચ પોતાનાં અનુમાનો રચશે. તે કોઇપણ શિક્ષણ યા સિદ્ધાંત માન્ય રાખે પણ તે એટલાંજ કારણસર કે તેઓ સાચ્ચા છે એમ તેને કહેવામાં આવ્યું હોય યા તો તે પોતે તે માનવા ખુશી હોય, યા બીજાઓને તે મનાવવા ચહાતો હોય એમ પણ બનવા જોગ છે. બીજા હાથ પર કોઈ ગ્રંથકાર એવો પણ હશે કે જે પોતાનાં અનુમાનો તકરારોનાં સંગીન પાયા ઉપર રચતો હશે. માટે એક ગ્રંથકારની કીંમત તેણે બાંધેલાં મતો

ઉપરથી નહીં પણ શું આધારે તે અનુમાનો તેણે કાઢયાં છે તે ઉપરથી થવી જોઇએ.

જો કે ધર્મ આસ્થાનો પાયો તકરાર, જુબાની કે સાબેતી ઉપર રચાઇ શકાતો નથી, તોએ સત્યનાં શોધનારાઓની ખાત્રી કરવા અર્થે આવી તકરાર, જુબાની યા સાબેતીનો વપરાસ કરવાની એક કર્તાને છૂટ રહે છે. સમજુ વાંચક મારાં મતને મળતો થશે કે જ્યાં સુધી જરથોસ્તી ધર્મ સિધ્ધાંતો અને શિક્ષણોને, કુદરતનાં કાર્યક્રમ, શાસ્ત્રની દલીલો, કુદરતમાં બનતા બનાવો, આત્મિક ચમત્કારો અને શારીરીક બંધારણો વિગેરે ઉપર રચાયલા પુરવાર કરવામાં આવે નહીં, ત્યાં સુધી તેની સમજશક્તિ તેઓને કબુલ કરવા ના પાડશે. વાંચકોએ યાદ રાખવું જોઇએ કે જે દલીલો અને અનુમાનો તેની સમક્ષ અત્રે રજુ કરવામાં આવ્યાં છે, તે બહોળા અનુભવ અને જ્ઞાન ધરાવનાર શખ્સોએ નોંધેલા સત્તાવાર લખાણો ઉપર રચવામાં આવ્યાં છે. ઝંદ અવસ્તામાંથી ટાંકી બતાવેલા અનેક ફકરાઓ સહીત આ પુસ્તકમાં રજુ કરેલાં સત્યો, જુબાની અને દલીલો ઉપરથી મારા વાંચકો આપણા ધર્મની બુલંદી, શાસ્ત્રોનાં નિયમોને અનુસરીને પણ જોઇ શકશે જેથી ખરી 'સાયન્સ'નો ટેકો મેળવતા આપણાં ધર્મ શિક્ષણો અને સિદ્ધાંતો તેના મન ઉપર ઉંડી અસર કરવા પામશે. ફકત જ્યારે સાયન્સના આધારે જણાયલા કુદરતી નિયમોનો આડો અર્થ કરવામાં આવે છે ત્યારેજ આપણાં ધર્મ સિદ્ધાંતો વચ્ચે વિરોધ માલુમ પડે છે.

અવસ્તા, પહેલવી અને પાઝંદ પુસ્તકોમાંથી મળતાં લખાણોના ખરા અર્થ ઉપરજ આ પુસ્તકમાં કહાડેલાં અનુમાનો યા ઉઠાવેલી તકરારો અને દલીલો રચવામાં આવી છે. જે જે વાકયો અને ફકરાઓ મેં આ ચોપડીમાં ટાંકયા છે તેનો અર્થ મેં જે જણાવ્યો છે તેજ ઉઠાવી શકાય એમ છે. શબ્દો અને વાકયોના સાદા, સ્પષ્ટ અને

નિર્વિવાદ અર્થ ઉપરાંત મેં તેઓનો બીજો કોઇપણ અર્થ કર્યો નથી. મેં બધી વખતે ઝંદ અવસ્તાનાં લખાણોનો યોગ્ય અને સહ-ઉપયોગ કરવાની કોષેશ કીધી છે અને તે પુસ્તકમાંથી જે લખાણો મળે છે તેજ લખાણોથી રાહબરી કરવાનો પ્રયત્ન કીધો છે.

આ નાનાં પુસ્તકમાં મેં જે જે અનુમાનો કહાડયાં છે તે સર્વેની સાહિત્યવાર સહાદત આપવાનું બની શકે એમ નથી, પણ મારાં વાંચકોને હું ખાત્રીથી જણાવીશ કે અવસ્તા, પહેલવી અને પાઝંદ ખુલાસામાં જણાવેલાં સત્યો ઉપરાંત હું બીજું કાંઇએ જણાવતો નથી.

આ દીબાચો સમાપ્ત કરવા અગાઉ મને કબુલ કરવાની ફરજ પડે છે કે ભારે દલગીરી સહીત આ પુસ્તકમાં મેં કાંઇક સખત ટીક્કાઓ કર્યા છે કે જે આપણી કોમના એક યા બીજા ભાગને રૂચતા નહીં થઇ પડે એ બનવા જોગ છે. પણ જરથોસ્તી કોમમાં વ્યાપી રહેલી બદી સામે, ખાનગી યા જાહેરમાં પોકાર ઉઠાવનારા એક જરથોસ્તી ધર્મશિક્ષકના હકનો કોઇ ઇનકાર કરશે નહીં. લોકોને તેઓના કસુરો દેખાડવાનું અને તેઓના ગુનાહો માટે ઠપકો આપી, ગુમરાહ લોકોને સારો દાખલો બેસાડવાનું પરિણામ સારૂંજ આવશે. એવા શખસના ટીક્કાઓ અને ઠપકા સામે કોઇએ ગુસ્સો બતાવવાની જરૂર નથી, જે સારી નિષ્ટાથી એ ટીકકાઓ કરવામાં આવ્યા છે તે ધ્યાનમાં લેવાની મોટી જરૂર છે. હું અત્રે જણાવીશ કે જે વાંકો અને બદીઓ મેં ખુલ્લી પાડી છે તે કોઇ પણ અમુક શખસને લાગુ પાડવાને અર્થે કર્યું નથી.

છેવટમાં મારા મિત્ર મી૦ જાંહગીર પી. પાવરી. બી. એ. જેવણે આ પુસ્તકનાં પ્રૂફ વાંચી મને ઉપયોગી સૂચનાઓ કરી છે તે માટે એવણનો ભારે ઉપકાર હું માનું છું.

# સાંકળીઉં.



પૃષ્ટ.

પ્રકરણ ૧ લું.



પ્રકરણ ૨ જું.



પ્રકરણ ૩ જું.



પ્રકરણ ૪ થું.



પ્રકરણ ૫ મું.





# સંક્ષેપ્ત કીધેલા બોલોનો ખુલાશો.

| | |
|---|---|
| અવ. | અવસ્તા. |
| દીન. | દીનકર્દ. |
| વંદી. | વંદીદાદ. |
| યજ. | યજશ્નને. |
| દ. દા. | દસ્તુર દારાબ. |
| દ. પે. | દસ્તુર પેશોતન. |
| પહે. | પહેલવી. |
| પૂ. પ. પુ. | પૂર્વેના પવિત્ર પુસ્તકો. |
| | (Sacred Books of the East.) |
| પરગ. | પરગરદ. |
| ત. | તરજુમો. |
| પુ. | પુસ્તક. |
| પા. | પાનું. |
| ય. | યશ્ત. |
| દા. દીની યા દા. દી. | દાદીસ્તાની દીની. |
| પ્ર. | પ્રકરણ. |

# પારસી પુરાતન પવિત્ર પુસ્તક

# ઝંદ અવસ્તા.

## પ્રકરણ ૧ લું

## ધર્મ અને તે તરફ આજના પારસીઓની જુદી જુદી વળણો.

"ધર્મ શું ચીજ છે?" આ સવાલ કુદરતી રીતે આ બાબદની શરૂઆતમાંજ આપણને પુછવાની અને તેનો જવાબ મેળવવાની ઇચ્છા થાય છે. જુદા જુદા માણસો ધર્મ વિષે જુદા જુદા વિચારો ધરાવે છે, એ બાબદનો કોઇ ઇનકાર કરી શકે એમ નથી. કેટલાકો કોઇ બહોલાં, બે માલુમ વજુદને ધાર્મીક આદરમાન લાયક ગણે છે. હુર્બર્ત સ્પેન્સરનાં મત મુજબ મનુષ્યની ધામીંક લાગણીને મનુષ્ય જાતની પૂર્ણ અજ્ઞાનતા માન્ય રાખવામાંજ સંતોષ પકડવો ઘટે છે. જૉન સ્ટુઅર્ટ મીલ લખે છે કે "ધર્મ મનુષ્ય જાતની એક પ્રકારની સ્તુતિ છે; તે કુલ આલમના મનુષ્યો માટેની પ્રીતિ છે અને સર્વ ઠેકાણે સમાયલી સર્વથી શ્રેષ્ટ ચીજો માટે મનુષ્યનો પ્રેમ તેજ ધર્મ છે."

કેટલાકો ધર્મને માત્ર મનની ટેવ, અથવા જુના રિવાજોને લીધે મનુષ્યમાં ઉત્પન થયલી એક લાગણી તરીકે ગણે છે. વળી બીજાઓનું માનવું એમ છે કે મનુષ્ય જાતની સ્થિતિની બેહતરી માટે ચાલુ એકસરખી કોષેશ કરવી એમાં ખરો ધર્મ સમાયલો છે.

કેટલાકો ધાર્મીક લાગણીનું મૂળ કુલ પ્રાણી પેદાશમાં છે એમ પણ માને છે. તેઓનું કહેવું એમ પણ છે કે જાનવરોના ધર્મ મિસાલ મનુષ્ય જાતનો ધર્મ અર્થ વગરનો અને સચ્ચાઇ વગરનો છે તેમજ સત્યની દેખીત સાબેતી વિનાનો છે.

ઇશ્વર હસ્તિમાં માનનારા, પણ ધર્મ પ્રકાશમાં નહીં માનનાર ડીઇસ્ટ (Deists) ની માન્યતા નીચે મુજબ છે: માણસે જીંદગીની મોજ મેળવવી, પ્યારની ઉમદા લાગણી કે જે સર્વે પ્રાણીઓ ધરાવે છે તેને તાબે થવું, અને જો પોતાના સુખચેનમાં ઘટાડો નહીં થાય, અથવા પોતાનાં ખીસાંને અડચણ નહી પહોંચે તો, સૌ પોતે જે ધર્મમાં પેદા થયા તે ધર્મની માત્ર દેખીતી પદ્ધતિ પ્રમાણે વર્તવું. વળી એક પંથના માણસોનું એમ વિચારવું છે કે ધર્મ અભણ માણસોના જુસ્સાઓ ઉપર કાબુ ધરાવનાર અચ્છી શક્તિ છે; પણ જ્યાં શિક્ષણની હાજરી હોય છે, જ્યાં માણસો ભણેલાં હોય છે, ત્યાં ધર્મની હાજરીની જરૂર રહેતી નથી.

હાલના કેટલાક પુરૂષો અને સ્ત્રીઓનો ધર્મ, વિચાર યા મતની સ્વતંત્રતામાં સમાયલો છે. તેઓનો ધર્મ કોઇની ઉપર પણ ઝુસરીનું બંધન મુકતો નથી. આવા ધર્મનું નીતિ ધોરણ એ છે કે દરેક માણસે જાહેરમાં મરતબો જાળવવો, અને પોતાના જમાનાને અનુસરતી નીતિ રીતિને માન આપી ચાલવું. એ પ્રમાણે જુદા જુદા માણસો ધર્મ વિષે જુદા જુદા વિચારો ધરાવે છે. પણ તેઓ સર્વેનાં મતો ખોટાં છે.

ઝંદ અવસ્તામાંથી મળતાં લખાણો ઉપરથી, અને ખાસ કરીને પવિત્ર ગાથાઓના અને આપણા ઉપયોગી પહેલવી પુસ્તક દીનકર્દના ફકરાઓ ઉપરથી આપણને ધર્મની ખરી વ્યાખ્યા માલુમ પડે છે. તે વ્યાખ્યા મુજબ ધર્મ સત્યની પિછાણ અને અમૂક જ્ઞાનની ઉપર રચાયલી મનની વળણ છે, કે જે જ્ઞાનની રૂએ માણસ પોતાના કર્તા

અહુરમઝદ ઉપરજ પોતાનો આધાર રહેલો સમજે છે, તેના નિર્માણ થયલાં છેવટ ઉપર વિચાર કરે છે અને પોતાના ખુદા તરફની, માણસજાત તરફની અને ખુદ પોતા તરફની ફરજો અદા કરવા દોરવાય છે. ખરા ધર્મનું સૌથી અગત્યનું તત્વ ખુદા ઉપર સંપુર્ણ વિશ્વાસ અને તે સાહેબ તરફ અંતઃકરણપુર્વક પ્યાર છે, જેને લીધે આત્મા પોતાનાં બળ, આધાર અને સુખ અહુરમઝદમાં સમાયલાં સમજે છે.

આપણા પવિત્ર ભણતરોના ફકરાઓ કે જેના ઉપરથી ઉપલી ધર્મની વ્યાખ્યા માલુમ પડે છે તે હવે હું અહીઆં ટાંકી બતાવીશ. "ઓ અહુરમઝદ! જ્યારે મેં મારી પોતાની આંખો વડે તુને અમારી અશોઇના ખરા કર્તા તરીકે અને અમારી જીંદગીના કાર્યોના (નિર્માણ કરનાર) તરીકે જોયો, ત્યારે મેં તુને સર્વથી પહેલાં (ઉત્પન્ન થયલા) તરીકે ઓળખ્યો, અને તમામ ખલકમાં, અમારા અશો મનના કર્તા તરીકે, ફક્ત તુંજને ખરાં મનની ભક્તિને લાયક ગણ્યો."[૧] "નમસ્કાર અને સ્તુતિનાં ભણતરોમાં હું તેની ખરા અંતઃકરણથી ભક્તિ કરવા ઇચ્છું છું, કારણ હું મારી અશોઇથી ખુલ્લું જોઇ શકું છું કે સારા વિચાર, વચન અને કામોનો માલેક અહુરમઝદ પોતે છે,"[૨] "ઓ અહુર! તારા અને તારા અષ વિના મારે માટે બીજું શું છે?"[૩] ......"મારે માટેની તારી મેહેરને લીધે મને આબાદ સ્થિતિમાં મુક, તારાં અશો મનથી, સર્વોપરી બળથી અને અષ વડે મારાં શરીરને અને જીંદગીને મૂક્તિનું સુખ આપ."[૪] "ઓ મઝદ! હું સમજું છું કે મારી આશાઓ મારેથી પાર પડે એમ નથી...... માટે હું તુંને આજુજી કરૂં છું; ઓ અહુર! મારી તરફ નજર કર, અને જેમ એક મિત્ર બીજા ઉપર રહેમ કરે છે તેમ તારી મહેર

---

૧. યજ. હા. ૩૧. ફ. ૮.
૨. યજ. હા. ૪૫. ફ. ૮.
૩. યજ. હા. ૫૦. ફ. ૧.
૪. યજ. હા. ૩૩. ફ. ૧૦.

મારી તરફ લંબાવ."[૧] "ઓ અહુર! આ શાગીર્દોનાં જીગર ખુશાળ કર કે જેથી તેઓ શાંતિવાળા ઘરની સગવડો અને સંપૂર્ણ સુખ મેળવી શકે; ઓ અહુરમઝદ! એ ચીજોનો સર્વેથી પહેલો માલેક હું તુંને સદા સમજું છું."[૨] "ઓ સર્વથી શ્રેષ્ટ અહુર! બધી ચીજો-માંથી સર્વથી ઉત્તમ ચીજ હું તારી પાસે માંગું છું."[૩] "...... સર્વથી ઉત્તમ ચીજ કીર્તિ તું મને આપ. તારા પરોપકારી આત્મા વડે તારી મરજી જાહેર કર અને તારા ડહાપણભર્યા વિચાર તારી અશોઇ દેખાડતા તારા અશો મન વડે પ્રગટ કર;"[૪] "ઓ અહુર! તારા કાયદાઓ શું છે, તારી ઇચ્છા શું છે...... તું અમને તે જણાવ કે જેથી હુમે તે સમજી તારી આજ્ઞાને તાબે થઇએ..."[૫] "શોષયંતોના શિક્ષણો અને ધર્મ નિયમો તેં મને જાહેર કીધા, કે જેની અસરે ઇનસાન સારાં કામ કરતો થાય છે, અને પોતાની અશોઇને લીધે આબાદી પામે છે."[૬]. "તે, (અહુરમઝદ) સર્વેથી સરસ ભેદ સમજનાર ન્યાયાધીશ છે; માટે તેની જે પણ આજ્ઞા હોય તે સદા પળાતી રહે."[૭]. "હું તે ચીજ કરીશ કે જે તેં સર્વો-ત્તમ ગણી છે."[૮]. "જે ધાર્મીક કાનુંનો અહુરમઝદે તારાં સુખ અને દુઃખમાં સહાય થવા બનાવેલા છે, તેનો, ઓ માનવી! તું અભ્યાસ કર. પાપીઓને કેવી લંબાન અને જાવેદાણ સજા થાય છે તેમજ અશો નરો શું સુખ પામે છે તે તું સમજ."[૯] "અશોઇને સદા આગળ વધવા દે અને તેની સદા ફતેહ થવા દે"......"અહુરમ-ઝદની તમામ જગતમાં આરમેઇતી યાને અશોઇને જાહુકનો વાસો

---

૧. યજ. હા ૪૬. ફ. ૨.
૨. યજ. હા. ૨૯. ફ. ૧૦.
૩. યજ. હા. ૨૮. ફ. ૯.
૪. યજ. હા ૪૩. ફ. ૨.
૫. યજ. હા ૩૪. ફ. ૧૨.
૬. યજ. હા ૩૪. ફ. ૧૩,
૭. યજ. હા ૨૯. ફ. ૪.
૮. યજ. હા ૪૩. ફ. ૧૩.
૯ યજ. હા ૩૦. ફ. ૧૧,

આપ કે જેથી તે આપણાં સારાં કામો ઉપર પોતાના આશીષ વરસાવે."[૧]

ગાથામાંથી મલતાં અનેક લખાણોમાનાં ઉપર ટાંકી જણાવેલા થોડાક ફકરાઓ આપણને સમજાવે છે કે બહોળી નજરે જોતાં ધર્મનો અર્થ એમ થાય છે કે, ખરો ધર્મ ખુદાની હુસ્તિ અને સંપૂર્ણતામાં માને છે, ઇશ્વર ઇચ્છા અને ખુદાઇ ફરમાનો મનુષ્ય જાતને જાહેર થયલાં છે એમ કબુલ રાખે છે; વધુમાં ખુદાની મરજીને આધીન થવાનો, તેની તરફ જવાબદાર રહેવાનો, સવાબ યા પાપના બદલા યા શિક્ષામાં માનવા, અને નીતિમાન કામો કરી ખરા ભક્તિભાવથી જીંદગી ગુજારવા ફરમાવે છે.

દીનકર્દનો મહાન ગ્રંથકાર લખે છે કે, "ખરો ધર્મ તે છે કે જે અંતર્જ્ઞાની વિચાર શકિત (Intuitive reason)ને બંધબેસ્તો છે; તે દરેક જાતનાં ડહાપણથી અને સર્વેથી ઉંચા નીતિ નિયમોથી ભરપૂર છે.—તેની મુળ મતલબ તે ધર્મના પાલનારને ખુદા પરસ્ત બનાવવાની, ખુદા તરફ ફરમાન બરદાર થવાની અને તેની સાથ તેને એકત્ર રાખવાની છે.—તે ધર્મ અશોઇનું સ્થળ છે અને રહેમી સત્તાનું મુળ છે. તેના વડે અશો માણસો પોતાની આદતો સુધારી, પોતાની સમજ શકિત વધુ તેજ બનાવી કીર્તિ હાંસલ કરવા શકિતવાન થાય છે. તેવા ધર્મ તરફ લોકોની વફાદારી તે સુખી ભવિષ્યનું ચિન્હ છે. તેમાંજ ધર્મગુરૂ, લડવૈયા, ખેડુત અને કારીગર વર્ગ માટે નિયમો સમાયલા છે; અને અહુરમઝદની ભકિત અને અશોઇ અને બીજા સારા ગુણો એમાંજ નજરે પડે છે..."[૨] માટે ઝંદ અવસ્તા પ્રમાણે, ધર્મ આપણા ખુદાની હુસ્તિ વિષેના ચોક્કસ જ્ઞાનનું પરિણામ

---

૧. યજ. હા ૪૩ ફ. ૧૬.

૨. ૬ પે. સંજાણા દીન. પુ. ૫. પા. ૨૯૩.

છે, કે જે જ્ઞાન આપણી આત્મિક શકિત અને અનુભવની ઉત્પત્તિ છે. તે ખરી ચીજોની અચુક અને ચોક્કસ સમજ ઉપર રચાયલો છે. તે કાંઇ માત્ર ભીનોઇ દુન્યાનો ખ્યાલી સ્વપનો નથી કે જે દરેક જણ પોતાની મરજી મુજબ યા પોતાના મિજાજને અનુકુળ થઇ પડે તેવી રીતે યોજી અથવા કલ્પી શકે.

જરથોસ્તી ધર્મ એકજ અને ચોકકસ ખુદા વિષે, અમુક નિયમકાર, અમુક કાયદો અને ચોકકસ નીતિ નિયમ વિષે શીખવે છે, એમાં કંઇ પણ શક નથી. આપણો ધર્મ અમુક ફરજો, અમુક બંધીઓ આપણી ઉપર નાખે છે અને આપણે જેમ આગલ ઉંડાણમાં જોઇશું તેમ ચોકકસ મુકકર કરેલી નીતિરીતિને પ્રસંશા યા ઠપકા લાયક ઠરાવે છે. કેમકે એક યા બીજાં કારણે સામન્ય સંપૂર્ણતા પામેલા ચોકકસ ઇશ્વિરમાં નહીં પણ એક ચોકકસ રીતે સંપુર્ણતા પામેલા અમુક ખુદામાંજ ઇનસાને માનવાની મોટી જરૂર છે. માત્ર ખુદાએ જાહેર કરેલી સત્ય વાતો કે જે વિષે આપણે અજ્ઞાન હોઇએ તેમાં નહીં, પણ તેની જાહેર થયલી ચોકકસ આજ્ઞાઓમાં માનવાની આપણી ફરજ છે. માત્ર ખ્યાલી ફરજો અને બંધીઓમાં નહીં, પણ મુકરર કીધેલી ફરજો અને બંધીઓમાં માનવાની મોટી જરૂર છે. કારણ આથીજ આપણે અમુક સારા ગુણો અખત્યાર કરી સાચ્ચી અશો જીંદગી ગુજારી શકયે.

એક યા બીજા ખુદાની હસ્તિમાં માત્ર સાધારણ અને અચોક્કસ માન્યતા, તેમજ કોઇબી એક યા બીજા પ્રકારની ફરજોમાં માન્યતા આપણુને કદી પણ ચોક્કસ ધોરણ ઉપર મુકી શકનાર નથી અથવા આપણુને એવો નિયમ શીખવશે નહીં કે જેની રૂએ આપણે આપણી જીંદગી નિયમિત કરી શકયે અને જેની મદદ વડે આપણે અશો જીંદગી ગુજારી શકયે. વ્યવહાર ઉપયોગી કામો કરવા માટે

ઉપલી સઘળી બાબદોમાં ચોક્કસાઇની ઘણીજ જરૂર છે; જ્યાં સુધી એ ચીજો આપણાં મનમાં અચોકક્સ રહે છે ત્યાં સુધી મનશકિત યા વિચારશકિત ચોકકસાઇ નાના પ્રમાણમાં પણ ધારણ કરી શક્તિ નથી.

એક નીતિશાસ્ત્ર કે જે ધર્મને ફકત પ્રસંગને અનુકુળ થઇ પડતી સંસ્થા દાખલ લેખે, કે જે ધર્મને માત્ર પોશાક દાખલ લેખે, અને વખત, જગ્યા, ધંધો, તબીયત, જીજ્ઞાસા યા મોજશોખને બર આવતા ધર્મમાં કીધેલા ફેરફારોમાં કાંઇ હરકત જુએ નહીં, એવા નીતિશાસ્ત્ર માટે આપણે શું વિચારીશું? ખુન, છાકટપણું અને બદફેલી આવાં એક નીતિશાસ્ત્ર પ્રમાણે તો પ્રમાણીકપણાં, ગંભીરાઇ, મિતાહારપણાં વગેરે સદગુણો માફકજ માનસાઇ સ્વભાવને બંધબેસ્તા માલુમ પડે. માટે યાદ રાખવાની ખાસ જરૂર છે કે આપણા ધર્મના મુખ્ય શિક્ષણોને તેઓનો સઘળો સાર નાશ કર્યા વિના અચોકક્સ સ્થિતિમાં રાખી શકાતાં નથી.

ધર્મ, શાસ્ત્ર યા ઇલ્મિથી જુદીજ ચીજ છે કેમકે ધર્મ આપણા મનને વિચાર શકિતના પ્રકાશથી તેજસ્વી બનાવે છે એટલુંજ નહીં, પણ આપણી ઇચ્છા શકિતને ઉત્સાહી બનાવી બળવાન બનાવે છે, કે જેથી તે પોતાના નિર્માણ થયલાં છેવટ તરફ ખેંચાય છે અને તે છેવટને પુગી વળવા કોષેશ કરે છે. "સર્વજ્ઞાની અહુરમઝદ! હું તુંને નમન કરૂં છું; કેમકે, જરથુસ્ત સ્પીતમાન મારફતે ધર્મનું ડહાપણ તેં મોકલ્યું કે જે કુદરતી સમજ શકિત અને શાસ્ત્રજ્ઞાનની નજરે જોતાં વિશ્વાસને પાત્ર છે, જે ડહાપણ અગાઉ થઇ ગયલા, હાલના અને ભવિષ્યમાં પેદા થનાર તમામ માણસો માટે સર્વથી સરસ રેહબર છે... ઓ રક્ષણ કરનાર અહુર! તારાં ફરમાન મુજબ હું પવિત્ર ધર્મપર સદા ઉસ્તવાર રહીશ, અને સારા વિચાર કરવા, સારા

શબ્દો બોલવા અને સારાં કામો કરવાનું હું વચન આપું છું... મારી પાક દામન હું જાળવી રાખીશ અને તારી મરજી મુજબ આત્માની છ શકિતઓ, કામ, વચન, વિચાર, કલ્પના શકિત, યાદદાસ્ત શકિત અને બુધ્ધિ નિષકલંક જાળવી રાખીશ... અને મીનોઇ દુન્યાની દોલત મેલવવા, સારા વિચાર, વચન અને કામોથી તારી આરાધના કરીશ કે જેથી મારે માટે બેહેશ્તનો ઝળકતો માર્ગ હું ખુલ્લો કરી શકું..."[૧] "માણુસ ધર્મને જેટલો તાબેદાર રહે છે તેટલો ધર્મ તેની ઉપર અધિકાર ભોગવે છે. તેનો પંથ તેજ ધર્મનો પંથ, તેની ઇચ્છા તેજ ધર્મની આજ્ઞા અને તેનાં કામો તેજ ધર્મે શીખવેલાં કામો છે."[૨]

આપણે ઉપર જોયું તેમ એક ખરા મીનોઇ ધર્મની માંગણી એ મનુષ્યની અંગી જરૂરીયાત છે. "ઓ મઝદ! અમારા ધર્મની બુલંદ નેમો તું અમને જાહેર કર કે જેથી અમો પોતે તે બર લાવ્યે."[૩] "ઓ સ્પેન્તા આરમેઇતી! અષ મારફતે મને ધર્મ નિયમો શીખાડ."[૪] "ઓ અહુર! જે માર્ગ તું વોહુમનનો જાહેર કરે છે તે શોષયંતોના ધામીંક ઉપદેશોનો અને સત્યનો માર્ગ છે, જે વડે અશો કામ કરનારા પોતાની અશોઇને લીધે આબાદી પામે છે..."[૫] "સંપૂર્ણ સંતોષ અને ખુશાલી કે જે તારા ઉદાર આત્માએ ખરા ધર્મની લડત કરનારાઓને આપ્યાં છે તે મેલવવાનો માર્ગ અમને જાહેર કર કે જે અમો માન્યે અને જેમાં બીજાને માનનારા બનાવીએ."[૬] "ઓ મઝદ! જે પોતાનું ચિત સારી અને પવિત્ર ચીજોમાં લગાડે છે, તે શબ્દો અને કામોમાં દએનની પૂઠે ચાલે છે. તેની મરજી અને ઇચ્છા તેને પસંદ કીધેલા ધર્મ મુજબ-

૧. દ. પે. પુ ૨. પા ૧૦૪.
૨. દ પે. પુ. ૬, પા ૩૬૩
૩. યજ. હા ૩૩. ફ. ૮.
૪. યજ. હા ૩૩. ફ. ૧૩.
૫. યજ. હા ૩૪. ફ. ૧૩.
૬. યજ. હા ૩૧. ફ. ૩.

નાંજ હોય છે..."[૧] "ધર્મના આવવાથી આપણને પુરૂં સુખ મલે છે અને તેને આધારે આપણી મીનોઈ જીંદગી પ્રસંશા લાયક બને છે, અને આપણો આત્મા કીર્તિ પામે છે."[૨] આ સઘળા ગાથામાંથી મળતા તેમજ બીજા ફકરાઓ આપણને સાબેત કરી આપે છે કે માણસ જાતનો સ્વભાવ પોતાની ધાર્મીક લાગણી સંતોષવા સદા આતુર રહે છે.

ખરેખર ધર્મ માણસ જાત માટે કુદરતી સરજાયલી ચીજ છે. જ્યારે આપણે માણસોની જુદી જુદી શકિતઓ, લાગણીઓ અને સત્તાનો વિચાર કર્યે છીએ ત્યારે આપણને એમ લાગે છે કે તેઓ સર્વે આ સત્ય વાતની ગવાહી આપે છે. આપણી તર્ક શકિતનો આપણે પહેલ્લે વિચાર કર્યે. આપણી તર્કશક્તિ મૂળમાં શું ચીજનો ખ્યાલ કરાવે છે? તે ઝંદ અવસ્તામાં જણાવેલા અહુરમઝદના વિચારો કરાવે છે. આપણી તર્ક શકિત સર્વેથી પહેલી શાની તપાસ કરે છે? અનેક કારણોની તપાસ તે કરે છે કે જે કારણો મુળ કારણ યાને અહુરમઝદ તરફ આપણને દોરવી લઇ જાય છે.

હવે આપણે આપણાં અંતઃકરણ વિષે ખ્યાલ કર્યે. અંતઃકરણ મનુષ્ય જાતને ધર્મ તરફ લઇ જનારી મીનોઇ શકિત છે. આ શકિત આપણને ફરજ માત્રનો નિયમ શીખવતી નથી, પણ આપણી ઉપર અમલ ચલાવનાર એક હાકેમનું ભાન કરાવે છે. આપણું અંતઃકરણ માત્ર એક રાહબર દાખલજ નહીં, પણ એક શ્રેષ્ટ નિયમકારના પ્રતિનિધિ તરીકે આપણી તરફ વર્તે છે. ખરાં અને ખોટાં વચ્ચેનો અંતર જણાવવામાં અને તે પ્રમાણે ચાલવાની ફરજ પાડવામાં તે એટલું તો સ્પષ્ટ, નિશ્ચિત અને સત્તાવાર છે કે તેની આગલ ખરાં ખોટાં વચ્ચેનો ફરક દેખાડનારી માનુષી સત્તા કુચ બિસાદમાં નથી. દરેક દેશના અને કોમના વિદ્વાનોએ

---

૧. યજ. હા ૪૮. ફ. ૪.   ૨ હા. ડી. પ્ર. ૫. ૫.

આપણી અંદરના આ ઉપદેશકને એક સરખી રીતે, "ઇશ્વરી અવાજ" ની ઉપમા આપી છે. આ દેખાડે છે કે અંતઃકરણનો અવાજ કુદરતી છે. આપણા વિચારો અને કરણીઓને જ્યારે આપણે પ્રસંશા લાયક ઠરાવીએ છીએ, ત્યારે આપણે પોતે ન્યાયાધીશ હોઇએ એમ આપણને લાગતું નથી, પણ આપણી રહેની કરણીનું તોલ કરાવવા કોઇ જુદીજ અદાલતમાં હાજર હોઇએ એમ આપણને માલુમ પડે છે.

આ ઉપરાંત આપણામાં બીજી શકિત છે, જે મનુષ્ય જાત ધર્મ માટે સરજાયલી છે એ બાબેની ગવાહી આપે છે. આ તે શકિત યા લાગણી છે કે જે આપણામાં આપણા કરતાં વધુ શ્રેષ્ટ ચીજો માટે માન ઉત્પન્ન કરે છે, કે જે આપણામાં અચિંત્ય ચીજો માટે તાજુબી ઉત્પન્ન કરે છે, જે આપણને વિશાળ કુદરત માટે વિસ્મય પમાડે છે અને જે અહુરમઝદની બુલંદી માટે આપણામાં ભકિતભાવ પ્રગટ કરે છે. માનુષી સ્વભાવમાં બળવાન ચીજો માટે ખેંચાણ અને ઉમદા ચીજો માટે હરખની લાગણીઓ કુદરતી રીતે પેદા થાય છે. અશો જરથુસ્તને તેમજ તેમના ચેલાઓને સૃષ્ટિ શોભા તરફ ખેંચનારી આજ લાગણી હુતી; અને આજ લાગણી આજે દીનદાર જરથોસ્તી તોલાને, પાણી, સુરજ, ચંદ્ર, પહાડ, તારા અને આકાશ વિગેરે કુદરતની રચનાઓ તરફ ખેંચતી રહી છે.

આ ઉપરથી જણાશે કે ધર્મ એક શુધ્ધ સંસ્થા છે; એમાં અકુદરતી કાંઇજ નથી. મનુષ્ય જાતમાં તો તેના બીજ રોપાયલાં હોય છેજ. અહુરમઝદને જોવા માટે ઇનસાનને આત્મિક શકિત અપાયલી છે; તેની પિછાણ કરવા માટે તેને મન શકિત બક્ષવામાં આવી છે; તેને ચહાવા અને તે માલેકની મરજીને આધીન થઇ ચાલવા ઇન્સાનમાં અંતઃકરણ અને ઇચ્છા શકિત મુકાયલાં હોય છે. માનવીનો ખુદ

સ્વભાવ યા ખવાસ મુખ્ય કરીને તેના ધર્મ ઉપર આધાર રાખે છે.[૧] ધર્મ ઉપરના એકીન એતેકાદથી રહેની કરણી સુધારી અને પોતાનો આત્માભાવ ખીલવી, આત્માનો ચેરાગ રોશન કરવાનો જન્મ હક ભોગવવાની દરેક માણસની ફરજ છે.[૨]

હવે આપણે આત્મિક શકિત અને લાગણીની બાબદ બાજુએ મુકી આપણાં ધર્મ પુસ્તકો તરફ નજર કર્યે. પહેલો સવાલ આપણે એ પુછીશું કે કદીમ જમાનાના રાજ્ય નિયમકારો કઇ ચીજને સામાજીક તેમજ રાજકીય સંસ્થાઓનો પાયો ગણતા હતા? આપણાં ધર્મ પુસ્તકો ઉપરથી ખુલ્લું માલુમ પડે છે કે તે કોઇ ચીજ નહીં પણ ધર્મ નિયમ છે. "દરેક માનવીને કાંઇપણ ચીજ કરતાં એક ચીજ વધુ વહાલી અને પૂજ્ય હોય તો તે ચીજ ધર્મ છે."[૩] "જે શખસ પોતાની પાક ચશ્મ ધર્મ જ્ઞાન તરફ ફેરવી, પોતાનો જાતી સ્વભાવ સુધારે છે, તેને ધર્મ હજારો સત્ય વાતોથી વાકેફ કરે છે."[૪] "ધર્મ દરેક મનુષ્યના સુખનું મુળ છે."[૫] "અસલના રાજકર્તાઓ અને હાકેમો, ધર્મ નિયમોની રૂએ પોતાની રૈયત ઉપર રાજ કરતા હતા; તેઓ ધર્મના પ્રતાપે પોતાની રૈયતમાંથી સખ્તી અને જોરજુલમ નાબુદ કરતા હતા; અને મઝદને માનનારા અને તે સાહેબ તરફ ભકિતભાવ ઉત્પન્ન કરનાર અસલ ધર્મના સતુત્ય નિયમો વડે પોતાના દેશમાં સુધારો અને આબાદી ફેલાવતા હતા. સ્પીતમાન જરથોસ્તના બુલંદ ધર્મમાં જણાવેલા નેક કામો અને નીતિનિયમો કદીમ જમાનાના રાજ કર્તાઓ પોતાની પ્રજામાં ફેલાવતા હતા. માઝદયસ્ની ધર્મની બુલંદી ઉપર તેઓ પોતાની સત્તાનો પાયો રચતા હતા, અને તેના નેક આચાર ઉપરજ રૈયતનું કલ્યાણ કરતા હતા."[૬]

---

૧. દ. પે. દીન. પુ. ૪. પા. ૨૧૩.
૨. દ. પે. દીન. પુ. ૫. પા. ૩૪૬.
૩. દ. દા. પે. દીન. પુ. ૧૦. પા. ૧૦-૧૧.
૪. જુઓ ઉપલીજ નોટ, પા. ૧૭.
૫. જુઓ ઉપલીજ નોટ, પા. ૧૧.
૬. દ. પે. દીન. પુ. ૬, પા. ૨૭૨

ઉપલા વાકયો કે જે આપણા ભરોસેદાર ધર્મ પુસ્તક દીનકર્દમાંથી ટાંકી બતાવ્યા છે, તે દેખાડે છે કે ધર્મ એ માનુષી જાતિ સ્વભાવમાં મૂળ તત્વ છે. બલકે ધર્મ ઇન્સાનનાં અંશે અંશમાં પ્રવેશ થયલી પ્રેરણા બુધ્ધિ છે. ઉપલાં વાકયો વધુ એ બતાવે છે કે આપણા દરેકમાં ધર્મગુણ પ્રાપ્ત કરવાની શકિત સરખે હિસ્સે સમાયલી હોય છે, અને ધર્મને સજીવ કરી પ્રબળ બનાવવાનો તેમજ અહુરમઝદની મરજી મુજબ ધર્મને ઉંચ્ચી પદવીએ પહોંચાડવાનો મનુષ્ય માત્રનો જીવન હેતુ હોવો જોઇએ.

આપણાં ધર્મ સાહિત્યો તરફથી જવાબ મેળવ્યા પછી આપણે ઇતિહાસ તરફ નજર કરીશું અને પુછીશું કે, "શું ધર્મ માણસ જાત માટે કુદરતી સંસ્થા છે?" ઇતિહાસ પણ આપણને ગવાહી આપે છે કે હમેશાં અને દરેક ઠેકાણે માણસજાત ધર્મ તરફ ખેંચાય છે. ઇતિહાસમાં કોઇ પણ કોમ યા પ્રજા એવી જણાતી નથી કે જે ચોકકસ યકીનએતેકાદ વગર, મંદીરો દેવળો વગર, ધર્મગુરૂઓ વગર યાને એક બરાબર રચાયલા ધર્મ વગર હસ્તિ ધરાવતી હોય. આ બાબદ અનુભવથી અનુક્રમવાર સિદ્ધ થયલી છે.

તમામ જગતમાં અનેક પ્રજાઓ અને કોમો ઉપર દરેક જમાનામાં ધર્મની અસર જોવામાં આવે છે. ઇરાન, ઇજીપ્ત, બેબીલોન, ચીન, જાપાન અને ઇન્ડો-યુરોપીયન પ્રજાઓમાં ધર્મની સંસ્થા ચોક્કસ સ્થપાયલી હતી. આ લોકોની સંખ્યાની સરખામણીમાં ભતકટા જંગલી ફીરકાઓ, કે જેઓમાં ધર્મ જેવું કાંઇજ ન હતું, અને જેઓ ખુદાને પિછાણતા નહતા, તેઓની સંખ્યા કાંઇ નહીં જેવી હતી.

એક લખનાર ઈ. તીલ જણાવે છે કે "દુન્યામાં ધર્મ વગર હસ્તિ ધરાવતી ટોળીઓ મળી આવે છે એ અનુમાન અચોકકસ અવલોકન અને ભૂલભરેલી માન્યતાને આભારી છે. એવી ટોળી યા પ્રજા હજી

સુધી મળી આવી નથી કે જે કોઇ ઉંચી ગેબી શકિતમાં માનતી ન હોય; અને જે મુસાફરો એમ જણાવતા હતા કે એવી પ્રજાઓ મળી આવે છે તેઓનું કહેવું સત્યથી વેગળું નિવડયું છે. માટે ઘણીજ સામાન્ય રીતે ધર્મને તમામ મનુષ્ય જાતમાં ઉંડી જામેલી સંસ્થાની ઉપમા આપવી વાજબી ગણાશે.”

એક સુધરેલી પ્રજા મનુષ્યની જીંદગીના જુદા જુદા વિભાગો માટે ચોકકસ ધોરણ યા પંથમાં માને છે. રાજદ્વારી બાબદમાં આપણે જકાત, મહેસૂલ, રાજ અધિકારી, સરકાર વિગેરેના ધોરણોમાં માન્યે છીએ; તેમજ જન વ્યવ્હારના ધોરણો કે જે સમાજમાં કેમ વર્તવું તે જણાવે છે, તેના નિયમો આપણે કબુલ કર્યે છીએ; વળી શોભા શણગારની બાબદમાં એ વિષેના નિયમો મુકરર થયલા હોય છે; તેજ પ્રમાણે ધર્મ સંબધમાં, ખુદા, આત્મા અને મીનોઇ જીંદગી વિગેરેમાં આપણે માન્યે છીએ. જો કોઇપણ શખસ કોઇપણ વિષયમાં ધોરણ યા કાનુન વગર હોય તો તે માત્ર જન્મથી મૂર્ખ માણસ હોવો જોઇએ. ધોરણ અને પંથ સામે ધિકકાર બતાવવો એ અજ્ઞાનતાનો પુરાવો આપવા બરાબર છે.

એક માણસને દુન્યામાં આબાદ થવા ધર્મ ચુસ્ત બનાવવાની જરૂર છે.[1] એ માત્ર એક ઇનસાન માટે નહીં પણ તમામ પ્રજા અને કોમો માટે ખરૂં છે. મહાન વિદ્વાન પ્લેતો આપણને જણાવે છે કે જે માણસ ધર્મને સમાજમાંથી હાંકી કાઢવાની કોશીશ કરે છે તે સમાજનો પાયોજ ગોયા ખણી નાંખે છે. વળી પ્લુતાર્ક લખી ગયો છે કે હવામાં એક શેહેર બાંધવું સહેલ છે પણ ઇશ્વિરમાં માન્યતા નહીં ધરાવનારી એક સમાજને સ્થિર અને ટકાઉ બનાવવી

---

૧ યજ હા ૪૪ ફ ૫.; દ. પે દીન પુ. ૧. પા. ૨૯; પુ. ૫. પા ૩૦૬, ૩૧૦, ૩૨૦.

મુશ્કેલ છે. નેપોલ્યને પણ ધર્મ વિરૂધ્ધ સાહિત્યોનો ફેલાવો થતો અટકાવતાં કહ્યું હતું કે, "રૂસો અને વૉલટેઅર જેવા નાસ્તીક ગ્રંથકારોના લખાણો વાંચનારી પ્રજા ઉપર હું અમલ કરવાને સામર્થવાન નથી."

સને ૧૯૦૧ માં ફ્રાંસ દેશમાં કેટલીક ધર્મ મંડળીઓએ રાજદ્વારી ચલવળોમાં ભાગ લીધો હતો, જે બહાને એ મંડળીઓને વિસર્જન કરવામાં આવી હતી, અને નેતાઓને દેશપાર કરવામાં આવ્યા હતા. આ તકનો લાભ લઈ મૉ. કોમ્બના મુખ્ય અને મુળ સુધારા કરનાર અને ધર્મગુરૂઓ વિરૂધ્ધ પ્રધાન મંડળે ધર્મને રાજદ્વારી બાબદોથી બીલકુલ અલગ કરી નાખ્યો. રાજ્ય તરફની મદદ અને આશરો ખ્રિસ્તી ધર્મને આપવાનો બંધ કીધો. એ પ્રમાણે તેર વરસ સુધી ચાલ્યું. પણ લડાઈની શરૂઆતમાં લોકોની વલણ બદલાવા લાગી અને પ્રજામત રશ્યાનાં ધર્મવિરૂદ્ધ પ્રધાન મંડળનાં કામોથી ત્રાસ પામવા લાગ્યું, અને જાહેરમાં બોલાવા લાગ્યું કે ફ્રેંચ સરકારે વેટીકન સાથના તોડી નાખેલા સંબંધને ફરી ચાલુ કરશે. છેવટે બંને પક્ષોને સમજુતી થવાથી ફાયદો થયો, અને હાલના ફ્રાંસના વચલા વર્ગોને એવી આશા છે કે રોમની સત્તા ફ્રેંચ લોકોની નીતિ ઉપર વધારે સારો કાબુ ધરાવતી રહેશે.

મૉ. તોકોનોમી, જાપાનના સ્વદેશ ખાતાંના નાયબ વજીર, ઇંગલાંડ અને અમેરીકા ખાતે ખાસ જુસ્તેજુ કરી આવ્યા પછી એવા અનુમાનપર આવ્યા હતા કે ધર્મ વિષેના ઍંગ્લો-સેક્ષન વિચારોને બ્રિટિશ અને અમેરીકન પ્રજાની તાજ તરફની વફાદારી સાથ ઘાડો સંબંધ છે. તેવણે દેખાડી આપ્યું કે અમેરીકાના જે જે ભાગોમાં રાજદ્વારી કારભાર ખ્રિસ્તી ધર્મની સંસ્થાથી જુદો પાડવામાં આવ્યો હતો, તે ભાગોમાં સરકાર ધર્મ તરફ ખુલ્લી દીલસોજી બતાવતી હતી, અને ધર્મ સંસ્થાઓનો ઉપયોગ, દેશમાં આબાદી અને શાંતી

ફેલાવા છુટથી કરતી હતી. મૅા. તેકોનોમીનું માનવું એમ છે કે જો એકુ ધર્મ પ્રજા ઉપર નીતિમાન છાપ બેસાડતો હોય તો સરકારની ફરજ છે કે તે ધર્મને ઉત્તેજન આપવું. એવણ વધુ એમ માનતા હતા કે જાપાનીસ પ્રજામાં, આત્મિક અને અણદીઠ શક્તિઓની માન્યતા ન હતે, તો તેઓમાં વફાદારી જેવું કાંઇ હતે નહીં. આ પ્રકારની માન્યતા ધર્મ વગર હસ્તિ ધરાવી શકતી નથી. જાપાનીસ નિશાળોમાં શીખતી આજની ઉધરતી ઓલાદને, રજા દરમ્યાન રાષ્ટ્રીય પવિત્ર સ્થળોપર જઇ પૂંજા કરવાનું ખાસ ફરમાન ત્યાંના રાજઅધિકારીઓએ બહાર પાડયું છે.

ઉપલી સહાદતો તપાસ્યા પછી એમ કહેવાની હીંમત કોણ કરશે કે જો ધર્મ, અંગ્રેજી, અમેરીકન, ફ્રેન્ચ અને જાપાનીસ જેવી આગલ પડેલી અને સુધરેલી પ્રજાઓને લાભકારી નિવડયો છે અને જરૂરી માલુમ પડયો છે તો તે આપણી જરથોસ્તી કોમને તેટલોજ હિતકારક અને અગત્યનો નથી? દીનકર્દમાં જણાવ્યું છે કે, "એટલું તો નક્કી સમજવું કે રાજ્ય કારોબારના ધર્મ સાથના સંબંધમાં, અને ધર્મના રાજ્યકારોબાર સાથના સંબંધમાં, શેહેરીઓનુ જીવન સાર્થક સમાયલું છે. અને સારો ધર્મ શું છે તેનો ખુલાસો પાક ધર્મનાં જ્ઞાન ઉપર નીચે મુજબ રચાયલો છે. અગરજો રાજકારોબાર ધર્મના લાભ અર્થે ચલાવવામાં આવતો હોય, અને ધર્મની મદદ રાજકારોબારના સુધારા માટે લેવામાં આવતી હોય તો તે પ્રમાણે દરેક ધર્મચુસ્ત શખસની ચાલવાની ફરજ છે; કેમજે આવો દેશ વહિવટ સારા ધર્મમાં સમજાવેલા રૂડાં કામો કરનારાને દેખીતા આશીર્વાદ સમાન છે અને અહુરમઝદની આરાધનામાં ઉસ્તવાર રહેવા અને ધર્મની બુલંદી વધારવા માટે તેમને ટેકારૂપી થઇ પડે છે. એકુબીજાનો પરસ્પર નાશ નહીં કરવા, રાજ્યને તાબે રહેવા અને તેને કીર્તિએ પહોંચાડવાની લાયકાત અહુરમજદના

ધર્મને તાબેદાર રહ્યાથી મેળવી શકાય છે. રાજ્ય (ના ટેકા) વડેજ ધર્મની પ્રતિષ્ટા છે. ધર્મની રૂડી અસરથીજ દુન્યાના લોકોની કીર્તિ વધી છે અને ખુદા તરફથી તેઓને ફાયદો હાંસલ થયો છે. સારા ધર્મ સાથના સંબંધને લીધેજ રાજકારોબાર સત્યવાદી નિવડી શકે છે. ધર્મના ચાલુ સતસંગને લીધેજ દેશવહિવટ ધર્મ સાથ ખરો અને પૂરો સંબંધ જાળવી શકે છે. આ ઉપરથી ખુલ્લું માલમ પડે છે કે ધર્મ અને રાજ કારોબાર જુદા નહોતાં, એક છે અને ધર્મ એજ શહેરીઓનો રાજકારોબાર છે."[1] "પાક કીરતાર અહુરમઝદે પોતે પેદા કીધેલાં પ્રાણીઓના રક્ષણ અર્થે સારી રાજ્યનીતિ ઉત્પન્ન કીધી છે. સારી રાજ્યનીતિ એટલે દેશની આબાદી કરનાર, ગરીબના હાંદેસા દુર કરનાર અને અશો માણસોની ફરજો કામો અને ક્રીયાઓ આગળ વધારનાર રાજવહિવટ. તે દોસ્તીમાં ઉમેરો કરનાર, ગરીબોને સહાય થનાર અને મઝદપરસ્તોના બુલંદ ધર્મને ખાતર પોતાની હસ્તિનો પણ ભોગ આપે છે, અને જો કોઇ અશો માણસોના રાહથી ઉલટો જાય છે તો તેવાને અશો માણસના રાહપર પાછો લાવે છે યા લાવવા માટે હુકમ કરે છે, અને આત્માના લાભ અર્થે શરીરનો પણ ભોગ આપવા અચકાતો નથી. આ મુજબના સારા રાજકર્તાને ફરેસ્તા અથવા યઝદોની બરાબર ગણ્યો છે."[2] આપણા પવિત્ર ગાથાનો પાક નેક ગ્રંથકાર જણાવે છે કે, "ઓ અહુર!......મારા દેશમાં કે જ્યાં લોકો ધર્મ સમજી તેના અશો કાનુનો પ્રમાણે વર્તે છે, ત્યાં તારો પવિત્ર ધર્મ આબાદી ફેલાવી શકશે."[3] દીનકર્દનો ગ્રંથકાર લખે છે કે "માઝદીયસ્ની ધર્મ દુન્યાને આબાદ કરનારો છે."[4] આપણા ધર્મ સાહિત્યો તેમજ

---

૧. દ. પૈ. દીન પુ. ૧, પા. ૫૪–૫૫. ૨. મીનોઇ ખેરદ પ્ર ૧૫, ૧૪–૨૬.
૩. યજ. હા ૪૪, ફ. ૧૦. ૪. દ. પૈ. દીન. પુ. ૫, પા. ૩૧૦.

ઇતિહાસિ દફતરો પુરવાર કરે છે કે જરથોસ્તી ધર્મ માત્ર જરથોસ્તીઓનેજ નહીં પણ તમામ ખલકને લાભકારી નિવડયો છે.

વ્હાલા જરથોસ્તીઓ! દુન્યાના સુધારા વધારા માટે અને આપણી કીર્તિવંત કોમની ખીળવણી અને આબાદી માટે જરથોસ્તી ધર્મે શું ભાગ ભજવ્યો છે તે યાદ કરો અને હું જે ખાત્રીથી કહું છું કે આપણી કોમની ચઢતી કેળવણીમાં આપણા ધર્મે મૂખ્ય ભાગ ભજવવો જોઇએ, તે મત સાથ તમો મલતા થશો. કદીમ જમાનામાં કે જેની નોંધ ઇતિહાસે લીધી છે તેમાં જરથોસ્તી ધર્મે પોતાના જોમ અને જુસ્સાને લીધે ઘણો મશહુર ભાગ ભજી બતાવ્યો છે અને દરેક કાલમાં સારાં કામો તેમજ પરોપકારી સંસ્થાઓને આગળ વધારનાર શક્તિ તરીકે પોતાને પુરવાર કરી આપ્યો છે.

આપણી એવી એક તવારીખ છે કે જેને માટે આપણે વાજબી મગરૂરી લઇ શકયે. આપણા ઇતિહાસ પ્રમાણે આપણા બાપદાદાઓની મહાન પ્રજા યુફ્રેતીસ અને તાઇગ્રીસ નદીઓથી, ઇજયન સમૂદ્ર અને નાઇલ નદી સુધી લંબાતાં, દુન્યાએ નહીં જોએલાં એક મહાન શાહનશાહત ઉપર કાબુ ધરાવતી હતી, કે જે શાહનશાહતમાં જરથોસ્તી ધર્મ નિયમો અને શિક્ષણોના બીજ ઉંડાણમાં અને બહોળા વિસ્તારમાં જરથોસ્તી શહેનશાહો, પહેલવાનો અને મુસાફરી કરતા ધર્મ ઉપદેશકોએ રોપ્યાં હતાં.

આપણો પુરાતન ઇતિહાસ વિસ્તાસ્પ, ઝઇરીવઇરી, જરથુસ્ત, જામાસ્પ, ફરશોસ્તર, મેદયોમાહ, અર્દશીર બાબેકાન, શાહપુર, નોશીરવાન, ખુસરો પરવિઝ, તોસર, અરદાવિરાફ, આદરબાદ માહરેસપંદ અને આદર ફરનાબાગ જેવા પ્રખ્યાત શહેનશાહો, પહેલવાનો, પ્રધાનો, શોપ્યંતો અને બુદ્ધિશાળી પુરૂષોનાં પ્રતાપી નામોથી

દીપી રહ્યો છે. આપણી યાદદાસ્ત, માન અને ભક્તિ ઉપર એ મહાન નરોનો સદા હક રહે છે, કેમકે તેઓએ દુન્યાને સુધારા અને સંપૂર્ણતા તરફ દોરવવાનો નવો અને કાબેલ માર્ગ સુચવ્યો હતો.

વળી આપણો હાલનો ઇતિહાસ નામાંકિત શખસોનાં નામોથી ભરપૂર છે કે જે શખસોએ વેપારી આલમમાં કીર્તિ મેલવી છે, જેઓએ મહાન તબીબો અને ધારાશાસ્ત્રીઓ તરીકે નામના મેળવી છે, જેઓ સાહિત્યની આલમમાં મશહુર છે, જેઓ રાજદ્વારી બાબદમાં જાણીતા થયા છે, જેઓએ ધાર્મીક બાબદમાં શોધખોળ કરી પ્રતિષ્ઠા મેળવી છે, અને જેઓ પોતાનાં ડહાપણ અને લાંબી નજરથી પોતાની કોમની અને પોતાના દેશની સેવા બજાવી શ્રેષ્ટાઇની ઉંચી ટોંચે પહોંચ્યા છે.

મને જણાવવાને ખુશાલી ઉપજે છે કે યુરોપ, અમેરીકા અને હીંદુસ્તાનની મને વાએજો માટે કરવી પડેલી મુસાફરીઓ દરમિયાન મને એમ માલમ પડયું હતું કે પરદેશમાં જાહુક રહેતા યા મુસાફરી કરતા પારસીઓ તરફ દરેક પ્રજા અને કોમ ઘણા આદરમાન અને વિવેકથી વર્તતી હતી; પારસીઓને પ્રમાણિકપણા, વફાદારી અને સખાવતના સ્વરૂપ તરીકે ગણવામાં આવે છે. બીજી કોમો પારસી કોમને સુધરેલી, દીલસોજ, અને પરકોમ સાથે દોસ્તી, મિઠાસ, સુલેહ અને શાંતિથી રહેનાર કોમ તરીકે ઓળખતી આવી છે.

એ તો બીના જાહેર છે કે પારસીઓએ પોત પોતામાં કોમી યા ધાર્મીક અંતરો નહીં રાખવાને લીધે તેમજ પોતાના દેશને આબાદ અને સુધરેલો બનાવ્યાથી રાજ કરતી પ્રજાના માન અને દીલ જીતી લીધાં છે. જે આ માન અને લાગણી પારસી કોમના ગુણ લક્ષણની ખરી પિછાણ અને વખાણની નિશાની છે, જે આપણે

વાજબી મગરૂરી સાથે જોઇ શકયે છીએ. ટુંકમાં, આવો ઝલકતો આપણો પુરાતન અને હાલનો ઇતિહાસ છે.

હવે હું સવાલ કરૂં છું કે ઉપર જણાવેલા મહાન નરોના વિચારો અને જીંદગી ઉપર, તેમજ આખી કોમના સઘળા વખતની તવારીખ ઉપર એવી કઇ વસ્તુએ ઉંડી અને ગુણકારી અસર કીધી છે? આ સવાલનો ફકત એકુજ રાસ્ત જવાબ છે કે આપણા તેમજ આપણા વડવાઓનાં અંતઃકરણ અને આત્મામાં સમાયલા જરથુસ્ત સાહેબના બુલંદ ધર્મનું તત્વ છે.[1] આપણા વડવાઓનું ધર્મ યકીન તેઓને હરેક વિપત્તિ વેળા ટકાવી રાખી તેઓનાં જીગરમાં મગરૂરી અને આશા પેદા કરતું, અને એજ ધર્મ ભાવ હાલના જમાનામાં, તેઓ ઉપરથી ઉતરી આવેલી ઓલાદના સામાજીક અને ધાર્મીક જીવનને ફરી રોશન કરી, પ્રતિષ્ટાએ પહોંચાડનાર બળવાન શકિત દાખલ ચાલુ રહયો છે.

જરથોરતી ધર્મની આજ ખુબી હાલના જરથોરતી તોલા ઉપર અનેક પ્રકારની રૂડી અસર કરે છે, આ ધર્મની રૂડી અસરને કારણેજ એક જરથોસ્તી બચ્ચો ખીજવણી છતાં બળાત્કારથી વેગળો રહે છે; આ કારણથીજ તે ગેરઇન્સાફ અને જોર જુલમ સામો થાય છે! અને આને લીધેજ તે દુઃખીની દાઝ હૈયે ધરે છે; અને રાજકર્તા તરફ વફાદારી અને દેશાભિમાની ધર્મની એજ રૂડી અસરથી તે પ્રાપ્ત કરે છે. આ ધર્મ તેને સદાચાર અને સદ વર્તણના નિયમો શીખવે છે કે જેથી તે સંસાર વ્યવહારમાં પુખ્ત વિચારથી વર્તે અને સત્યવાદી માર્ગ અખત્યાર કરે. આપણા ધર્મની બુલંદ અસર હજી આપણામાં પ્રકાશતી ન હતે તો આજે આપણી મુઠ્ઠીભર જરથોસ્તી કોમ હૈયાત રહેવા ન પામતે. આપણી

---

૧. દ. પે દીન. પુ. ૬. પા. ૩૭૨.

સામાજીક સંસ્થાઓ અને રીવાજો કેટલીક સદીથી આપણી કોમમાં જોમ અને જુસ્સો પ્રગટ કરતા આવ્યા છે અને આપણને એક સુધરતી અને આગળ વધતી કોમ તરીકે ટકાવી રાખ્યા છે; એવી સંસ્થાને અને એવા રીવાજોને સુધારાના બહાના હેઠળ તોડી પાડવા એ ખુલ્લી હેમાકત છે.

માટે, આપણા કીર્તિમાન વડવાઓના ધર્મની કીર્તિ અને બુલંદીમાં ઉમેરો કરવાની આપણને સદા આશા અને અભિમાન હોવાં જોઇએ. આપણી બંદગી સદા એ હોવી જોઇએ કે આપણે તેમજ આપણા વંશજો, આપણા ધર્મની અશોઇ અને કોમી આબાદી અને વૃદ્ધિ, અનુપમ ઉત્સાહ અને કાલજીથી જાલવી રાખે અને તેમાં વધારો કરતા રહે. આપણી જીંદગી અને વર્તણુકનો મૂળ હેતુ, ધર્મધ્યાન ઘટાડવા કરતાં વધારવાનો હોવો જોઇએ. આપણા જરથોસ્તી વલીઓના (saints) શબ્દોમાં કહીએ તો આપણે હંમેશ બંદગી કરતા રહેવું જોઇએ કે, "ઓ અહુરમઝદ! તારાં મૂખવડે તું વાણી ઉચ્ચાર, કે જેથી કરીને હું સર્વ શખસોને તુંજમાં માનતા કરૂં."[1] "ઓ અહુરમઝદ! હું તારી પાસ વિનંતી કરી માંગું છું, (જે બક્ષવાનું) તારે આધીન છે, કે અમો તારા અશો ધર્મ, જે તુંજ ખુદાનો ધર્મ છે, તેનો પ્રસાર કર્યે."[2]

આપણી ધર્મ માટે અગત્યતા પુરવાર કરતી ઉપર જણાવેલી સાબેતીઓને તત્વજ્ઞાન ક્યાં સુધી ટેકો આપે છે અને બહાલ રાખે છે તે વિષે આપણે હવે વિચાર કર્યે. એક વિદ્વાને કહ્યું છે કે, "એક વખત હું જવાન હતો; હવે હું ઘરડો થયો છું પણ મારી એ માન્યતા છે કે મેં સઘળા અને સદા નિભે એવા સદગુણો, ઇશ્વરનો ડર રાખનાર શખસો સિવાય કોઇમાં પણ જોયા નથી."

---

૧. યજ. હા ૩૧. ફ. ૩.  ૨. યજ. હા ૪૯. ફ. ૬.

હક્સ્લી જેવા પદાર્થવિજ્ઞાનમાં માનનારા (Naturalist) ને પણ લખવાની ફરજ પડી હતી કે, "ક્યાં વ્યવહારી પગલાં ભર્યાથી, ધાર્મીક લાગણી કે જે આપણી ચાલચલણનો પાયો છે, તેને સજીવ કરી શકાય એ વિષેના ખુલાસા માટે મને ગુચવાડો ઉત્પન્ન થયો છે." અરે, જ્યારે હક્સ્લી ધર્મને "ચાલ ચલણનો મૂળ પાયો" ગણે છે તો ધર્મની એથી વધુ સારી વ્યાખ્યા મેળવવી મુશ્કેલ છે.

ધર્મ સર્વ ચીજને આગલ વધારનાર મૂળ શક્તિ છે; અને સર્વે સદગુણોનો ઝરો છે. દીનકર્દનો અશો લખનાર કહે છે કે, "દાદારનો મહુજબ સારાં કામો કરવા, ભક્તિ કરવા, અને ગરીબનાં રક્ષણ માટે પેદા થયો છે. અને અનેક સારાં કામો અને ભલાઇઓ એજ બુલંદ મહુજબનાં પરિણામ છે અને એ ધર્મમાં ખુદાની મરજીને આધીન થનારાઓને, સચ્ચાઇને માર્ગે ચાલનારા અને અશોઇના નિયમ પાળનારા તરીકે ઓળખવામાં આવ્યા છે. "માણસજાતે સાચ્ચો ધર્મ કે જે અશોઇનું મૂળ છે, તેમાં વિશ્વાસ રાખવો જોઇએ કે જેથી અશોઇ વડે તે ઉંચે પદે પહોંચી શકે."[૧]

માણસજાતને સદગુણી બનાવવા ધર્મ ઉપરાંત અનેક ચીજો છે એ વાત ખરી છે; જેવાં કે પોતાના અંતઃકરણનો સંતોષ અથવા ઠપકો; પોતાના ભાઇબંધનું તેને માટે સારૂં મત, અને સારાં કામો અને સારી ચાલનો તત્કાળ મળતો બદલો વીગેરે એક માણસને સદ-ગુણી બનવામાં મદદ કરી શકે છે. પણ આપણા છુપા વિચાર અને હેતુઓ ઉપર તપાસ રાખનાર શકિતી, ખરી અશોઇ મેળવવા માટે ઇંતેજારી અને બાકી દુન્યાના લાભોની જાળવણી કરતાં આત્માની જાળવણી કરવાની આતુરતા—જે સર્વ ચીજો આપણા આત્માની સંપૂર્ણતા અને ખીલવણી માટે અગત્યની છે—તે આપણા ખુદમાં

૧. દ. પે. દીન. પુ. ૫ પા. ૩૦૪ અને ૪૪૫.

પેદા ન પડતાં આપણાથી વધુ શ્રેષ્ટ મૂળમાંથી પેદા થાય છે. તે ચીજોને ચાલુ ખુદાઇ જોમ અને જોશની સદા જરૂર રહે છે કે જે ઝંદ અવસ્તામાં જણાવ્યા પ્રમાણે જરથોસ્તી ધર્મ જેવો એક બુલંદ ધર્મજ પૂરી પાડી શકે છે. "દુન્યાની આસપાસ ફરી વળેલું આકાશ જેટલું ધરતીથી ઉંચે છે, તેટલોજ ઉંચ, દરૂજોને મારનાર જરથોસ્તી ધર્મનો કાયદો બીજા કોઇપણ શિક્ષણોથી છે."[1] "તે કાયદો અશોઇનું સ્વરૂપ છે અને દુન્યામાં સર્વથી શ્રેષ્ટ છે."[2] "ઓ માનવીઓ, તમો જાણો છો કે માઝદીયસ્ની ધર્મનો કાયદો ખુદાથી જાહેર થયલો કાયદો છે, એ બાબેની ગવાહી બીજી ગવાહીઓમાં, મૂળ ત્રણ છે. પહેલ્લી, એ કે આ મહજબમાં સંપૂર્ણ ડહાપણ સમાયલું છે. બીજી એ કે બીજા મહજબો કરતાં એમાં સચ્ચાઇનો અંશ વધારે છે. ત્રીજી એ કે જે કોઇ શખસ ધર્મ-જ્ઞાન મેળવવા આતુર હોય છે તેને આ મહજબ ખુદાની હસ્તિનું પુરૂં ભાન કરાવે છે. માઝદીયસ્ની ધર્મના કાયદા કબુલ રાખનારને ખુદાનાં ડહાપણ વિષે માન છે, અને ખુદાઇ ડહાપણ અને શ્રેષ્ટાઇ આ મહજબ શીખવે છે."[3] માટે, આપણે સર્વેએ યજશને હા. ૬૦, ફ. ૨-૩ માં તેનો અશો ગ્રંથકાર જણાવે છે તેમ બંદગી કરવી જોઇએ કે, "આ જરથોસ્તી દીન જે અહુરમઝદનો સદાનો માન પામેલો કાયદો છે તે ઉપલા ઉત્તમ ગુણો સહીત આપણી તરફ આવે."

સાધારણ લોકોનું માનવું છે કે જ્યાં લોકોનો જમાવ થયો હોય છે ત્યાં ગુંચવાડો અને ભંગ હંમેશ પડે છે. પણ એ માન્યતા, જરથોસ્તી ધર્મ જેવા એક સરસ ધર્મના કાયદા વિના રહેતી પ્રજા-નાંજ બાબમાં ખરી હોવી જોઇએ. ધર્મ જેવી અગત્યની બાબદ ઉપર

---

૧. વંદી. ૫૨ગ ૫. ફ. ૨૫. ૨. દ. દા. દીન. પુ. ૧૦, પા. ૨૧.
૩. દ. પે. દીન. પુ. ૭. પા. ૪૫૮ અને ૪૬૭.

લોકો જુદાં મતો ધરાવે અને માંહોમાંહે લડાઇ કરે એના કરતાં બીજું વધુ ખરાબ દોજખ શું હોઇ શકે? એક કોમને સંપમાં સાથે રાખવાનો અસરકારક ઉપાય એ છે કે દરેકને તેના ધર્મે ફરમાવેલી તરીકતો પાલવાની ફરજ પાડવી. "જે શખસના દીલમાં ધર્મ સમાયલો હોય છે તે બીજાને હાણી પુગાડતો નથી."[૧] "ધર્મના દોસ્તો સારા દોસ્તો હોય છે કેમકે તેઓ ધર્મ અને પોતાના બન્ને માટે વિખ્યાતિ મેળવે છે."[૨] અમુક ધર્મ અમૂક સામાન્ય નેમો ધરાવે છે; અને જ્યાં તે સામાન્ય નેમો તરફ વધવાની સર્વે ખાહેશ દેખાડે છે ત્યાં તે ધર્મમાં માનનારા સર્વે વચ્ચે સંપ અને ઐકયતા હોય છે. ધર્મ એજ આપણા માદરવતન ઇરાનમાં આપણા વડવાઓને સંપમાં એકત્ર રાખનાર ભેદ હતો અને તે આજે અને હવે પછીથી સદા આપણને એકત્ર રાખશે.

મુકરર યકીન, પંથ યા માન્યતા વગરની સમાજ હજારો મતભેદને લીધે અનેક ભાગ વિભાગોમાં વહેંચાયલી રહે છે, અને દરેક ભાગ પોતે સાચ્ચો અને તેની વિરૂદ્ધ મત ધરાવનારા ખોટા એમ દાવો કરે છે. આવી ફાટફુટ જુદાં મત ધરાવનાર લઘુમતી કોમોને તેમજ મૂળ સમાજ, કોમ યા પ્રજાને નાશકારક નિવડે છે. એવો એક ખુલ્લો દાખલો આપણા દેશની મોટી હીન્દુ કોમ, કે જે મતભેદને લીધે સેંકડો નાના ભાગમાં વહેંચાઇ ગઇ છે અને જેને લીધે તમામ હીન્દુ પ્રજાને ખમવું પડે છે તે ઉપરથી મળે છે. માટે દલગીરીની વાત છે કે પારસીઓ પોતાની સામે આવા દાખલા હોવા છતાં પોતાના વડવાઓ તરફથી ઉતરી આવેલી વરસોની માન્યતાઓ, સારી રસમ, રીતભાત અને આદતો તજી દઇ, ધાર્મીક બાબદોમાં મતફેર પાડવાની નુકસાનકારક વળણ અખત્યાર કરે છે.

---

૧. દ. પે. દીન. પુ ૧. પા. ૩૬૫. ૨. દા. દી. પ્ર. ૪૭. ફ. ૧૦.

એક કોમને માહોમાંહે લડાવી મારવું એ એક ગુનાહ છે. યાહુદી કોમની અસલની તવારીખમાંનો એક દાખલો આપણે યાદ કર્યે. શાને લીધે તેઓના દેવલો જમીનદોસ્ત થયાં અને તેઓની પ્રજાને છાલાં મિસાલ વેર વીખેર થવું પડયું હતું? માત્ર તેઓની ગુમાની ભરી પોતપોતા વચ્ચેની મતફેરીને લીધે. તેજ પ્રમાણેની ગરૂરી શું આપણુ જરથોસ્તીઓ ઉપર તેજ પ્રકારની આફત નહીં વરસાવશે?

સાચ્ચો ધર્મ એક ઉમદા વિશાળ સરોવર જેવો છે. તે ખુદા તરફથી મળતી મુક્તિ અને શાંતિનો ઝરો છે. "જે સત્ય ખુદાએ જાહેર કરેલું છે તેને જીંદગીના અમૃત સમાન તું ગણ......સાચ્ચા ધર્મની મદદ વડે આત્માનાં દુઃખ દરદો સાજાં કરી શકાય છે."[૧]

જે શખસોને પડતીના વખતમાં ધાર્મીક માન્યતા અને ધર્મ ઉપરનાં યકીનનો ટેકો નથી હોતો તેઓની હાલત કેવી ઉદાસ અને અસહ્ય હોવી જોઇએ? દરેક પુરૂષ અને સ્ત્રીના નસીબમાં જંજાલ અને ફિકર લખાયલી હોય છેજ. જીંદગીની માથાકુટ અને ખટપટ-માંથી તેઓ છુટી શકતાં નથી. જે લોકો આબાદ હોય છે તેઓને પણ મુશ્કેલીઓ હોય છે. જાહેર માણસો કે ગરીબ માણસો વધુ મુસીબતો ખમે છે એ કહેવું સહેલ નથી, કેમકે એક માણસ ફતેહ મેળવી બીજાંની નજર ખેંચે છે તો અદેખાઇ અને વેરની લાગણીઓ જાણે નાસી છુટતા કુતરાની પેઠે તેની પાછળ લાગે છે.

બીજા હાથ ઉપર, ગરીબ અને પાછળ પડેલાંઓની જીંદગીની મુસીબતો કાંઇ કમી હોતી નથી. કેટલાકો ઉપર પોતાના ધંધાની જંજાલનો અસહ્ય બોજો પડેલો હોય છે; બીજા કેટલાકો પોતાની ગરીબાઇના ભાર તળે કચડાઇ જાય છે અને તેઓને માત્ર ગુજરાન

---

૧. દ. પે. દીન. પુ. ૬. પા. ૩૯૪ અને પુ. ૪. પા. ૨૨૨.

પુરતું મેળવવાને પણ હાડમાર થવું પડે છે. સૌથી કમનસીબ તે શખસો છે કે જેઓ પોતાના ગુજરેલાં વહાલાંઓના વિલાપમાં હોય છે. ગમે તે દશ માણસો સાથ તમો વાતચીત કરો અને દશમાંથી નવને તમારા દીલાસાની જરૂર જણાશે. યાતો નાદુરસ્ત તબીયત યા તો કુટુંબી કલેશને લીધે કોઇને દીલાસો જોઇતો હશે, પણ માણસે આપેલો દીલાસો ફોકટનો છે; કેમકે આખી દુન્યાનું ઉત્તમ સંગીત પણ હરૂદયનો વિલાપ શાંત પાડી શકતું નથી.

શું એવાં જલતાં જીગરોને રાહત આપનાર કોઇ ચીજ નથી? શા માટે આટલાં બધાં લોકો ખરાં સુખ અને ખરો આરામ મેળવ્યા વિના રહે છે? કારણ કે તેઓ ભૂલી જાય છે કે ચિરડાઉ સ્વભાવ અને અસંતોષ એ સર્વથી કાતીલ ઝેર છે. અને ધર્મ તેઓનો નાશ કરવાનો રામબાણ ઇલાજ છે. એક ફેફસાંવાળો ઇન્સાન કે જેના દીલમાં ખુદા સમાયલો છે તે બે ફેફસાંવાળા નાસ્તિક કરતાં વધુ સારી હાલતમાં રહી શકે છે. માણસે ઇશ્વર સાથ એક થવાની અને તેની મહેરબાની મેળવવાની કોષેશ કરવી જોઇએ. આ ચીજો ધર્મ આપણને બતાવે છે અને મેલવી આપે છે. ઝંદ અવસ્તા એ ચીજો આપણી આગલ ધરતાં કહે છે કે, "તેના સગાંવહાલાં, તેના સાથીઓ અને તેના બૂરા તાબેદારો મારો નાશ અને મોત માંગે છે, પણ મારાં દીલમાં તો ખુદાઇ સંગતને લીધે ખુશાલી વ્યાપી રહી છે."[૧] "ઓ મઝદ! હું સમજી શકું છું કે શા માટે મને મારી મુરાદો ફૂલતી નથી... હું મારી અરજ તુંજ સનમુખ નમનતાઇથી કરૂં છું કે ઓ અહુરમઝદ! તું મારી તરફ જો, અને એક મિત્ર બીજાને મદદ કરે તે પ્રમાણે તું મારા તરફ તારી મહેર લંબાવ..."[૨] "ખુદાની સાથના ઘાડા સંબંધને લીધે ખુદાનું રક્ષણ માણસ જાતને મળે છે.

---

૧. યજ. હા. ૩૨. ફ. ૧. ૨. યજ. હા. ૪૬. ફ. ૨.

અને તે રક્ષણને પ્રતાપે માણુસ ગેતી તેમજ મીનોઇ દુન્યામાં શ્રેષ્ટતાઇ અને ખરી મોટાઇ મેલવી શકે છે."[૧]

સુધરેલા દેશોની સરકારો રૈયતને જે છુટાપણું બક્ષે છે તેનો ખોટો લાભ લઇ આપણી કોમના કેટલાક શખસો પોતાનો ધર્મ તરછોડવા અને તેને બદલે પોતાના વિચિત્ર ખ્યાલો અને વિચારોમાં ઉત્પન્ન થયલા નાસ્તિક સિદ્ધાંતોને ઠસાવવાનો પોતાનો અખત્યાર સમજે છે. આજ મુજબનો ચિતાર દુન્યાની તવારીખમાં ચાલુ નજરે પડે છે. કોઇપણ જમાનાનો ઇતિહાસ જો આપણે તપાસીશું, તો ધર્મમાં માનનારા અને નાસ્તિકો, એ પ્રમાણે બે પક્ષોનો સદા વિરોધ આપણને જણાશે. એ બેમાં ધર્મમાં માનનારાઓની અધર્મીઓ ઉપર સદા ફત્તેહ થતી આવી છે અને હવે પછીથી સદા થતી રહેશે. ધર્મી લોકોનું બળ મીનોઇ છે કે જે વખતના વહેવાથી, રાજકર્તાઓની સખ્તાઇથી, યા તો ચાલાક માણસોની ચાતુરીથી તુટી શકતું નથી. આ પક્ષ તેના દુશ્મનોની તદબીરો અને જુલમ છતાં ફત્તેહ પામતો રહ્યો છે. ફત્તેહ તે લોકનીજ સદા થતી આવી છે કેમકે તેઓના બળનો આધાર તેઓના ખુદા ઉપરના વિશ્વાસ પર છે.

આપણે કબુલ કરીશું કે દુન્યામાં અધર્મી લોકો તો સદા રહેશેજ; પણ એટલું તો ચોક્કસ છે કે તેઓ પોતાની આજુબાજુ સદા ચાલતી આવેલી, સર્વે ઠેકાણે ફેલાયલી ધર્મ ભક્તિનો નાશ કરી શકયા નથી. બીજું એ કે અધર્મીઓનો પંથ સઘળાં લોકોએ કોઇપણ દીવસ કબુલ કીધો નથી; એટલુંજ નહીં પણ એકે પણ આખી પ્રજાએ નાસ્તિકપણાંનો નિર્વિવાદ સ્વીકાર કર્યો નથી.

નાસ્તિકોનું એમજ માનવું છે કે દુન્યાનાં ભોળાં લોકો, વખતો વખત ચોક્કસ ઠગારાઓ કે જેઓ લોક વિશ્વાસ અને ભોળાપણાનો

---

૧. દ. પે. દીન. પુ. ૬. પા. ૩૫૬.

ગેરલાભ લેય છે, તેઓની જાલમાં ફસી પડે છે. તેઓ એમ સમજે છે કે મૂળથી માણુસની તર્કશક્તિ તેજ તેનો પયગામબર છે; અને તેનાં અંતઃકરણ અને ધાર્મીક ભક્તિનો ઝરો છે. પયગામબરો થઇ ગયા તે અગાઉના જમાનામાં નહીં મંદીરો હતાં, નહીં ધર્મગુરૂઓ હતા કે નહીં બંદગીઓ કરવાની હતી. તેઓ આ સઘળી ચીજ વગર દુન્યામાં બંદોબસ્ત અને શાંતિ જાળવવાને પોતાને સામર્થવાન ગણે છે. તેઓ ધાર્મીક માન્યતાઓને માત્ર ધખારા દાખલ ગણે છે અને ધર્મની શરૂઆત, સ્વપનાની ખોટી સમજ, વાયુચક્રશાસ્ત્ર (meteorology) ની અજ્ઞાનતાને લીધે, પશુઓની બ્હીક અને ગુજરેલાં વડીલોના પ્યારને લીધે થયલી સમજે છે.

આપણે કબુલ કરશું કે જંગલી લોકો ઉપર આ ચીજોએ કંઇક અસર કરી છે; પણ આપણુને આ સત્ય તો ચોક્કસ કબુલ કરવું પડશે કે હાલનું સુધરેલું અને આગળ વધેલું ઇશ્વરજ્ઞાન શાસ્ત્ર ધર્મ ઉત્પન્ન કરી શકયું નથી; તો શું એમ માની શકયે કે જે કામ સુધરેલું ઇશ્વરજ્ઞાન કરી ન શકયું તે જંગલી લોકોનું તત્વજ્ઞાન (philosophy) પેદા કરી શકયું ?

સુધરેલામાં ખપતા માણુસોને મનથી ધર્મ એ વહેમ છે જે વખતના વહેવા સાથ નાબુદ થશે. આવા કહેવાતા સુધરેલા વિચારનો પ્રચાર, નાસ્તિકપણું, ફાની દુન્યાની દોલતથી ઉત્પન્ન થતી ગરૂરી અને હુંપણાને આભારી છે, તેમજ લોકોમાંથી ધાર્મીક લાગણી ગુમ થવાને સબબે છે.

છૂટાપણાંના બહાના હેઠળ અનેક વાર માણુસોને પોતાના વિચાર અને અંતઃકરણ ઉપરાંત લડાઇમાં ભાગ લેવાની ફરજ પાડવામાં આવે છે. આ કહેવાતા છુટાપણાનાં હિમાયતીઓ આ ઉમદા શબ્દના સહાયા હેઠળ કેવી શરમભરેલી અને કંગાળ ગુલામી છુપા-

વવાની કોશેશ કરે છે? જો કોઇપણ શબ્દનો સૌથી વધારે ખોટો ઉપયોગ થતો હોય, જેના સર્વેથી વધુ ખોટા અર્થો કરવામાં આવ્યા હોય તો તે શબ્દ "છૂટાપણું" છે.

આ ઠેકાણે જણાવવાની ઘણી જરૂર છે કે સર્વેથી પહેલા અને ખરાં છૂટાપણાના હિમાયતી અશો જરથુસ્ત અને તેમના શાગીર્દો હતા. તેઓએજ મનુષ્યજાતને ખરાં છૂટાપણાંનો પહેલો ભાસ આપ્યો અને અર્થ સમજાવ્યો. પોતા માટે સ્વતંત્ર વિચાર કરવાના માણસજાતનાં છૂટાપણાં ઉપર તેઓએ કાંઇ પણ પ્રકારનો બાધ મુકયો ન હતો. એ વિષે યજશનેનો કાબેલ ગ્રંથકાર ૩૦ માં હામાં જણાવે છે કે, "તમો કે જેઓ શીખવાને આતુર છો તેઓને હું મઝદને લગતી જાણવાજોગ હકીકતો વિષે અને અહુરની સ્તુતી વિષે બાપોકાર જણાવીશ... "તમારા કાનો વડે સાંભળો; તમારાં પોતાનાં મગજની તેજ રોશનીથી તમો જુઓ. દરેક માણસે પોતા માટે પોતાનો ધર્મ યા પંથ પસંદ કરવો ઘટે છે....અસલ બે શકિતઓ પેદા થઇ છે જેમાંની એક વિચાર, વચન અને કામો માટે સારી અને બીજી હાનીકારક છે. માટે સમજુ માણસોએ ડહાપણ વાપરી બેમાંથી એક માર્ગ પસંદ કરવો ઘટે છે."[1] "ઓ મઝદ! તું મને ખુલાસો કર કે જેથી હું મારી અશોઇ વડે સારી ચીજ જોઇ શકું અને તે ઉપર વિચાર કરી મારાં સારાં મન વડે સચ્ચાઇને પારખી શકું..."[2] "હવે ઉપર જણાવેલી અશો શક્તિની શોધમાં અને તેની માહીતી મેળવવા હું સઘળે રખડયો છું અને તેના ધર્મ અને મરજીની શોધમાં હું સદા ઉસ્તવાર રહયો છું; એ શોધમાં હું અનેક જાતોમાં ફર્યો છું. કારણ, જે ધર્મ માત્ર સત્તા ધરાવતો હોય એવા ધર્મને વખાણનાર હું નહીં હતો. પણ જે ધર્મ પાયદાર, ડહાપણ-

૧. યજ. હા, ૩૦. ફ. ૧–૩.  ૨. યજ. હા, ૩૧. ફ. ૫.

ભર્યો અને અનુભવથી સિદ્ધ થયલો હોય એવા એકની શોધમાં હું હતો. હું એ પ્રમાણે શંકામાં હતો અને લોકોમાં ફરતો હતો, જ્યારે સારા ધર્મની બુલંદી, તેજ અને બળની મહેરથી હું ચિંતાતુર શંકામાંથી બચવા પામ્યો."[૧]

ઝંદ અવસ્તામાંથી ટાંકેલા ઉપલા ફકરાઓ દેખાડે છે કે માણુસજાતને પોતાને યોગ્ય લાગે તે પ્રમાણે કામ કરવાની છૂટ છે. પણ તેને સત્ય પ્રમાણે અને નહીં કે પોતાની મરજી વાસનાને આધીન થઇ ચાલવાની ઘટારત છે. એક માણુસની મરજી પડે તો તે એમ માની લેય કે પોતાનાં મગજના ફાંતા મુજબ તે જે અનુમાનો ઉપર આવ્યો છે તે ખરાં છે. પણ એવી માન્યતા નાલાયક અને મગરૂરી ભરી ગણાશે, અને જે સુખ ફક્ત અશોઇમાં સમાયલું છે તેના આશીષથી તે બેનસીબ રહેશે.

વળી એજ ફકરાઓ આપણુને શીખવે છે કે છૂટાપણું જ્યાંસુધી એક માણુસને બદીમાંથી તેમજ સારા કામોમાં તેને નડતી અડચણોમાંથી છોડવે ત્યાંસુધી ઠીક છે. ટુંકામાં, ખરૂં છૂટાપણું આપણાં મીનોઇ સુખમાં હરકત કરતી ચીજોથી રાહત આપનાર છે અને આપણુને ખરાં સુખ તરફ દોરવનાર છે. યજ. હા. ૩૦. ફ. ૪ પ્રમાણે આ મીનોઇ સુખ તે "વહીસ્તેમ મનો," યાને સર્વેથી સરસ મનનું સુખ છે, કે જેમાં આપણું મન દરેક જાતની બદીથી નિરાળું થાય છે અને મનુષ્ય જાતને અહુરમઝદનો સાથી યા સર્વથી અશો યાને "મઇન્યુશ–સ્પેનીસ્ત" થવા શક્તિવાન બનાવે છે.

જેવું છૂટાપણાંનું બહાનું છે તેવાં અનેક બીજાં બહાનાં છે, જેવાં કે સહનશીલતા, ભાઇચારો, દયા, રહેમ વિગેરે, અને એ બહાનાં

---

૧. સિકંદ ગુમાણિ વિજાર પ્ર. ૧૦, ફ. ૪૩-૪૫.

હેઠળ તેમજ મરતબો જાળવવાને બહાને, મોઢેની ખોટી શેખીથી માણસો પોતાના ભાઇબંધોને ખાડામાં નાખવા અચકાતા નથી.

તે ઉપરાંત શાસ્ત્ર અને વિદ્યાભ્યાસ યાને સાયન્સના ઓઠાં ઉભાં કરવામાં આવે છે. સાયન્સના બહાના હેઠળ આપણી મરજી વિરૂદ્ધ આપણા ઉપર અનેક ભૂલભરેલી ચીજો ઠોકી બેસાડવામાં આવી છે. સાયન્સમાં જેમ અખતરારૂપી પુરાવા મળે છે તેમ ધર્મમાં નહીં હોવાને લીધે કેટલાક પારસીઓ ઘણી ધાર્મીક બાબદોનો અસ્વીકાર કરે છે. સાયન્સનાં ત્રાજવામાં જો કોઇ સંસ્થા યા વિધિ મુકી હોય તો તોલમાં બરાબર ન ઉતરતાં તેઓ તેને પડતી મેળે છે; પણ જો તે ચીજ સાયન્સને આધારે પુરવાર થતી માલમ પડે તો તેને સદા ચાલુ રાખવાની હિમાયતી તેઓ કરશે. જે પારસીઓ એ પ્રમાણે સાયન્સને દરેક ચીજમાં ન્યાયાધીશની પદવી આપે છે તેઓને નીચલી તકરાર નસીહત રૂપ થઇ પડશે.

હાલના જમાનાની ખગોળવિદ્યા આપણને શીખવે છે કે સુર્ય આપણી પૃથ્વીથી કરોડો માઇલને અંતરે છે અને આપણી પૃથ્વી તેની આસપાસ ફરે છે. પણ થોડીજ સદીઓ અગાઉ આપણાથી વધુ હોશીયાર માણસો, આજે નજરે પડતી સર્વે ચીજો જોવા છતાં એવાં અનુમાન પર આવ્યા હતા કે સુરજ આકાશમાં બળતી મિસાલ છે જેને દુન્યાની એક બાજુએથી બીજી બાજુ દરરોજ લઇ જવામાં આવે છે. તેજ પ્રમાણે જુના જમાનામાં જ્યારે કોઇપણ માંદું પડતું તો સાત ભૂતોએ આજારી આદમીનાં શરીરનો કબજો લીધો છે એમ લોકોમાં માનવાનો રીવાજ હતો. જ્યારે આજે તો આપણે કહીશું કે તે સાત કરોડ જંતુઓનો ભોગ થઇ પડયો છે. આ બાબદો ઉપ-રથી જો આપણે એમ અનુમાન કાઢયે કે આજનાં સાયન્સને આધારે

પુરવાર થયલું સત્ય આવતી કાલે ભૂલ સમાન લેખાશે તો તે અનુ-
માન અયોગ્ય નહીં કહેવાશે.

ધાર્મીક ખરી માન્યતાઓ સામેની ઉપર જણાવેલા પારસી-
ઓની મૂળ લડત એ છે કે જે જે બનાવો અને ચીજો આપણે
ઇન્દ્રિયો વડે જોઇ જાણી શકયે તેમાંજ ફક્ત માનવું. અને ધર્મનું
મૂખ્ય કામ આત્મિક ચીજો સાથ અને મનુષ્યમાં સમાયલી આત્મિક
શક્તિ સાથ હોવાને લીધે તેઓ તેને નકામી ચીજ લેખી બાજુએ
મુકે છે; કારણ તેઓ તકરાર ઉઠાવે છે કે ધર્મમાં કાંઇ સંગીન માલુમ
પડતું નથી, તે માત્ર મનુષ્યના ખ્યાલી ભેજાંનું પરિણામ છે અને
મૂળમાં તો પોકળ માલુમ પડે છે. પણ હું એમ સવાલ કરૂં કે
કોઇપણ શાસ્ત્રના મૂળ તત્વોમાં કાંઇપણ વધુ સંગીન જોવામાં આવે છે?

શંકાશીલ માણસો તકરાર ઉઠાવે છે કે માણસો પોતાના
મગજમાં ચોકકસ વિચાર ધરાવે છે જેમાં કેટલાક મૂળ વિચારો
છે અને બીજા તેમાંથી ઉત્પન્ન થતા વિચારો છે. મૂળ વિચારો
તેની તર્ક શક્તિના પાયા સમાન છે. તેઓમાંથી દરેક અનુ-
માન કે જે માણસજાત કહાડે છે તે ઉત્પન્ન થાય છે. હવે દરેક શાસ્ત્રના
અભ્યાસીએ કબુલ કરવું જોઇએ અને કબુલ કરે છે કે મૂળ વિચારો
જે આપણી તર્ક શકિતના પાયા મિસાલ છે તેને તેના અસલ રૂપમાં
દર્શાવી શકાતાં નથી. જો તેઓને આપણે દર્શાવી શકયે તો તેઓ
મૂળ વિચારો હોઇ શકેજ નહીં. ખરા મૂળ વિચાર જણાવવા જતાં
ઉપલી મુશ્કેલી નડશે. આપણાં ટુંક જ્ઞાનને લીધે આપણે જે મૂળ
વિચાર પરથી નિકલતાં પરિણામો હોય તેનેજ દર્શાવી શકયે છીએ.
પણ જે અસલ વિચાર ઉપરથી આવાં પરિણામો આવે છે તેવા
મૂળ વિચારો દર્શાવી શકતા નથી. તે દર્શાવવાની કોશેશ કરવી
એ માનુષી સ્વભાવ સામે લડવા જેવું છે અને તેનું પરિણામ આપણે

પોતાને ઠગતા હોઇએ એવી સ્થિતિમાં આવે છે. વિદ્વાન પાસકલ કહી ગયો છે તેમ, "જો પોતાનાં મતોને વળગી રહેનાર માણુસને કંઇ પણ ચીજ સાબેત કરી આપવી મુશકેળ છે તો તમામ જગતનો અવિશ્વાસ કરનાર શંકાશીલ માણસને પણ સમજાવવો મુશ્કેળ છે." ખરે, એ તો દેખીતું છે કે શંકા અને વહેમને કોઇ પણ સંતોષકારક જવાબ આપી શકાય નહીં; કારણ કે જે શખસો પોતાનાજ વિચારો, અનુમાનો અને શબ્દોને શંકા પાત્ર ગણે છે તો તેઓ સાથ કાંઇ પણ તકરાર કરવી વ્યર્થ છે.

હાલના ઇશ્વરજ્ઞાનશાસ્ત્રના અનેક વિચિત્ર સિદ્ધાંતો શંકાશીલ માણુસોનાં રોગિષ્ટ ભેજાંની ઉત્પત્તિ સિવાય બીજું શું છે? કેટલાક લોકો મનુષ્યની તર્ક શક્તિ વડે મેળવેલી સઘળી જાતની વિદ્યાની સચ્ચાઇ ઉપર શંકાની નજરથી જુએ છે; બીજાઓ ઇંદ્રિયો વડે મલતા તમામ અનુભવો ઉપર અવિશ્વાસ રાખે છે; અને વળી કેટલાકો તો પોતાની મતલબની ચીજો સિવાય દરેક ચીજો ઉપર વહેમ લઇ જાય છે. વહેમ મનુષ્યનાં સુખ અને શાંતિ લુટી લેનાર છુપી દરૂજ શક્તિ છે. માટે માણુસોએ ગંભીર અને ધાર્મીક બાબદોમાં નજીવાં ચુંઠણા પાડવાથી દૂર રહેવું કેમકે એમાં કશો ફાયદો હાંસલ નથી. "જે શ્રેષ્ટ અને અશો મઝદ-પરસ્ત ધર્મમાં એતેકાદ રાખે છે તે ઘણુંખરૂં બેહેશ્ત પામે છે."[1]

નાપાયદાર શંકાઓ આંધળા વિશ્વાસ જેટલીજ ઉપર ટપકેના વિચારનું પરિણામ છે. અલબત, વાજબી શંકા જેવી ચીજ દુન્યામાં છે. કુનો ફીશર લખે છે તેમ જ્ઞાન મેળવવાના ખરા ઉત્સાહને લીધે ઉત્પન્ન થતી શંકા ખરા અનુમાનો તરફ અને વિચારની સ્વતંત્રતા તરફ દોરવી લઇ જાય છે. આવી શંકા મારફતે આપણી અકકલ

---

૧. દીનાઇ મીનોઇ ખેરદ પા. ૭૩-૭૪.

સત્યને ઓળખી કાહડી શકે છે. બીજા હાથ ઉપર શંકા કે જે માત્ર વહેમી આદતોને લીધે ઉત્પન્ન થાય છે તે અચોક્કસ અનુમાનો તરફ લઇ જાય છે.

સમજો કે પશુઓની માફક આપણે કાંઇ સમજતા નથી અને માત્ર નજરે દેખાતી યા ઇંદ્રિયો અને પશુબુદ્ધિ વડે માલુમ પડતી ચીજોજ જાણી શકયે છીએ. વળી એમ પણ સમજો કે દુન્યામાં ધાર્મીક માન્યતા યા અરસપરસના વિશ્વાસ જેવી ચીજ ન હતે. ધારો કે એવી સ્થિતિમાં આપણે છીયે. જો માન્યતા યા વિશ્વાસ જેવી ચીજ ન હોય તો દરેક માણસનું જ્ઞાન તેના પોતાનાં જ્ઞાનની હદમાં સમાયલું રહેતે. તો પછી આપણું મન માનસિક માન્યતાઓ વગર કેવું સંકોચાયલું રહેતે, અને કેવા ધીમા વેગે સાંકડા ચક્કરમાં ગોટાં ખાતું હતે?

ઇનસાનનાં જ્ઞાનની હદ અતિશ્ય નાની છે. ઇનસાન દરેક ચીજ જાણી શક્તો નથી. અગત્યની વાત એ છે કે દુન્યામાં અનેક ચોજો છે કે જે લોર્ડ ડન્ડ્રીયરીના બોલોમાં કહીએ તો "કોઇપણ માણસ જાણી શકનાર નથી." સ્પેન્સરના શબ્દોમાં બોલીએ તો, "જે શક્તિઓ આપણુને બોહોળી કુદરતમાં માલુમ પડે છે તેનો ભેદ કદીબી ઉકેળી શકાવાનો નથી. કોઇપણ બાબદનાં મૂળ તત્વ વિષે આપણે કશું જાણી શકવાના નથી."

દરેક વખત બીજાઓએ કહાડેલા અનુમાનો ઉપર આપણુને આધાર રાખવો પડે છે. મનુષ્ય વિશ્વાસને આધારે જીવી શકે છે; દરેક ચીજની ખરાં ખોટાંની જાતી તપાસ તેના સંજોગો કરવા દેતા નથી. મૂખ્ય કરીને તો માણુસ અનેક ચીજોમાં માને છે અને વિશ્વાસ રાખે છે. ઘણા નાસ્તિક વિદ્વાનો અનેક નાપાયદાર અને ભૂલભરેલા ફતવાઓ બહાર પાડે છે અને હંમેશ તેઓમાં માનનારા હજારો લોકો મળી આવે છે. તેઓ પોતાનો સંપૂર્ણ વિશ્વાસ તેઓમાં

મૂકે છે. તો પછી શા માટે એક જરથોસ્તીએ તેના પયગામબર, તેની કોમના અશો નરો અને બુદ્ધિશાળી પુરૂષો કહી ગયા અને માની ગયા તેમાં નહીં માનવું જોઇએ?

આપણા જમાનાના ધામીંક ઝઘડા અને મતભેદમાં મોટો ભરમ સમાયલો છે. તે ભરમ એ છે કે વહેમ અને અજ્ઞાને સાયન્સ યાને શાસ્ત્રના મેદાનમાં પોતાનો ઝુંડો ઉડારયો છે, અને શાસ્ત્રોને ખુદા અને ધર્મ સામે લડવાના હથિયાર તરીકે વાપરવા તલપી રહ્યાં છે.

આપણી કોમમાં એવા પારસીઓનો તોટો નથી કે જેઓ પોતાનાં એશઆરામ અને સ્વાર્થને ખાતર શાસ્ત્રનાં બહાનાં હેઠળ ધર્મને વેચવા તૈયાર થશે; પણ ખરી રીતે જોતાં એવા શખસો સચ્ચાઇના દુશ્મનો છે અને ધામીંક માન્યતા, નીતિ અને ઇજ્જત જે બંધીઓ માણસ જાત ઉપર મેળે છે તેને ધિક્કારનારા છે.

આ કહેવાતો સુધરતો પારસી વર્ગ આપણા ધર્મનો તેઓના હાસી મશ્કેરીના હથિયારથી નાશ કરવા નિકળ્યો છે; તેઓ આપણાં સિધ્ધાંતો ઉપર હુમલા કરે છે, ધર્મ નિયમોને હસી કહાડે છે અને આપણાં ક્રીયા કામો અને રીત રિવાજો વખોડી કહાડે છે. તેઓ ધર્મને ખ્યાલી અટકળો ગણી બાજુએ ખસેડે છે, કેમકે પુરાવાના સાધારણ કાનુનો આપણે એને લગાડી શકતા નથી. એવાઓની તકરાર ખોટી છે. એક રાતે એક શખસે કોઇ ખગોળવેત્તા આગલ જઇને કહ્યું, "હું તો આકાશમાં માત્ર એકસો જેટલા તારા જોઇ શકું છું." તે ખગોળવેત્તાએ જવાબ દીધો કે "બીજા ઘણા તારા છે." ત્યારે પેલા શખસે કહ્યું કે, "હું જોઇ શકું યા ગણી શકું તેના કરતાં વધુ તારા હોઇ શકે નહીં. મને થોડો વખત આપો હું બારીકીથી જોઉં. હું તમને સર્વ તારા ગણી આપું." પણ તે ખગોળવેત્તાએ કહ્યું, "તમો જોઇ શકો તેના કરતાં પણ ઘણા વધુ તારાઓ

છે. તમને દેખાતો દરેક તારો તમે ગણશો તો તેનાથી પણ વધુ તારા છે." ત્યારે તે શખસ હુજ્જતથી પુછવા પડયો, "હું જોઇ શકું તેના કરતાં વધુ તારા હોઇજ કેમ શકે? જે તારાઓ હું મારી આંખયો વડે જોઇ નહીં શકું તેની હસ્તિમાં હું માની નહીં શકું." તુરતજ તે ખગોળવેત્તાએ પોતાનું દૂરબીન તેની આંખો તરફ ધર્યું અને તે શખસને તેમાંથી જોવા કહ્યું. તે વહેમી શખસને દૂરબીન-માંથી જોતાં પોતાની ખુલ્લી આંખોએ દેખાયલા કરતાં હજારો વધુ તારા જણાયા. આ માણસ મિસાલજ આપણા કહેવાતા સુધરેલા પારસીઓની સ્થિતિ છે.

એક શંકાશીલ પારસી ગ્રહસ્થે એક વેળાએ મને કહ્યું કે, "જે ચીજોનો ખુલાસો હું નહીં કરી શકું તે ચીજોમાં હું માની શકું નહીં." મેં કહ્યું, "શું ખરેખર? ત્યારે તો મને જણાવો કે કેટલીક ગાયો શીંગડાંવાળી અને કેટલીક શીંગડાં વગરની શા માટે હોય છે?" તે શંકાશીલ ગ્રહસ્થે ઉત્તર વાળ્યો, "નહીં, મારૂં એમ કહેવું નથી. હું એમ કહેવા માંગતો હતો કે જે ચીજ હું જોઇ નહીં શકું તેમાં હું માની નહીં શકું." મેં જણાવ્યું, "જો એમજ છે તો શું દુન્યામાં સંખ્યાબંધ એવી ચીજો નથી કે જે તમો સમજી શકતા નથી, જેનો તમે ખુલાસો કરી શકતા નથી, જે તમે જોઇ શકતા નથી, છતાં તેમાં તમો માનો છો? તમો પૃથ્વીની આકર્ષણ શક્તિના નિયમોમાં માનો છો, જોકે તે તમે સમજાવી શકતા નથી યા જોઇ શકતા નથી. હું તમને તમારી આંખ, કાન, મોઢાં, નખ વિગેરે બાબદમાં એકસો સવાલ પુછી શકું કે જેનો જવાબ તમો આપી ન શકો. છતાં તમે તમારા ધર્મનો વાંક કાઢો છો એટ-લાંજ ખાતર કે ધાર્મીક સિદ્ધાંતો, ક્રીયાઓ અને કામો વિષેના તમારા સવાલોનો ફડચો હું તમને સંતોષ મળે એવી રીતે કરી શક્તો નથી."

શંકા અને નાસ્તિકપણું, "હું જાણતો નથી" એમ કહેનારાઓનો એક પંથ છે. "શું ખુદા છે?" "હું જાણતો નથી." "શું આપણો આત્મા અમર્ગ છે?" "હું જાણતો નથી." આ "નથી જાણતો" નો પંથ, "હું જાણું છું" ના ધર્મ ને બદલે ઠસાવવામાં આવે છે. વહેમ, શંકા, નાસ્તિકપણું, બેવફાઇ અને અનેક બીજા ભયાનક નકાર સુચવનારા શબ્દોથી દર્શાવાતા ધર્મને આપણાં ધર્મ સાહિત્યો સખત રીતે વખોડી કહાડે છે; પણ આજના પારસીઓ એવા મહુજબને આપણા જરથોસ્તી ધર્મ, કે જે ધર્મ આશા, બળ, ફતેહ અને ખુશાલી પેદા કરનાર છે, તેને બદલે ઠસાવવા માંગે છે. વિસ્તાસ્પ યશ્તમાં અશો જરથોસ્તી ગ્રંથકાર લખે છે કે, "આ એક નાસ્તિક છે. આપણે એને નીચે નાખવો ઘટે છે..."[1] "જે શખસે સચ્ચાઇના ધર્મને ત્યાગ કીધો હોય તે મોતની સજાને પાત્ર છે..."[2] "વહેમ અને અનાર્યપણું ધર્મના દુશ્મનો છે, અને તેઓના દોસ્ત તે ધર્મ-ત્યાગીઓ છે."[3] "તેજ પ્રમાણે તે શખસ (ધર્મનો દુશ્મન) હોય છે કે જે ધર્મ ત્યાગ કરનારાઓની રીતને, અશો નરોએ વખાણેલા અશોઇના નિયમો કરતાં વધુ ચાહે છે. (અશોઇથી) તેઓને પૂરી રાહત મળી શકતે અને સર્વથી સરસ જ્ઞાન ધરાવનારા બુલંદ ધર્મ વડે તેઓને મૂક્તિના આશીશ મળતે."[4]

વહેમ, શંકા, નાસ્તિકપણું યા બેવફાઇની જો ફત્તેહ થાય અને ધારો કે માણસ જાતનો મુખ્ય ભાગ વહેમી, શંકાશીળ અને અધર્મી હતે તો આ દુન્યામાં અવ્યવસ્થા અને ઘોંટાળા સિવાય

---

૧. યં. ૨૪. ૪૪. વંદી. પરગ. ૧. ફ. ૮.

૨. દા. દી. પ્ર. ૪૧. ૩.

૩. દ. દા દીન. પુ. ૧૧. પા. ૯૫.

૪. દા. દી. પ્ર. ૧૨. ૮-૯.

બીજું કંઇ હતે નહીં; જીંદગીમાં સુખચેન યા મોત વખતે આશા દીલસોજી જેવું કાંઇ ન રહેતે, કેમકે જો વિશ્વાસ ગુમ થયો તો આશા ગુમ થવાની, પ્યાર અને પ્રમાણિકપણું ગુમ થવાનું અને સુખ ગુમ થશે. દીનકર્દની ત્રીજી કેતાબમાં કહ્યું છે કે "વહેમ, નાસ્તિકપણું, અધર્મીપણું અને બેવફાઇ, સ્વાર્થ, ઘાતકીપણાં, બદફેલી અને નબળાઇ સાથે જોડાયલાં છે અને મીનોઇ જીંદગીમાં વિશ્વાસ ધરાવતા અને અશોઇમાં માન્યતા રાખનારાઓને હરકત પહોંચાડે છે."[૧]

એમ કહેવામાં આવશે કે થોડાંક વરસની વાત ઉપર નાસ્તિકપણું શાસ્ત્ર અભ્યાસીઓમાં ફેલાવો પામી રહ્યું હતું. તીનડૉલ, હક્ષ્લી અને દારવીન જેવા મહાન પુરૂષો નાસ્તિક તરીકે ઓળખાતા હતા. તેજ પ્રમાણે શાસ્ત્ર અભ્યાસ કરનારા વિદ્વાનો નાસ્તિકો હતા.

સારે નસીબે આજના વખતમાં શાસ્ત્રના અભ્યાસીઓ પણ કબુલ કરે છે કે જુદી જુદી જાતની સહાદતો પણ એક ચીજને નિર્વિવાદ રીતે સાબેત કરવાને શક્તિવાન હોય છે. તેઓ હવે જોય છે કે પુરવાર કરવાની એક રીતિ જેમ તત્વજ્ઞાનમાં કામ લાગે છે તેમ બીજી રીતિ કોઇ બીજાં શાસ્ત્રમાં કામ લાગે છે, અને જો એક શાસ્ત્રનો અભ્યાસી પોતાનું ખેતર છોડી બીજાં શાસ્ત્રો ઉપર વાદવિવાદ કરવા જાય તે વેળાએ પોતાનાં ત્રાજવાં, કાટલાં સાથે લઇ જાય તો તેના વપરાસથી અચૂક પરિણામો નહીં આવવા પામે. અને વધુ આપણે સમજીયે છીએ કે એક અમૂક શાસ્ત્રમાં પ્રવિણ થયલો શખસ મનુષ્ય શાસ્ત્ર (metaphysics)માં યા ધારા શાસ્ત્રમાં યા ઈશ્વરજ્ઞાન શાસ્ત્રમાં પણ પ્રવિણ થયલો હોવોજ જોઇએ એવું કાંઇ નથી.

બેકન જેવો વિદ્વાન પણ ઇશ્વરજ્ઞાનવિદ્યા (theology)ને બીજાં શાસ્ત્રો માફક ચોક્કસ બનાવી શકાય એમ માનતો ન હતો.

---

૧ દ. પે. દીન. પુ. ૫. પા. ૨૯૪.

તે તેના વાંચકોને ચેતાવે છે કે ધર્મની બાબદને સાધારણ માનુષી બાબદો સાથ ખોટી રીતે ભેલી ન દેતાં, ધર્મને જે હકો આપવા ઘટે તે આપવા.

ધર્મ યકીન અને શાસ્ત્ર સૌ પોતપોતાના વિસ્તારમાં યોગ્ય સ્થળ ધરાવે છે, પણ દરેક અનુમાન સત્ય માટે બન્નેનો પોતપોતાના વિસ્તારમાંજ બરાબર વપરાસ થવાપર આધાર રાખે છે. એકને બીજાની જગા લેવા દેવી ન જોઇએ યા બીજાના કામોની રીતિ ઉપર ત્રાપ મારવા દેવી ન જોઇએ. ગણિતશાસ્ત્રની ચોક્કસાઇ તો ગણિતશાસ્ત્રમાંજ મળી શકે; પણ તે કારણથી શું આપણે સઘળી ચીજો અચોકકસ માની લઇશું?

જે સાબેતીઓ પુરાવાઓ બીજાં શાસ્ત્રોમાં સવાલોની સમાધાની માટે ઉપયોગમાં આવે છે તેઓને ધાર્મીક સવાલોનો ફડચો કરવા માટે વાપરવાની કોશેશ કરવી વ્યર્થ છે. છતાં આપણી પાસે ખુદાની, મનુષ્યના આત્માની અને મીનોઇ જીંદગીની હસ્તિના સંતોષકારક પુરાવાઓ છે. એક આત્મિક ચીજની હસ્તિ તે મોટા પહાડની હસ્તિ જેટલીજ સંગીન છે. જો ખુદાની હસ્તિ છેજ તો માણસે ખુદાને પિછાણવાની મોટી જરૂર છે; ખુદાની હસ્તિની ગવાહી અનેક ચીજો આપે છે. તે મુજબ મીનોઇ જીંદગીની હસ્તિનો પુરાવો અસંખ્ય ચીજો આપે છે; અને જો મીનોઇ જીંદગીની હસ્તિ છેજ તો તે વિષે માણસે માહીતી મેળવવી ઘટે છે.

આપણાં પવિત્ર પુસ્તકો આપણને શીખવે છે કે આપણો ખુદા અહુરમઝદે પોતાની અશોઇને લીધે, મનુષ્ય જાતને પણ તેનાં ગુણ લક્ષણનો એક નાનો અંશ આપવા દરૂસ્ત વિચાર્યું. પોતાની સંપુર્ણતાનો એક અંશ તેણે માણસ જાતને આપ્યો છે. અહુરમઝદના અનેક લક્ષણોમાંનું એક તો એ છે કે તે સાહેબ સર્વોત્તમ દૃષ્ટિ

યા નજર ધરાવે છે. આ દૃષ્ટિથી તે સાહેબ, પોતાની મરજી પડવે, શું ઘટતી ચીજોની પેદાયશ કરવી જરૂરની છે તે જોયું. પણ તે પેદાયશોની આગમજ તેના આકારો જેવા આપણે હાલ જોઇએ છીએ, તેવા આકારો પોતામાંજ ચિતારેલા એ સાહેબે જોયા નહતા. પણ જો ખાકી દુન્યાને ખુદા પોતાની સર્વોત્તમ નજરથી જોઇ શકયો, અને ઉપર જણાવ્યું તેમ ખુદાએ પોતાના ગુણ લક્ષણનો એક બારીક અંશ માણસ જાતને આપ્યો, તો માણસમાં સમાયલી આત્મિક શક્તિની મદદથી શું તે મીનોઇ જીંદગી યા મીનોઇ ચીજો જોઇ ન શકે? હૈયાતી, ઐક્યતા, અનંતતા (the Infinite) અપરાધીનતા (the Absolute), વ્યવસ્થા, ન્યાય, વિગેરે અણદીઠ ચીજોનો ખરો સારાંશ ન જાણવા છતાં શું આપણે એ ચીજો સમજી શકતા નથી, યા કબુલ કરતા નથી? અને જો આપણે આ બધું સમજી શકયે, માન્ય રાખી શકયે તો આપણે ખુદા, આત્મા, આત્માના સ્વભાવ, મૂળ અને નિર્માણ થયલાં છેવટને શા માટે સમજી નહીં શકયે યા કબુલ ન કરી શકયે?

વળી આપણને ઝંદ અવસ્તા શીખવે છે કે આ ખાકી દુન્યા ઉપરાંત બીજીજ ઉચ પ્રકારની દુન્યા તેમજ જ્ઞાન હસ્તિ ધરાવે છે કે જે કોઇ માણસ જોઇ શકયું નથી અને જે ઇનસાનની ઇંદ્રિયોની શક્તિ ઉપરાંત છે, તે અનંત મીનોઇ જહાનનું દેખીતું ચિન્હ આકાશ છે; પણ તે મીનોઇ જહાન તરફથી અનેક સાબેતીઓ આપણા તરફ આવે છે, જે સાબેતીઓ આપણી અકકલ તેમજ વિચાર વડે આપણે સમજી શકયે છીએ. કોલંબસ જ્યારે નવી દુન્યાની શોધમાં મુસાફરીએ નિકળ્યો તે પહેલાં તેને તે દુન્યાની હયાતીના અનેક આડકત્રા પુરાવા મળી ચુકા હતા, અને નવી દુન્યાના કીનારાપરથી પાણીમાં ઘસડાઇ આવેલી વસ્તુઓ પરથી તે સમજી શકયો હતો કે તે કિનારાની નજદીક આવી પહોંચ્યો હતો.

આ દુન્યામાં હજી આપણે જાણે નિશાળના પહેલાં ધોરણમાં હોઇએ તેમ છીએ; આપણી શક્તિ ઉપરાંતની ઘણી ચીજો આપણે સમજી શકતા નથી. ભવિષ્યમાં જ્યારે આપણી શક્તિઓ હજારઘણી ખીલશે અને આપણાં મનનું બળ તેમજ આત્મિક બળ જ્યારે વધશે ત્યારે તે ચીજો આપણે સમજી શકીશું. વહેમ મટાડવાનો રામબાણ ઉપાય જ્ઞાન છે કે જે આપણાં મગજને રોશની આપતું રહે છે. જ્ઞાનની કોટાઇને લીધે આપણે ઠોકર ખાઇએ છીયે તેમજ આપણું મન અને આત્મા પણ ઠોકર ખાય છે. માટે વંદીદાદનો મહાન લખનાર કહી ગયો છે કે, "જે શખસ જ્ઞાન મેળવવા આતુર હોય તેને ધર્મની કેળવણી આપો કે જેથી તે વધુ ચપળ બને અને અશોઇમાં વધુ મુસ્તકીમ રહે."[1] તેજ મુજબ મહાન જરમન ફિલસુફ ગથે મરણ વખતે કહી ગયો, "મને વધુ રોશની (યાને જ્ઞાન)ની જરૂર છે" અજ્ઞાનતા, વહેમ અને શંકાનો અંધકાર મટાડવા જ્ઞાનની રોશનીની મોટી જરૂર છે.

આત્માને નકકર પદાર્થનું રૂપ આપવાને બદલે આજના જમાનાના શાસ્ત્રો નક્કર પદાર્થને આત્મિક રૂપ આપે છે. સર વિલિયમ ક્રુકસ લખે છે કે, "ઉપલાં અવલોકનો ઉપરથી એમ માલુમ પડે છે કે વસ્તુ વસ્તુ વચ્ચેના ખરા સંબંધનું જ્ઞાન રેડીયમની શોધ ઉપર આધાર રાખે છે, ઘણું કરીને રજકણો (જેના એકત્ર થવાથી નકકર વસ્તુઓ બને છે તે) ઇથરના મોજાઓમાં પ્રવાહ માફક પીગળી જાય છે યાતો દુન્યામાં સર્વ વ્યાપક વિજળીક બળ સાથ આમેજ થઇ જાય છે. આ પ્રમાણે આપણે નકકર પદાર્થ અને અણદીઠ બળ વચ્ચેની હદપર આવી પુગ્યે છીએ કે જ્યાં નકકર પદાર્થ બળમાં ફેરવાઇ જાય છે. ભવિષ્યના

---

૧ વંદી. પરગ. ૪, ફ. ૪૪-૪૫.

સૌથી મોટા સવાલોનો આધાર આ હદની શોધખોળ ઉપર આધાર રાખશે. ઘણી અગત્યની અને અજાયબ જેવી સત્ય વસ્તુઓ આપણુને અહીઆં મલવી જોઇએ."

મોટામાં મોટી ભરતીની પણ છેવટે ઓત થાય છે. આપણે થોડા વખતમાં જોઇ શકશું કે ખાકી દુન્યાની ચીજોની માયાનો મોજો, જે સાયન્સની કેળવણીને આભારી છે તે પાછળ હઠશે અને થોડા વખતમાં નાબુદ થશે. અને એવો એક સુખી છેવટનો જમાનો આવશે કે જેમાં મહાન શોષયંતો અને સંપૂર્ણ જ્ઞાન પામેલા અશો નરો આ દુન્યાને રસ્તાખીઝ અને ફ્રશોકેરેતી તરફ લઇ જશે, અને ઝંદ અવસ્તાનાં નીચે જણાવેલા ફકરામાં કહ્યું છે તેમ માણસોના વિચારોને મીનોઇ ચીજો ઉપર અને ખરાં સત્યપર જાહુકના ચોંટાડશે. "ઓ અહુરમઝદ! સર્વથી ઉત્તમ મનના માણસો (શોષયંતો) ક્યારે પેદા પડશે. ક્યારે તેઓ આ દુન્યાની મજાહમાં મસ્ત બનેલાઓની બદી નાબુદ કરશે?"[૧] "ઓ અહુરમઝદ! ક્યારે અમને સર્વેથી ઉત્તમ અશોઇ મલશે? કોણ અમને બૂરા ઘાટકી શખસોથી બચાવશે?..."[૨] "આ માણસો (બચાવનારા) શોષયંતો છે કે જેઓ તારાં સર્વેથી શ્રેષ્ટ મન અને અષને આધારે, સઘળા સાથે મળી તારા હુકમ મુજબ સારાં કામો કરતા રહેશે; કારણ કે દેવ-પરસ્તોના જુલમ અને ઘાતકીપણાને દૂર કરવા તેઓને સરજવામાં આવ્યા છે..."[૩] "રસ્તાખેઝને વખતે, ઓ અહુરમઝદ! તારા પરોપકારી આત્મા સાથ તારાં ઉત્તમ મન અને સર્વોપરી સત્તા સાથ તું અમો તરફ આવશેજ અને તારા પ્રતાપે દુન્યાના લોકો અશોઇ વડે આબાદી મેળવશે. આરમેઇતી યાને સંપૂર્ણ અશોઇ તારા ડહાપણભર્યા કાનુનો

૧. યજ. હા. ૪૮. ફ. ૧૦.
૨. યજ. હા. ૪૮. ફ. ૧૧.
૩. યજ. હા. ૪૮, ફ. ૧૨.

જાહેર કરશે અને શીખવશે કે જે કાનુનોને લીધે કોઇપણ માણુસ ઠગાઇ કરી શકશે નહીં."[1]

નીચે જણાવેલા દીનકર્દમાંથી મલતા ફકરાઓ પણ આપણુને ઉપર ટાંકેલાં ગાથાનાં લખાણો મુજબજ શીખવે છે. "વધુમાં તેઓએ બાર નક્ષેત્રો ઉપરથી જાણ્યું કે અંતે દેવો (યાને ધર્મ વિરૂદ્ધ થનારી શક્તિઓ) ની હાર થશે અતે તેઓનો નાશ થશે; ધર્મી લોકોનું દેવપરસ્તો સાથના ઝગડામાં ગેબી રક્ષણ થશે; માણુસો લડાઇઓ અને ખૂનરેજી પછી અશો થશે, અને દુન્યામાં જ્યાં જ્યાંબી દેવોને માનનારા અધર્મી લોકો રહેતા હશે, ત્યાં ત્યાં તેઓને હોશેદર, હોશે-દરમાહ અને શોષ્યોશ યાને સચ્ચાઇના ધર્મને સજીવન કરનારા અને તેનો ફેલાવો કરનારા પુરૂષો રાસ્ત ધર્મ તરફ લઇ જશે. અહુ-રમઝદે બક્ષેલા આ ધર્મની રૂહે શોષ્યોસ લોકોને દુઃખમાંથી છોડવી જાથુકના સુખી કરશે."[2]

એક અધર્મી પારસીએ મને એક મેળાવડામાં સવાલ કીધો કે "ધર્મ શું ને વાત શું? ધર્મીમાં ખપતા અનેક શખસોની ચાલચલણ જોતાં તો મને ધર્મ માટે કાંઇ પણ માન રહેતું નથી." મેં જવાબ દીધો કે, "હું કબુલ કરૂં છું કે આપણા ધર્મના સિદ્ધાંતોનો અને ક્રીયાકામોનો અનેક રીતે ગેરલાભ લેવાય છે. પણ હું એમ પુછું કે આપણી દુન્યામાં કયાં એક પણ સારી ચીજ બુરી ચીજોથી તમામ નિરાળી મળે છે? શું રાજ દરબારમાં ગેરવ્યવસ્થા નથી ચાલતી? શું તમે એવી ગેર-વ્યવસ્થા સામે વિરોધ બતાવવા તમારા શેહેરી તરીકેના હકો તજી દેશો? ઘરના વડીલોની તેમજ શાહેરના સભાધિકારીઓની સત્તાના

૧. યજ. હા ૪૩, ફ. ૬.    ૨. દ. પે. દીન. પુ. ૯, પા. ૬૧૭.

ગેરઉપયોગ કરતાં બીજી કંઇ ચીજનો વધુ દલગીરીભર્યો ગેરઉપયોગ થાય છે? એવા ગેરઉપયોગને લીધે શું આપણે એ સત્તાઓનો અધિકાર નાબુદ કરીશું. તમારી જીંદગી તરફ નજર કરો. શું તે સર્વ ખોડખાપણથી નિરાળી છે? માટે રૂડી ચીજના ગેરઉપયોગ માટે ઠપકો ગેરઉપયોગ કરનાર ધણીને ઘટે છે, અને નહી કે સારી ચીજોને કે જેનો આપણી સંપૂર્ણ દુન્યામાં ગેરઉપયોગ થવાનો સદા સંભવ રહે છે."

જો આપણે વેનીસ જેવા શેહેરના ચિત્ર પ્રદર્શનમાં જઇ કોઇ ચિતારાને પુછીશું કે "ચિત્રકળા શું ચીજ છે?" જો તે આપણને કોઇ લેભાગુ ચિતારાના કામ આગલ લઇ જશે કે રફેલ અથવા માઇકલ એન્જેલો જેવા મહાન ચિતારાઓની હુન્નરમંદી દેખાડી કહેશે કે, "આનું નામ તે ચિત્રકળા?" તેજ પ્રમાણે જો કોઇ શખસ ધર્મની હાસ્યજનક નકલ તરફથી યા અશો જીંદગીના માત્ર દેખાવમાંથી ધર્મજ્ઞાન મેળવવાની આશા રાખતો હોય, તો તેવાને હું આપણા પવિત્ર પુસ્તકમાં જગ આશકાર થયલા કુશળ અને પ્રખ્યાત નરનારીઓના જીંદગી વૃતાંત તરફ આંગલી કરી દેખાડીશ; તેઓને હું જરથુસ્ત્ર, હવોવી, ગુસ્તાસ્પ, હુતોઅસ, જામાસ્પ, મેદીયોમાહ, ફ્રશોસતર, અર્દાવિરાફ, આદરબાદ, તોસર, આદરફ્રનાબાગ અને એવા મહાન વરદાન પામેલા નરનારીના દાખલા બતાવીશ. તેઓની જીંદગી અને જીંદગીના કાર્યો ખરો ધર્મ શું છે તે બતાવી આપે છે. એ ઓ સાધારણ માણસોથી અતિશ્ય શ્રેષ્ટ થઇ ગયલા છે અને આપણી આરાધનાને લાયક હમેશાં રહેશે.[1]

"અદલ માણસોની યાદ સદા સ્તુતિને પાત્ર છે." શું તેજ પ્રમાણે આપણે દુન્યાની દોલતથી સંતોષ પકડનાર શખસો કે જેઓ સંસારી ચીજો પાછળ જીપલાવવામાં જીંદગીનું સાર્થક સમજે છે,

---

૧. ય. ૧૩.

તેઓ માટે પણ કહી શકીશું? બેબીલોનના શહેનશાહ નેબકડનેઝરે પોતાની સર્વોપરી સત્તાનો ખ્યાલ લોકો પર બેસાડવા એક સોનેરી પૂતળું ઉભું કીધું હતું, એ બીના સર્વેને જાણીતી છે. તેની આસપાસ તેને પોતાના રાજ્યોના મૂલ્કી તેમજ લશ્કરી અમલદારો ભેગા કીધા અને તેઓને ફરમાવ્યું કે વાજીંત્રોના સરોદ નિકળતાં સાથ દરેકે ગુથણ પર પડી તેની પૂંજા કરવી. ત્યાં મલેલી લોકોની ઠઠમાં ફક્ત ત્રણ જવાન પુરૂષો હતા કે જેઓએ તે શહેનશાહી ઢંઢેરાનો તુચ્છકારથી અનાદર કરવાની હીમત કીધી. આવી ક્રીયા અને પૂંજા સામે ધિક્કાર બતાવતાં તેઓએ કહ્યું કે આવા હુકમને તાબે થવા કરતાં તેઓ ભઠ્ઠીમાં બળીને મરવાનું વધુ પસંદ કરતા હતા. "ઓ શહેનશાહ, તું જરૂર માનજે કે અમો તારી ઉભી કીધેલી મૂર્તિની યા સોનેરી પૂતળાંની પૂંજા કરશું નહીં." હવે કોણ શખસોને તે શહેનશાહે છેવટે માન મરતબાથી નવાજ્યા? તેણે કોણ શખસોને ઉંચ્ચી પદવી આપી પોતાના માનીતા અમલદારો બનાવી રાખ્યા? જેઓ પોતાના ગુથણે પડી તેની સ્તુતિ કરવા તૈયાર થઇ ગયા હતા, તેઓને નહીં, પણ જેઓએ ખુલ્લી સમાજની અંદર તેના હુકમનો અનાદર કર્યો હતો. ખાસ ફરમાન બહાર પાડી આ ત્રણ શખસોને તે શહેનશાહે ઉંચ્ચ પદવી આપી. તેઓને આમ સચ્ચાઇની લડતમાં ટટાર ઉભેલા જોયા તેથીજ તેઓનાં વખાણ સાથ તેઓને રાજ્ય સત્તા આપી. દરરોજ આપણે આપણી દુન્યાને એજ પ્રમાણે વર્તતી જોઇએ છીએ, જેઓ દુન્યાએ ઉભી કીધેલી મુર્તિઓને નમન કરવા તત્પર રહે છે તેઓને દુન્યા છેવટે વિસારી મુકે છે; પણ જેઓ નામના મેલવવાની દરકાર નહીં કરતાં, ખુશામતને ધિક્કારતા, નામોશી અને જુલમની ભઠ્ઠીમાં બળી મરવા તૈયાર થાય છે, તેઓને દુન્યા છેવટે માન આપે છે.

ઝંદ અવસ્તામાં જણાવેલા દએન યાને મઝદના ધર્મને બદલે આજના કેટલાક જરથોસ્તીઓએ પોતા માટે નવાજ પ્રકારની બંદગી ઘડી કહાડી છે, આને લીધે તેઓ હીન્દુ અને બુધ્ધ ધર્મમાં માનનારા મુર્તિ પૂંજકો કરતાં બદતર પ્રકારના મુર્તિ પૂંજકો થઇ ગયા છે. કેમકે આ જાતોનું મુર્તિ પૂજન જોકે નાપાક રિવાજ છે, તો પણ તેમાં ધર્મ યકીનનો થોડો પણ અંશ સમાયલો છે. તેઓનું મુર્તિ પૂજન એ કુદરતની સ્તુતિ છે; કુદરતી શક્તિ તેમજ કુદરતી ચમત્કારોને ખુદાઇ રચનાના ભાગ દાખલ તેઓ લેખે છે અને તેઓમાં ચોક્કસ ગુણો છે એમ માને છે. પણ પારસીઓનો ચોક્કસ ભાગ જે મુર્તિ પૂજનમાં માને છે તેમાં આટલા પણ તારીફ લાયક ગુણો જોવામાં આવતા નથી. સાયન્સને આધારે થયલી શોધખોળ માટે બેહદ ચાહ, દોલતની મોહીની અને લક્ષ્મીની પૂંજા, ખોટા દેખાવ, ચાઇ ચાઇ પાછલ પછાડા અને આપ વડાઇ, એજ એમનું મુર્તિપૂજન છે. મગરૂર અને છાલકાં ભેજાંના માણસોનો મૂખ્ય દોષ એ છે કે તેઓ પોતાની મુર્તિઓને અહુરમઝદના બુલંદ દએન કરતાં ચઢતી પદવી આપે છે. દુન્યાની દોલતની મોહ, લાલચો અને વાસનાઓ આપણી કોમને ઝેર સમાન થઇ પડયાં છે.

પૈસા પેદા કરવા અને ખરચવામાં, ખરી અંગી સખાવતને બદલે ખોટી ફીશ્યારીને ખાતર ઉદારતા બતાવવામાં, રાજદ્વારી અને સંસારી હરીફાઇની ઉશ્કેરની કરવામાં, છુટાપણાના નામ હેઠળ અણુઘટતી છૂટ લેવાની હિમાયતી કરવામાં, ગલીચ સાહિત્યો અને હવસ ઉશ્કેરનાર ખબરપત્રો વાંચવામાં અને મોજશોખ પાછળ પડવામાં ફકત આજના દુન્યાની લોભ અને લાલચને વશ થયલા કહેવાતા "સુધરેલા" પારસીઓનો સુધારો સમાયલો છે! તેઓના મીનોઇ જહાનના લાભોની વાત તો અભરાઇએ મેળાય છે.

સુધરેલામાં, આગળ વધેલામાં ખપવાની તેઓને મોટી આશા રહે છે. ખોટા દેખાવો અને મોજમજાહની, જગતની નજર તેઓ પર સ્થિર રાખવાની અને દુન્યાની ઘડીમાત્રની વાખવાખી મેળવવાની તેઓને સદા મોટી ઉમેદ રહે છે. ભુખ મટાડવા માટે ખાવાની યા તરસ મટાડવા માટે પીવાની તેઓની નેમ નથી, પણ એવી શારીરીક સુખ-સગવડને લગતી બાબદોમાં પણ તેઓ મોટી પ્રવિણુતા યા વિદ્વતા ધરાવતા હોય તેવું રૂપ આપવાની તેઓને ઇચ્છા રહે છે.

આપણે આજના જવાન્યાઓને મોઢથી સાંભળ્યે છીયે તેમ તેઓની જીંદગીનો મુદ્રાલેખ એજ છે કે, જીંદગી જો મોજશોખમાં પસાર કરી શકાતી હોય, તો ભલેને પછી ટુંકી નીવડે. "આજેજ ખાઇ, પી અને મજાહ ઉડાવો કેમજે કાલ કોઇએ જોઇ નથી." પણ એવી મોજ શોખની જીંદગીમાં પડયા પછી તેઓને ઇસ્પીતાલોની મૂલાકાત લેવા દેવો અને ત્યાં રાત અને દીવસ તેઓની નજર સામે આવે અને તેઓને પોતાની મૂર્ખાઈથી દૂર રાખે, એવા કદર બિહામણા દેખાવો તેઓને જોવા દેવો. તરતજ તેઓના અંતઃકરણમાંથી દુઃખી હાય અફસોસ નિકળશે કે, "અરે, મેં મારી જીંદગી પાપ અને પાયમાલીમાં ખતમ કીધી, મેં અનેક વિપત્તિઓ ખમી; મારૂં અભિમાન મને શું કામ લાગ્યું? મારી દોલતની ગરૂરીથી મને શું લાભ થયો? હું મૂર્ખ બન્યો છું, ખરેજ મૂર્ખ બન્યો છું."

જો સાધારણ રીતે જીંદગી નાટક સમાન છે કે જેમાં આપણે સર્વે પાઠ ભજવનારા છીએ, તો ઉપર જણાવેલા સુધરેલા પારસીઓ જીંદગીને ખરેખર નાટકમાંજ ફેરવી નાંખે છે. આ કહેવાતાં સુધરેલાં મંડળોને કેવા પ્રકારની જીંદગી આપણાં વચ્ચે ગુજારતાં જોઇએ છીએ? જો નાટકમાં નકલી ભાગ ભજવાય છે, નકલી પ્યાર, નકલી ધિક્કાર,

નકલી શણુગાર અને નકલી જવાહીરો વીગેરે જોવામાં આવે છે અને જ્યાં જેમ સર્વે ચીજ નકલી અને ખોટી છે, તો શું તે બધાંથી એઓની જીંદગી ઓછી નકલી, ઓછી ખોટી કે ઓછી ઢોળધાલુ છે?

આ કહેવાતા પારસી સુધારકોમાં કેટલેક દરજ્જે અહંકાર અને બેઅદબી જોવામાં આવે છે? તેઓ સર્વે ચીજનો ઇનકાર કરે છે; તેઓ અહુરમઝદની હસ્તીને કબુલ રાખતા નથી અને પોતાના પયગાંમબર જરથુસ્તને સ્વીકારતા નથી; તેઓ ધર્મને ગણકારતા નથી યા સમાજમાં માનતા નથી; તેઓ ગણિતશાસ્ત્રની સચ્ચાઇમાં યા મીનોઇ જહાનની હસ્તીમાં તેમજ દેખીત યા અણુદીઠ ભલી શક્તિની હૈયાતીમાં ભરોસો રાખતા નથી. કાંઇ પણ ચીજ તેઓની હાંસી મશ્કેરીમાંથી છટકવા પામતી નથી કેમજે તેઓના છુટાપણાની વાસનાની કંઇ પણ હદ તેઓ રાખતા નથી.

તેઓ સીધી યા આડકત્રી રીતે આપણાં મગજ ઉપર એમજ ઠસાવવા માગે છે કે હાલના જરથોસ્તીઓએ સંસારી તેમજ ધામીંક બંધારણોનો સમૂળો નાશ કરી તેની જગ્યાએ કાંઇ નવુંજ ઉત્પન્ન કરવું જોઇએ. વહાલા વાંચક! તમારે યાદ રાખવું કે જ્યાં સમાજ યા ધર્મ પોતાની આબાદ હસ્તિના પહેલા તબકકા પછી નબળાં પડે છે તેને સુધારવાની અને સજીવન કરવાની આપણી ફરજ છે. કેમકે એ કામ કરવું તે તેઓની અસલ સ્વચ્છતાની ટોંચે પુગાડવાની કોષેશ કરવા બરાબર છે. એવી જાતના સુધારા ફાયદાકારક અને સારા છે અને અનેક વખત ફત્તેહ સાથ દાખલ કરવામાં આવ્યા છે. પણ આપણી પુરાણી સંસ્થાઓ બદલી નાખવી આપણો ધર્મ નિયમોનો ઉંધો અર્થ કરવો, આપણાં કોમના વડવાઓએ અને ધર્મના સ્થાપનારાઓએ આપણે માટે જે માર્ગ દોરી રાખ્યો છે

તેનેથી અલગ જવું, એ ધર્મ યા સમાજ સુધારવાને બદલે તેનો નાશ કરવા બરાબર છે.

આવા શખસોનાં કામો દુન્યાના ખરા સુધારા વધારાની ફત્તેહમાં હરકત કરે છે, જો કે પોતાની બૂરી નિષ્ટા અને કોષેશોના પરિણામથી એઓ અંજાણ રહે છે. આવી બૂરી નિષ્ટા અને કોષેશોને લીધે સામાજીક વ્યવસ્થાનો મનુષ્ય ઉપરનો કાબુ નબળો પડી નાબુદ થાય છે, એ દુન્યાનો અનુભવ છે. જો કે અનેક વખતે એઓ પોતાની સુધારાની ધારણામાં નિષ્ફળ નિવડે છે તો પણ કોમના ખરા સુધારા અર્થે તેઓએ કીધેલી કોષેશોમાં કાંઇ અગત્યની જોઇતી ચીજ રહી ગઇ હશે એમ તેઓને શક જતો નથી.

ધર્મની મદદથી અને તે મારફતે ખુદાની મદદ માંગી આવા શખસોએ પોતાની ગંભીર ભૂલો સમજી તે સુધારવાની કોષેશ કરવી ઘટે છે. પોતાના સ્વભાવ અને તર્ક શક્તિ સાથના મનુષ્યના સંબંધ કરતાં તેનો ઇશ્વર સાથનો સંબંધ વધું ઉંડો અને ઘાડો છે એમ તેઓએ માન્ય રાખવું જોઇએ, કેમકે એ બાબદનો અસ્વીકાર કરવો એ માત્ર મગરૂરી અને અહંકારીને લીધે મનુષ્ય જાતના એક ઘણાજ ઉમદા ગુણનો અસ્વીકાર કરવા જેવું છે. આ દુન્યાની શારીરીક મોજશોખ કરતાં વધુ શ્રેષ્ટ ચીજો મેલવવાની કોષેશ નહીં કરવી અને શારીરીક સુખમાં ઉમેરો કરનાર ચીજોનેજ ઉમદા લેખવી એ માનસાઇ મોજ્બો મરતબો તજી દેવા મિસાલ છે. "માટે આ દુન્યાની ફાની દોલત ખુદાને અને તેની ભક્તિનાં કામોને અર્પણ કરો અને ખુદા ઉપર વિશ્વાસ રાખો; તે તમારી સાથ સદા રહેશે જેથી તમો શરીરે અને આત્માએ સર્વેથી સરસ નિવડશો. તમારા પોતાના હાથે મીનોઇ દોલત ભેગી કરો કેમકે જે સવાબનાં કામો તમો પોતે હાથે કરશો તેનાજ પ્રતાપે તમામ જગતમાં થયલાં સવાબના કામોમાં

તમો ભાગ પાડી શકશો. સારા ધર્મની મદદથી તમો સુધરો કે જેથી તમામ જગતમાં તમો ખરા સુધરેલામાં ગણાવો."[૧]

જેમ ફ્રાન્સ, જરમની અને બીજા દેશોમાં બન્યું તેમ, વરસોના વહેવા સાથ આપણી કોમમાં પણ અધર્મીપણાંના, સંસાર માયાનાં, વહેમ અને મોજશોખનાં ધોળે દીવસે રોપાયલાં બીયાંનો અશુભ પાક ઉભરી નિકળ્યો છે. આજના વખતના પારસીઓમાં પેવશ થયલી અનેક બદીઓના ટુંક ઇનતેખાબ ઉપરથી આપણને સંગીન ધર્મ આસ્થાની કેટલી હદે જરૂર છે તે જણાઇ આવશે. જે બદીઓ આપણાં સામાજીક બંધારણને કોતરી ખાય છે અને જે આપણી ઉધરતી ઓલાદના બાંધા અને નીતિ ઉપર ખરાબ અસર કરે છે તેમાંથી ફકત થોડી બદીઓ ઉપરજ ધ્યાન ખેંચવા સિવાય હું આ પુસ્તકમાં વધુ કરી શકવાનો દાવો કરી શકું નહીં.

પહેલી અને સર્વેથી હાણીકારક બદી જે આપણી કોમ સામે ડોળા ઘુરકતી ઉભી છે તે આપણી કોમના સ્ત્રી પુરૂષોને જીંદગીમાં કુંવારા રહેવાનો યા મોટી ઉમરે પરણાવવાનો વધ્યો જતો વા છે. આવી વળણને લીધે લગ્નોના પ્રમાણ સાથ જનમ પ્રમાણમાં મોટો ઘટાડો થાય છે. જો જન્મ પ્રમાણ દીવસે દીવસ ઘટતું રહેશે તો કોઇ દીવસ આપણને વિલાપ કરવો પડશે કે "જોયું, આ ખુદા અને તેની દીનને તરછોડ કરવાનું પરિણામ?"

ઇતિહાસ ઉપરથી પુરવાર થાય છે કે ઘટતું જન્મ પ્રમાણ નબળી પડતી પ્રજાનું ચિન્હ છે અને મોટું બાળમરણ પ્રમાણ એ પ્રજાકીય ધનની મોટી બરબાદી છે. તવારીખનવેશો લખી ગયા છે કે રોમન શહેનશાહતની પડતી માણસોની તંગાસને લીધે આવી હતી. જો હાલની કુંવારા રહેવાની વળણ આપણામાં વધતી જાય તો આપણી

---

૧. દ. પે. દીન. પુ. ૫. પા. ૩૧૫.

જગઆશકારા પારસી કોમનું શું થાય? જો આપણી કોમના નર-નારીઓ જુદદીન સાથ લગન કરવાની જીદને વળગી રહે તો આપણી પ્રખ્યાત કોમના ભવિષ્યનું શું? "શુદ્ધ અને ચોકખી સ્થિતિમાં વંશવૃદ્ધિ માટે અને પોતાની ઓલાદના વિસ્તાર વધારવા માટે આપણા વડવાઓના રિવાજોનો અહેવાલ આપણને પુસ્તકો ઉપરથી મળી આવે છે."[૧] "બુરાઇ અને કજીઆ કંકાસ દૂર કરવા માટે દરેક જરથોસ્તી ધર્મમાં માનનારે એજ ધર્મના માનનાર સાથે લગનના પવિત્ર ગાંઠથી જોડાવું જોઇએ, કે જેથી તેઓને અને તેઓની કોમને દોજખમાંથી છૂટકારો મેળવવાનું કૌવત મળે. પોતાનીજ કોમના નરનારીનું જોડું સંધાય તોજ તે ખેતોદત ગણાશે. આ પ્રમાણે થયાથી તેમજ અશો અહુરમઝદની આરાધનાથી એક માણસ પોતાની ઓલાદને અને સગાંવહાલાને ઇજ્જત અને કૌવત આપી શકશે. પોતાના સગાંઓમાં અને પોતાની કોમના ઓળખીતાઓમાંજ આ પ્રમાણેનો લગનનો સંબંધ થવો જોઇએ કે જેથી સદાકાલ તે સંબંધ ટકી રહે..."[૨]

પારસી કોમની પડતી સ્થિતિનું બીજું ચિન્હ પારસીઓનાં નબળા પડતા ગુણ લક્ષણો છે. એ તો દેખીતું છે કે એક કોમ યા પ્રજાના બળનો આધાર તેની સંખ્યા તેમજ તેઓના ગુણલક્ષણ પર રહે છે. અર્લ હેગને મેન્ચેસ્ટર શેહેરનું છૂટાપણું બક્ષવામાં આવ્યું હતું ત્યારે યુનિવર્સિટીના જવાન્યાઓ સનમુખ ભાષણ કરતાં તે સપેહસાલારે કહ્યું હતું કે, યુરોપના મધ્ય રાજ્યો સાથની છેલ્લી ખૂનખાર લડાઇની જીત, સચ્ચાઇ ખાતર લડતને, બ્રિટિશ ગુણલક્ષણને, તેઓની એકત્ર થવાની શક્તિને અને સચ્ચાઇને ખાતર ખુશીથી ભોગ આપવાના બ્રિટિશ નિશ્ચયને આભારી છે, એમ માનવામાં તેવણને જરાએ સંદેહ ન હતો, જે ગુણ લક્ષણોને લીધે લડાઇમાં બ્રિટ-

૧. દ. દા. દીન. પુ. ૧૦. પા. ૨૪. ૨. દ. પે. દીન. પુ. ૨. પા. ૯૧.

નનો જય થયો અને જેની દુન્યાનાં અનેક કામો માટે ભવિષ્યમાં જરૂર છે, તે ગુણો ત્યાંની જાહેર નિશાળો અને યુનિવર્સિટીએ જવાન્યાઓમાં બરપા કીધા હતા તે માટે બ્રિટન દેશનો આભાર માનપૂર્વક એઓએ કબુલ કીધો હતો.

હવે, ઘણાં પારસી કુટુંબોમાં સદગુણો તેમજ માબાપનો કાબુ જોવામાં આવતો નથી એ વાતનો ઇનકાર કરવો સહેલ નથી. જેમ જાહેર નિશાળો અને પાઠશાળાઓમાં તેમજ ઘરમાં માબાપોની તેઓનાં બચ્ચાંઓની કેળવણી વિષે શું આશાઓ હોવી જોઇએ? શું તેઓએ પોતાના બચ્ચાંઓને સારી ચીજો અને સચ્ચાઇ અખત્યાર કરવાની આદત પાડવી જોઇએ, કે દુન્યાની મોજશોખ, નકલી દેખાવો અને મગરૂરીના ખોટા ખ્યાલોથી તેઓનાં મગજ ભરવાં જોઇયે? શું પોતાના નુકસાનકારક દાખલાઓથી તેઓને દુન્યાના ઘડી ભરના આનંદ અને ગમતની શોધમાં પડવા શીખવવું લાયક છે? જે માબાપો પોતેજ છાલકાં મગજનાં હોય, મોજમજાહમાં લીન થયલાં હોય તેવાંઓ તરફથી તેઓનાં બચ્ચાં જવાબદારીની સમજ કેમ મેળવી શકે? સારી કેળવણીની કોટાઇને લીધે અને હદ બહારની છુટ બચ્ચાંઓને આપ્યાથી માબાપો સગીર વયનાં છોકરાંઓ ઉપર પણ ધાક કાબુ રાખી શકતા નથી એ ઘણી દલગીરીની વાત છે.

આપણી કોમની નબળી પડતી સ્થિતિનું એક બીજું ચિન્હ તે પારસીઓનાં પૈસા પાછલ વળખાં અને પૈસાની પૂંજા છે. પારસીઓનો એક વર્ગ તો જાણે પૈસાને નમસ્કાર કરવામાંજ ગુંટાયો છે. આનું કારણ એ છે કે પૈસાના બળ ઉપર તેઓને જબરો વિશ્વાસ હોય છે. તેઓ માને છે કે પૈસો અજબ મંત્ર છે કે જે સર્વે ચીજ કરવાને શક્તિવાન છે. તેઓ પૈસાના પ્રમાણમાં સુખ અને આબરૂ સમજે છે, માટે લક્ષ્મીને સઘળું અર્પણ કરવાને તેઓ તૈયાર

થઇ જાય છે. આ પૈસાની પૂંજા તો કેટલીક વખતે હદ કરે છે. પૈસાએ આપણી કોમમાં એક અમીર વર્ગ ઉત્પન્ન કીધો છે. પૈસા એકઠા કરવામાં, મેજબાનીઓ અને "ટીપાર્ટી" આપવામાં અને મોટાં લોકો સાથ અને રાજદ્વારી મિત્ર મંડળમાં લાગવગ ધરાવવામાં એઓ મોટાઇ સમજે છે. આથી ઉલટુંજ, આપણા અસલી જરથોસ્તીઓ પૈસા પેદા કરવાનીજ નહીં, પણ દુન્યામાં બાહર પડી અશો જીંદગી ગાળી પોતાના બચ્ચાંઓને માન મરતબો મેળવેલાં જોવાની ઉમદા નેમ રાખતા હતા.[1]

વળી આ કોમની પડતી જતી સ્થિતિનું એક વધુ કારણ જુગારનો વધ્યો જતો લખ છે, કે જેને આધારે મૂર્ખાઓ ટુંક મુદ્દતમાં તાલેવંત થવાના ફાંફાં મારે છે. હું ગરીબ અને નાની ઉમરના કેટલાક પારસીઓને ઓળખું છું કે જેઓ, પાનાં તેમજ ઘોડાદોડની શરતો અને શેર સત્તામાં લીન થયલા રહે છે. પણ આપણા પૈસાદાર અને કહેવાતાં મોટે ઘેરના લોકોમાં તો જુગાર યાહોમ રમાય છે. કેટલાકો તો સમજ છતાં આ વમળમાં ખેંચાય છે અને છેવટે પોતાને અને પોતાના કુટુંબને સંતાપી, ખુહાર થઇ રખડે છે. મને કહેવાને દલગીરી ઉપજે છે કે જુગારનો ચડસ આપણી પારસી કોમમાં ચેપી રોગ સમાન ફેલાયો જાય છે.

જુગાર એક દગાખોર લુટારૂ છે કે જે પહેલાં તો થોડાક પૈસા આપણાં ખીસાંમાં ભરે છે, પણ છેવટે પોતાના હાથમાં ફસી પડેલા શિકારના પૈસા લુટી લેય છે, એટલુંજ નહીં પણ જીંદગીને સ્વચ્છ અને સુંદર રાખનાર ચીજોને પણ લુટી લેય છે. એક પળભાર વિચાર કરો કે જુગારમાં કીંમતી વખતની કેટલી બરબાદી થાય

---

૧. વંદી પરગ ૩. હા. ૨-૪; પરગ. ૧૯ હા, ૨૯-૩૨; વધુ જુઓ દ પે. દીન પુ. ૫. પા. ૩૧૫.

છે, પૈસાની કેટલી ફેંકાફેંક થાય છે, કેટલો ગુસ્સો ઉભરી નિકળે છે, શું શું દુર્ગુણો પેદા પડે છે, કેવી મારામારીઓ થાય છે, ધનનો કેટલો ધુમાડો થાય છે અને પરિણામમાં શું શું આફતો આવે છે; અને ત્યાર પછી વાંચકે વિચાર કરી લેવો કે જુગાર સદાચરણની ખરાબીનું મુળ છે કે નહીં.

એટલું યાદ રાખવું જોઇએ કે જે ચીજો સદગુણોનો નાશ કરે છે તે ચીજો માટે જરથોસ્તી ધર્મ ભારે તિરસ્કાર બતાવે છે. પૈસો યા કોઇ પણ ચીજ જે ખંત, ઉદ્યોગ, મહેનત વગર મેળવેલી હોય તેનો વપરાસ યા ઉપયોગ કરવાની આપણા ધર્મમાં મનાઇ છે. તેજ કારણે આપણો મહુજબ આળસાઇ, કુવડપણું અને હરામખોરીને ધિક્કારે છે.[૧]

આપણી કોમની નબળી પડતી સ્થિતિનું બીજું દેખીતું ચિન્હ બીડીની બદી છે જે પયગામબર જરથુસ્ત્રના ધર્મના અશોઇના મુળ શિક્ષણથી ઉલટી છે. કુદરતની રચનામાં સૌથી બુલંદ દરજ્જો ધરાવનાર આતશ, જેને જરથોસ્તી ધર્મે અશોઇ સાથ એક ગણ્યો છે, જેણે દરેક ચુસ્ત જરથોસ્તી અશો ગણે છે, તેની વિરૂદ્ધ બીડીની બદી જાય છે. દીનકર્દ પ્રમાણે "પાણી, વાયુ અને સર્વે દેખીત ચીજોનું અસલ મૂળ આતશ છે. તેને લીધેજ મનુષ્ય જાતની હુસ્તિ ટકી રહી છે દરેકની ફરજ આતશને હોલવવાથી દૂર રહેવાની છે...વળી તેને પ્રવાહી ચીજોથી તેમજ અપવિત્ર ચેપી વસ્તુઓથી દૂર રાખવો ઘટે છે... ગરમ યા થંડા પવનના ઝપાટાથી તેને સલામત રાખવો જોઇએ...તેની કાળજી અને સંભાળથી પાસબાની કરવાની અને આપણા ધર્મના ફરમાન મુજબ તેને સ્તુતિ પાત્ર ગણવાની આપણી

---

૧. આ પુ. નું. ૪ થું પ્ર. જુઓ.

ફરજ છે. તે ઉપરાંત ધર્મ ક્રીયા અને ધર્મ ભક્તિમાં જોમ અને જોશ ઉત્પન્ન કરનાર શક્તિ દાખલ તેને આરાધવો ઘટે છે...”[1]

જે ખાકી શરીરમાં અહુરમઝદે આત્માનું કીંમતી ગૌહર મૂક્યું છે તેનો અવિચારી માણસ ભલે નાશ કરે. પણ જેઓ બીડી ફુકે છે તેઓને જાણવાની જરૂર છે કે તમાંકુથી કેટલાંક દુઃખો અને ગુમડાં જેવાં દરદો થાય છે. ગ્રેટબ્રિટન અને યુનાઈટેડ સ્ટેટસના તબીબી મંડળો બીડીની બદીથી તનદરૂસ્તીની ભયાનક ખુહારી થાય છે એમ કહેવામાં એકમત છે, અને જે માણસોએ તમામ જીંદગી વૈદકશાસ્ત્રના અભ્યાસ પાછલ ગાળી છે તેઓનું પણ એજ મત છે. એક પ્રખ્યાત તબીબ જાહેર કરે છે કે લગભગ સીત્તર જાતના જુદાં જુદાં દરદો તમાકુના વપરાસને આભારી છે.

તમાકુ જેટલો તનને તેટલોજ મનને નુકશાનકારક છે. એક મહાન તબીબ જે એક દીવાનશાળાનો મોટો કારોબારી છે તે લખે છે કે, “મારી દીવાનશાળામાં આવતા દરદીઓના અરધા ઉપર ભાગે તમાકુના વપરાસથી પોતાની મગજશકિત ખોહી છે.” તબીબોનું મત છે કે તમાકુ મનુષ્યના સ્નાયુ બંધારણને નબળું પાડે છે અને તેની નબળાઇને લીધે મગજશક્તિને હાણી પહોંચાડે છે. કોઇ એકે વાજબી ટીકા કીધા છે કે શારીરીક અને નીતિની પાયમાલીનો માર્ગ તમાકુના પાતડાંથી છવાયલો છે. બૅનજામીન ફ્રૅંકલીન કહે છે કે, “કોઇપણ સાધારણ સમજ ધરાવતા તંદરૂસ્ત માણસને મેં એમ કહેતાં નથી સાંભળ્યો કે તંબાકુથી તેને કાંઇ પણ ફાયદો થયો હોય.” તોમસ જેફ્રસન જેવો પણ મહાન પુરૂષ કહી ગયો છે કે “તમાકુની ખેતી કરવી એ અસહ્ય દુઃખોની ખેતી કરવા બરાબર છે.”

તમાકુના બીજી રીતના વપરાસ કરવા કરતાં તેનો બીડીમાં

---

૧. દ. પે. દીન. પુ. ૯. પા. ૬૪૪ અને ૬૪૫.

વપરાસ કરવો ઘણો નુકશાનકારક છે. દલગીરીની વાત છે કે પારસી કોમના પૈસાદાર અને મધ્યમ સ્થિતિના જવાનોમાં બીડીની બદીનો 'ફેશનેબલ' રોગ લાગુ પડયો છે. જેઓ બીડી ફુંકે છે તેઓએ યાદ રાખવું કે તેઓ પાયમાલીના રસ્તા ઉપર કુચ કરે છે, અને પોતાની તનદરૂસ્તી અને દોલત ફુંકી નાંખે છે.

એક જાણીતા વેપારીએ ટાંકી બતાવેલો પોતાનો દાખલો મારા વાંચક વર્ગને જાણવાજોગ થઇ પડશે. તેણે કહ્યું કે, "મારી નાની વયમાં હું દરરોજ છ બીડી ફુકતો હતો અને દરેકની સરેરાસ કીંમત ૬ાા સેન્ટ પડતી હતી. એક દીવસે મેં વિચાર કીધો કે જે રકમ હું બીડીમાં ગુમાવું છું તે હું અલાહેદી મેળીશ અને જોઇશ કે ચક્રવર્તિ વ્યાજ સહીત તે શું રકમ થશે." અને તેને નીચલો હિસાબ બતાવ્યો. "હું ખુદાની મેહેરથી એ બદીમાંથી છુટો થયો તેને ગયા જુલાઇ માસમાં ૩૯ વરસ પૂરાં થયાં અને કુલ્લે બચેલી રકમ વ્યાજ સાથે ૨૯૧૦૩ દાલરની થઇ."

ઘણી શરમની વાત એ છે કે આજના કહેવાતા બહોળા વિચારો ધરાવતા સુધારકોએ આ બદીની સામે એક પણ શબ્દ ઉચ્ચાર્યો નથી. શરમ છે એઓ ઉપર કે પોતાની ચુપકીદીથી, પોતાની વર્તણુક અને દાખલાથી તેઓ એને ઉત્તેજન આપે છે. તન, મન અને આત્મા ઉપર આ બદીની અસર એક બળવાખોરના દેશદ્રોહની અસર સમાન છે; આ બદી જુવાનીનો જાલેમ દુશ્મન છે. બીડી પીવાથી સકમાઇનો કેટલો ધુમાડો થાય છે! જે આપણી કોમમાં બીડી પાછલ પૈસાનો ખોહ થાય છે તેનો જો અટકાવ થાય અને એ પૈસાનો સંગ્રહ કરવામાં આવે તો ગરીબોને મદદ કરવા કેવી બાદશાહી રકમ એકઠી થાય!

ઉપલી જણાવેલી બદીઓમાં સુસ્તી, હરામખોરી, ઉડાઉપણું,

મોજશોખ, અણઘટતી છુટ, બદફેલી, વ્યભિચાર, ગુન્હેગારી, છુટા-છેડા અને આપઘાતના દાખલાઓ ઉમેરો તોએ આપણી સામે ચિતારાયલા ભયાનક દેખાવનું ખ્યાન પુરૂં નહીં થશે. કોમી આપઘાત, નબળા પડતા સદગુણ અને સારી ચાલ, પૈસા માટે અતિ લોભ, જુગારનો બૂરો લખ, બીડીની બદી, શરીર બંધારણને નાશ કરનાર મોજશોખ પાછલ તલબ અને તાલેવંત લોકોમાં ખોટી નેમો માટે મોહ પમાડ-નારૂં આપમતલબીપણું, એ સર્વે આપણે શાને આભારી ગણીશું ?

કેળવણીના હિમાયતીમાં ખપતા માબાપો ઘરમાં પોતાની તેમજ પોતાના છોકરાંની નીતિ કેળવણીનો વિચાર કે કોષેશ કરતાં નથી. ગંભીર વિચાર કરવાને બદલે તેઓ મોજશોખમાં પડે છે અને આત્મિક અવાજને તેઓ વહેમ અને અંધકાર ગણી હસી કાઢે છે. જો સઘુકાઇ બહારથી દેખાડતાં આવડી, બહારનો ખોટો ભપકો કરતાં આવડયું અને થોડો ઘણો પાઠશાળાનો અભ્યાસ કીધો એટલે તેઓના વિચાર પ્રમાણે કેળવણીનું સમસ આવી ગયું ! ટુંકમાં કહીએ તો શારીરીક સુખ સગવડ આ લોકોની ગણત્રી મુજબ સર્વથી ઉંચ્ચા પ્રકારની જીંદગી છે.

જ્યાં પણ અધર્મીપણું હોય છે અને લોકો ખુદાઇ કાયદાનો અસ્વીકાર કરે છે ત્યાં આવી સ્થિતિ ઉભી થાય છે; ગ્રીક અને રોમન પ્રજાના બાબમાં પણ એજ પ્રમાણે બન્યું હતું. જો આપણે રોમન શાહેનશાતની પડતીના વખતના ઇતિહાસ ઉપર નજર ફેંકીશું તો આપણને માલમ પડશે કે લોકોની બહુમતીએ ખુદાની હસ્તિનો ઇન-કાર કરવાથી યા ખુદા વિષેનો ખોટો ખ્યાલ રાખવાથી, તે શાહેનશા-તની પડતી થઇ હતી. જ્યારે સંસારી મોજશોખ અને અભેદવાદ (Pantheism) માં બુદ્ધિશાળી પુરૂષો માનવા લાગ્યા અને અતિ બુરા પ્રકારના મુર્તિપૂજન અને દુર્ગુણમાં લોકો તેમજ તેઓના અગ્રેસરો

પડયા ત્યારે રોમન શાહેનશાતની પડતી અવસ્થા નક્કિ લખાઇ ચુકી હતી.

તવારીખનવેશોની સામાન્ય ધારણા છે કે જે રોમન સુધારાનું પરિણામ એશઆરામ અને મોજશોખની આદતોમાં આવ્યું હતું, જેને લીધે રોમનો નામર્દો બન્યા હતા, તેને લીધે ઉત્તર યુરોપથી ઉતરી આવેલા બળવાન જંગલી તાયફવાળાઓના સહેલાઇથી ભોગ થઇ પડયા હતા. અનેક દેશ-સુધારાઓની ઉત્પત્તિના, અને આબાદ થઇ નબળા પડવાના કાંઇક દાખલા આપણા જોવામાં આવે છે. લગભગ દર સાલ ઘણાજ જુના સમયના દેશ-સુધારાઓની શોધખોળ થતી રહે છે. કેટલાક દાખલાઓમાં રોમન સુધારાની શરૂઆત થાય તે આગમજ જાહોજલાલી પામી ખતમ થયલા પ્રાચીન સુધારાઓ આપણી નજરે પડે છે. ઇતિહાસિક તેમજ ઘણાજ પુરાણા સુધારામાં આપણને પુરાવા મળે છે કે તેઓની જાહોજલાલીની પડતીનાં કારણો રોમન શાહેનશાતની પડતીનાં કારણો જેવાંજ હતાં.

વૉશિંગટનમાં મને યુનાઇટેડ સ્ટેટસના એક આગલા પ્રેસિડન્ટ મી૦ રૂઝવેલ્ટ સાથ ટુંકી મૂલાકાતનું માન મલ્યું હતું જે દરમ્યાન એ સાહેબે જીંદગીની ખરી ફત્તેહ શામાં સમાયલી છે તે વિષે પોતાના જાણવાજોગ વિચારો જાહેર કર્યા હતા, તેવણે જણાવ્યું હતું કે "એક કોમ યા પ્રજા માટે ફત્તેહ વિષેનો ખ્યાલ બાંધી તેની વખાણ કરવી એ ઘણું નુકશાનકારક છે, અને માત્ર એશઆરામને થકીજ સંસારી જીંદગીની ફત્તેહને ફત્તેહ લેખી વખાણવા જેવો બીજો ખોટો ખ્યાલ કોઇએ નથી."

આપણી કોમમાં તેમજ બીજી પ્રજાઓના બાબમાં ખરી નાસિપાસીની બીના એ છે કે વિચાર શક્તિ અને નીતિ નિયમ ધરાવતી મનુષ્ય જાત પર આત્મિક અંધકાર છવાઇ રહ્યા છે અને તેઓને

માત્ર શારીરીક અને ખાકી ચીજોનુંજ ભાન રહે છે. આપણે એક સાદો અને સીદધો સવાલ કર્યે કે જર્મન પ્રજાનાં ગુણ લક્ષણમાં એવું શું હતું કે તેઓએ તમામ દુન્યા સાથ લડતમાં જીપલાવ્યું અને જીદી બની હુલ્લડઇભરી બહાદુરીથી લડયા? ગુન્હેગારી બડી અટકાવવામાં સર્વથી બળવાન સત્તા ધરાવનાર જે ધર્મ તેનો ત્યાગ કરવાને લીધે અને તેની તરફ બેપરવા બનવાને લીધે જર્મનોને લડાઇ કરવાનું સુઝ પડયું હતું. ખુદા અને ધર્મ સાથની અહેંકાર ભરી જુદાઇને લીધે તેઓની પાયમાલી અને પડતીના બીજ રોપાયાં હતાં.

આપણે જંગલી પ્રજાઓ તરફ તેઓની અજ્ઞાનતાને લીધે દીલસોજી દેખાડવાનો દાવો કર્યે છીએ; કેમકે જંગલી પ્રજાઓમાં અકકલ, તર્કશકિત અને સમજ મંદ પડેલાં હોય છે. પણ આપણે જેઓમાં એ શક્તિઓ મંદ પડેલી નથી, છતાં જંગલી પ્રજાઓ જેટલાંજ ધર્મમાં બેપરવા રહે છે, તે માટે આપણા પોતા વાસ્તે શું કહીશું? શું પ્રમાણિકપણે આપણે કહી શકીશું કે આપણી મીનોઇ ખાસીયત, તેની નેમ, અને છેવટની તેની સરજત વિષે આપણે બધું સમજયે છીએ? શું આપણી મીનોઇ ખાસીયત અને નેમને આપણે ઉતારી પાડતાં નથી? શું તેનો નાશ કરતા નથી? નીચે જણાવેલી વાર્તામાંના શખસની પેઠેજ આપણને ચોકકસ પારસી વર્ગ તરફ દયા દેખાડવી ઘટે છે કે જે વર્ગ ઉત્સાહથી સંસારી મોજશોખ મેળવવા ખાતર પોતાની જીંદગી વ્યર્થ ગુમાવ્યો જાય છે.

એવું કહેવાય છે કે બહાદુરમાં ખપતા એક શખસે એક દીવસ, ભપકાદાર પોશાક પહેરી, વાળોને વીંટ આપી 'પાવડર'ના લેપડા કરી, શણગારેલા તેજી ઘોડા ઉપર સ્વાર થઇ, પોતાની બહાદુરી ચોકકસ બાનુઓને બતાવવાનો વિચાર કીધો. એકાએક તેના ઘોડાએ તેને કાદવના ખાબોચ્યાંમાં ઉઠલાવી નાંખ્યો, જેમાંથી તેને

કાદવથી ખરડાયલી હાલતમાં બહાર આવવું પડયું. તે બાપડો તો આ અકસ્માતને લીધે શરમ અને ગુંચવનથી એટલો તો મૂંઝાઇ ગયો કે ગુસ્સામાં આવી જઇ તેને ખરેખર ધર્મી બનવાનો વિચાર કીધો. તેને વિલાપ કીધો કે, "ઓ દગાખોર દુન્યા, તેં મારી મશ્કેરી કીધી છે પણ હું હજુબી તારી ઠેકડી કરીશ. તેં મારી ઉપર તારી યુક્તિ અજમાવી છે પણ હું તારી ઉપર બીજી અજમાવીશ; કેમકે હવે પછીથી મને દુન્યા સાથ કશો વહેવાર રહેશે નહીં અને હું ખરો ધાર્મીક માર્ગ અખત્યાર કરીશ." તેણે પોતાનું વચન પાળ્યું કેમકે ત્યાર પછી તે જીંદગીના છેડા સુધી સન્યાસી રહેશે.

ધર્મને નહીં માનનાર પારસીના મનની વૃત્તિ કેવી હોય છે એ આપણે જોઇ ગયા; સંસારી સુખમાં પડેલો, દુન્યાની દોલત પાછલ મંડેલો અને એશ આરામ અને લંપટમાં સપડાયલો તે જીંદગી ગાળે છે. ધર્મ વિરોધિ શખસ અને અધર્મી શખસમાં ફરક એટલોજ છે કે જ્યારે પહેલો શખસ પોતાના ધર્મના સિધ્ધાંતો નાકબુલ કરે છે ત્યારે અધર્મી તો ધર્મ વટીકનો અસ્વીકાર કરે છે. ધર્મ વિરોધ તેમજ અધર્મીપણું ઝંદ અવસ્તા પ્રમાણે ઘોર કુકર્મ અને મોટાં પાપ સમાન છે. ઝંદ અવસ્તામાં ચોકકસ જણાવ્યું છે કે જે શખસો જરથોસ્તી ધર્મમાં તેનાં સિધ્ધાંતોનો અસ્વીકાર કરશે તેઓને દોજખમાંથી છુટકારો મળશે નહીં. અહુરમઝદે કહ્યું કે, "અશો જરથુસ્ત! જ્યારે એક માણસ જાણી બુજીને પોતાના અંતકરણની ચેતવણી ઉપરાંત, દીનદાર માણસોને બીજોજ ધર્મનિયમ, ઉતરતી પંકતીનો સિધ્ધાંત યા કાયદો શીખવે છે અને તેઓને ખોટે માર્ગે દોરવે છે ત્યારે તે "પેશોતનું" નો ગુનાહ કરે છે."[1] "પવિત્ર માથ્રવાણીનું જ્ઞાન અધર્મીને આપનાર શખસ વરૂને વાચા આપવા જેવું કરે છે."[2] "....

---

૧. વંદી. ૫ર્ગ. ૧૫. ફ. ૨. ૧. અસરપતસતાન. પ્ર. ૧. પા. ૧૭.

જેઓ મઝદના ધર્મને ત્યાગ કરી રિબાતા હોય તેઓને સમજાવી ધર્મ રાહ ઉપર લાવવાની ફરજ છે. રોમ દેશના યાહુદી ધર્મને અને તુર્કસ્તાન દેશના માની ધર્મનાં જોરને આગલ વધતું અટકાવવાની જરૂર છે કે જેથી તે ધર્મના દુર્ગુણ અને હુલાકી આપણા ધર્મી માઝદયસ્નાનોને પહોંચે નહીં અને આપણા ધર્મની અશોઇને હાણી પુગાડે નહીં."[1] "તેઓ આ અનુમાન પર આવ્યા હતા કે મઝદના ધર્મની સામે કામ કરનાર અધર્મી કરતાં વધુ ધાસ્તિ ભર્યો બીજો કોઇ શખસ નથી. આવા અધર્મી શખસો, નીચ ઠગારાઓ અને ધર્મના દુશ્મનો, પાક અહુરનો મહજબ ફેલાવવાના બહાના હેઠળ આપણા ધર્મમાં દાખલ થાય છે પણ ખરેખર તેઓજ આપમતલબીપણું અને મતભેદ પોતા સાથે લેતા આવે છે."[2] "...એક ઉમરે પુગેલો શખસ જે પોતાનો સાચ્ચો ધર્મ ત્યાગ કરે છે તે મોતની સજાને પાત્ર છે. તેમ કોઇ બીજો ધર્મ અખત્યાર કરનાર પણ એવીજ સજાને લાયક છે..."[3] "દહાપણ પર મુવકલ ફરેસ્તાએ કહ્યું જે, 'દુન્યામાં લોકો પાપ કરે છે તેમાં મુર્તિપૂજન આઠમું પાપ છે, તેરમું પાપ અધર્મી-પણું છે; પંદરમું પાપ નાસ્તિકપણું અને સોલમું પાપ દેવ-પરસ્તી છે."[4] "ખરો ધર્મી માણસ તે છે કે જે અહુરમઝદની પેદા કરવાની શક્તિ, રસ્તાખેજ અને મીનોઇ જીંદગીની હસ્તિ વિષે શક લઇ જતો નથી. તે મઝદા-પરસ્તોના ધર્મમાં માને છે અને પાખંડી લોકોનું શિક્ષણ સાંભલતો યા માનતો નથી."[5] "અધર્મી શખસ તે છે કે જે પોતાનાંજ મત મુજબ, ગરૂરી અને હઠીલાઇને લીધે,

---

૧. દ. પે. દીન. પુ, ૧, પા. ૨૪.

૨. દ. દા. દીન, પુ. ૧૧. પા. ૮૦-૮૨,

૩. દા. દી. પ્ર. ૪૧. ૩.

૪. મીનોઇ ખેરદ પ્ર. ૩૬. પા. ૧૬-૧૯

૫. ઉપર્નું પુ. પ્ર. ૪૨. પા. ૬૦.

આ દુન્યાનું તેમજ મીનોઇ જહાન (નું સુખ મેળવવા) કોશેશ કરે છે."[૧]

પયગામબર જરથુસ્તે જાહેર કીધેલા અને શીખવેલા કોઇપણ સિદ્ધાંતના મૂળ નિયમનો અસ્વીકાર કરવો તે ખુદ ધર્મ જે નિયમપર રચાયલો છે તેનો અસ્વીકાર કરવા જેવું છે. માટે એ પ્રમાણે નહીં માનનાર શખસ ઝંદ અવસ્તાના સત્ય સામે બંદ ઉઠાવનાર જેવો છે. આ મત ઘણું પાયદાર છે. આપણા મગજમાં જે આવ્યું તે, આપણી અગાઉ થઇ ગયલા ઘણા મહાન અને અશો નરોએ વિચાર કરેલા, માન્ય રાખેલા અને સેંકડો વરસોના સામતા અનુભવથી પુરવાર થઇ ચુકેલાં સત્યો કરતાં વધુ ઉંચ પ્રકારનું સત્ય છે એમ હઠીલાઇથી માનવાની મૂર્ખાઇ કરતાં બીજી કઇ મૂર્ખાઇ અને કઇ ગરૂરી વધુ અસહ્ય છે? જો આપણાં પોતીકાં મતો અને વિચારોને, અહુરમઝદે આપણી દીન સ્થાપવા મોકલેલા પયગમબર જરથુસ્ત અને તે સાહેબના ચેલાઓને આપેલાં શિક્ષણ કરતાં પણ વધુ ઉમદા લેખી એમ માન્યે કે જે આપણે શોધી કાઢયું છે તે જરથુસ્ત સાહેબના ખુદાઇ શિક્ષણ કરતાં ચઢીયાતું છે, તેઓના શાગીર્દોના શિક્ષણથી ઉંચ પ્રકારનું છે, તો આપણાં મતો માટેની એવી શેખી માન્યતા અને બેઅદબી શેતાન્યત ગણાવાં જોઇએ. માત્ર પોતાને ઠગવા શિવાય બીજું એ શું હોઇ શકે?

આવી રીતે ભોલવાયલા અને આંધળા પારસીઓ અસલના વખતના એથેન્સ શહેરના લોકો જેવા છે, કે જેઓ દરેક નવી, નવાઇ જેવી અને અજાયબી ઉત્પન્ન કરનાર વસ્તુઓ તરફ ખેંચાતા હતા, તેજ મુજબ હાલના જમાનાના પારસી એથન્સવાસીઓ ધર્મ સાહિત્યો ઉપરથી મલતાં જ્ઞાન કરતાં વધુ મેળવવાની મિથ્યા આશામાં

---

૧. ઉપલું પુ. પ્ર. ૪૨. ૧૦.

ચાહોમ અંધકારમાં ઝીપલાવે છે અને હાર ખાઇ, પછાત પડી, તુટેલે જીગરે નીચા પડે છે. મારા આગલ જણાવેલા કહેવાતા સુધારક પારસી વર્ગના સમજાવ્યાથી તેમજ ધર્મ યકીનનો નાશ કરવાના ફોકટ ફાંફાં મારનારા જુદદીનોના ફતવાને લીધે, તેઓ ખરો ધર્મ માર્ગ છોડી, પોતાને ખોટી આશાઓ અને લાલચોથી આડે માર્ગે દોરવાઇ જવા દે છે.

ઉપલા પારસી વર્ગની તેમજ જુદદીન ફતવાઓની સઘળી કોષેશો આયંદે વ્યર્થ જશે એમ આગાહી કરવી ખોટી નથી; પણ જ્યાં સુધી તેઓ કોષેશો અને ચલવલો કરતા રહે છે ત્યાં સુધી તે ચલવલોની અસર જરથોસ્તી કોમ ઉપર ખરાબ પરિણામમાં આવ્યા વગર રહેશે નહીં. માટે આ પ્રકરણનાં છેવટનાં પાનાઓમાં હું એઓના ફતવાઓનું પોકુળપણું બાહેર પાડીશ, કે જેથી જે શખસો મારી ચેતવણી લેવા ખુશી હશે અને સમજુ હશે, તેઓ પયગામબર જરથુસ્તની મારફતે જાહેર થયલી દીન ઉપર એતેકાદ રાખશે અને એ પક્ષના ખોટાં ઠગારાં શિક્ષણ ઉપર ધ્યાન આપતા અટકશે.

ઉપર જણાવ્યું તે પ્રમાણે આપણામાં ઘણા પારસીઓ અધર્મી છે; કેટલાકે ખ્રિસ્તિ તો કેટલાકે મુસ્લીમ ધર્મ અખત્યાર કર્યો છે; કેટલાકો તો ધર્મને બદલે ખાકી કુદરતના કાયદાને માને છે, તો કેટલાક તર્ક શક્તિમાં માને છે; પણ વળી બીજા પારસીઓ એવા પણ છે કે જેઓ માત્ર નામે પારસીઓ છે પણ હીન્દુ યા બુદ્ધ ધર્મના શિક્ષણોનો સ્વીકાર કરે છે.

દુન્યામાં અનેક જાતના ધર્મો છે અને તે એક બીજાથી સેંકડો રીતે જુદા પડે છે. જો ધર્મ ધર્મ વચ્ચેના ફરકો નજીવા હતે તો સઘળા ધર્મને એક સરખા સરસ ગણવાની મૂર્ખાઈ સાંખી શકાતે; પણ આ તફાવતો નજીવા હોવાને બદલે ગંભીર પ્રકારના છે

તો સઘળા ધર્મને આપણી વખાણને લાયક એકસરખા ગણવા એ સાંખી શકાય એવી મૂર્ખાઇ નથી. જે ધર્મમાં આપણે જન્મ લીધો, જેમાં આપણે મોટા થયા, તે ધર્મનો અભ્યાસ કર્યા વગર, પરાયા ધર્મની ફિલસુફીની આપણાં ધર્મ સાથ સરખામણી કર્યા વગર, અખત્યાર કરવા તૈયાર થઇ જવું એનાં કરતાં વધુ મૂર્ખાઇ, વધુ મહા પાપ બીજું કયું છે? "જે શખસની ખાહેશ મઝદાપરસ્તોના ધર્મની અભ્યાસ કરવાની હોય અને તેમાં જણાવેલા અસલ બોધદાયક જ્ઞાન મેલવવાની હોય તે શખસ ધર્મ સાહિત્યો તપાસશે તો ધર્મની અજાયબ બુલંદીથી બરાબર વાકેફ થઇ શકશે..."[1]

પોતાનો ધર્મ ત્યાગ કરી બીજાના ધર્મમાં વટળાયાથી પોતે વધુ સારી સ્થિતિમાં આવશે એ વિષેની ખાત્રી કર્યા વિના કોઇએ ધર્મ તજવો નહીં જોઇએ, એ ડહાપણની વાત છે. માણસો રોજીંદી જીંદગીમાં એક વસ્તુ બદલી બીજીનો વપરાસ કરવા અગાઉ તે ચીજના ગુણદોષની ખાત્રી કરે છે. નવી ચીજો, અને જે ચીજોને બદલે તેઓ તે વાપરવા ચહાતાં હોય તે વચ્ચે બારીક સરખામણી કરી જુએ છે. તેઓ દરેક બાબદની તપાસ કરે છે અને ફેરફાર કરવાથી શું શું પરિણામો આવશે તેનું તોલ કરે છે. તો આ સાધારણ રોજીંદી સાવચેતી ધર્મત્યાગ જેવી ગંભીર બાબદમાં પડતી મેળવાની કેવી હેમાકત હોવી જોઇએ?

સઘળાઓને રોશન છે કે જરથોસ્તી ધર્મને બદલે જે સૌથી વધારે ઠસાવવામાં આવતો નવો પંથ છે તે 'થીયોસોફી' ને નામે ઓળખાય છે. છેલ્લાં ત્રીસ વરસ થયાં થીયોસોફીના પંથને, ઝંદ પંથને, ઝંદ અવસ્તાના જરથોસ્તી ધર્મ, કે જે આપણાં પ્રખ્યાત વડવાઓ તરફથી ઉતરી આવેલો મહજબ છે તે બદલે ફેલાવવાની

---

૧. સીકંડ ગુમાને વીઝાર. પ્ર. ૫. પા. ૬૩-૬૫.

ચાલુ અને બેઅદબ કોષેશો એક ચોક્કસ પારસી વર્ગ કરી રહ્યો છે. આપણને આપણી પ્યારી દીન તજી આ વિચિત્ર પંથ પકડવાની સલાહ આપવામાં આવે છે.

જેમ મઝદક અને માનીના જમાનામાં કેટલાક સુફીઓના ખોટા સિધ્ધાંતોને, આગલા મહાન જરથોસ્તીઓની ધર્મ ફિલસુફી સાથ ભેળી નાખવાના પ્રયત્નો કરવામાં આવ્યા હતા, તેમ હાલમાં એજ પ્રમાણેની ભેળ કરવાની કોષેશો થીઓસોફીના હિમાયતીઓ એવી આશાથી કરે છે કે પાંચે દીવસે થીયોસોફી સર્વે જનનાં ધર્મ તરીકે કબુલાય, સર્વે જગે પંથરાય અને નાત જાતના તફાવત વગર દરેક ધર્મમાંથી માણસોને સાર્વજનિક ભાઇબંધી તરફ લઇ જાય.

સમજુ અને ધર્મી જરથોસ્તીઓ થીઓસોફીના ગુંચવાડો ઉપજાવે એવા નિયમો અને સિધ્ધાંતોથી ધિક્કાર સાથ ખસતા જાય છે; કેમકે તેઓ તુરત જુએ છે કે તેની નાપાયદાર, બીનભરોસેદાર અને પરસ્પર વિરૂધ્ધ માન્યતાઓ કબુલ કરવાજોગ નથી. પણ આપણી કોમનો ભોળો વર્ગ હદ કરી રહયો છે કે પોતાનો બાપીકો ધર્મ, પોતે કબુલ રાખેલા નવા ફતવાની તપાસ ચોકસાઇ કર્યા વગર, બાજુએ મુકે છે. કમનસીબે થીયોસોફીના ખોટા પાયા અને નિયમોનો સ્વીકાર કરવાથી ઉપજતાં ગંભીર પરિણામોનો સેહેજે ખ્યાલ તેઓ કરતા નથી. વહેમીઓ અને ઠગારાઓનો જમાનો હજી વહી ગયલો લાગતો નથી અને પારસીઓ ખુદ ઠગાવા રાજી હોય એમ દીસે છે.

હવાઇ તુરંગોમાં ચકચૂર બનવાની અને મગજનું સમતોલપણું ખોહી પરાઇ સમજાવટ ઉપર આધાર રાખવાની મનની વિચિત્ર વળણને લીધે થીયોસોફીએ અનેક વટળેળો મેળવ્યા છે. કેટલીક જાતની ઠગબાજી આપણી પારસી કોમમાં આગ મિસાલ ઝડપથી પંથરાઇ જાય છે એ અજાયબ જેવી પણ ખરી બીના છે. માટે આપણે

સમજી શકયે છીએ કે કાંય દરેક જમાનામાં મૂર્ખાઇ પુખ્ત વિચાર ઉપર પણ સરસાઇ ભોગવે છે. નહીં સમજી શકાય એવી મગજની ઉશ્કેરણીથી નબળાં ભેજાંના શખસોની મગજશક્તિ અને બુદ્ધિ ગુમ થઇ જાય છે. છેવટે, જેમ ધીરે ધીરે ઉશ્કેરણી નરમ પડતી જાય છે તેમ તેમ માણુસો પોતાના મગજનું સમતોલપણું પાછું મેળવે છે અને પોતાની ભૂલો જોય છે, પણ તે કબુલ કરવાને શરમાય છે. તેજ પ્રમાણે થીચોસોફીના હિમાયતીઓનો હાલ છે. છેવટે તેઓ પોતાની માન્યતાની મૂર્ખાઇ જોય છે પણ તે કબુલ કરવાને શરમીંદા બને છે અને થીચોસોફી યા તો ફ્રીમેશનની હીલચાલના હિમાયતી તરીકે નામના ચાલુ રહે છે.

થીચોસોફીના પારસી હિમાયતીઓ પોતાને તેમજ પોતાની કોમ, કે જેના સભાસદ હોવાનો તેઓ દાવો કરે છે, તેને ઘણું નુકસાન કરે છે. હું ભાર મૂકીને જણાવીશ કે તેઓને પોતાને જરથોસ્તીઓ તરીકે ઓળખાવવાનો યા કહેવાનો જરાએ હક નથી, કેમકે તેઓ બાતેનમાં તેમજ જાહેરમાં કહે છે કે અ-જરથોસ્તી પંથ તેઓએ અખત્યાર કર્યો છે તે જરથોસ્તી ધર્મ કરતાં ચહડતો છે. કોઇપણ સમજુ માણસ જોઇ શકે કે એક શખસ જરથોસ્તી હોઇ થીચોસો-ફીનો પણ હિમાયતી બનવા માગે, તો એ દેખીતું અસંભવીત છે.

થીચોસોફીના ચોક્કસ પારસી હિમાયતીઓ પોતાના વિચારો આપણી કોમમાં ખંતથી ફેલાવી, ધર્મી જરથોસ્તીઓની પોતાના વડવાઓના ધર્મપરની આસ્થા કમી કરવાના અને ધર્મ વફાદારીથી તેમને ખસ્તા કરવાના હેતુઓ ધરાવતા હોવાથી, આ ઠેકાણે થીચો-સોફીના પંથની બારીક તપાસ કરવાની મારી ફરજ સમજું છું.

થીચોસોફી ઝંદ અવસ્તા ઉપર રચાયલી હોવાનો તેમજ ઝંદ અવસ્તાને ટેકો અને કૌવત આપવાનો દાવો કરે છે, છતાં જ્યારે

ઝંદ અવસ્તા થીઓસોફીના સિદ્ધાંતો સામે વાંધો ઉઠાવે છે, ત્યારે અકુદરતી અને ખોટા થીઓસોફીના વિચારોને પવિત્ર કેતાબોમાંથી મલતા જરથોસ્તી ધર્મ શિક્ષણો સાથ મલતા કરવા, તેનો વિચિત્ર અને વિપરીત અર્થ કરવામાં આવે છે. થીઓસોફી જરથોસ્તી ધર્મ સામે ખુલ્લી રીતે નથી થતી. ખરેખર તો આપણાં ધર્મ શિક્ષણો સમજાવવાનું તે ડોળ ઘાળે છે. પણ તેમ કરતાં તેઓ થીઓસોફીની માન્યતાને અનુસરતા ખુલાસાઓ આપે છે, જેથી કરીને આયંદે તમામ જરથોસ્તી શિક્ષણનું મૂળ તત્વ નાશ પામે છે.

થીઓસોફી ઝંદ અવસ્તાના સાદા અને સુતરા શિક્ષણોનો અસ્વીકાર કરે છે. આ અસ્વીકાર ખુલ્લી રીતે નહીં પણ ઝંદ અવસ્તાના લખાણોનો ઉંધો ઉપયોગ કરી સ્વીકાર કરે છે, જાણે દરેક શખસ ઝંદ અવસ્તાનો પોતાની મરજી માફક અર્થ કરી શકે એમ એઓ સમજે છે. જે શબ્દો જે અર્થ નહીં ધરાવે તે તરજુમો તેઓ તે શબ્દોનો કરે છે અને પોતે કીધેલો અર્થ ખરો છે એમ આપખુદીથી જાહેર કરે છે.

પણ આપણે યાદ રાખવું ઘટે છે કે જો આપણી મરજી પ્રમાણેનો અર્થ કરવાની છૂટ હોય તો કોઇ પણ કીતાબમાં આપણે ગમે તે ચીજ વાંચી શકયે. આમ કર્યાથી જ્યાં સાબેતી નહીં હોય ત્યાં સાબેતી છે એમ માનવું સહેલ થઇ પડે અને જેના પુરાવાની જરૂર હોય તેને પુરવાર થયલું ગણી લેવું પડે છે. આવી રીતતો ફક્ત જીદ અથવા તો ભોળાઇનું પરિણામ હોઇ શકે. આ બધું કહેવાની મને જરૂર દેખાય છે કેમકે આપણા પારસીઓમાં કેટલાકો એવા છે કે જેઓ અચૂક વિચાર કરવાની શક્તિ ધરાવતા નથી યા જાતી તપાસ કરવાની આદત રાખતા નથી. અને ઝંદ અવસ્તાને અસલ હતી તેનાથી જુદી કેતાબ તરીકે ઠોકી બેસાડે છે.

થીઓસોફી કાંઇ ધર્મ નથી. દુન્યાના ધર્મમાં ધર્મ તરીકે લેખાવાનો એ દાવો કરી શકે નહીં, તે માત્ર અનેક ધર્મમાંથી લીધેલા નિયમો, સિધ્ધાંતો, ક્રિયાઓ અને કામોની વિચિત્ર ભેળસેલ છે. માટે સર્વે ધર્મથી એ પંથ જુદો છે. અસલના ઈન્દો-આર્યન ધર્મતત્વ ઉપરથી કાંઇક નવું ઉપજાવી કહાડવાની આશાથી તેમજ હાલની અને મીનોઇ જીંદગી વિષેના ચોક્કસ માણસોના અજાયબ પ્રકારનાં મતો સજીવન કરવાની કોષેશથી થીઓસોફીની ઉત્પતિ થયલી જણાય છે.

જયારે પણ થીઓસોફીના પંથની આપણે વાત કર્યે છીએ ત્યારે બે નામો આપણી નજર સામે આવે છે, માડામ બ્લેવેટસ્કી અને કર્નલ ઓલકોટ. આ પંથ તેઓએ સને ૧૮૭૫ માં સ્થાપ્યો. આ શિક્ષણ આપનારા મહાત્માઓ હતા કે જેઓ માણસાઇ સંપૂર્ણતાની ઉંચી ટોચે પુગેલા કહેવાતા હતા.

તેઓ કહે છે કે મહાત્માઓ આપણા જેવા સાધારણ મનુષ્યોની નજરે નહીં પડે! એ તો તેઓના જેટલાજ સંપૂર્ણતા પામેલાઓને દેખાય. તેઓ મહા બુદ્ધિશાળી પુરૂષો જે મરણને લાયક નથી હોતા તેના અવતારો છે; તેઓ ખાકી દેહ જોઇએ તો ધારણ કરે યા નહીં કરે; તેઓ ઘણાજ ઉતાવળા વેગે મુસાફરી કરી શકે છે અને તેઓના ચોક્કસ સ્થિતિએ પહોંચેલા શાગીર્દોની સેવામાં હંમેશ હાજર થાય છે. તેઓ સો વરસથી હજારો વરસની ઉમરના હોય છે. આ માડામ બ્લેવેટસ્કી અને કર્નલ ઓલકોટને આ મહાત્મા તરફથી કાંઇક વાર સંદેસાઓ મલ્યા છે અને કેટલીક વાર તો લેખીત સંદેસાઓ તેમના ઘરના છાપડાંમાંથી પડતા દેખાયા હતા!

થીઓસોફીની સંસ્થાઓની જાહેર નેમો નીચલી છેઃ નાત જાતના, સ્ત્રી પુરૂષના, યા ચામડીના રંગના કાંઇ પણ તફાવત રાખ્યા વગર મનુષ્ય જાતની સાર્વજનિક ભાઇબંધી સ્થાપવી—આતો કમસમજ અને

અજ્ઞાન માણસોનું ધ્યાન ખેંચવાનો ઘણો સારો ઉપાય જણાય છે; ઇન્ડો આર્યન સાહિત્ય, ફિલસુફી અને ધર્મોના અભ્યાસને ઉત્તેજન આપવું; કુદરતના નહીં સમજ પડતા કાયદાઓ અને માણસની ગુપ્ત શક્તિ વિષે શોધખોળ ચલાવવી; બીજા ધર્મોને ઉંધા વાળવા અને તેઓની જગાએ થીચેસોફીને સામાન્ય ધર્મ તરીકે ઠેસવવી. પહેલાંતો જાણવાની એ જરૂર છે કે થીયોસોફીના મૂળ નિયમો કાંઇ સરળ અને સમજ પડે એવી ભાષામાં સમજાવવામાં આવ્યા નથી. તેના સિદ્ધાંતો એટલા તો ગુચવણભરેલા, એકમેકથી ઉલટા અને ગેરવાજબી છે કે થીયોસોફી શરૂથી આખર સુધી ખોટી છે એમ કહેવું વાજબી થઇ પડશે. તે સિદ્ધાંતો સમજાવનારા શિક્ષકોમાં પણ તે વિષે મતભેદ છે, અને સૌ પોતાની મરજી મુજબ તેઓનો અર્થ કરે છે યા તેઓને અભડાઇએ મેળે છે.

હુવે આપણે થીયોસોફીના થોડા સિદ્ધાંતો અને માન્યતાઓની ટુંક પરિક્ષા કુયેં અને ઝંદ અવસ્તામાંથી મળતાં શિક્ષણો સાથ તેઓની સરખામણી કુયેં.

થીયોસોફીના હિમાયતીઓ નીચલી માન્યતાઓ ધરાવે છે:—

(૧) એક સર્વોપરિ, નહીં કલ્પિ શકાય એવો, સર્વવ્યાપક, અનુપમ ખુદા હસ્તિ ધરાવે છે કે જેની તરફથી સર્વે નજર પડતી વસ્તુઓ ઉતરી આવી છે અને જેમાં છેવટે તેઓ મળી જશે. ખરૂં પુછતાં તો થીયોસોફી ખુદાની વ્યક્તિતા (personality) માં માનતી નથી.

(૨) મનુષ્ય અનંત ખુદાઇ શક્તિનો અમર્ગ અંશ છે.

(૩) મનુષ્યમાં ચોક્કસ આત્મિક ગુણો છે.

થીયોસોફીમાં માનનારા કહે છે કે ખુદા માત્ર આપણીજ ઉંચ્ચ દરજ્જે પહોંચેલી વ્યક્તિતા છે. તેઓ ખુદાની પોતાની અલગ હસ્તિમાં માની શકતા નથી. ખુદાની વ્યાખ્યા તેઓ એમ આપે છે કે, “ખુદા

માત્ર આત્મિક વિચાર છે, તે દરેક વસ્તુની અંદર તેમજ આરપાર રહી શકે છે; તેથી ખુદા પોતે સર્વે વસ્તુ છે અને સર્વે વસ્તુ ખુદા છે.” બીજા શબ્દોમાં કહીએ તો થીયોસોફી અભેદવાદ (Pantheism) માં માને છે. થીયોસોફી પ્રમાણે, આત્મા તેમજ પદાર્થ વસ્તુઓ, દરેક દેખીત ચીજ જે મૂળ તત્વમાંથી બનેલી છે તેજ તત્વના યા મૂળ વસ્તુના જુદા જુદા આકારો છે. તે એમ માને છે કે મનુષ્યનો આત્મા, દરેક બાકી ચીજ, તેમજ ખુદા, એ સર્વે એકજ મૂળ વસ્તુનાં બનેલાં છે. પદાર્થ માત્ર, જો કે એકજ મૂળ વસ્તુ, જે સર્વે-વ્યાપક ખુદા છે તેનુંજ જુદું રૂપ છે, પણ તે આત્મા કરતાં ઉતરતા પ્રકારનું રૂપ છે. જો એમજ છે તો થીયોસોફીમાં જણાવેલો સર્વ-વ્યાપક ઇશ્વર બધી વાતે પૂરો ખીલેલો યાને સંપૂર્ણ હોઇ નહીં શકે. જો તે સંપૂર્ણ હોઇ શકે નહીં અને તે કારણે વધુ ઉંચા પ્રકારની સંપૂર્ણતા મેળવવાની ખાહેશ રાખે તો એ બનવા જોગ છે! ખુદ અલગ હૈયાતી ધરાવતા, સર્વ ચીજના પેદા કરનાર અને સર્વોપરિ ખુદાની હસ્તિ જો થીયોસોફી કબુલ કરે તો મહાત્માઓના દાવાઓનો તેને અસ્વીકાર કર્યા બરાબર ઠરે, અને થીયોસોફીનો મૂળ પાયો ગોયા તુટી જાય. માટે થીયોસોફીમાં માનનારા ખુદાનો ઇનકાર કર્યા વગર તેની વ્યક્તિતા ( personality) નો ઇનકાર કરે છે.

થીયોસોફીના ખુદા વિષેના આ વિચારને મલતો આવતો બીજો વિચાર એ છે કે દરેક ચીજની જગ્યા અમર જરૂરીયાતને લીધે નિર્માણ થઇ ચુકેલી છે. બીજા શબ્દોમાં કહીયે તો ઇન્દો આર્યન ધર્મમાં જેમ માન્યતા છે કે “ લખ્યા લેખ મીટે નહીં” તેવા પ્રકારની માન્યતા થીયોસોફી ધરાવે છે. જો ત્યારે આપણે થીયોસોફી કબુલ રાખ્યે તો આપણને નહીં ફરી શકે એવા નસીબ યા લેખમાં માનવાની ફરજ પડે અને આપણને તેમજ ખુદાને પણ લખેલા લેખ બદલવાની સત્તા નથી એમ કબુલ કરવું પડે.

થીયોસોફી આપણને માણસજાત વિષે ઘણી અજાયબ જેવી અને ખોટી ચીજો શીખવે છે. થીયોસોફી પ્રમાણે માણસ ખુદાની બનાવટ નથી પણ માત્ર પ્રકટીકરણ (evolution) નું પરિણામ છે. તે સાત ચીજોનો બનેલો છે. એક જીવ, ત્રણ આત્મા, એક જીવનનિયમ અને બે શરીર. તે ઉપરથી લોકો માણસને સાતનો સંગ ધરાવતાં પ્રાણી દાખલ ઓળખે છે. માણસનો જીવ અણદીઠ છે; મીનોઈ, માણસાઇ અને પ્રાણી અવસ્થાઓના ત્રણ રૂપના એક થવાથી આત્મા બન્યો છે. શરીર એક નહીં પણ બે છે, બહારનું સ્થૂળ શરીર અને બીજું અંદરનું ગેબી શરીર. મરણ પછી બહારનું શરીર ખાક સાથ મળી જાય છે, પણ ગેબી શરીર ત્યાર પછી થોડો વખત હસ્તિ કાયમ રાખે છે. આત્મા, ત્યાર બાદ, સ્વપનાની દુન્યામાંથી પસાર થઇ છેવટે નવું બદન ધારણ કરે છે. આ પ્રમાણે કેટલી વાર ફરીથી અને ફરીથી બન્યા કરે છે.

થીયોસોફીનું ખાસ માનવું એ છે કે આત્મા અનેકવાર અવતાર ધારણ કરે છે યાને આત્માને ફરીથી અને ફરીથી કોઇ શરીરમાં રહેવાની ફરજ પડે છે. કોઇએ કહ્યું તેમ, "જૉન સ્મિથ જે જોરાવર અને સ્વતંત્ર શખસ હતો તે મેરી જોન્સ નામની નાતવાન અને પરતંત્ર અબળા તરીકે પાછો પેદા પડે; સેહેરા ટૉમસન જે ચાલાક અને સુધરેલી સ્ત્રી હોય તે આગેવાન રાજદ્વારી સ્ત્રી તરીકે પાછી જન્મે. માણસ સ્ત્રી તરીકે અને સ્ત્રી માણસ તરીકે જન્મ લેય. એક કુટુંબનો બાપ બીજા કુટુંબની મા તરીકે જન્મ લેય." આ પૂનર્જન્મનો સિદ્ધાંત થીયોસોફીનું મૂળ શિક્ષણ છે.

ઉપલાં શિક્ષણ સાથ સંબંધ ધરાવતું બીજું શિક્ષણ કર્મ બાબે છે જે વડે દુન્યાની પીડાઓ અને સંકટનો ખુલાસો આપવામાં આવે છે. એક શખસની હાલની હાલત થીયોસો-

ફીર્નાં મત પ્રમાણે તેને ગયે ભવે વિચારેલા વિચાર અને તેના આત્માએ કીધેલા કામોનું પરિણામ છે. થીયોસોફી પ્રમાણે "કર્મ સૌથી અગત્યનો કુદરતી કાયદો છે તેમજ સમઅવસ્થાનો કાયદો અને સમઅવસ્થા સાથનો જોડયો સિદ્ધાંત છે."[૧] આ કાયદા પ્રમાણે માણસની હાલની હાલત તેના ગયા ભવનાં કામોને લીધે નિર્માણ થઇ ચુકેલી છે અને તેના હાલનાં કામો તે જ્યારે બીજાં શરીરમાં જન્મ લે છે ત્યારની તેની હાલત નક્કી કરશે. પણ થીયોસોફી પ્રમાણે કોઇપણ માણસને તેના આગલા ભવનાં કામોની જરા પણ યાદ રહેતી નથી અને તેથી તે પોતાના આગલી જીંદગીઓના અનુભવથી ફાયદો હાંસલ કરી શકતો નથી. આ કારણથી પોતાની નવી જીંદગીમાં સુધરવાનું, વધવાનું અને તે હાલતમાંથી છૂટવાનું ઘણું અકસીર સાધન તેના હાથમાંથી જતું રહે છે; કેમકે, નહીં તો માણસને તેની ગઇ જીંદગીની રહેની કરણી યાદ રહેવી જોઇએ કે જેથી તે પોતાની થયલી ભૂલો અને પાપો યાદ રાખી ચાલુ જીંદગીમાં તેનાથી અલગ રહે.

આ ઉપરાંત થીયોસોફીના કર્મનાં શિક્ષણ સામે બીજો મોટો વાંધો છે. જો ખુદાનો કાયદો એવો કઠણ, કદી બદલાય નહીં એવો અને નિર્દય હોય તો આપણે ભક્તિ તેમજ દયા માટે તે સાહેબને અરજ કરવાની જરૂર રહેતી નથી; પાપ માટે ખરો પશ્ચાતાપ કરવાની યા માફી માગવાની યા ખરાબ સંજોગોમાંથી મૂક્તિ ચહાવાની જરૂર રહે નહીં!

થીયોસોફીના હિમાયતીઓ એવો દાવો કરે છે કે મનુષ્ય દોસ્ત મિત્રો વગરનો નથી; તેઓના મિત્રો તેઓ ઉપર સદા નેગેહબાની રાખે છે અને તેના લાભની વાતોથી તેને વાકેફ કરતા રહે છે. આ મિત્રો

---

૧. ઓશન ઓફ થીયોસોફી. પા. ૮૯.

તે 'આગલ વધેલા મનુષ્યો' છે કે જેઓ મહાત્મા તરીકે ઓળખાય છે અને જેઓએ આગલા જમાનામાં સંપૂર્ણતા મેળવી છે. તેઓ વળી એમ માને છે અને બીજાઓને મનાવવાની કોશીશ કરે છે કે આ મહાત્માઓ પોતાની મરજી પ્રમાણે દેખાવ દેય છે અને ગુમ થાય છે. તેઓ સઘળી ચીજો જાણે છે અને દરેક ભેદી વાતનો ખુલાસો કરે છે. થીયોસોફીની તમામ રચનાને તેમજ તેના અભેદવાદ (Pantheism), પુનર્જન્મ અને કર્મના સિધ્ધાંતોને, આ મહાત્માઓ ઉપર દરેક સત્યથી વાકેફ થવાનો આધાર રાખવો પડે છે. જો કે ઉપર જણાવ્યું તેમ થીયોસોફી ઘણાજ "આગલ વધેલા" માણસો વિષે બોલે છે તોપણ આપણને કોઇ પણ દીવસ, લખ્ખો વરસ અવતારો બદલ્યા પછીના મહાત્માનો એક પણ અચૂક દાખલો મલ્યો નથી કે જેને મરણ પામેલાઓમાંથી ઉઠી આવી આ દુન્યાનાં જીવતાં માણસોને પોતાને જણાયલી બીનાથી વાકેફ કીધાં હોય.

અને એ સર્વેના છેવટ વિષે થીયોસોફી આપણને શું શીખવે છે? તે શીખવે છે કે છેવટે સઘળું, અનંત, અચોકકસ, વ્યક્તિતા વગરના ઇશ્વરની અંદર એક થઇ જશે. આ ઇશ્વરમાં ગરકાવ થવાની ક્રીયાને નિર્વાણ કહે છે, જે કંઇજ નહીં પણ આત્માની જુદી હૈયાતીનો અંત અચોકકસ ઇશ્વરમાં વિસર્જન થવાની ક્રીયા છે. થીયોસોફીના મત પ્રમાણે આ શિક્ષણ જરથોસ્તી ધર્મથી શ્રેષ્ઠ છે!

થીયોસોફીના શાગીર્દો એમ વધુ દાવો કરે છે કે મનુષ્યમાં સમાયલા મીનોઇ અંશને ખુદાઇ તત્વ, સમાધિસ્ત અવસ્થામાં પડયાથી મળી શકે છે અને આ અવસ્થામાં આત્મા અનંત "ઇશ્વર" સાથ મળી જાય છે. આ સર્વેથી ચઢીયાતી અવસ્થા છે પણ તે ટોંચે બહુજ થોડા પહોંચ્યા છે. આ શ્રેષ્ટાઇ માત્ર સમાધિની અવ-

સ્થામાંજ યોગીઓ મેળવી શકે છે. તેમ કરવા માટે તેઓને ખોરાક અને પાણીથી તદન અલગ રહેવું પડે છે.

છેવટે થીયોસોફી શું નીતિનિયમો શીખવે છે તેની આપણે તપાસ કર્યે. ટુંકમાં તે નિયમો પાળનારને તેઓ કાંઇપણ ફાયદો કરનાર નથી. ખુદા વિષેની થીયોસોફીની માન્યતા, મનુષ્યમાં વસ્તો આત્મા એજ ખુદાનો અંશ, એવો ખ્યાલ માણસજાતને હુંપણું અહંકાર અને અધર્મીપણાં તરફ લઈ જવાને પુરતો છે.

ખરેખરે, થીયોસોફીનાં શિક્ષણ દીનદયાથી ઉલટાં છે. થીયોસો-ફીના હિમાયતીઓ વડાઇ લેય છે કે થીયોસોફી બોહોળા, નહીં કે સાંકડા, વિચારનો પંથ છે, તે સહનશીલતા અને નહીં કે અસહન-શીલતા શીખવે છે. છતાં તેઓ આ કહેવાતાં ખુદાઇ જ્ઞાન ફકત છૂપેથી શીખવે છે, થીયોસોફીના પંથમાં માનનારા દરેક સભાસદ પોતાના પંથમાં નહીં માનનાર આગળ કાંઇપણ વાત જાહેર નહીં કરવાના ફ્રીમેસનના સભાસદ માફક સોગંદ લે છે. તેઓની નાની ટોળી દુન્યાના સઘળા લોકોને સાધારણ અને ઉંચ્ચ જીવનને નાલાયક શખસો ગણે છે; સાધારણ માણસોને માટે તો ખુદાઇ જ્ઞાન કયાંથી હોય ? બુદ્ધ ધર્મમાં છે તેમ થીયોસોફી ચોકકસ બાબદો બહુજ છૂપી રાખે છે. પાઇથાગોરાસની માફક થીયોસોફીની પક્ષવાળાઓ ઇશ્વર જ્ઞાન તે થોડાક ખુદાની મેહેરબાની પામેલા શખસો માટે છે એમ માને છે. ભેદી વાતો સાથ તેઓ નિકટ સંબંધ ધરાવવાનો દાવો કરે છે, તેના સિદ્ધાંતો કંઇ સાધારણ લોકોને સમજાવવાના નથી. આવી રીતે, દીન દયા થીયોસોફીનું શિક્ષણ હોઇ શકે નહીં.

હવે ખુદા, માણસ, મીનોઇ જીંદગી અને નીતિ નિયમોના ઉપર જણાવેલા થીયોસોફીમાં માનનારાના વિચારો સાથ એજ બાબ-દને લગતા ઝંદ અવસ્તામાંથી મળતાં શિક્ષણોને સરખાવી જુઓ.

ઝંદ અવસ્તાની બારીક તપાસ અને અભ્યાસપરથી માલુમ પડે છે કે અભેદવાદ (Pantheism) પૂનર્જન્મ, નિર્વિકાર, નસીબ, નિર્વાણુ યા મહાત્માઓમાં જરથોસ્તી ધર્મ માનતો નથી યા તેવી માન્યતાઓને ટેકો યા મજબુતી આપતો નથી.[1] ખરૂં જોતાં, જરથોસ્તી ધર્મ એવી ખોટી અને ભૂલાવો ખવાડનારા વિચારોની સામે સદા લડત ચલાવે છે. ઝંદ અવસ્તામાંથી મળતાં ખુદા વિષેનાં શિક્ષણુ ઉપર ખ્યાલ કરો અને પછી તેને થીયોસોફીનાં શિક્ષણુ સાથ સરખાવો. જરથોસ્તી ધર્મ પ્રમાણેનો સર્વોપરિ ખુદા, જે દરેક દેખીત તેમજ અણદીઠ ચીજોનો પેદા કરનાર છે તેનો વિચાર કરો. તે કાંઇ માત્ર બધી ચીજોનો સામતો સરવાળો નથી. ઝંદ અવસ્તામાં અહુરમઝદને દેખતો, સાંભળતો, કૃપાળુ, દીલસોજ અને પોતે પેદા કીધેલા જીવો તરફ રહેમ બતાવનારો ચિતારયો છે.

માણુસની વ્યક્તિતા (personality) તે ખુદાની વ્યક્તિતાનું ભાન કરાવે છે અને ખુદાની વ્યક્તિતા એક બાહોશ "પ્રથમ કારણુ" અને ચોક્કસ રચના પ્રમાણે કામ કરનાર, ચાલાક અને બળવાન કર્તાનો ખ્યાલ આપે છે. અહુરમઝદ તેની દરેક પેદાયશની હાજતો પૂરી પાડનાર માયાળુ ધણી છે; તેના સરજેલા જીવો ઉપર નેગેહુબાની રાખનાર, તેઓની પ્યારથી પાસબાની કરનાર અને માયાથી તેઓને પોતા તરફ ખેંચનાર અતિ દયાળુ પિતા છે. આવો ચિતાર જરથોસ્તી ધર્મ ખુદા વિષે આપે છે. એ બે ચિતારોમાં કયો ચિતાર વધુ બુલંદ છે? તેનો એકજ જવાબ હોઇ શકે અને તે એ કે આપણા મહાન પયગામબર અશો જરથુસ્તે આપેલો અહુરનો ખ્યાલ છે.

જરથોસ્તી ધર્મ પ્રમાણે આપણુને મરણુ બાદ ફરીથી અને ફરીથી જન્મ લેવા પડતા નથી, અથવા તો સંસારી જંજાલો અને

---

૧. આ. પુ. નું પ્ર. ૩-૫. જુઓ.

કસોટીઓમાંથી પસાર થયા કરવું પડતું નથી. આપણો આત્મા બેહેસ્ત, દોજખ અથવા હમીસ્તગાનમાં જાય છે અને ત્યાં અહુર-મઝદના છેવટના ન્યાય અને ફ્રશોકેરેટીની ખુશાલ રાહ જોતો વસે છે.[૧]

ઝંદ અવસ્તા પ્રમાણે માણસને શરીર અને આત્મા હોય છે. મરણ બાદ માણસનું શરીર ખાક સાથ મળી જાય છે પણ આત્મા પોતાની હૈયાતી જાળવી રાખી વધુ અને વધુ અહુરમઝદ જેવો બનતો જાય છે. જરથોસ્તી ધર્મ માણસ જાતને પોતાની શક્તિ ખીલવવાને ઉત્તેજન આપે છે અને અશોઇમાં સદા આગલ વધવાની તેમજ વધુ સુખ અશોઇને આધારે મેળવવાની આશા તેના આત્માને આપે છે.

ઇશ્વરમાં ગરકાવ થઇ જઇ નાબુદ થવાનો ખ્યાલ નહીં પણ અહુરમઝદની નઝદીકમાં અમર જીંદગી ગુજારવાની આશા આપણને આપવામાં આવે છે; બેહેસ્તની જીંદગી તે અશો અને સુખી જીંદગી છે.[૨]

આપણને માલુમ પડે છે કે જરથોસ્તી ધર્મ માયાળુ અને આશા આપનારો ધર્મ છે, જ્યારે થીયોસોફી નિર્દય છે અને નિરાશી લોકોનો પંથ છે. ઝંદ અવસ્તામાં ભેદી ફિલસુફી યા ભેદી માન્યતાઓ કે જે સાધારણ લોકોને નહીં સમજાવી શકાય એવું કાંઇ નથી. અશો જરથુશ્તે અથવા તેમના ચેલાઓએ, પોતીકાં શિક્ષણો છૂપાં રાખવાનો કોળ લોકો પાસેથી લીધો હતો નહીં. તેમજ અસલ ખ્રિસ્તી જમાનાના નોસ્તિક (Gnostics) લોકો માફક તેઓ લોકોને વાર્તાના રૂપમાં બોધ આપતા ન હતા.

જેમ મોતને જીવન સાથ ભેળી નાખી નહીં શકાય તેમ જર-થોસ્તી ધર્મને થીયોસોફી જેવા ખોટા પંથ સાથ ભેળી શકાય નહીં. આગળ આપણે જોઇશું તેમ જરથોસ્તી ધર્મ સિધ્ધાંતોમાં, નીતિ-

---

૧. આ પુ. નું છેલ્લું પ્ર. જુઓ. ૨. ઉપલીજ નોટ જુઓ.

નિયમોમાં, ક્રીયાકામોમાં અને પસંદગી યા નાપસંદગીમાં એટલો તો જુદો પડે છે કે કોઇપણ નજરે જોતાં આપણે એ બન્નેને એકજ સપાટી ઉપર મૂકી શકયે નહીં.

જરથોસ્તી ધર્મના અવસ્તામાં જણાયલા વિચારોને મરડી મોચડી નાખ્યા વગર અને તેઓનો ખોટો અર્થ ઉઠાવ્યા વગર આપણે આપણા પયગામબરને થીયોસોફીના શિક્ષકની ઉપમા આપી શકયે નહીં. બનવાજોગ છે કે અવસ્તાના છૂટા છવાયા ફકરા લઇ તેઓનો આડો અવળો અર્થ કર્યે તો થીયોસોફીના અનુમાનોને તેઓ બંધબેસ્તા છે એમ ઉપરટપકેથી દેખાડી શકાય, પણ અશો જરથુશ્તના તમામ શિક્ષણો પૂરે પૂરાં તપાસશો તો તમો કબુલ કરશો કે આપણો ધર્મ અને થીયોસોફી એકમેકથી વિરૂધ્ધ શબ્દો છે.

પોતાના દાવા સાબેત કરવા માટે થીયોસોફી અનેક અનુમાનો પુરવાર થયલાં સમજી લેય છે. તે અભેદવાદ (Pantheism)નો સ્વીકાર કરી લેય છે; તે પૂનર્જન્મ અને પ્રકટીકરણ (evolution) નાં સિધ્ધાંતો માન્ય રાખે છે; વળી એમ પણ માની લેય છે કે મહાત્મા જેવા જીવો છે. પણ આ બધી માન્યતાઓ કંઇ પુરવાર થઇ શકે એવી નથી. તેઓ ગુંચવાડા ઉત્પન્ન કરે છે અને એકમેકથી ઉલટી છે અને ભૂલાવો ખવાડનાર છે. તેઓનું મૂળ હીન્દુ ધર્મ અને બુદ્ધ ધર્મમાં છે. થીયોસોફીમાં માનનારા જે વિચારો ધરાવે છે તેમાં ઉંચી નીતિ જેવું યાતો આત્માની ખીલવણી કરનારૂં, મનની આબાદી કરનારૂં, અશોઇને વધારનારૂં યાતો અમર સધીયારો આપનારૂં કાંઇએ જોવામાં આવતું નથી. જરથોસ્તી ધર્મ કરતાં થીયોસોફી કાંઇ પણ નીતિ જ્ઞાન યા ફિલસુફીમાં વધુ સમજાવતી નથી. ખરૂં જોતાં તો થીયોસોફી મનુષ્યને જ્ઞાન આપવામાં યા લાભ કરવામાં કોઇબી રીતે સફળ નિવડી નથી; કેમકે તેના અનુમાનો ખોટાં અને હસી કાઢવા

જોગ છે; અને એ માન્યતાઓને આપણો ધર્મ સખત રીતે વખોડી કાઢે છે તેમજ મના કરે છે.

જે સિધ્ધાંતો જાહેર રીતે શીખવવામાં આવે છે તેઓને આપણી તર્ક શકિતની અદાલતની તેમજ ઇતિહાસની કસોટીઓમાંથી પસાર થવું પડે છે. તેઓથી ભેદ અને ઠગાઇ પાછળ આશરો લેવાતો નથી. તેઓએ આપણા સવાલના જવાબો આપવા જોઇએ અને આપણી જીજ્ઞાસા સંતોષવી જોઇએ. થીયોસોફી બેશક એમ કરી શકતી નથી.

જે પંથ આટલા બધા નાપાયદાર અનુમાનોથી અને નહીં પુરવાર થયલા સિધ્ધાંતોથી ભરપૂર હોય તે તરફ જ્ઞાન મેળવવા માટે કોઇ પણ શખસ વિશ્વાસથી જોઇ શકે નહીં. થીયોસોફીનો દાવો કબુલ કરનાર શખસોમાં કેટલાક પ્રમાણીક સાચ્ચા અને ભણેલા પુરૂષો હશે, પણ ગવાહીનું તોલ કરતાં તેમજ આપણી વિચારશક્તિએ જોતાં આપણને થીયોસોફી સામે થવું પડે છે.

થીયોસોફીના પારસી હિમાયતીઓનાં અસત્ય વર્ણનને લીધે જરથોસ્તી ધર્મને ખમવું પડે છે એ કાંઇ તેની તવારીખમાં નવાઇની બીના નથી. જમાના થયા આપણો ધર્મ પારસી અધર્મીઓના હુમલા સહન કરતો આવ્યો છે. અસલના અવસ્તાના જમાનામાં કવી, કરપન, ચુસીગ અને બંદવોને હાથે આપણી દીનને નિંદા, હાંસી અને બદગોઇને લીધે ઘણું ખમવું પડયું હતું; તેમજ સાસાન્યન જમાનામાં મઝદક અને માની પંથના સભાસદોને હાથે ખમવું પડયું હતું. ત્યાર પછીના વખતમાં મુસલમાનોથી અને ત્યાર પછીના વખતમાં અધર્મી પારસીઓથી આપણો મહજબ હેરાન થતો રહ્યો છે.

પણ જરથોસ્તી ધર્મને મનુષ્યજાતના ચોક્કસ ભાગો તરફથી આવી ચાલુ અને હઠીલી લડત સામે શા માટે થવું પડતું હતું, એ

જાણુવાજોગ બીના છે. તેનું ખરૂં અને સરળ કારણુ એ છે કે મનુષ્ય જાતના કોઇપણુ નીતિબગાડ યા પાપને આપણો ધર્મ જરાએ ટેકો આપતો નથી.[૧] ખોટા વિચારો, નાપાકી અને બદફેલી સામે અચુક ટક્કર ઝીલતો જરથોશ્તી ધર્મ સમાન બીજો કોઇ ધર્મ થયો નથી. કુદરતી છે કે જરથોસ્તની અશોઇ અને સચ્ચાઇની ચીવટ માન્યતાને લીધે, આપણો ધર્મ હલકા વિચારના, મગરૂર અને બંડ ઉઠાવનારાઓમાં પગપેસારો કરી શકયો નથી.

ઇસ્વિ સન સાતમા સૈકાથી તે દસમા સૈકા સુધી અરબોની ચઢાઇ પછી ઇસ્લામી ધર્મની ચોક્કસ કારણોસર ચઢતી થઇ. ઇસ્લામી ધર્મ રાજ કરતી પ્રજાનો હોવાને લીધે રાજકર્તાઓ ધર્મમાં વટળેલ શખશોને અનેક સંસારી ફાયદાઓ કરી આપતા હતા. અને ધર્મનો ફેલાવો કરવાનું પોતાથી બનતું કરતા હતા. આ સદીઓમાં ઘણા જરથોસ્તીઓ મુસલમાનો થયા હતા. તેઓને જરથોસ્તી ધર્મમાં કોઇ પણ ખામી માલુમ પડી ન હતી, પણ તેઓને ધાસ્તી અને જુલમથી મુસલમાનો બનાવવામાં આવ્યા હતા. જેઓ ઇસ્લામ અખત્યાર કરવા રાજી ન હતા તેઓને સખત શિક્ષાઓ અને વિના કારણે દંડ થતા યા એવી હેરાનગતીઓ ખમવી પડતી હતી. પણ જુલમ એ અનાજમાંથી છલાં જુદા પાડનાર પવન સમાન છે. જુલમને લીધે હીચકારા શખસોએ ઇસ્લામ અખત્યાર કર્યો, જ્યારે બહાદુર અને ધર્મી શખસો બા હીંમત જુલમ સામે થય..

ખરેખર, અસલના જોર જુલમના જમાના કરતાં હાલમાં આપણા ધર્મને કાંઇ ઓછી દુશ્મની અને કાવાદાવા સામે થવું પડે છે એમ નથી. હાલના જમાનામાં જેમ આપણા ધર્મના દુશ્મનોને પારખવા

---

૧. દ. દા. દીન પુ. ૧૦, ફ. ૧૨-૧૩.

મુશ્કેલ થઇ પડે છે તેમ અસલના જમાનાનાં ધર્મના જાહેર દુશ્મનોને ઓળખવાની મુશ્કેલી પડતી નહુતી. ઘણું ખેદકારક એ છે કે જેઓ જરથોસ્તી ધર્મમાં જન્મયા, જેઓ જરથોસ્તી તરીકે ઉધરયા તેઓજ તે સામે અદાવત રાખે છે. તેઓ તેના પ્રાણઘાતક દુશ્મનો છે. મરતબો પામેલા, પ્રખ્યાત થયલા, પોતાની ધન દોલતથી સ્વતંત્ર બનેલા, કુળવાન, શીખેલા ભણેલા પારસીઓ ધર્મ તરફ અતિ વેરભાવ દેખાડનારાઓમાં છે. તેઓ અનીતિમાન અને અધર્મી જીંદગી ગુજારે છે. તેઓ આપણી વચ્ચે રહે છે. પણ શું આપણે તેઓનો ખિહુષ્કાર કુર્યે છીએ? શું તેઓને આપણે વખોડી કાઢયે છીએ કે ધિક્કારયે છીએ? આપણે શું તેઓને સમાજ બહાર કાઢયે છીએ? એવું તો આપણે કશું કરતા નથી. ઉલટા આપણે તેઓને માન અને ઇજ્જત આપીએ છીએ. લોકો તેઓના હેવાન્યતપણાં વિષે ખાનગીમાં વાતો કરે છે, પણ જાહેરમાં આ બાબદ સંભાળથી અખાડા કરવામાં આવે છે. તેથી જે જે દુર્ગુણો અને પાપો તાલેવંત વર્ગના ઇજારા સમાન હતા તેની નકલ હવે મધ્યમ અને ગરીબ વર્ગના પારસીઓ કરવા લાગ્યા છે.

આવી કફોડી સ્થિતિ ઉપર દીનદાર જરથોસ્તીઓ ઘણી ઇંતેજારીથી નજર કરે છે. છેલ્લાં કેટલાક વરસના અનુભવ ઉપરથી ખુલ્લું દેખાય છે કે પારસી નાસ્તિકો અને અધર્મીઓ આપણા ધર્મનો પાયો, બીજા કોઇ પણ દુશ્મનો કરતાં વધુ ખણી નાખે છે અને પારસીઓના ધર્મ યકીનનો નાશ કરે છે. એમ કુર્યાથી તેઓ પારસી નીતિ અને ગુણ લક્ષણને ભારે નુકસાન પહોંચાડે છે.

નાસ્તિક પારસીઓના અપવિત્ર અને અધર્મી સિદ્ધાંતોમાં માનનારા ઘણા શખસો છે, તેમાં અજાયબ થવા જેવું કાંઇ નથી.

જે જે ચીજો માણસોના હવસોને સંતોષે છે અને તેઓને બદીની છૂટ આપે છે તે તરફ માણસો સદા લાઢે છે.[1] ખરે, અજાયબી તો એ છે કે હુજીબી સંરક્ષણને ખાતર પણ જરથોસ્તીઓ તેઓના ધર્મ ઉપર થતા હુમલા સામે રક્ષણ લાયક ઉપાયો યોજવાની ઉત્સાહ બતાવતા નથી. આવા હુમલામાંથી જરથોસ્તી ધર્મ અને કોમને બચાવવા માટે વ્યવસ્થિત અટકાવ નાખવાની જરૂર છે. આપણા ધર્મ સામે થતી આ નિર્દય લડાઇની કાતીલ અસર દફે કરવા તેમજ દુશ્મનોનો દોર, બળ અને હિમત તોડવા આપણી કોમે પોતાનાં રક્ષણ અર્થે પગલાં ભરવાં જોઇએ. નાપાકીનો દોર તોડવા અને પોતાની કોમને બચાવવા દરેક ચુસ્ત જરથોસ્તીની પોતાથી બનતું કરવાની ફરજ છે. ધાર્મીક જીંદગીની લડાઇમાં સદા તેને ઉસ્તવાર રહેવું જોઇએ. અણધારેલી ગેબી મદદના પ્રતાપે તેઓ નાસ્તિકો અને દુરવંદો ઉપર ફત્તેહ મેળવે એ બનવાજોગ છે. જો તેઓ ધર્મ તરફ વફાદાર રહી ખંતથી લડે તો શુભ ફત્તેહ તેમનીજ છે.

એક વખત એવો આવશે કે આપણાં લોકો પોતાની બેપરવાઇ અને નચીંતાઇમાંથી બીદાર થશે. પોતામાં સમાયલાં બળનું ભાન તેઓને થયાથી, તેમજ અહુરમઝદ, અષ અને બેહેશ્ત વિષે જે ખ્યાલો આપણી પવિત્ર કેતાબ ઝંદ અવસ્તામાં દર્શાવવામાં આવ્યા છે અને જે કામો કરવા ફરમાવવામાં આવ્યું છે, તે સર્વે પૂર્ણ કરવા માટે, એક દીવસ જરથોસ્તી કોમમાં જોમ અને જુસ્સો સજીવન થશે. એક વખત એવો આવશેજ કે જ્યારે જરથોસ્તી નાસ્તિકો અને અધર્મીઓ, જરથોસ્તી મહજબ અને કોમની નજરમાં ગુન્હેગાર ઠરશે. આપણી કોમને એવા શખસોની જરૂર નથી અને જો

---

૧. દ. દા. દીન. પુ. ૧૦. પા. ૧૨.

તેઓને કોમ બહાર હાંકી કહાડવામાં આવે તો કોમને કાંઇપણ ખોટ જશે નહીં.

જો કે આપણી કોમમાં ધર્મ અને નીતિને ગંભીર નુકસાન કરનાર અનેક દરદો છે, પણ તેથી આપણને નિરાશ થવાનું કોઇપણ કારણ નથી; કારણ કે સદા પાસબાની કરનાર અહુરમઝદ આપણા છૂટકારા માટે ગેબી મદદ મોકલતો રહે છે. જ્યારે માણસો દુન્યાની અંદર પોતાની નાપાકીથી અંધકાર ફેલાવે છે ત્યારે અતિ માયાળુ અહુરમઝદ તેનાં ચુંટી કહાડેલા શોષયંતોને[1] આ જગતમાં મોકલે છે અને તેઓ પોતાના અશોઇનાં અજવાળાંથી અને સચ્ચાઇની ફત્તેહથી અંધકારનો નાશ કરે છે. આ પ્રમાણે સર્વેનું પાળણ કરનાર અહુરમઝદ અશો માણસનાં સુખનું રક્ષણ કરે છે અને જ્યારે તેઓને ગેબી મદદની જરૂર પડે છે ત્યારે તેઓને તે પુરી પાડે છે.

ઝંદ અવસ્તા આપણને કહે છે કે દુન્યાનાં લોકોને વખતો વખત ધર્મ શિક્ષણ આપવા અને પોતાની જીંદગી સુધારી એ શિક્ષણ મેળવવાને લાયક બનવા, અહુરમઝદ શોષયંતોને મોકલે છે. જેમ એક સપેહસાલાર લડાઇ દરમ્યાન ઉંચ્ચી જગાએથી લડાઇનો ઘાટ તપાસે છે અને ઘટતે ઠેકાણે મદદ મોકલી આપે છે, તેમ સર્વેથી ડહાપણવાળો સપેહસાલાર, અહુરમઝદ, બેહેશ્તની ઉંચ્ચાઇએથી આપણી વચ્ચે ચાલતાં ધર્મ યુદ્ધ ઉપર નજર રાખતો રહે છે.[2] માટે આપણને ખાત્રીથી માનવું જોઇએ કે દાદાર અહુરમઝદની દયા એટલી હદ વિનાની બહોળી છે કે હાલમાં યા ભવિષ્યમાં તે નાપાક માન્યતાઓની ફત્તેહ થવા દેશે નહીં, પણ સદા તેનો ઉપાય કરતો રહેશે. આપણા ધર્મની તવારીખ પુરવાર કરે છે કે જ્યારે આપણો ધર્મ

---

1. શોષયંતો વિષેનું આ પુ. નું બીજું પ્ર. જુઓ.
2. ઉપલુંજ પ્ર. જુઓ.

કવી, ચુસીગ, બંદવ, કરપણ તેમજ મઝદક અને માની ધર્મનાં માનનારાઓથી હેરાનગતી પામ્યો હતો, ત્યારે અહુરમઝદે, ગુસ્તાસ્પ, જામાસ્પ, ફરશોશતર, અર્દશીર બાબેકાન, શાપુર, તોશાર, નોશીરવાન, અર્દાવિરાફ, આદરબાદ-માહરેસ્પંદ અને બીજા એવા નરોને દરૂજી સામે લડવા અને પોતાની અશો જીંદગીથી દુન્યાને ધડો આપવા મોકલ્યા હતા.[1]

માટે આપણે આશા રાખીશું કે જરથોસ્તી ધર્મ કે જે દરેક ચીજ અને કામની સચ્ચાઇથી જરથોસ્તીઓને વાકેફ કરી શકે એવો છે તે સમજવાની કોશેશ જરથોસ્તીઓ કરશે. જો તેઓ પયગામબર જરથુશ્તે સમજાવેલી ધર્મની બાબદ ઉપર પુર ગંભીરાઇથી વિચાર કરશે તો તેઓ આજનાં ખોટાં અને કલ્પિત શિક્ષણોથી બચવા પામશે. એમ કરવાથી તેઓ અશોઇના નિયમો અને તેની ખરી બુલંદી સમજી શકશે. મીનોઇ જહાનનું સુખ મેળવવા માટે શું ચીજોની જરૂર છે તે ઉપર તેઓ પોતાનું ચિત લગાડશે અને ખરા જરથોસ્તીઓ તરીકે પોતાની જીંદગી ગાળશે. "...જ્યારે અસમોધ ધર્મની સામે માથું ઉંચકે છે ત્યારે ધર્મની મદદથી અને હોશીયારી, રહાપણ અને હીંમતથી તે મુશકેલી આપનારા દરૂજોને શેકસ્ત આપી શકાય છે..." "...મનુષ્ય જાતને પાપ સાથ એક થતી અટકાવવા અને તેને સજીવન કરવા (યાને અશોઇના રાહ પર લાવવા) વખતો વખત આ જહાનમાં ધર્મો મોકલવામાં આવ્યા છે. ગયોમર્દ જેની ઉપરથી મનુષ્યની ઓલાદ ઉતરી આવી છે અને જે દુન્યામાં પહેલો રાજ કર્તા થઇ ગયો છે તેણે પણ પાક કીરતારનો મહજબ કબુલ કીધો હતો' અને શોષયાઁશ જે ખુદા તરફથી માણસ જાતને છેવટનો ધર્મ આપનાર છે, જે અશોઇના કામોથી દુન્યાને

---

૧. દ. પે. દીન. પુ. ૯. પા. ૫૭૫-૫૮૨.

આગલ વધારનાર છે અને માણસોને અશોઇના રાહપર ચલાવનાર છે તે માણસજાતપર છેલ્લો રાજ કર્તા થશે. અહુરમઝદની મરજી મુજબ રસ્તાખીઝને વખતે સર્વેથી છેલ્લે એ ધર્મ લોકોમાં ફેલાવશે, દુન્યાને પવિત્ર બનાવનારાં કામોને એ અતિ શોભાયમાન બનાવશે, લોકોને પાપથી અલગ કરશે અને બહેસ્તની જીંદગી ગાળવા લાયક બનાવશે અને એ પ્રમાણે ગયોમર્દથી શરૂ થયલાં શુભ કામનું શુભ છેવટ લાવશે. દુન્યાના હરેક સુધારકને ધર્મ રચના સાથ ઘાડો સંબંધ રહે છે... જ્યારે ઘણી નાપાકી અને બદી દુન્યામાં પેદા થાય છે, જ્યારે ધર્મથી આડે માર્ગે લઇ જનારા શખસોનો દોર ભારી હોય છે અને જ્યારે માણસો અંધકાર અને નાપાકી તરફ દોરવનારા પંથોમાં માને છે, ત્યારે ધર્મ શીખવનાર, ઘણાજ બુદ્ધિશાળી શોષયંતોને મોકલવામાં આવે છે અને તેઓ મનુષ્ય જાતને મીનોઇ જહાન વિષે જ્ઞાન અને આશા આપી અંધકાર દફે કરી અજવાળામાં લાવે છે..."[1]



૧. દ. પે. દીન. પુ. ૧. પા. પ. ૨૯, ૩૦.

## પ્રકરણ ૨ જું.

## પયગામબર સાહેબ જરથુશ્તની જીંદગીના અને ઝંદ અવસ્તાનાં મૂળ તત્ત્વો અને નીયમો.

એક દરિયાઇ મુસાફર પોતાનાં વહાણને જીવ બચાવવા માટે વપરાતી ખાસ હોડીઓની કેટલે દરજ્જે અગત્યતા છે તે પોતાની સફરના ટુંક અરસામાં સમજી જાય છે. વખતો વખત આપણ સઘળાંઓને ભવસમુદ્ર યા ભવસાગરમાં એજ પ્રમાણે સફર કરતા હોવાનું ભાન થાય છે, અને જેમ જેમ વિચારોના મોજા પછી મોજાઓ આપણાં મન અને જીંદગીની કિશ્તિ સાથ આવી અથડે છે તેમ તેમ આપણને ચિંતાતુર અને બેચેની ઉપજાવનારા સવાલોનું ભાન થાય છે.

જેઓને ચાલુ વિચાર કરવાની આદત હોય છે તેઓ આત્મિક મૂક્તિનાં સલામત બારાંમાં વહેલા જઇ પુગવાને આતુર રહે છે. આપણે જાણીએ છીએ કે જો આપણે એક સારી હોડી મેળવી શકીશું તો આપણા જવા ધારેલા મથકે યાને કિનારે સહીસલામત પહોંચીશું, પણ આપણે હોડીમાં બેસી આપણો જીવ ભયમાં નાંખ્યે તે અગાઉ તેની બારીક પરિક્ષા કરવી યોગ્ય તેમજ જરૂરની છે; તેને વપરાસમાં લેવા અગાઉ આપણે તે ખામીરહીત છે કે નહીં તેની કસોટી કરવી ઘટે છે.

ખુદા, માનસિક આત્મા, મીનોઇ દુન્યાની અમર જીંદગી, આ દુન્યાની હૈયાતી વિગેરે ચીજો વિષેના સવાલો દરેક વિચારવંત સ્ત્રી પુરૂષને તેની જીંદગીના એક અથવા બીજે તબક્કે પુછવાની જીજ્ઞાસા થાય છે. જેમ તેઓ વધુ વિચારવંત હો છે તેમ આવા સવાલો

તેઓને વધુ સુઝ પડે છે. સચ્ચાઇની શોધ માટે સફળ સફર કરવા તેમને એક હોડીની જરૂર છે. તે હોડી તે ધર્મ છે.

પોતાનો ભવસાગર તરી જવા કેટલી વખત પારસીઓને ખામી-રહિત હોડીનો ઉપયોગ કરતા આપણા જોવામાં આવે છે? કેટલાકો તર્કજ્ઞાન તરફ ઢળે છે; બીજાઓ વહેમ, સંસારિ આબાદી અને મોજશોખ તરફ ઢળે છે; કેટલાકો થીયોસોફીની અજાયબીઓથી મોહ પામીને, અથવા તો ફ્રીમેસનના લાગવગ ધરાવતા સભાસદોની અસરને લીધે, યાતો ખ્રિસ્તી ધર્મના ખરાં દેખાતાં સિદ્ધાંતો અને તકરારોથી ખેંચાઇને આડે માર્ગે જાય છે, જો કે આ ચોપડીમાં આગલ વારંવાર જણાવ્યું છે તેમ એવા સિદ્ધાંતો, અનુમાનો અને તર્કોને, તેઓના પરસ્પર વિરોધ અને ગેરવાસ્તવિકપણાને લીધે, ઝંદ અવસ્તા રદ્દ કરે છે અને ધિક્કારને પાત્ર ઠરાવે છે.[1]

પોતાના આત્માની સલામતી અને મુક્તિ માટે આપણા પારસીઓને તેઓના કીર્તિમાન અને પ્રખ્યાત વડવાઓ તરફથી જીવ બચાવનારી જે હોડી મળી છે તે કાંઇજ નહી પણ પયગામબર જરથુશ્તનો ધર્મ છે; કે જે "પેદા કરનાર પાક અહુરે માત્ર ઇરાન ભૂમીમાં નહીં પણ તમામ આલમમાં જાહેર કીધો; કે જેને તમામ મનુષ્ય જાતોમાં પ્રસિધ્ધ કીધો અને જ્યાં અશોઇ હતી ત્યાં તેમજ જ્યાં બદી હતી ત્યાં, સર્વે ઠેકાણે મોકલ્યો; તે ધર્મ અનુપમ ફિલસુફી અને સાચ્ચા વચનોથી મનુષ્યના આત્માને પહોંચે છે અને સારાં કામો વડે તેની સંસારિ સ્થિતિ સુધારે છે. આ ધર્મ હરેક દેશમાં અને પ્રજામાં એટલે હદે ફેલાયો કે તે

1. સિકંડ ગુમાની વિજાર પૂ. ૫. પુ. ૨૯. પા. ૧૭૦. ૧૭૭-૧૮૦, ૧૮૫-૧૮૬, ૧૯૩-૧૯૪, ૨૧૨-૨૪૩; દ. પે. દીન. પુ. ૧. પા. ૩૪-૩૬; દા. ડી. પૂ ૫. ૧૮. પા. ૧૪૦-૧૪૧; મીનોઇ ખેરદ પૂ. ૫. પુ. ૨૪. પા. ૫૩, ૮૩; વિગેરે.

વખતમાં પાપી જીંદગી ગુજારતા સૌથી શંકાશીલ માણસોમાં પણ તે પોતાની અનુપમ અશોઇનાં કૌવત અને ખુદાઇ તત્વ વડે પગપેસારો કરવાને શક્તિવાન થયો હતો. આ ધર્મ સદા આગલ વધતો અને આગલ વધારતો રહ્યો; તેને લીધે પલીદી અને દરૂજી મંદ પડી હતી અને હવે પછીથી પડશે; તે કારણે આ ધર્મ તમામ જગતમાં ફેલાશે અને મનુષ્ય જાતને સંપૂર્ણ અશોઇ તરફ લઇ જશે. અગર જો લોકો એ ધર્મથી અલગ માર્ગે જતાં હોય તો તેનું કારણ તે ધર્મના અપૂર્વ ગુણની નાલાયકી યા સામાન્ય ખામી નથી કેમકે તેમાં દરેક વાતની સચ્ચાઇ સમાયલી છે; પણ મનુષ્યમાં વસતી દરૂજી શક્તિની લાલચો અને શારીરીક આકાર ધારણ કરી ફત્તેહ માટેની તેમની લડત, એજ ખરાં કારણો છે."[૧]

દીનકર્દના ઉપલા ફકરા પ્રમાણે જરથોસ્તી ધર્મ, અપૂર્વ અને ખરા પયગામબર જરથુસ્તે જાહેર કીધેલો અસાધારણ, સાચો અને સંપૂર્ણ ધર્મ છે. જરથુશ્ત સાહેબે ગેતી તેમજ મીનોઇ જહાનની દોલત વિષે સરળ, ખુલ્લો અને નિર્વિવાદ ખુલાસો જાહેર કીધો છે. તે દોલત મેળવવા માટે બીજો કોઇ પણ પંથ ઉપયોગી થઇ પડવાનો નથી.[૨] માટે તે પરહીઝગાર વલી બોલે છે કે "ઓ અહુર! તારો ધર્મ જાહેર થઇ ચુકો છે..... બીજા બધા ગ્રંથ અને મુર્તિઓ ઉપર હું ખરા ધિક્કારની નજરથી હવે જોઉં છું."[૩] "માઝદીયસ્ની ધર્મ પાળનારાઓને અપાયલાં ધર્મ ડહાપણનો નાનો અંશ પણ બીજા શખસો પોતાની તર્કશકિતથી મેળવી શકનાર નથી; તે તો માત્ર માઝદીયસ્ની ધર્મ પેદા કરનાર અને તેને

---

૧. દ. દા દીન. પુ. ૧૧ ૮૧, અને પુ. ૧૦. પા. ૧૨.
૨. મીનોઇ ખેરદ પૂ. ૫. પુ. ૫. પા. ૧૦
૩. પૂ. ૫. પુ. ૩૧, પા. ૧૧૬-૧૧૭.

પ્રસિદ્ધ કરનાર પયગામબરજ મનુષ્ય જાતને આપી શકે છે."[૧] "વધુ અને વધુ આસ્થા અહુરમઝદના ધર્મપર રાખવાથી એક માણસ વધુ અને વધુ પવિત્ર બનશે, અને તેમ કીધાથી સર્વે સારી વસ્તુઓનું મૂળ જે અહુરમઝદ છે તેની સાથે વધુ અને વધુ તે ઘાડો સંબંધ ધરાવતો થશે."[૨] તે માટેજ કહેવામાં આવ્યું છે કે "જે ઉમરે પહોંચેલા શખસ પોતાના સારા ધર્મને ત્યાગ કરે તે મોતની સજાને પાત્ર છે તેમજ જે પરાયા ધર્મમાં વટલાય તે મોતને પાત્ર છે."[૩] "જો કોઇ બીજો ધર્મ ફેલાવા અર્થે માઝદીયસ્ની ધર્મની મોટાઇ, બુલંદી અને પ્રકાશ વધતો અટકાવાની કોષેશ કરે તોએ ચુસ્ત અને દીનદાર લોકોએ અશોઇના માર્ગને વળગી રહેવું. અને જેઓ તે ધર્મ ત્યાગ કરી કંગાળ્યતપણાંમાં સબડતા હોય તો તેવાઓને સમજાવી પાછા અશોઇના માર્ગે લાવવા. રોમ દેશના યાહુદ ધર્મનાં, ખાવર દેશના મસાહ્યાના ધર્મનાં, અને તુર્કસ્તાનના માની ધર્મનાં વધ્યાં જતાં બળ અને હુમલાઓ અટકાવવાની (માઝદીયસ્ની લોકોની) ફરજ છે કે જેથી તે ધર્મોની નાપાકી અને બદી આપણા ધર્મ પાળનારાઓમાં પેવશ નહીં થાય અને આપણા ધર્મની અશોઇ જે રોમ દેશના ધર્મની અશોઇ કરતાં વધુ બુલંદ છે તે ઝાંખી પડે નહીં."[૪] "માણસજાતે સચ્ચાઇ ઉપર રચાયલો ધર્મ કે જે પવિત્રાઇનું મૂળ છે, તેમાં યકીન રાખવું ઘટે છે કે જેથી અશોઇ વડે તે શ્રેષ્ટાઇ મેળવી શકે."[૫] "માઝદીયસ્ની ધર્મની નેમ દુન્યામાં આબાદી ફેલાવવાની છે, જ્યારે યાહુદ ધર્મની નિષ્ટા દુન્યાને તારાજ કરવાની છે."[૬]

માઝદયસ્ની ધર્મપર જડ વિશ્વાસ રાખવો એ ઝંદ અવસ્તા

---

૧. દ. પે. દીન. પુ ૧. પા. ૫૪.
૨. ઉપલું પુ. પા. ૫૫.
૩. દા. દી. પુ. ૧૯. પા. ૧૩૭.
૪. દ. પે. દીન. પુ. ૧. પા. ૨૪.
૫. ઉપલું પુ. ૫, પા. ૩૦૪.
૬. ઉપલું પુ. ૫. પા. ૩૧૦.

પ્રમાણે સર્વે સારાં કામોમાં અગત્નું કામ છે.[૧] પણ ધર્મ તરફ વફાદાર રહેવા માટે અને તેની ઉપર એતેકાદ રાખવા માટે હરેક શખસે તેના ધર્મને વિચાર અને ડહાપણથી સમજી, સરખાવી અને પસંદ કરવાની જરૂર છે."[૨] માટે ઝંદ અવસ્તામાં બતાવ્યા પ્રમાણેના આપણા જરથોસ્તી ધર્મના મૂળ તત્વો જાણવાની, સમજવાની અને તેઓની પરિક્ષા કરવાની આપણી ફરજ છે.

પણ જરથોસ્તી ધર્મ બરાબર સમજવા માટે તે ધર્મ સ્થાપનાર અને તેની નજદીકના ચેલાઓ વિષે આપણને કાંઇક જાણવાની ઘણી અગત્યતા છે; તેઓ કોણ હતા અને શું થઇ ગયા તેની સમજપર આપણાં ધાર્મીક સિદ્ધાંતોની સમજનો આધાર રહે છે. માટે ધર્મની મૂળ બાબદ ઉપર આવવા અગાઉ આ પ્રકરણમાં અગત્યના અને ઉપયોગી પ્રસ્તાવના તરીકે, હું જરથોસ્તના, તેમના શાગીર્દો અને ચેલાઓના મૂળ ગુણ લક્ષણોનો ટુંક અહેવાલ આપીશ.

જરથુશ્ત સાહેબ અને તેમના ચેલાઓએ કેવાં બેશુમાર પાપો અને નહીં વર્ણવી શકાય એવું કંગાળ્યતપણું આ દુન્યામાંથી નાબુદ કીધું હતું, તેઓએ શું કોષેશો કરી હતી, અને તેઓ દુન્યાને સુધારવામાં કેમ ફાવ્યા હતા, એ વિષેનો મારાં વાંચકોને ખ્યાલ આપવા માટે, જરથોસ્તી ધર્મની ઇરાનમાં સ્થાપના થવા અગાઉ અને બીજા દેશોમાં તેનો ફેલાવો થવા આગમજ કેવી જબુન બદીઓ હૈયાતી ધરાવતી હતી તેનો હું અત્રે ચિતાર આપીશ.

જરથુશ્ત સાહેબના વખત અગાઉ અને તેમની હૈયાતી પછી થોડા વખત સુધી આપણી દુન્યામાં બનતા કુદરતી બનાવો અને ચમત્કારોનો લોકો ખોટો અર્થ ઉઠાવતા હતા. દુન્યાનાં ઘણાં ખરાં લોકો પાપી, સ્વાર્થિ અને આપ મતલબી હતાં અને પોતાની આજુ-

૧. સદર. પૂ. પ. પુ. ૨૪, પા. ૨૫૮. ૨. પૂ. પ. પુ. ૩૭. પા. ૨૮૨-૨૮૩.

બાજુ નજર પડતી સંસારિ ચીજોથી મોજશોખ મેળવવામાં ગુંટા-ચલા રહેતાં હતાં. જે બુલંદ સિધ્ધાંતો અને શિક્ષણો હજરત જરથુસ્તે પહેલીજ વાર દુન્યાને શીખવ્યાં અને જાહેર કીધાં તેનો સ્વપને વટીક ખ્યાલ તે વખતના બુધ્ધિશાળી પુરૂષોને પણ ગયો ન હતો. આ શિક્ષણોની મદદથી ત્યાર પછીથી થયલા મહાન નરોએ જે કાંઇ જરથુશ્ત પોતા પાછળ મુકી ગયા હતા તે અખત્યાર કીધું અને માણસોનાં દીલ જીતી લીધાં હતાં.

જરથોશ્તી દેશ સુધારા અને જરથોશ્તી ધર્મની અસર જ્યાં સુધી તે વખતમાં આગળ વધેલા ગ્રીક અને રોમન શેહેરોમાં થઇ ન હતી ત્યાં સુધી ગ્રીક અને રોમન લોકો કુદરતી બનાવોને અદભૂત અને દેવતાઇ કારણે થતા બનાવો લેખતા હતા. ગેતી દુન્યામાં બનતા કુદરતી બનાવો અને કાયદાઓ અને મીનોઇ ચમત્કારો અને કાનુનો વચ્ચેનો ફરક એઓ જાણતા ન હતા.

ગ્રીક અને રોમન ફિલસુફો હલકા પ્રકારનું અને ખામીરહિત નીતિજ્ઞાન લોકોને આપતા હતા, પણ એવાં નીતિજ્ઞાનનાં ધોરણ મૂજબ પણ તેઓના સૌથી પ્રખ્યાત ફિલસુફોનું વર્તણ વખાણવા જોગ હતું નહીં. સીસેરો કબુલ કરે છે કે તે વખતના ફિલસુફોની રહેણીકરણી તેઓનાં શિક્ષણોથી ઉલટીજ હતી અને તેઓનું ડહાપણ લોકોને નીતિમાન જીંદગી તરફ લઇ જવા કરતાં, તેઓ પોતાના ખાલી ભપકા અર્થે વધુ હતું. સિનેકા પણ લખે છે કે એ વિદ્વાનો પોતે જાહેર કરેલા નીતિનિયમો પ્રમાણે ચાલતા ન હતા. તે કહે છે કે, "પ્લેતો, ઝેનો અને બીજાઓ, તેઓ પોતે કેમ જીંદગી ગુજારે છે તે ઉપર લોકોએ ધ્યાન ન આપતાં લોકોએ કેમ જીંદગી ગુજારવી જોઇએ તેની ઉપર ધ્યાન આપવાનું શીખવી ગયા હતા." તેઓની બુદ્ધિથી તેઓની જીંદગી એટલી ઉલટી હતી, અને અનેક બાબ-

દોમાં તેઓ પોતાની વિપરીત બુધ્ધિના એવા ભોગ થઇ પડયા હતા કે તેઓ એમ માનતા હતા કે પોતાનું પાપી વર્તણુ ખુદાએ ઉત્પન્ન કરેલા પાપી શખસોને આભારી છે.

જરથુસ્ત અને તેમના ધર્મની રૂડી અસર હેઠળ નહીં આવેલી પ્રજાઓની શું સ્થિતિ હતી તે આપણને સોક્રેટીસ, અલ્સીબાયાદીસ, એરીસ્ટોટલ અને પ્લેતો વિગેરે મહાન ગ્રીક ફિલ્સુફોનાં લખાણ ઉપરથી માલુમ પડે છે. ઇશ્વરજ્ઞાનની તેઓની શોધખોળો છતાં તેઓ નિર્માણ થયલાં છેવટ વિષે અને આત્મા વૃદ્ધિ વિશે અજ્ઞાન રહ્યા હતા તેમજ પેદા કરનાર અહુરમઝદ વિષે ખોટો ખ્યાલ ધરાવતા હતા. પુરાતન ગ્રીસના આ માણસોનાં શિક્ષણ લોકોને અભિમાન અને મગરૂર કરનારાં હતાં. પ્લેતો જેવા દેવતામાં ખપતા વિદ્વાનની સંસાર બંધારણ રચનામાં, આજના જમાનાનાં સામાન્ય માલેકીના વિચારો ઘણાજ બેહેંકેલા આકારમાં જોવામાં આવતા હતા; તે સંસાર બંધારણ પ્રમાણે કુટુંબને રાજ્યના એક અલગ ભાગ દાખલ ગણવાને બદલે, રાજ્ય સાથ આમેજ થઇ ગયલા ભાગ તરીકે લેખવામાં આવતું હતું; વળી લગનનાં ગાંઠનો અસ્વીકાર કરવામાં આવ્યો હતો અને નહીં વર્ણવી શકાય એવી અતિ ઘોર બદફેલીની હિમાયતી કરવામાં આવી હતી.

ગ્રીકોપરથી રોમનો તરફ વિચાર ફેરવતાં આપણને માલુમ પડે છે કે તેઓ સ્ટોઇકોએ ઉભા કીધેલા ફતવા અને તેમની સૌથી કઠોર રીતિ રચના સાથ મોહી પડયા હતા. સીસેરોનાં લખાણને જો આપણે મળતા થઇએ તો, "જે માણસ ડહાપણ મેળવવા ખાતર અભ્યાસ કરે છે તે કદીબી હલકો યા માનભંગ કરનારો વિચાર કરતો નથી." જો ગ્રીક પ્રજામાં ઉદારતાનો ગુણ ખાસ પ્રસરેલો હતો તો રોમનોનો મૂખ્ય ગુણ કઠોર સહનશીલતામાં સમાયલો હતો. તે

ગુણ તેઓના માનવીનો આત્મા ઇશ્વરી તત્વ, ઇશ્વરનો અંશ ધરાવે છે, આત્મા ઇશ્વરનો એક ભાગ છે, એવા ખ્યાલો ઉપર રચાયલો હતો. પણ આત્મા ઇશ્વરનો એક ભાગ છે એ ખ્યાલ માન મરતબો પામેલા શખસોનેજ લાગુ પાડવામાં આવતો હતો, કેમકે બીજા સાધારણ શહેરીઓના અને ગુલામોના સામાન્ય જન વર્ગને ઇશ્વરી અંશ નહીં ધરાવનારા તરીકે ગણી ધિક્કારની નજરથી જોવામાં આવતા હતા. સીસેરો લખે છે કે, "યાદ રાખો કે જો કે આપણે દરેક ભલી લાગણીને સદગુણનાં નામે ઓળખ્યે છીએ તોપણ તે દરેકને તે નામ સરખી રીતે લાગુ પાડી શકાતું નથી. અગર જો કોઇ પણ સદગુણ ખરો સદગુણ હોય તો તે માણુસની ઉપર પડતી મુશકેલીઓને મુસીબતો તરીકે નહીં ગણવી એજ એક સદગુણ છે. વિદ્વાન કેટોએ એ વિષેની શંકા નિર્વિવાદ દૂર કરી છે." પણ અજાયબ જેવું તો એ છે કે આજ કેટો કે જેને રોમન સદગુણની મુર્તિની ઉપમા આપવામાં આવી હતી તે નિર્દય, અને મગરૂર શખસ હતો. પોતાની બૈરીનાં પતિવ્રતાપણાં વિષે એને શક જવાને લીધે, તે શરમીંદગી સામે હીમતથી લડવાને બદલે, તેને તેમાંથી બચવા આપઘાત કીધો હતો. ગ્રીસ અને રોમના અસલના કવિઓ પોતાના દુર્ગુણો અને જુસ્સાઓને દેવતાઇ રૂપમાં ઓળખાવતાં અચકાતા નહતા; તેઓની કવિતાઓનો ઉપયોગ ફિલસુફો છૂટથી કરતા હતા. તેઓ ખુદાને નહીં પણ તેના પેદા કીધેલા પ્રાણીને પૂંજતા હતા.

આ સઘળી નાસ્તિક માન્યતાઓ, મુર્તિપૂજન, દેવ-પરસ્તી, મનુષ્ય-પરસ્તી, પાપોમાં ગરકાવ થયલા ઇજીપ્ત દેશમાંથી રોમમાં દાખલ થવા પામી હતી. ઇજીપ્તવાસીઓનાં ગુણ લક્ષણો તેઓની મગરૂરી, તેઓની લોભી જીંદગી, તેઓનો જુલમ અને તેઓના દુષ્ટ કામોનો ખરો ચિતાર, રોમન પ્રજા દુન્યાને મોટા પાયા ઊપર આપતી હતી.

ધર્મ વિના રહેતા ઇજીપ્સવાસીઓ, રોમનો અને ગ્રીક લોકોની આવી દશા હતી. તેઓ ખુદામાં માનતા ન હતા. તેઓની મગરૂરી અને અજ્ઞાનતાને લીધે તેઓ ખરા પેદા કરનાર કીરતારને બદલે તેના પેદા કીધેલાં પ્રાણીઓને પૂંજવા લાગ્યા હતા. તેઓ પોતાનેજ દેવતા તરીકે ગણવા લાગ્યા; પોતાનો આત્મા ઇશ્વરી અંશ છે એમજ સમજવા લાગ્યા હતા; આ વિચારથી પોતે દેવતાઇ પદવી ધારણ કરી બેઠા અને નહીં ગેતી કે નહીં મીનોઇ જહાનમાં માનનારા થયા.

જ્ઞાન અને ડહાપણનાં મથક તરીકે મશહુર થયલા પ્રાચીન ગ્રીસ અને રોમમાં, ઇજીપ્ત દેશની વિશાળ ફળદ્રુપ ભૂમીમાં, હીંદ અને ચીનના મનુષ્યોથી કકડી ગયલા મૂલકોમાં, તેમજ અનેક દૂરના દેશોમાં, આ હાલતમાં અનેક પ્રજાઓ ખુદા વિષેનાં રાસ્ત જ્ઞાન વગર રહેતી હતી. પણ જ્યારે જરથોસ્તી ધર્મગુરૂઓની ટોળીઓ ઠેકાણે ઠેકાણે મૂસાફરી કરી જરથોસ્તી મહજબનાં શિક્ષણો આપવા લાગી ત્યારે એ દેશમાં તેમજ દુન્યાના બીજા ભાગોમાં ખરા સુધારા વધારા થતા ગયા.

માત્ર એક ઇનસાન તરફથી નહીં પણ કુલ મનુષ્યજાત તરફથી વિલાપનો અવાજ નિકળ્યાથી અહુરમઝદે તમામ આલમને જોઇતી મદદ અશો જરથુસ્ત મારફતે મોકલાવી હતી. મનુષ્ય જાતના અંતઃકરણની કાકલુદીનો ખરો જવાબ હજરત જરથુશ્તે વાલ્યો હતો.[1] જરથુશ્તે પોતાને અહુરમઝદના પયગામર તરીકે પુરવાર કરી આપ્યો અને પોતાની અજાયબ જેવી ભવિષ્યસુચક વાણીઓથી લોકોની તલબ સંતોષી.[2] અને આ પ્રમાણે, આગલ થઇ ગયલા શોષ્યંતો, કે જેઓએ જરથુસ્તના જનમને દુન્યાનો સૌથી મોટા બનાવની ઉપમા આપી હતી, તેઓની આગાહી ખરી પડી.[3]

---

૧. યજ. પ્ર. ૨૯. ૧-૯. અને દ. દા. દીન. પુ. ૧૭. પા. ૬૨-૬૫.

૨. યજ. પ્ર. ૨૯. ૮-૯ અને દ. દા. દીન. પુ. ૧૭. પા. ૬૩-૬૪.

૩. દ. પે. દીન. પુ. ૯. પા. ૬૧૮.

કેટલીક વખતે એવું કહેવામાં આવે છે કે જરથુસ્ત સાહેબ જેવો કોઇ શખસ થઇ ગયો હતોજ નહીં અને તેમની જીંદગીનો અહેવાલ તે માત્ર એક કલ્પિત કથા છે. એમજ જો હોય તો કોઇ પણ ઇતિહાસિક પુરૂષની હૈયાતીનો ઇનકાર આપણે કરી શકયે, અને તેબી જરથુસ્ત સાહેબની હસ્તિનો ઇનકાર કરવા કરતાં વધુ સહેલાઇથી કરી શકયે. ખરેખર તો અશો જરથુશ્ત આજે પણ આપણી વચ્ચે, આપણી નજર સામે એક હૈયાત આસામી તરીકે માલુમ પડે છે. તે સાહેબની ગેબી દુન્યામાં હસ્તિ પુરવાર કરનારા જો આપણી પાસે બીજાં સાહિત્યો ન હતે તો પણ આપણા પવિત્ર ગાથાઓ એ વિષેની સઘળી શંકા દુર કરે છે.[1] ગાથાના પવિત્ર કલામો આપણી સામે તેઓના પૂરા બહારમાં ઉભા છે. જે અશો અંથકારે સદીઓ થયાં, પોતાનાં શિક્ષણ અને જાતી દાખલાથી લોકોના મગજમાં સર્વેથી શ્રેષ્ઠ નેમો ભરી છે, તેના કાબેલ દેમાગનું પરિણામ ગાથાઓ છે.

ત્રણ હજાર વરસની વાત ઉપર, દરેજ નદીને કીનારે આવેલાં પોતાના બાપીકાં ઘરમાં અશો જરથુશ્ત જન્મ પામ્યા હતા. તેમની વ્યકિતતા, તેમનો જમાનો, તેમની જન્મભૂમી વિષે સવાલોનો ખુલાસો મારાં "અવસ્તા પ્રમાણે પયગામબર સાહેબ જરથુશ્ત અને જરથોરસ્તી દીન" નામનાં પુસ્તકના બીજાં પ્રકરણમાં અપાઇ ગયો છે, માટે તે બાબદ ફરીથી આ પુસ્તકમાં જણાવવાની હું જરૂર જોતો નથી.

ઇરાની તવારીખના ઘણાક અભ્યાસીઓએ જરથુશ્ત સાહેબના જમાના અને જન્મભૂમી વિષે મહેનત અને ખંતથી તકરાર ચલાવી છે, પણ આ બાબદો ઉતરતી અગત્યતાની છે. જરથુશ્ત સાહેબના ઇતિ-

---

૧. મારૂં પુ. "અવસ્તા પ્રમાણે પયગામબર સાહેબ જરથુસ્ત અને જરથોસ્તી દીન" પ્ર. ૨. જુઓ.

હાસિક જમાના અને જન્મભૂમી વિષે ચોકકસ જાણવા કરતાં તે સાહેબને પોતાને પિછાણવા, તેમના આત્માની અંદર દ્રષ્ટિ નાખવી, તેમના ધર્મ તત્વની સમજ મેળવવી અને તેઓ શું વિચારતા હતા, શું લાગણીઓ ધરાવતા હતા, શું નેમો રાખતા હતા, શું ઉપદેશ કરતા હતા અને કેવાં કામો કરતા હતા એ સર્વે જાણવાની વધારે જરૂર છે. મને લાગે છે કે જરથુશ્ત સાહેબના જમાના અને જન્મભૂમી જેવા થોડી અગત્યતાના સવાલો ઉપર મોટી મોટી અને લાંબી તકરારો થયાથી આપણને એક રીતે ગેરફાયદો થયો છે, કેમકે એને લીધે વિદ્વાનોનું ધ્યાન તે સાહેબની જીંદગી અને સુનીતિ યાને તેમની નેક ખાસિયત અને નમુનેદાર વર્તણુકપરથી ખસતું જાય છે. જો જરથુશ્ત સાહેબ કયારે અને કયાં જનમ્યા હતા એ સવાલોપર ગરમાગરમ તકરાર કરવામાં આપણે તે સાહેબની નેક ખાસિયત અને તેવણના ધર્મ વિષેના વધુ ગંભીર સવાલો પડતા નાખ્યે તો આપણા વખતની કેવી બરબાદી કહેવાય? પયગામબર જરથુસ્તને સમજનાર, વખાણનાર અને ચહાનાર કોણ શખસ કહેવાય? જે શખસ તે સાહેબનો જમાનો અને જન્મભૂમી નકકી કહી, કરી શકે તે, કે જે શખસ તે હજરતનો પવિત્ર આત્મા ખૂલ્લો જોઇ શકે, જે તે હજરતને સમજી શકે, તેવણ સાથ હમદર્દ થઇ શકે અને તેવણને દીલોજાનથી ચાહી શકે તેવો એક શખસ?

હજરત જરથુસ્ત એક ખાનદાની તવંગર કુટુંબમાં જનમ્યા હતા. એ સાહેબના આસપાસના જન્મ વખતના સંજોગો જોતાં આપણને માલુમ પડે છે કે જો કોઇ માણસ પ્રખ્યાત અને તવંગર કુટુંબમાં જન્મ પામે તો તેની ભવિષ્યની જીંદગીપર ખરાબ અસર થવીજ જોઇએ એવું કાંઇ નથી, તેથી ઉલટુંજ, ગરીબાઇ અને ખૂણે પડેલાં કુંટુંબમાં અવતરેલા શખસો કાંઇ હમેશ મહાન અને અશો નરો

થઇ જતા નથી. જોકે જરથુશ્ત સાહેબ એવણના પિતા પોઉરૂશસ્પનાં અમીરી કુંટુંબમાં જનમ્યા હતા, પણ તેઓની જીંદગી દુન્યાની દોલત અને મોજશોખ મેળવવા પાછળ તેઓએ ગાળી નહુતી.[૧]

જરથુસ્ત સાહેબના માતા દુગદવ[૨] હતાં. તેઓ માનવી માતાને પેઠે અવતર્યા હતા કે જેને તેઓને દુન્યામાં જન્મ આપી પોતાના ખોળામાં ઉછેરી મોટા કીધા હતા.[૩] તેઓ બીજા સાધારણ મનુષ્યો માફકજ અવતર્યા હતા; તેમના જન્મ સાથ કાંઇ પણ દેવતાઇ શકિતનો સંબંધ ન હુતો. "તમામ પેદા કીધેલી કુદરતને ખુશી કરવા, અહુરમઝદે દુન્યાની હસ્તિની શરૂઆતથી, અશો જરથુસ્તને તેના પવિત્ર અને તેજસ્વી રૂહ સહીત, અમેસાસપંદોના સાથી તરીકે, તેઓનીજ માફક ગુણ લક્ષણ, વિચાર શકિત અને શ્રેષ્ટ મગજ આપી, પેદા કીધો હુતો. તમામ જગતમાં ધર્મ ફેળાવવા માટે અને પોતાના ધર્મમાં બીજી વર્ણના શખસો લેવા માટે ખાસ શકિતવાન થવા, જરથોસ્ત સાહેબના રૂહને મીનોઇ જહાનમાં બનાવવામાં આવ્યું હતું અને યોગ્ય વખતે તે સાહેબનો ગેતી દુન્યામાં મનુષ્ય શરીર ધારણ કરાવી અહુરમઝદે મોકલી આપ્યા હતા. અને તેવણ સાહેબ જમશેદથી ઉતરી આવેલી ઓલાદના પૌઉરૂશસ્પ અને દોગદવને પેટે જનમ્યા હતા.[૪]

આપણને ઝંદ અવસ્તામાં જણાવવામાં આવે છે કે જરથોસ્ત સાહેબનો સ્વભાવ ખરેખર અને બીલકુલ માનુષી હતો. તેવણનું શરીર અને તેવણનો આત્મા બન્ને માણસાઇ હતા. તે સાહેબને પોતાને તેવણના સાચ્ચા આકારમાં જાહેર કરવા અર્થે તેમને માણ-

૧. વદી. પરગ. ૧૯. ફ. ૨૧૧-૨૧૨. યજ. હા. ૯. ફ. ૧૩-૧૪.
૨. પૂ. પ. પુ. ૪૭. પા. ૧૩૨.
૩. પૂ. પ. પુ. ૪૭. પા. ૨૯.
૪ દ. પે. દીન. પુ. ૯. પા. ૬૧૨-૬૧૩.

સાઇ શરીર આપવામાં આવ્યું હતું. તેવણ સાધારણ મનુષ્ય જેવા હતા, અને માત્ર મનુષ્ય હોવાનોજ દાવો કરતા હતા. તેઓ માનવી હોવાનો, મરણાધીન હોવાનો તેમજ અહુરમઝદ ઉપર આધાર રાખવાનો હંમેશ દાવો કરતા હતા.

જરથુસ્ત સાહેબ કાંઇ ઇશ્વર સમાન યા દેવતા સમાન ન હતા. ઝંદ અવસ્તા પણ કબુલ કરે છે કે એ સાહેબ દેવતા સમાન હતા નહીં; તેઓ સાહેબ અહુરમઝદના પેદા કરેલા મનુષ્ય હતા અને નહીં કે અહુરમઝદ ખુદાનો એક ભાગ હતા. તેઓ અહુરમઝદથી તદનજ અલગ માનસાઇ વ્યકિત થઇ ગયા. જે બાબદનો એ સાહેબ યા તો આપણી ઝંદ અવસ્તા વાંધો નહીં ઉઠાવતી હોય તે બાબદ પુરવાર કરવા માટે અસલ સાહિત્યોમાંથી ફકરા ટાંકવાની હું જરૂર જોતો નથી. ધર્મ સંબંધી ખુલાસાઓ પણ પેદા કરનાર અહુરમઝદ અને તેના સર્વથી માનિતી પેદાયશ જરથુસ્ત વચ્ચે ખુલ્લો તફાવત સમજાવે છે. અનદીઠ, સર્વોપરી કુદરત અને માનુષી સ્વભાવ કે જે આપણે આપણી ઇદ્રિઓ વડે પારખી શકયે છીએ, એ બન્ને વચ્ચેના જાતિ ભેદો અને તફાવતો આપણને ધર્મ સંબંધી ખુલાસાઓ સ્પષ્ટ જાહેર કરે છે. જરથુસ્ત સાહેબ સર્વેથી શ્રેષ્ટ માનુષી સ્વભાવના માત્ર જીવતા ચિતાર હતા અને દુન્યાને પાક કીરતારની સર્વેથી ઉમદા બક્ષેશ સમાન હતા. અહુરમઝદે જરથુશ્તને કહ્યું કે, "ઓ જરથુસ્ત! મેં આ દુન્યામાં તારા કરતાં બહુ શ્રેષ્ટ માણસ પેદા કીધો નથી, અને હવે પછી કરીશ પણ નહીં; તુનેજ મેં ખાસ ચુંટી કહાડયો છે અને તારે ખાતર ગેતી દુન્યા પેદા કીધી છે. જે જે મનુષ્યોને મેં પેદા કીધાં છે, જે જે રાજ્યકર્તાઓને મેં જીંદગી બક્ષી છે તેઓ સર્વે એમ આશા રાખતા આવ્યા છે કે તેઓના જમાનામાં હું તુંને પેદા કરીશ કે જેથી તેઓ તારી દીન સમજે અને ગુર્થમાન બહેસ્ત

મેળવવા પામે, પણ મેં તુંને હાલમાં દુન્યાની હૈયાતીના વચલા જમાનામાં પેદા કીધો છે. કેમકે જેમ હરૂદય શરીરના વચલા ભાગમાં આવેલું હોવાથી બેશક શરીરનો સૌથી અગત્યનો ભાગ છે તેમ વચલો જમાનો બીજા જમાનાઓ કરતાં વધુ કીંમતી અને ઉપયોગી છે. માટે મેં તુંને વચલા જમાનામાં પેદા કીધો છે અને એવા એક રાજ કર્તા આગલ મોકલાવ્યો છે કે જે જ્ઞાનનો તેમજ દીનનો દિલસોજ દોસ્ત છે. મેં તુને સંપૂર્ણ ડહાપણ આપ્યું છે. પણ મેં તુને આવી શ્રેષ્ટાઇ આપી છે તે છતાં હું તુને એક બોધદાયક નિયમ શિખવું છું તે એ કે 'ઓ જરથુશ્ત! જે સારાં કામો તું આજે કરી શકતો હોય તે કાલ પર રાખતો ના અને તારા પોતીકા હાથો વડે તારા આત્માની આજ્ઞાઓ બજા લાવજે.'"[૧]

જરથુસ્ત સાહેબે પોતાના ચેલાઓ તરફથી યા તેઓએ પોતામાં માનનારાઓ તરફથી જરથુસ્ત ઇશ્વર છે અને તેમનું મૂળ ઇશ્વરી છે એવું માનવાનો કોલ લીધો હતો નહીં. ઇસુ ખ્રિસ્ત માફક તેવણ સાહેબે કંઇ પણ પ્રકારે ઇશ્વર સમાન બનવા ચાહ્યું હતું નહીં યા ખુદા હોવાનો દાવો કીધો હતો નહીં. જે જે શિક્ષણો ઇસુ ખ્રિસ્તે આપ્યાં હતાં અને જે જે મોજેજાઓ એને કરી બતાવ્યા હતા તેની મૂળ મતલબ આજ હતી યાને પોતાને ખુદામાં ગણાવવાની હતી. જેઓ ઇસુ ખ્રિસ્તને ખુદા તરીકે બાપોકાર જાહેર કરતા હતા તેઓને તે માન મરતબાથી નવાજતો હતો, જેઓ આમ કરવામાં અચકાતાં હતાં તેઓને તે ઠપકો આપતો હતો. દેવતાઇ સમાન ખપવાની આપ મતલબી કરતાં બીજું શું વધુ નબોજું હોઇ શકે?

બીજા હાથ ઉપર આપણી પવિત્ર ઝંદ અવસ્તાનાં શિક્ષણોની

---

૧. સદ. પ્ર. ૮૧. ફ. ૧-૨.

સરખામણી કરો. આપણને કહેવામાં આવે છે કે પેશદાદીયન જમા-
નાના પાદશાહ જમશીદે પણ એમજ ખુદાઇ મરતબો મેળવવાનું
દરૂસ્ત ધાર્યું અને તેમાં ફત્તેહ મેલવવા અનેક બાજીઓ અજમાવી
હતી. અનેક યુકિતઓથી તેણે પોતાની પ્રજાને પોતાને ખુદા ગણવા
સમજાવ્યું હતું. પણ આપણે જાણીએ છીએ કે પોતાની આવી
મગરૂર અને આપ મતલબી નેમ માટે એને છેવટે શું શિક્ષા
ખમવી પડી હતી. તે તેમજ તેની પ્રજા જે તેના આવા હુકમને
તાબે થઇ હતી તેઓને સર્વથી અધર્મી અને પાપી મનુષ્યો ગણી
ભારે શિક્ષા કરવામાં આવી હતી. આપણે ૧૯ મી યશ્તમાં વાંચીએ
છીએ તેમ જમશેદ પાદશાહની ગરૂરી ભારે હોવાથી તેને લાયક
ભારે સજા પણ થઇ હતી.

ગર્વ અને ખોટા દેખાવને લીધે, તકોબરીએ શાહ જમશેદનાં
અંતઃકરણમાં તેના પેદા કરનાર અહુરમઝદ તરફ અદેખાઇની લાગણી
પ્રગટ કીધી હતી. એવી ગરૂરીનો નાનો અંશ પણ અશો
જરથોસ્ત અને તેમના ચેલાઓમાં જોવામાં આવતો ન હતો. એથી
ઉલટું જ, તેઓ ઘણા અદબવાળા, પ્રમાણિક, ખોટા દેખાવોથી નિરાળા
અને અતિ નરમાસવાળા હતા. તેઓ પોતાના ખાનગી તેમજ જાહેર
શબ્દો અને કામોથી ખુલ્લું દેખાડી આપતા હતા, કે અહુર અને
અહુરજ માત્ર મનુષ્યની ભક્તિ અને આરાધનાને લાયક એકજ
ખુદા હતો.

આપણાં અસલ સાહિત્યો પરથી એમ જણાય છે કે આપણી
જગતમાં સર્વે ચીજની શરૂઆત તેમજ છેવટ તે ચીજનાં બંધારણ
અને કાર્યક્રમને અનુસરીને, તેમજ આપણને જણાયલા કુદરતી
કાયદાઓ મુજબજ આવવાનું. ખુદાની સૌથી માનીતી પેદાયશના
બાબમાં પણ એજ કાયદાઓ લાગુ નહીં પડયા હતા, યાતો કોઇપણ

માણસનો જન્મ, મરણુ એ કાયદાઓને આધીન ન હતાં એમ પુરવાર કરવાની કોશેશ એ સાહિત્યોમાં કીધેલી જોવામાં આવતી નથી. જેમ બાઇબલમાં ક્રાઇસ્ટ માટે કહેવામાં આવ્યું છે તેમ, અશો જરથુશ્ત પોતાના માણુસાઇ પિતા વિના કાંઇ જન્મ પામ્યા ન હતા, યાતો મરણુ બાદ ત્રીજે દિવસે જમીનના ઉંડાણુમાં કીધેલી કબરમાંથી બહાર આવ્યા હોય એવું આપણાં સાહિત્યો કાંઇપણુ સમજાવતાં નથી. ખ્રીસ્તી ધર્મમાં જણુાવેલા મોજેજા જેવું ઝંદ અવસ્તામાં કાંઇ પણુ જોવામાં આવતું નથી. મનુષ્યના જન્મ અને મરણુને લગતા સ્થાપીત થયલા કાયદાઓ ઉપરાંત આવા મોજેજાઓ બનવા પામ્યા હતા એમ કહેવું એ તે કાયદા અને વ્યવસ્થા સ્થાપીત કરનાર અહુરમઝદ ખામી ભરેલી મનશક્તિ અને ટુંક સત્તા ધરાવનાર ખુદા છે એમ કહેવા બરાબર છે.

કુદરતના કાયદાઓમાં અપવાદો જોવામાં આવતા નથી. સર્વજ્ઞાની અહુરમઝદના બાબમાં એવી તો કોઇ મહા જરૂર ઉભી નહીં થઇ હોય કે જેને લીધે તેના કાયદાનો અનાદર તેને કરવો પડયો હોય, કે જે કાયદાઓ સર્વ ઠેકાણે સરખા અને તમામ ખલકને લાગુ પડતા આવ્યા છે. એક બુદ્ધિશાળી કામ બુદ્ધિબળ વિના કરી શકાય એમ કહેવું એ પરસ્પર ઉલતા માયનાના શબ્દો વાપરવા જેવું છે. ખુદાનાં સર્વે કામો માત્ર તેના હેતુઓ બર લાવવાના ઉપાયો સમાન છે. ખુદાની અસલ રચના અને નેમો એટલાં અપૂર્ણ હતા કે તેને મોજેજાઓની મદદ લેવી પડી હતી એમ અસલના જરથોસ્તી નરો પળ ભાર પણુ માનતા ન હતા; કેમકે તેઓને ખુદા વિષે ઘણુંજ માન અને તેનાં ડહાપણુ અને સત્તા વિષે ઘણો ઉંચ્ચો ખ્યાલ હતો.

એ તો જાણીતી વાત છે કે, પોતાની શોધક બુદ્ધિને સંતોષવા

અર્થે યાતો પોતાના ધર્મ સાહિત્યોને શુશોભીત બનાવવા માટે, વખતના વહેવા સાથ અવસ્તાનાં સાહિત્યમાં અને પહેલવી ખુલાસાઓમાં કેટલાક લખનારાઓએ જાણીતા નામોની આસપાસ દંતકથાઓનો મોટો જથ્થો ભેગો કીધો હતો. માટે બનવાજોગ છે કે જરથુશ્ત સાહેબની જીંદગીનો અહેવાલ આવી રીતથી ઉપજવા પામ્યો હોય. કેટલાક ઉમેરાઓ તો અતિશય બેહેકેલા, કલ્પિત અને અસંભવીત છે અને કેટલાકો જરથુસ્ત સાહેબનાં જીંદગી વૃતાંતની કોઇ બાબદ ઉપર કલ્પિત અર્થ મૂકવાને લીધે હસ્તિમાં આવ્યા છે. કહેવાની કાંઇ જરૂર નથી કે એ ઉમેરાઓ ખરી તવારીખી બીના જાહેર કરતા નથી; તેઓનો ઉપયોગ તો ચોક્કસ જમાનાનાં લોકોનાં ભોળા સ્વભાવને સંતોષ આપવા માટે કરવામાં આવ્યો હતો.

આપણાં ધાર્મીક દફ્તરોમાંથી જરથુશ્ત સાહેબની જીંદગીના દરેક બનાવની નોંધ મલતી નથી. પણ તે સત્તાવાર પુસ્તકો આપણને તે સાહેબની જીંદગી અને સુનીતિના મૂળ તત્વો સમજાવે છે. જાણુવાજોગ બીના એ છે કે આપણાં પુસ્તકોમાંથી મળતા જરથુશ્ત સાહેબ અને તેમના પ્રખ્યાત ચેલાઓની જીંદગીના સંજોગો અને બનાવોમાં આપણને એવું કશુએ મળતું નથી કે જે માનસાઇ વિચાર શક્તિ, તર્ક શકિત યા ત્રીસ સદીના ભેગાં માનુષી જ્ઞાન યા શાસ્ત્રો નાકબુલ કરી શકે.

દીનકર્દની પાંચમી કેતાબમાં જણાવવામાં આવ્યું છે કે જરથુશ્ત સાહેબ જન્મ વખતે મોટેથી હસ્યા હતા.[૧] તેજ પ્રમાણે તમામ ખલક તે સાહેબના જન્મથી ખુશી થઇ હતી. "તે સાહેબના જન્મના પ્રતાપે આબ અને ઝાડપાનની વૃધ્ધિ થઇ; અને તેમને આવકાર આપનારા શબ્દો તમામ ખલકના સારા પ્રાણીઓએ ઉચ્ચાર્યા."[૨]

---

૧. ઝાડસપરમ ૧૪. પા. ૧૨-૧૩.

૨ પૂ. ૫. પુ. ૫. ૧૩. પા. ૨૦૨. અને જુઓ વહી. ૧૯. ફ. ૪૬ (૧૪૩).

"અને જ્યારે તે સાહેબે દુન્યાની રોશની જોઇ ત્યારે દેવો અને દરૂજો પોતાના ગાર તરફ ગભરાઇને નાઠા; સર્વે પ્રાણીઓમાં રોશની વ્યાપી રહી હતી; સારા ખલકમાં ખુશાલી પંથરાઇ રહી હતી; સારા ભવિષ્યની આગાહી આ પ્રમાણે જાહેર થઇ હતી. અને જરથુશ્તના રક્ષણ અર્થે અહુરમઝદે તેવણ સાહેબને મૂક્તિ બક્ષી હતી અને અર્દવીસુર, અશી અને કયાની ખોરેહએ જરથુશ્તને કહ્યું, 'તારા વિચારો તે મહાજ્ઞાની સાહેબ તરફ લંબાવ.' અને જરથુશ્ત સાહેબે ઉત્તર વાલ્યો કે 'હું અહુરમઝદની ભક્તિ કરનાર છું... તે સાહેબનો હું ચેલો છું અને તે સાહેબે મને (આ દુન્યામાં) મોકલ્યો છે.'"[૧]

હઝરત જરથુશ્ત ખુબસુરતી તેમજ અચ્છું શરીર બંધારણ ધરાવતા હતા. તેવણ શરીરે અને મને બહુ જોરાવર હતા. તે સાહેબ એટલું કૌવત ધરાવતા હતા કે ઘર જેવા મોટા પથરા તેઓ ફેંકી શકતા હતા.[૨] આથ્રવન, રથએસ્તાર, વાસ્ત્રીયોસ અને હુતોક્ષ જેવા એલકાબો જે જરથુશ્ત સાહેબને આપણાં ધાર્મીક સાહિત્યોમાં આપવામાં આવ્યા છે તે ઉપરથી માલુમ પડે છે કે એવણમાં શારીરીક અને આત્મિક ખીલવણી સંપૂર્ણ પ્રમાણમાં હતી.[૩] તેમની કુદરતી શક્તિ અને આત્મિક શક્તિ સમપ્રમાણમાં ખીલી હતી. "ઓ જરથુસ્ત! તું ખુબસુરત છે, ઓ સ્પીતમ! તારો આકાર રૂપવંત છે. તારા પગો મજબુત અને તારા આત્માને જાડુકની ખુશાલી બક્ષવામાં આવી છે..."[૪] "જરથુશ્ત સાહેબના જન્મ અગાઉ પણ લોકોને જણાવવામાં આવ્યું કે તે સાહેબને તમામ ખલક જેવું વિશાળ, અને સંસારિ ધનદોલત કરતાં વધું ચઢીયાતું મન બક્ષવામાં આવ્યું

૧. દ. દા. દીન. પુ. ૧૭. પા. ૫૩-૫૪.

૨. પૂ. પુ. ૫. ૧૭. પા. ૨૭૫; વંદી. ૫રગ ૧૯, ફ. ૪-૯

૩. ય. ૧૩. ૮૮.

૪. ય. ૧૭. ૨૨.

છે; તે સાહેબને ખાસ બળવંત સમજ શક્તિ, સઘળું ઝટ સમજી જાય એવી વિચાર શક્તિ અને સર્વે મુશ્કેલીઓનો ફડચો કરનાર ડહાપણ બક્ષવામાં આવ્યું છે; તે ઉપરાંત અશોઇ માટે ભારે ઉત્સાહ, અસરકારક ખંત, સત્તા, ધર્મગુરૂઓમાં સર્વેથી શ્રેષ્ટ કીર્તી અને પ્રતાપ એ સાહેબને બક્ષવામાં આવ્યાં છે. તે સાહેબને સુંદર શરીર અને ધર્મગુરૂ, લડવૈયા, ખેડુત અને કારીગર એ ચાર વર્ગોમાં જોવામાં આવતું સંપૂર્ણ જોર આપવામાં આવ્યું હતું." "....અને સ્પીતમ ખાનદાનથી ઉતરી આવેલા જરથુશ્તની ચાલાકીથી અહુરમઝદની જરથોસ્તી દીનનો ફેલાવો થવા પામશે."[1]

હજરત જરથુશ્ત ઉત્સાહી, ખંતીલા અને મહેનતુ હતા. "ઓ જરથુશ્ત! તું સૌથી બળવાન, ધર્મચુસ્ત, સૌથી ચપળ અને ઝડપી છે, તેમજ બન્ને શકિતની પેદાયશોમાં તું સર્વથી ફ-તેહમંદ છે; જે દેવો મનુષ્યના આકારમાં તારા આવવા અગાઉ આ દુન્યામાં ફરતા હતા તેઓને તેં ધરતીની અંદર નસાડયા."[2] દરેજ નદી ઉપર આવેલાં પોતાંના પિતાના ઘરમાં એવણ પોતાનાં બાળપણમાં તેમજ જવાનીમાં ભારે મહેનત કરતા હતા. વારંવાર નદી કિનારે બેસી તે સાહેબ અહુરમઝદ અને તેના અમેશાસ્પંદો સાથ ગુફતેગુ કરતા હતા. " ઓ જરથુશ્ત! અમો અમેશાસ્પંદો તુંને પેલી મીનોઇ જહાનનો રસ્તો દેખાડવા આવીશું, અને બેહેશ્તમાં વસતા આત્માના જાથુકના સુખનો માર્ગ તુંને બતાવીશું."[3] " કુદરત અને કુદરતના પેદા કરનાર ઉપર લંબાણ અને ઉંડા વિચાર અને અવ-

---

૧. પૂ. પ. પુ. ૪૭. દીન. પા. ૪૬. અને ૭૨.

૨. યજ. ૯. ૧૫; યજ. ૨૯, ૧, ૮, ૯.

૩, પૂ. પ. પુ. ૨૩. પા. ૩૩૬; દ. દા. દીન. પુ. ૧૩. પા. ૫૬. પૂ. ૫, પુ. ૪૭. દીન. પા. ૪૦ અને ૫૦ વીગેરે.

લોકનો કરતા તે સાહેબ વારેઘડીએ દરેજ નદીના ઉપલા કિનારાપર બેસતા હતા."[1] આ દુન્યામાં બનતા કુદરતી બનાવો અને ચમત્કારોનો બારીક અભ્યાસ કરવામાં એવણ સદા રોકાયલા રહેતા હતા. તે સાહેબને બેકટ્રીયામાં અને ખાસ કરીને શાહ ગુસ્તાસ્પની દરબારમાં ઘણીજ મહેનતુ જીંદગી ગુજારવી પડી હતી.[2] તે સાહેબની જાહેર કારકીરદી દરમ્યાન વખતો વખત તેવણુને ભારે શ્રમ લેવો પડયો હતો.[3] આ પ્રમાણે અશો જરથુસ્તે પોતાના જાતી દાખલાથી મહેનત અને કામને માનવીની પવિત્ર ફરજ દાખલ લોકોમાં ગણાવ્યાં હતાં, યાને તેઓને ઉંચ્ચ પદવી આપી હતી.

જરથુસ્ત સાહેબ પોતે એક નામાંકીત જરથોસ્તી કુટુંબ કબીલાવાળા હતા. એવણે પરણેલી જીંદગીને ઉંચ્ચ દરજ્જો આપ્યો હતો. તેવણનું દરેજ નદીને કિનારે આવેલું ઘર એક નમુનેદાર જરથોસ્તી કુટુંબનો ખ્યાલ આપતું હતું. હવોવનાં ખાનદાની અને તવંગર કુટુંબપરથી ઉતરી આવેલા ફરશઓસ્તરનાં બેટી હુવોવી સાથ એવણ સાહેબ પરણ્યા હતા. જે પ્રમાણે હુવોવી પોતાના પિતાના માન પામેલાં અને માનીતાં બેટી હતાં તેજ પ્રમાણે તેવણ જરથુસ્ત સાહેબનાં તાબેદાર અને ભક્તિમાન પત્નિ તરીકે રહ્યાં હતાં.[4] જોકે તેવણ પોતે માન અને મરતબો પામેલાં હતાં તોપણ પોતાના ધણીને પોતાના માલિક સમાન ગણતાં હતાં અને તે પ્રમાણે તેઓને બોલાવતાં હતાં. જરથુસ્ત સાહેબનાં તેવણ સર્વથી તાબેદાર અને ધર્મચુસ્ત શાગીર્દ હતાં. જરથુસ્ત સાહેબના પયગામબર તરીકેના મહાન કામમાં

---

૧. વંદી. પરગ ૧૯.

૨. પૂ. પ. પુ. ૪૭. પા. ૬૪–૭૪.

૩. ઉપલું લખાન તથા ગાથા ૨૯, ૨-૯; વગેરે.

૪. યજ. હા. ૫૧. ફ. ૧૭; ય. ૧૩. ૧૩૯, ય. ૧૬. ફ. ૧૫; દીન. પુ. ૯. પ્ર. ૪૪, ફ. ૧૭.

તેવણુ સદા ઉત્સાહ અને આતુરતાથી મદદ કરતાં હતાં અને તેવણુની આબાદી અને ફતેહ માટે હમેશ બંદગી કરતાં હતાં. તેવણુને પેટે ત્રણ છોકરા નામે, ઇસ્તવાસ્તર, ઉર્વતત્નર અને ખુરશીદચેહર અને ત્રણ દુખતરો નામે શ્રીતી, ફ્રેની અને પૌરૂચીસ્તિ અવતર્યાં હતાં.[1] જરથુશ્ત સાહેબ તમામ જીંદગી પોતાના પત્નિ હવોવી અને પોતાના બચ્ચાં સહીત સુખ અને સંપૂર્ણ સંપમાં ગાળી હતી.[2]

---

૧. ય. ૧૩. ૯૮ અને ૧૩૯. અને વંદી પરગ. ૨. ફ. ૪૩. યજ. હા, ૨૩. ફ. ૨; હા ૨૫, ફ. ૬. વીગેરે.

૨. અત્રે હું મારા વાંચકવર્ગને આપણાં સત્તાવાર અસલી ધર્મ સાહિત્યોને આધારે ખાત્રી આપું છું કે જરથુશ્ત સાહેબ માત્ર પોતાની જીંદગી દરમ્યાન એકજ વાર પરણ્યા હતા અને કોઇપણ કુમારીકા ( શાહઝન ) યા વિધવા ( ચકરઝન ) સાથ આડો વ્યવહાર રાખ્યો નહતો. સઘળી અવસ્તા અને પહેલવીની અગત્યની કેતાબો વાંચતાં આપણે એકજ અનુમાન પર આવ્યે છીએ કે જરથુશ્ત સાહેબ એકજ બાઈડી પરણવાની તરફેણમાં ( monogamist ) હતા તેમજ તેમના શાગીર્દો અને તેમનો બળવાન અને તવંગર મિત્ર અને મદદગાર શાહવિસ્તાસ્પ તેમજ તેઓ પછીના તેમના ચેલાઓ સર્વે એક પતિ કે પત્નિ સાથ લગ્ન કરવાને સમજાવતા અને પોતે પણ તે પ્રમાણે ચાલતા હતા. ગાથાઓ, દીનકર્દ અને આપણાં ધર્મ સાહિત્યોનાં કેટલાંક લખાણો પરથી આપણને તેઓનાં મૂળ સિદ્ધાંતો, નિયમો, દાખલા અને તેઓની સુનીતિ અને વર્તણુક વિષે જાણવાનું મળે છે જે લખાણો નિર્વિવાદ આપણને જણાવે છે કે એકથી વધુ બાયડી પરણવાના રિવાજને, વ્યભિચાર, સ્ત્રીલંપટ, જનાકારી, બદફેલી અને હદબહાર કામવાસનાને દીલોજાનથી તેઓ ધિકકારતા હતા અને ઠપકાપાત્ર લેખતા હતા. જરથુશ્ત, વિશ્તાસ્પ, મેદીયો-માહ, ફરશોઅસ્તર, જામાસ્પ વીગેરે અષ યાને સર્વોત્તમ વ્યવસ્થાને દીલોજાનથી ચાહનાર, વખાણનાર, જાળવનાર અને વધારનાર શખસો, પોતાના યા પોતાના શાગીર્દોના શિક્ષણ યા દાખલાઓથી, જુદાઇ, ફાટફુટ, ગુંચવાડો, ઘોંટાળો ઉપજાવનાર અને મનુષ્યનાં સુખ, તનદરોસ્તી, શાંતી અને આબાદીનો નાશ કરનારાં પુરવાર થયલાં ઘોર કુકર્મ જબુન પાપો થવા દીયે એમ માનવું, એમ વિચારવું યા એ વિષેનો સહેજ ખ્યાલ પણ લઇ જવો મુશ્કેળ છે.

આપણા અશો પયગામબર જરથુસ્તનો ધર્મ કુદરતના કાયદાના બારીક અવલોકનપર રચાયલો છે. કુદરતી રીતે એક સ્ત્રી એકજ પુરૂષ માટે સરજાયલી

જરથુસ્ત સાહેબે પોતે ઠર પડેલી સંસારી જીંદગી ગુજારી, એક અગ્રેસર, શિક્ષક અને ભલું ચહાનાર તરીકે પોતાના દેશના લોકોને એવીજ જીંદગી ગુજારવા યાને કુટુંબ કબીલાવાળા થવા ભલા-

---

છે. પુરૂષ અને સ્ત્રી અરધા ભાગો છે જે બેના મેલાપથી મનુષ્ય સ્વભાવ સંપૂર્ણ બને છે. બીજી ચીજ જે ઉપર આપણું ધ્યાન કુદરત ખેંચે છે તે એ છે કે દુન્યામાં સ્ત્રીઓની સંખ્યા એટલી બધી પુરૂષોની સખ્યા કરતાં નથી કે દરેક પુરૂષને ફાળે એક કરતાં વધુ બાઇડી આવી શકે.

હવે આપણી અગત્યની ધર્મ કેતાબો તપાસતાં આપણને બે શબ્દો, કે જેનો અભ્યાસીઓએ પતિ પત્નિ તરીકે તરજુમો કીધો છે, તે વારંવાર મલે છે. પણ સર્વે ઠેકાણે એ શબ્દો એક વચનમાં વપડાયલા છે. તે ઉપરાંત અવસ્તામાં જનાકારી, હવસ અને આડા યા ગેરકાયદેસર વ્યવહાર માટે શિક્ષા ફરમાવેલી જોઇએ છિએ તેમજ તેઓને ધિકકારી કહાડવામાં આવેલાં છે; જે બતાવે છે કે જરથુસ્તના જમાનાથી આપણા જમાના સુધીમાં થઇ ગયલા દરેક ચુસ્ત જરથોસ્તી એવા ખરાબ અને પાપી વિચાર અને કામોને ધિકકારતો આવ્યો છે. આજના જમાનાના દીનદાર જરથોસ્તીઓ એવા જબુન ગુનાહોને ઓછા ધિકકારનાર યા સજાપાત્ર ઠરાવનાર છે એમ કોઇ કહેશે નહીં.

પણ આપણે કબુલ કરીશું કે કેટલાક અપવાદો આપણી નજરે પડે છે. પણ એ અપવાદો તો ખરો નિયમ પુરવાર કરનારા છે. આ ફાની દુન્યામાં આપણે કયાં અપવાદો જોતા નથી? દરેક જમાનામાં, દરેક દેશમાં, દરેક પ્રજામાં, દરેક ન્યાત અને દરેક જાતમાં એવા અધર્મી, વ્યભિચારી અને પાપી લોકો તો મલશેજ કે જે પોતે હેવાન્યત જીંદગી ગુજારતા હોય અને બીજાઓને તેજ પ્રમાણે જીંદગી ગાળવાને લલચાવતા હોય. આપણે જાણયે છીએ કે આપણાં જમાનામાં પણ આવા બેપગી હેવાનોનો કાંઈ તોટો નથી.

આ ઉપર જણાવેલી બાબદો છતાં કોઇ પણ જરથોસ્તી યા અ-જરથોસ્તી, સાચ્ચો યા નામનો, આપણા સર્વથી અરો, મરતબો પામેલા, ઉચ્ચ નેમો, ખુદાઇ ખસલત અને સુનીતિ ધરાવનાર પયગામબર વિષે જાહેરમાં આ પ્રમાણે અપ-શબ્દો વાપરે, તેના કરતાં વધુ વિચિત્ર, મૂર્ખ, શરમ ભરેલું અને પાપી કામ શું હોય? આ પ્રમાણે વર્તીને હાલના જરથોસ્તીઓની લાગણી શું તેઓ દુ:ખવતા નથી? આગલા જમાનાનાં સત્તાવાર ધર્મ સાહિત્યો કરતાં પાછલના જમાનામાં લખાયલી બુંદહીશ, વજર-ગરદે-દીની અને રવાયત જેવાં બીનભરોસેદાર પુસ્તકો ઉપર વધુ એતબાર મુકવાનો એવા શખસોને શું હક, કારણ યા સત્તા હોઇ શકે? એક નજીવા અને બીન સત્તાવાર ગ્રંથકારને હાથે લખાયલી, વજર-ગરદે-દીની

મણુ કરતા હુતા અને નસીહુત આપતા હુતા. અસલ ઇરાન દેશના ઢોરો ઉછેરનારા, ખેડુતો, લડવૈયા અને કારીગર વર્ગમાં એવણુ સાહેબે પોતાનાં ઉંચ્ચ શિક્ષણુ વડે, ઉદ્યોગ, વ્યવસ્થા, સંપ, શાંતિ અને આબાદી સ્થાપી પોતાને સર્વથી મોટા સુધારક દાખલ પુરવાર કરી

---

જેવી કેતાબનાં વેર વીખેર થયલાં બીન-અર્થ લખાણો, અને દંતકથા અને કલ્પિત વાર્તાઓનો જથ્થો ધરાવનાર બુંદહીશ જેવી કેતાબને, અયોગ્ય વજન આપીને, એવા શખસો પોતાની, પોતાની કોમની યા પોતાના ધર્મ સાહિયોની શું સેવા બજાવે છે? પહેલવી સાહિત્યનો પ્રખ્યાત વિદ્વાન ડૉ. ઈ. વેસ્ત, "પૂર્વના પવિત્ર પૂસતકો" નાં પાંચમાં પુસ્તકની પ્રસ્તાવનામાં જણાવે છે કે, "બુંદહીશ માત્ર માઝદીયરતી ધર્મ ખુલાસા પ્રમાણે જગત ઉત્પત્તિ, દંતકથાઓ અને કલ્પિત વાર્તાઓનો સંગ્રહ છે, પણ એ બાબદ ઉપર એ કેતાબ તમામ ખુલાસાવાર છે એમ કહી શકાય નહીં." ઉપલાં બન્ને પહેલવી પુસ્તકોના ગ્રંથકારો બેખબર હોવા જોઇએ અથવા તો તેઓએ પોતાના કલ્પિત ખ્યાલો અને અનુમાનો આ પુસ્તકોમાં જણાવેલાં હોવાં જોઇએ.

આપણે કબુલ કરીશું કે હાલમાં જે ધર્મ સાહિત્યો આપણી પાસે છે તેમાં કેઠેપણુ આપણુને જરથુસ્ત સાહેબની જીંદગીનો સંપૂર્ણ અહેવાલ મળી શકતો નથી. કારણ દેખીતું છે કે એઓ સાહેબ ઘણાજ જુનાં જમાનામાં થઇ ગયા હતા કે જે જમાનામાં ખબર અને જ્ઞાન પહોંચાડવાના અને ફેલાવાના સાંધન બહુજ થોડાં હતાં અને લખવા વાંચવાની કળાનું કોઇને ભાન નહતું. માટે જરથુસ્ત સાહેબનાં મરણુ બાદ બે હજાર વરસે તવારીખ લખનારાઓએ, એવણુ સાહેબની જન્મભૂમી, જમાના, લગ્ન, પત્નિ, છોકરાઓ અને એવી અગત્યની બાબદો વિષે માત્ર પોતાની અટકલો, વિચાર શક્તિ યા જરથુસ્ત સાહેબ વિષે સમજેલી કલ્પિત વાર્તાઓ ઉપરથી લખ્યું હોય તેમાં નવાઈ જેવું કાંઇજ નથી, (જુઓ મારૂં પુસ્તક, "અવસ્તા પ્રમાણે પયગામબર જરથુસ્ત અને જરથોસ્તી દીન," પા. ૫૨-૫૫). આ લખનારાઓ કેટલા બીન સત્તાવાર અને અચોકકસ હતા તે દેખાડવાને હું આપણા પહેલવીના માન પામેલા અને પ્રખ્યાત વિદ્વાન, ડૉ. ઈ. વેસ્તના અનુમાનો અને લખાણો અત્રે રજુ કરૂં છું. વસીયતનામાંની રૂહે મલતા "હકદાર" ધણીઆણીના મિલ્કતના હીસ્સા વિષે બોલતાં એવણુ ખાસ નોંધમાં જણાવે છે કે "હકદાર" શબ્દ એ એમ નથી દેખાડતો કે એક માણસની એકથી વધુ બાનડીઓ હોઇ શકે; પણુ લગ્ન વખતનાં સંજોગો અનુસરીને પાંચ જાતની (પરણેલી) સ્ત્રીઓ દેખાડી છે. પાદશાહ યાને હકદાર સ્ત્રી એટલે જે કુમારિકાના ભાઇ બહેન હોય અને જે પોતાના માવા પિતાની પરવાન

આપ્યા હતા. બેશક, જરથુશ્ત સાહેબનાં શિક્ષણ અને જાતી દાખલા વડે તે સાહેબે જે ધર્મનિયમો અને બોધનો ફેલાવો કર્યો હતો તેને લીધે પ્રાચીન ઇરાન અને તે સાથ સંબંધ ધરાવનારા અસલનાં મૂલકોમાં દેશ સુધારા સ્થાપીત થયલા જોવામાં આવતા હતા.

---

ગીથી પરણેલી હોય તે; ચુકાન સ્ત્રી, યાને પોતાનાં માબાપની એકપુરી પૂત્રી અને ઉપલી જણાવેલી કન્યામાં એટલોજ ફરક છે કે તેના (ચુકાનના) ભાઇ બહેન હોતાં નથી, માટે તેણીને પોતાનું પહેલું ફરઝંદ પોતાના માબાપને સપુરદ કરવું પડે છે. જો એક માણસ કુમારો મરણ પામ્યો હોય અને તેને એવી ખાહેશ દેખાડી હોય કે ચોકકસ કન્યાને જે છોકરાં પેદા થાય તેમાનાં અરધાં તેના લેખાય, અને એવા શખસના કુટુંબી તરફથી રીત મેલવી જો એક શખસ એવી કન્યાને પરણે, તો તે સ્ત્રી, સતર યાને "દત્તક કરી લીધેલી" ગણાય. કારકર, યાને કામ કરનાર સ્ત્રી તે ફરી પરણનાર વિધવા છે. ખુદસરાય યાને "પોતાનો નિકાળો કાઢનાર" સ્ત્રી તે પોતાના માબાપની પરવાનગી વગર પરણનાર સ્ત્રી છે. (જુઓ. પૂ. પ. પુ ૧૮. પા. ૧૮૫ ની નાચેની ટીકાઓ.)

હવે હું પુછું છું કે ઉપલી જાતની પાંચ વર્ણની પરણેલી સ્ત્રીઓ યાને હકદાર સ્ત્રી, ચુકાન સ્ત્રી, સતર સ્ત્રી, કારકર સ્ત્રી અને ખુદસરાય સ્ત્રી સંબંધી રવાયતમાંથી મળતા ખુલાસા ઉપરથી આપણે શું સમજી શકીયે છીએ? બુંદહીશ અને વજર-ગરદે-દીનીના ગ્રંથકારોનાં ખોટાં અને નાપાયદાર લખાણોને તેઓ શું ટેકો આપે છે અને કેમ પુરવાર કરે છે? તેના જવાબમાં આપણે પહેલવી સાહિત્યના અભ્યાસમાં પ્રવિણ થયલા અને અમર કીર્તિ પામેલા મહાન વિદ્વાન ડૉ. વેસ્ટનાં ભરોસેદાર વિરોધ ટીકાઓ અત્રે ટાંકી બતાવશું. દાદસ્તાને દીનીમાં વપરાયલા "હકદાર ધણીઆણી માટે" એવા શબ્દોનો અર્થ સમજાવતાં એવણ લખે છે કે "આ શબ્દો એમ બતાવતા નથી કે એક માણસની એકથી વધુ બાયડીઓ હોઈ શકે, પણ લગ્નનાં સંજોગો અનુસરીને પાંચ જાતની સ્ત્રી દેખાડી છે. ..." બુંદહીશ ૩૨, ૭ ની ઉપર ટીકા કરતાં એવણ જણાવે છે કે "આ વાક્યને બદલે (બુન્દહીશ, ૩૨, ૭) વજર--ગરદે-દીની (પા ૨૧ અને ૨૨)માં નીચલું વાકય જોવામાં આવે છે, જે ચોકકસ ફકરાઓની ભૂલભરેલી સમજને લીધે છે. 'અશો જરથુસ્તની ત્રણ સ્ત્રીઓ હતી; તે ત્રણેને તેવણ પોતાની હેયાતી દરમ્યાન પરણ્યા હતા." (પૂ. પ. પુ. પ. પા. ૧૪૩.)

મેં ઉપર જણાવી છે તે સઘળી બાબદો છતાં જો કોઇ જરથોસ્તી યા બહદીન, પંડીત યા ધર્મ સાહિત્યોનો અભ્યાસ કરતો, આપણા પયગામબરની ખુદાઇ ખાસીયત અને અશો વર્તણુક માટે અપશબ્દો વાપરે તો આપણી તમામ

કોઇપણ સત્તાવાર ધર્મ પુસ્તકમાં આપણને એમ નથી કહેવામાં આવતું કે જરથુશ્ત સાહેબે પોતાનાં જ્ઞાનનો એક અંશભાર પણ એથેન્સ, એલેકઝાન્ડ્રીયા, યા ગંગા નદીના પ્રદેશમાંથી મેલવ્યો હોય યા કનફ્યુસીયસના શાગીર્દોને હસ્તક લીધો હોય. જુના કાલનાં વિદ્વાનો જેઓ એક પંડીત યા ઉપદેશક પાસથી બીજા પાસ જઇ પોતાની જીંદગી ફોકત ગાળતા હતા તેમ જરથુશ્ત સાહેબે કર્યું નહતું. તેવણ કાંઇ વિદ્વાન ગથેની માફક પોતાના ચાલાક દોસ્તોની સંગતમાં પોતાના વિચારો વધુ અને વધુ સુધારવાની કોશેષ કર્યા કરતા નહતા. તે સાહેબનાં બુદ્ધિશાળી વિચારોને વધુ બુધ્ધિશાળી બનાવી શકે એવાં કોઇ વિદ્વાનની સંફ્રમાં તેઓએ પોતાનો વખત ગાળ્યો નહતો.

જરથુશ્ત સાહેબને અસાધારણ આત્મિકશકિત, મનશક્તિ અને નમુનેદાર આચરણની અહુરમઝદ તરફથી બક્ષેશ થઇ હતી. મનુષ્યને સંપૂર્ણ બનાવવા માટે જોઇતા ગુણલક્ષણોમાં એઓ પોતાના સર્વે ભાઇબંધથી ઉચ્ચી પંકતી ધરાવતા હતા. કોઇપણ તવારીખી મહાન નર અને એઓ સાહેબ વચ્ચેનો તફાવત દેખાડનારો મૂળ ગુણ તે એ સાહેબની મનુષ્યના આત્મિક કાયદાની અંતર્જ્ઞાની પિછાંણ હતી. ઇતિહાસ આપણને દેખાડે છે કે વખતો વખત આ દુન્યામાં ખુદાએ એવી અસાધારણ અકકલના પુરૂષો પેદા કીધા છે કે તેઓને ખરા દિવ્ય પુરૂષ ગણવામાં કાંઇ ખોટું નથી. આવા અદભુત બુદ્ધિવાળા પુરૂષોના

---

મુલકના માલેક અને પિતા તુલ્ય વખણાયલા અશો નર જરથુસ્તની નિંદા અને બદગોઇ કરનાર ચંડાલ શખસ તરીકે લેખાવો જોઇએ કે જે શખસ, સર્વોત્તમ અખિકાર ભોગવનાર, મહા તેજસ્વી, સર્વથી વધુ કીર્તિ પામેલા, સર્વ પેદાયસમાં સર્વથી વધુ સ્તુતી પામેલા, જેને આપણે સર્વથી અશો, આપણી આરાધના, ભેટ અને સ્તુતી લાયક ગણયે છીએ, તેવા એક પયગામબરની પણ નિંદા કરવા અચકાતો નથી.

ચમત્કારો ઘણું કરીને જે બાબદોમાં મગજશક્તિનો ઉપયોગ કરવામાં આવે છે એવાં ખેતરોમાં જોવામાં આવે છે. એવા દિવ્ય પુરૂષો સંગીત, સાહિત્ય, કવિતા અને ગણિતશાસ્ત્રના ખેતરોમાં જોવામાં આવે છે. જે ખાસ ગુણ એ સર્વમાં જોવામાં આવે છે તે એ કે તેઓ જે બાબદમાં પ્રવિણ હોય છે તેજ બાબદના કાયદાઓ તેઓ અંતર્જ્ઞાનની દ્રષ્ટિથી જોઇ શકે છે. સંગીતમાં પ્રવિણ થયલો શખસ તે સંગીતના સૂરના કાયદાઓ ઝટ સમજી શકે છે. તેઓના હાજર જવાબોની ચોક્કસાઇથી તેઓનાં અંતર્જ્ઞાનની ઝટ પિછાણ થઇ શકે છે.

આ ઉપરથી જરથુસ્ત સાહેબે, કુદરતી કાયદા અને કામો, સત્તા અને મનુષ્યના આત્માના નિર્માણ થયલાં છેવટનું જ્ઞાન કેમ પ્રાપ્ત કીધું હતું તે સમજાવી શકાય. તે સાહેબને એ વિષયોની અંતર્જ્ઞાની નજરને લીધે ઝટ સમજ પડતી હતી અને એ સાહેબની એ વિષેની સઘળી માહીતી અચૂક હતી. એ સાહેબને સર્વથી શ્રેષ્ટ મીનોઇ બક્ષેશ તે તેમનું અંતર્જ્ઞાન હતું. આને લીધેજ એઓ સાહેબ કોઇ પણ માણસે વિચાર ન કર્યો હતો એવા વિચારો કરી શકતા હતા, અને કોઇ પણ પુરૂષે નહીં કહેલા શબ્દો એવણ સાહેબ બોલતા હતા. એવણ સાહેબના જેવા વિચારો કોઇ કરી શકનાર નથી યા તેઓ જેવા શબ્દો કોઇ પણ ભવિષ્યમાં ઉચ્ચારનાર નથી. અહુરમઝદે જરથુસ્ત સાહેબને લગભગ સર્વજ્ઞાની બનાવ્યા હતા.[1] "ઓ સ્પીતમાન! તું કે જે અમો અમેશાસ્પદો જેવોજ મરતબો ધરાવે છે, તે કોઇ પણ દીવસ તારી દીન બીજાઓમાં ફેલાવવા માટે યા બીજાં કાંઇ પણ કારણસર અમારા ઉપદેશ (જ્ઞાન)ના માર્ગથી દુર ગયો નથી તેમજ સવાલ જવાબમાં અને જાહેરમાં તેં એવું કશું નથી કહ્યું કે જે અમારી રીતથી ઉલટું હોય."[2] "વધુ

૧. પૂ. પ. પુ. ૫. પા. ૧૯૨. ૨ દ. દા. દીન. પુ. ૧૭. પા. ૬૦

એ કે જરથુશ્ત સાહેબને તેઓ સાથ તકરારમાં ઉતરેલા વિદ્વાનોએ અદભુત શક્તિ ધરાવનાર તરીકે અને રાસ્ત ચુકાદા આપનાર તરીકે કબુલ કીધા હતા; તેઓ સાહેબની તેમની પરસ્પર વિરોધ તકરારનો ઝટ ફડચો કરવાની ચાતુરી જોઇ આ અનુમાન પર આવ્યા હતા. તેજ પ્રમાણે અશો જરથુશ્ત પોતાની અશોઇના પ્રતાપે સર્વે લડતોમાં જીત મેળવતા રહ્યા હતા. પયગામબરો અને કીર્તિમાન પુરૂષોનાં સઘળા ગુણ લક્ષણો એવણ ધરાવતા હતા અને એવણની સર્વોત્તમ સહાદત જોઇ સર્વે લોકોએ એવણને ખુદા તરફથી મોકલાયલા પયગામબર તરીકે માન્ય રાખ્યા હતા."[1]

જરથુશ્ત સાહેબ દરેક શાસ્ત્રમાં કુશળ હતા અને તેથી તેઓ ગેતી અને મીનોઇ હસ્તિ વિષે બધું સમજી શકતા હતા.[2] એ (હસ્તી) ઓના વિશેષ ગુણો શું છે, તેઓનો પરસ્પર સંબંધ શું છે, તેઓનુ સાધારણ કામ શું છે અને તેઓનો મનુષ્ય જાત અને ખુદા સાથે શું સંબંધ છે, એ સર્વે ચીજનું તેવણને સંપૂર્ણ જ્ઞાન હતું. સંપૂર્ણ અને ખરા માઝદીયસ્ની ધર્મની ખરી પ્રશંસાથી એ સાહેબે ખુલ્લી અને જાહેર રીતે પોતાનાં જ્ઞાનનો અચૂક પુરાવો આપ્યો હતો.[3] પોતાની નિષ્કુળંક વર્તણુક અને ધાર્મીક એકીનદારીથી તેઓએ પોતાનાં અચૂક જ્ઞાનની પુરવારી આપી હતી.

કોઇપણ માણસ સાધારણ સંજોગોમાં નીતિમાન વર્તણુક અને ધાર્મીક ગુણલક્ષણ પ્રાપ્ત કરી શકે છે એ શિક્ષણ આપનાર હજરત જરથુસ્ત પહેલવહેલા શખસ હતા. "ખુદાએ મનુષ્યજાતને સારાં કામો કરવાની શક્તિ બક્ષી છે."[4] પણ સારાં કામો કરવા શકિત-વાન થવા માટે તેમજ કુદરતી અને મીનોઇ કાયદાઓ તોડયાથી

---

૧. દ. પે. દીન પુ. ૯. પા ૬૧૬.
૨. પૂ. પ. પુ. ૨૪. પા ૪૦.
૩. દ. પે. દીન. પુ, ૨, પા. ૧૨૫.
૪. દ. દા. દીન, પુ. ૧૭. પા. ૫૯.

થતી શિક્ષા અને દુઃખમાંથી બચવા માટે એ કાયદાઓનું જ્ઞાન મેળવવાની ઘણી જરૂર છે.

નીતિમાન વર્તણુક અને ધર્મ એ બન્ને મનુષ્યના આત્માની અદભુત પેદાયશ છે. આત્માના દરેક ગુણુ સાથ તેઓ સાધારણુ રીતે સંબંધ ધરાવે છે. એ સંબંધ શું છે તે સમજવા અને તેને જારી રાખવા આત્માને લગતા કાયદાઓનું જ્ઞાન મેળવવાની જરૂર છે. જરથુશ્ત સાહેબ આત્મશાસ્ત્રમાં ઘણાજ પ્રવિણ હતા. તેવણ સાહેબની નીતિમાન વર્તણુક અને ધાર્મીક ગુણુ લક્ષણો આ પ્રવિણુતાને આભારી હતાં. "ઓ તુંજ પવિત્રતાનો ભંડાર! હું મારાં જ્ઞાનવડે તુંને, ખુદાઇ મનને અને ભલાઇ ભરેલા અહુરનાં રહેઠાણુને કયારે જોઇ શકીશ?"[૧] "સાધારણુ માણુસો કરતાં જરથુસ્ત સાહેબ બુદ્ધિમાં, મનશકિતમાં, ચાલચલણુમાં, સારા વિચાર, સારા શબ્દ અને સારાં કામમાં બેહદ શ્રેષ્ટ હતા."[૨] કુદરત વિષે અવલોકન કરવામાં, અધ્યાત્મિક (psychical) અનુભવમાં, જ્ઞાનમાં અને સારી નીતિરીતીમાં અતિ ચઢિયાતા હતા. તેવણુના અવલોકન, અનુભવ અને જ્ઞાનથી તેઓ પોતાના મૂળ મૂદ્દાઓ અને અને અનુમાનો પર ઝટ આવી શક્તા હતા. માટે એ સાહેબનો ધર્મ માત્ર કલ્પના શક્તિ પર રચાયલો નથી પણુ અનુભવથી સિધ્ધ થયલી હકીકતો ઉપર સ્થપાયલો છે.

જેમ ગયોમર્દ તમામ મનુષ્ય જાતની શારીરીક અને કુદરતી જીંદગીની મૂળ શરૂઆત સમાન હતો, તેમ જરથુશ્ત મનુષ્ય જાતની બુધ્ધિ, નીતિ અને આત્મિક જીંદગીની મૂળ શરૂઆત સમાન છે.[૩]

---

૧. યજ. હા ૨૮, ફ. ૫-૬.

૨. દ. પે. દીન. પુ. ૨. પા. ૧૨૫.

૩. ય. ૧૩. ૮૭; દા. દી. પૂ ૫. પુ. ૧૮, પા. ૧૩; દ. પે. દીન. પુ. ૭. પા. ૪૨૮-૪૨૯.

જેમ સર્વ તારાઓ ઉપર તીશત્રીયને મુકવામાં આવ્યો છે તેમ અહુરમઝદે જરથુશ્તને સર્વે મનુષ્ય ઉપર મુકેલા છે.[૧] "જરથુશ્ત અશોઇમાં સર્વેથી અશો, સત્તાધિકારીઓમાં સર્વેથી સરસ સત્તાધિકારી, તેજસ્વી લોકોમાં સર્વેથી તેજસ્વી, કીર્તિમાન પુરૂષોમાં સર્વેથી કીર્તિમાન અને ફત્તેહમંદ શખસ છે."[૨] "હું તે સ્પીત્મ જરથુશ્ત છું કે જેને મનુષ્યમાં સર્વેથી પહેલે અષ (યાને અશોઇ ઉપર રચાયલી વ્યવસ્થા) ની વખાણ ગાઇ છે, અને અહુરમઝદ અને અમેશાસ્પંદોને આરાધ્યા છે..."[૩] "જરથુશ્ત ખનીરથ ધર્મ તેમજ બીજા સર્વે ધર્મોનો વડો છે; અશો માનવી જાતનો તે વડો છે અને એમ કહેવામાં આવ્યું છે કે એઓએ પોતાનો ધર્મ શરૂથી આખર સુધી જરથુશ્ત તરફથી મેલવ્યો હતો."[૪] "દસ્તુરોમાં સર્વેથી મોટો દસ્તુર જરથુશ્ત સ્પીતમ હતો કે જેને લોકોને આત્મા વિષે શિક્ષણ આપ્યું હતું."[૫] અશો અને સાચ્ચા ધર્મ ઉપદેશક પયગામબર જરથુશ્ત તરફથી તેના ચેલાઓ તરીકે માઝદીયસ્ની ધર્મના વડીલોએ તેના મુક્તિ આપનારા ધર્મનું જ્ઞાન મેલવ્યું હતું.[૬]

ખરેખર, આપણી જહાનમાં જે અનુપમ, બળવાન આત્મિક શક્તિ પેદા પડી હતી તે જરથુશ્ત હતા. ધર્મજ્ઞાનના તેવણ ભંડાર હતા. તેવણ સાહેબ સર્વેથી મોટા રાજ્યનિયમકાર, સર્વેથી મહાન શિક્ષક, સર્વેથી મહાન ધર્મસ્થાપક અને અહુરમઝદનું મન અને ઇચ્છા જાહેર કરનાર અસાધારણ પયગામબર થઇ ગયા હતા. ખુદાઇ તેમજ માનુષી ખાસીયત અને સદાચરણ પ્રદર્શક કરનારા તેવણ મહાન પુરૂષ હતા.

---

૧. ય. ૮. ૪૪.
૨. ય. ૧૯. ૭૯.
૩. ય. ૧૭. ૧૮.
૪. પૂ. ૫. પુ. ૫. બુંદહીશ પા. ૧૧૫-૧૧૬.
૫. દ. પે. દીન પુ. ૭. પા. ૪૮૪.
૬. દ. પે. દીન. પુ. ૭. પા ૪૭૯.

જુદા જુદા જમાનામાં અનેક ધર્મ મતો અને સિદ્ધાંતો શીખવનારા પયગામબર કરતાં જરથુશ્ત સાહેબ એક સંપુર્ણ અને અસાધારણ, પ્રસિદ્ધ થયલા ધર્મના સ્થાપક તરીકે ઘણો ઉચ્ચ દરજ્જો ધરાવે છે. જરથુશ્ત સાહેબ ઘણી મૂળ બાબદોમાં બીજા ઇતિહાસિક પયગામબરો કરતાં ઘણા જુદાજ હતા. ચોક્કસ નીતિ વિષેનાં થોડાં મતો સિવાય, જરથુશ્ત સાહેબે જાહેર કીધેલો ધર્મ બીજી બાબદમાં પ્રાચીન ઇજીપ્ત, ગ્રીસ, રોમ, હીન્દ, ચીન વિગેરે દેશોના અસલ ધર્મોને શું મલતો છે? તે સઘળા ધર્મો જરથુશ્ત સાહેબના ધર્મથી યોજનામાં, બંધારણમાં, વિસ્તારમાં, અસરોમાં, કાર્યોમાં, જોમજુસ્સામાં અને નેમોમાં તદન જુદાજ હતા. પોતાની જીંદગીમાં અશોઇના પ્રકાશથી જરથુશ્ત સાહેબ એક ભવિષ્યમાં થનારા ધર્મસ્થાપક તરીકે ઓળખાઇ આવતા હતા અને અહુરમઝદના પયગામબર તરીકે જાણીતા થયા હતા. અશોઇના પ્રકાશને લીધે અનેક પીર મરદો એ સાહેબની અહુરમઝદ નજદીકની હસ્તિ ઝટ પામી જતા હતા. "આ જરથુશ્ત સ્પીતમાન માત્ર મારી આજ્ઞાને સમજ્યો છે. અહુરમઝદ અને અષ તરફથી, તેઓના બળવાન તેમજ અતિ માયાળુ કામોનો ખ્યાલ લોકોને આપવાનું કામ એ કરવા ચાહે છે; માટે એને હું એક લાયક જગ્યા આપીશ."[1] "માટે, હું ( અહુરમઝદ ) તુંને ( જરથુસ્તને ), અશોઇ ભરેલાં ધર્મજ્ઞાન વડે મેળવેલી અશોઇનાં સંબંધમાં રતુ તરીકે જાહેર કરૂં છું; તું બેમૂળ સર્વથી શ્રેષ્ટ અને સર્વથી વધુ ડહાપણવાળો છે; દરેક જાતનાં મનુષ્યને તું અહુરમઝદનો ધર્મ જાહેર કરજે.... 'તે મીનોઇના માલેકની જેવી મરજી' આ બોલો બોલી અશો જરથુસ્તે મનુષ્યોની જીંદગી દરૂજોની હકુમતમાંથી મુકત કીધી..."[2] "તુંને પેદા કરનાર અહુરમઝદ, હું પોતે, તારી બન્ને

૧. યજ, હા ૨૯. ફ. ૮. ૨. દ. દા. દીન. પુ. ૧૭. પા. ૫૨.

હસ્તિમાં તારી મદદે આવીશ. મને (અહુરમઝદને) સંતોષ આપી, ઓ જરથુસ્ત! તું લાયક થયો છે, અને તારી સર્વેથી સરસ હૈયાતી (મીનોઇ જીંદગી)માં હું તુંને સંતોષ આપીશ."[૧]

અહુરમઝદે જરથુસ્તને કહ્યું કે, "ખુદાની વખાણ ગાજે, તેની સાથ સમાગમમાં આવવા આતુર રહેજે..., સારા વિચાર, સારા શબ્દો અને સારાં કામો પ્રમાણે ચાલજે અને બુરા વિચાર, વચન અને કામોથી દૂર રહેજે. આ ધર્મને સદા યકીનથી વળગી રહેજે કેમકે એ ધર્મની મદદથી હું કે જે અહુરમઝદ છું, તે સદા તારી સાથે રહીશ, તુંને સર્વેજ્ઞાની ડહાપણ આપીશ અને મેઢીયો-માહ. પર્શતગાઓ, સએના, કએ-વિસ્તાસ્પ, ફરશોઅસ્તર અને જામાસ્પ જેવાઓને, લોકોને પોતાની ફરજ શીખાડવા માટે તારા ચેલાઓ તરીકે મદદે મોકલીશ; અને લોકો તારો ઉપકાર માનશે...અહુરમઝદે જરથુસ્તને પોતાનો ધર્મ સિદ્ધ કરીને જાહેર કર્યો; તે સાહેબે તે પર દર્યાફ્ત કરીને અને તે ઉપર યકીન લાવીને કબુલ કીધો..."[૨] "બે પગાં મનુષ્યોમાં જે શખસ ફરેસ્તાઇ ખસલતનો હોય, તેનો સ્વભાવ એવોજ હોવો જોઇએ, કે જેથી અશો લોકોમાં તે શ્રેષ્ટાઇ અને સંપૂર્ણતા ભોગવતો થાય અને લાયકાતને લીધે અહુરમઝદ તરફ વધી તેની સારી દોસ્તી પામેલો થાય; કે જેથી અશો નરો તેની પોતાના કરતાં વધુ અશોઇને લીધે, બીજા થઇ ગયલા અને તે પછી થનારાઓની શ્રેષ્ટાઇ કરતાં તેની વધુ ઉંચી શ્રેષ્ટાઇને લીધે અને તેની અહુરમઝદની દોસ્તીને લીધે દેશ પરદેશ તેની હસ્તિનો ખુશ પયગામ લઇ જાય."[૩]

---

૧. પૂ. પ. પુ. ૩૭. પા. ૨૬૮-૨૬૯.

૨. દ દા દીન. પુ. ૧૭. પા. ૫૪ અને ૫૫.

૩. ઉપલુંજ પુ પા ૫૩.

જ્યારે આપણે પ્રાચીન ઇરાનનાં અદભુત દેશ સુધારાનો ખ્યાલ કર્યે છીએ, જ્યારે ત્યાંની રાજ્યનીતિનો અને સાહિત્યની ખુબીઓ અને શોભાનો વિચાર કર્યે છીએ, જ્યારે ત્યાંની ફિલસુફીની નિર્મળતા અને તે જમાનાની ઇમારત બાંધવાના હુન્નરની ઉમદા અને ભવ્ય કારિગિરી તરફ નજર કર્યે છીએ, ત્યારે આપણે સમજી શકયે છીએ કે એવા જમાનામાં એ દેશમાં જરથુશ્ત જેવો મહાન અને જગ આશકારા પયગામબર પેદા થયો હોય એમાં અશક્ય કાંઇ નથી.

કુદરતના મીનોઇ કાયદા સંબંધી સત્યોને શોધી કાઢનાર, તેઓને બરાબર આકારમાં મુકનાર અને તે કાયદાઓ દુન્યાને શીખવનાર પહેલા શખસ જરથુશ્ત હતા. સારી ચીજો શું છે તે સમજનાર અને સમજાવનાર એવણજ પ્રથમ શખસ હતા.[1] તેવણ વાએજ કરવાની અને શિક્ષણ આપવાની સત્તા ધરાવાનો દાવો કરતા હતા, અને પોતે સત્તાવાર હોય તેમજ શિક્ષણ આપતા હતા અને બોલતા હતા.[2] પણ આ સત્તા તેવણને મીનોઇ જહાનના પેદા કરનાર અહુરમઝદ તરફથી મળેલી છે એમ તેઓ કહેતા. સીધી રીતે તેઓ હંમેશ એવું દેખાડતા હતા કે તેમની સત્તા કોઇ માણસ યા રાજ્ય યા મંડળ યા વિદ્વાનો તરફથી આપવામાં આવી ન હતી પણ તે માત્ર અહુરમઝદ તરફથીજ તેમને મળી હતી.[3]

પોતાને બોલવાની અને શિક્ષણ આપવાની ખુદાઇ સત્તા છે એવા પોતાના વિશ્વાસને લીધે તેમના શબ્દોને અને શિક્ષણોને ઘણી મજબુતી મળતી હતી. "(ખુદા અને મનુષ્યનો) મિત્ર જે જરથુશ્ત છે, જે ડહાપણ આપનાર અને (અશોઇના માર્ગે) પોતાની જબાન દોરવનાર છે તે બુલંદ અવાજે, અશોઇ અને ભક્તિથી

૧. ય. ૧૩. ૮૮.

૨. યજ. હા. ૨૯. ફ. ૮. અને હા ૩૧. ફ. ૨.

૩. યજ. હા. ૨૯. ફ. ૧૦-૧૧; યજ. હા. ૩૧ ફ. ૨-૩; યજ. ૫૦. ફ. ૭.

માથ્રવાણી ભણે છે; અને કુહે છે કે 'જે શખસની મરજી હોય તે મારી પવિત્ર માથ્રવાણીમાં સમજાવેલા નિયમો અને સત્યો બીજા શખસોને પોતાની સારી મનશક્તિવડે સમજાવે.'"[1]

જરથુશ્ત સાહેબ અને તેમના ચેલાઓની મૂળ ખુબી એ હતી કે તેઓ પોતાના ધર્મ પ્રચાર માટે મોજેજા ઉપર યા તો કહેવાતા ભૂત પિશાચમંત્ર વિદ્યાના ચમત્કારો ઉપર આધાર રાખતા ન હતા. બીજા ધર્મમાં જેમ મોજેજાઓથી લોકોને આંજી નાંખવામાં આવ્યા હતા તેવું જરથોશ્તી ધર્મમાં કાંઇપણ નથી. પોતાનો ધર્મ બીજા પાસે અખત્યાર કરાવવા તેઓ ચમત્કારી મોજેજાનું હથિયાર વાપરતા ન હતા; પણ તેઓનાં નિર્વિવાદ શિક્ષણોનું સત્ય, જે તેઓ સાફ દીલથી શીખવતા હતા, એજ એમનું હથિયાર હતું.[2]

ખરૂં જોતાં, જરથુશ્ત સાહેબની તમામ જીંદગી, અનેક પ્રકારની ખોટી માન્યતાઓ અને કાર્યો સામે કોટ કીલ્લા મિસાલ હતી. તે સાહેબને, તેવણના ચેલાઓને અને તેઓ ઉપરથી ઉતરી આવેલા શિષ્યો અને શાગીર્દોને દરેક જાતની ગુપ્ત વિદ્યાનો ભારે તિરસ્કાર હતો. કોઇપણ ચમત્કાર, અદ્રષ્ય અને ભેદી શક્તિઓના સંબંધથી બની શકે એવો ખ્યાલ પોતાના શિષ્યોમાં બેસાડવા અશો જરથુશ્તે કદી ઉત્તેજન આપ્યું નથી. ઇસ્લામી અને ખ્રિસ્તી ધર્મોએ, વહેમી અને ભોળાં લોકોને, એ ધર્મના ઇશ્વરી મૂળની દેખીત સાબેતી આપવા અદભુત ક્રીયા શક્તિનો ઉપયોગ કર્યો હતો; પણ અધાત્મિક (psychic) અને પ્રકૃતિક મોજેજા બાબે જરથુસ્ત સાહેબ અસહનશીળ હતા.

ગાથાનો તેમજ પાક અવસ્તાના કલામોનાં ગ્રંથકારો ગુપ્ત વિદ્યાઓની નિસ્તિ વિષે આપણામાં સંશય કે શંકા રહેવા દેતા નથી. તેઓ જાદુ, નજરબંધી કે ભુતપિશાચ વિદ્યાને સાફ ધિકકારનારા હતા.

૧. યજ. હા ૫૦, ફ. ૬.  ૨. ઉપલુંજ.

તેઓના જ્ઞાનોપદેશમાં એકકે શિક્ષણ એવું નજરે નથી પડતું કે જરથુશ્ત સાહેબે કુદરતી કાયદાની વિરૂધ્ધ જઇ મોજેજાઓ કરી બતાવ્યા હોય. જેમ બાઇબલમાં કહ્યું છે કે "જ્યાં સુધી તમે અદ્દ-ભુત ચિન્હો અને કાર્યો જોશો નહીં ત્યાં સુધી તમે મને માનશો નહીં" એ પ્રમાણેનું લખાણ આપણને ઝંદ અવસ્તામાં કેહે મળતું નથી.

જરથુશ્ત સાહેબે પોતાના ધર્મનિયમોનાં સત્યની સાબેતી મોજેજા કરીને કદી આપી નહુતી. તેવણ સાદી જીંદગી ગુજારવા માટેના ચોકકસ કાનુનો પોતાના શાગીર્દોને સમજાવતા હતા. તે સાહેબ તેઓને શીખવતા હતા કે દરેક મનુષ્યને પોતાની પિછાણ કરવાની તેમજ એવણ સાહેબે દર્શાવેલા નિયમો પ્રમાણે ચાલી મોટાં કામો પાર પાડવાની શક્તિ ખુદાએ બક્ષેલી છે.[૧] આ ઉપરથી જણાશે કે જરથો-શ્તી ધર્મ પોતાની હસ્તી માટે કુદરતના કાયદાની સંપૂર્ણ અને અચૂક સમજ ઉપર આધાર રાખે છે. ઇસુ ખ્રિસ્તની માફક જરથુસ્ત સાહેબ કદીબી એમ બોલ્યા ન હતા કે, "મારે તમુંને અનેક બાબદો સમજાવવાની છે, પણ હાલમાં તમો તે સમજનાર નથી."[૨] ઉલટું જરથુશ્ત સાહેબ લોકોની સમજમાં તત્કાળ ઉતરે એવું શિક્ષણ આપતા હતા અને પોતાનું જ્ઞાન લોકોને સંપાદન કરાવવા કદી પછાત પડતા ન હતા.[૩] એવણનું શિક્ષણ કોઇ એકજ ખાસ વર્ગ, યા તો ફકત તવંગર યાતો ગરીબ માત્ર વાસ્તે નહુતું. યજશ્ન હા. ૫૦, ફ ૬ મૂજબ, તેવણનાં શિક્ષણો એટલાં તો સાદાં અને સમજી શકાય એવાં હતાં, કે તેમના દરેક શિષ્ય તે સમજી જતાં અટકેજ નહીં પણ બીજાઓને પણ આસાનીથી શીખવી શકતા હતા.

---

૧. યજ. હા ૫૦, ફ. ૬; યજ. હા ૪૫. ફ. ૧-૫; યજ. હા ૩૦ ફ. ૨-૩. વીગેરે.
૨. જૉન. પ્ર. ૧૬. ફ. ૧૨.
૩. યજ. હા ૩૦ ફ. ૨-૩; યજ. હા ૪૫. ફ. ૧-૫, યજ. હા ૫૦, ફ. ૬.

જરથુસ્ત સાહેબે જાહેરમાં દેખાવ દીધો અને સર્વે મનુષ્યોને પોતાના ઝુંડા હેઠળ ભેગા મળવા હુકમ કીધો.[1] દરેક જગ્યાએથી લોકો મોટી સંખ્યામાં આવવા લાગ્યાં અને એવણ સાહેબને આતુરતા અને ધ્યાનથી સમજવા લાગ્યાં.[2] ગુસ્તાસ્પ, હુતઓસ અને તેમના પ્રધાનો ફ્રશોસ્તર, જામાસ્પ અને મેદીયો-માહ વીગેરે, જેઓ તે જમાનાના તવંગર અને દાનેશમંદ અમીરી વર્ગના નબીરાઓ હતા, તેઓ જરથુસ્ત સાહેબના અતલગના ચેલા અને વફાદાર મદદનીશ થઇ રહ્યા હતા. આ પ્રમાણે, તવંગર અને મૂફ્લેસને, સગાં વહાલાં અને મિત્રોને, દાનેશમંદ અને જાહેલને તેમજ નઝદીક અને દૂરથી આવતા સઘળા લોકોને જરથુસ્ત સાહેબ શિક્ષણ આપતા હતા.[3] એ સાહેબની વાએજોથી ઉમરાવ વર્ગના વિચાર અને નેમોમાં જે ફેરફાર થતો ગયો તેને લીધે મધ્યમ અને ગરીબ વર્ગને અતિ લાભ થયો. જેઓ એ સાહેબને જાતે સમજતા હતા તેઓ કબુલ કરતા હતા કે જંગલી અવસ્થાનાં ત્રાસદાયક કમકમાતમાંથી દુન્યાને બચાવવા એવણના શિક્ષણો શક્તિવાન હતાં.[4] તેઓને એમ લાગતું હતું કે તેઓ વચ્ચે એક મહાન અને અજાયબ જેવી શક્તિ કામ બજાવતી હતી. આપણી જીંદગીને લગતા ઘણા અગત્યના સર્વે સવાલોમાં જરથુસ્ત સાહેબના શિક્ષણ અજવાળાં સમાન માર્ગદર્શક છે. મનુષ્ય જાતને ગેતી અને મીનોઇ જીંદગી વિષેના ભેદ જાણવાની જે ઇચ્છા આતુરતા રહે છે તેને એવણ સાહેબના જવાબો સંતોષી શકે છે. એવણના સઘળા ઉપદેશો ઉપર સચ્ચાઇનો સ્પષ્ટ છાપ જોવામાં આવે છે. મનુષ્યજાત માટે ધર્મનાં ખરાં મૂળ તત્વોનો આધાર એ

---

૧. યજ. હા. ૨૯. ફ. ૧૦-૧૧

૨. યજ. હા. ૩૦ ફ. ૧-૨; યજ. હા. ૪૫. ફ. ૧.

૩. યજ. હા ૩૧. ફ. ૧૨; યજ. હા ૪૫. ફ. ૧-૨; યજ. હા ૫૧, ફ ૧૫-૨૧

૪. યજ હા ૫૧, ફ ૧૨-૨૧.

સાહેબ માત્ર ઉપર છે. ખરા ધર્મનો પાયો એમનાં કામો ઉપર રચાયલો છે.

હવે આપણે સવાલ કરીશું કે જરથુશ્ત સાહેબનો પયગામ શું હતો. તે ઉમદા પયગામ જો બે બોલોમાં સમજાવ્યે તો, તે અશોઇ અને પવિત્રતાને સ્થાપીત કરવાનો અને બદી અને અપવિત્રાઇને નાબુદ કરવાનો હતો. વોહુમનોએ જરથુશ્તને પુછયું "ઓ જરથુશ્ત સ્પીતમ! તારી સૌથી પહેલી ચીંતા શું છે, તારી સર્વેથી પહેલી કાળજી શા બાબદની છે અને તારી ઇચ્છાની વળણ કઇ તરફ છે...?" જરથુસ્તનો જવાબ એમ હતો કે, "મારી સર્વેથી પહેલી ચીંતા અશોઇ માટે છે; મારી સર્વેથી પહેલી કાળજી અશોઇ માટે છે અને મારી ઇચ્છાની વળણ અશોઇ તરફ છે." "(બન્ને ગેતી અને મીનોઇ) હસ્તિમાં અશોઇ માટે અને વધુ પસંદગી છે, અને મારી ઉમેદ એ છે કે અશો નરોના વિચારો હું જાણું કે જેથી પવિત્ર જીંદગીમાં હું એઓ જેટલોજ અશો નિવડું."[૧] "માટે તું ઓ અહુરમઝદ! જાણે છે તેમ અશોઇમાંથી ઉત્પન્ન થયલાં તારાં મન વડે મારા મુરાદો બર લાવ. અમારાં સારાં મન અને અષનું હું સદા રક્ષણ કરીશ. માટે તું પોતે મને સમજાવ કે મીનોઇ જહાન શું કાયદાને આધારે હસ્તિમાં આવી અને તેના શું કાયદાઓ છે કે જેથી હું તે લોકોને જાહેર કરૂં."[૨]

આગળ થઇ ગયલા શોષયંતોને મીનોઇ હસ્તિ વિષેનો કાંઇક ખ્યાલ ગયો હતો. પણ જરથુશ્ત સાહેબે પહેલાં મિનોઇ હસ્તિ સત્તાવાર જાહેર કીધી અને તેને લગતા નિયમો અને કાયદાઓ સમજાવ્યા.[૩] તેવણે આપણી મનશક્તિ સામે ખુદાની હસ્તીનો નવો

---

૧. પૃ. ૫, પુ. ૪૭. પા. ૪૬ અને ૧૫૬.

૨. યજ. હા. ૨૮. ફ. ૧૧-૧૨.

૩. યજ. હા. ૩૫. ફ. ૫-૭.

ખ્યાલ ખુલ્લો કીધો. આપણા આત્મિક અને મીનોઇ સ્વભાવનો નવો ખ્યાલ આપ્યો, સંપૂર્ણતા અને સુધારાનો નવો વિચાર દાખલ કીધો, મીનોઇ અમર્ગીની નવીજ ગવાહી આપી અને અનંત સુખવાલાં બહેસ્ત અને અશો લોકો માટે (મીનોઇ) બદલાનો નવોજ ચિતાર રજુ કર્યો હતો.[1] ખરેખર, જે બાબદો પહેલાં અનિશ્ચિત હતી તેને જરથુસ્ત સાહેબે ચોક્કસ આકારમાં મુકી. જે ચીજો ખ્યાલી હતી તેને નક્કર રૂપમાં ફેરવી નાંખી હતી.

જરથુસ્ત સાહેબે માયાળુ અને પરોપકારી એકજ ખુદા, મઇન્યુઓ સ્પેનીસ્તને જાહેર કીધા. એવણનું બાળપણનું શિક્ષણ એવણને પિતાનાં ઘરમાં મળ્યું હતું કે જ્યાં એવણને માઝદીયસ્ની તરીકે ઉછેરવામાં આવ્યા હતા. પણ જરથુસ્ત સાહેબે પહેલવહેલો ખુદા વિષેનો ખ્યાલ એટલો તો ઉંચ્ચ, ભવ્ય અને ઉમદા તેમજ સુધરેલી મનુષ્ય જાતના મીનોઇ સ્વભાવને એટલો બંધબેસ્તો આવતો આપ્યો હતો કે તે સાહેબની અતંર્જ્ઞાની દ્રષ્ટિની એક સાબેતી તે ખ્યાલ પુરી પાડે છે. તે ખ્યાલ એટલો તો ભવ્ય હતો કે તેઓની આગળ થઇ ગયલા પુરૂષોની ચૂકોથી તેવણ સલામત રહેવા પામ્યા હતા. આત્મિક કાયદાઓનું એવણનું અંતર્જ્ઞાન એવણને કુદરતી રીતે ખોટા ખ્યાલો તરફ દોરવાઇ જતાં અટકાવતું હતું. જરથુશ્ત સાહેબ એકજ ખુદામાં ચોક્કસ માનનારા હતા. તેવણની તમામ જીંદગીના વિચારો, લાગણીઓ, ઇચ્છાઓ, અને કામો, અહુરમઝદના કાયદા અને ઇચ્છાને હમેશ અનુસરતાં હતાં.[2]

જરથુસ્ત સાહેબની પહેલી અને મૂખ્ય ઇચ્છા એ હતી કે

---

૧. યજ. હા. ૩૧. ફ. ૪, ૬ ૮; યજ. હા. ૫૧ વગેરે.

૨. યજ. હા ૨૯, ફ. ૪ અને ૧૦; યજ. હા. ૩૦ ફ. ૭; યજ. હા. ૪૪, ફ. ૧; હા. ૪૬, ફ. ૧-૩, યજ. હા. ૪૫. ફ. ૮-૧૧.

મનુષ્યજાતે એકજ ખુદા અહુરમઝદમાં માનતા થવું, અને તે સાહેબે જણાવ્યા પ્રમાણે તેના વખાણ ગાવાં અને ભક્તિ કરવી. તેવણ એમ ચોકકસ માનતા હતા કે જો લોકો તેવણની ઉપલી ઇચ્છા પ્રમાણે કામ કરે તો દરેક શખસ તેમજ આખી પ્રજામાં સંપૂર્ણ વ્યવસ્થા સ્થાપી શકાય.[1]

જરથુશ્ત સાહેબે અમગીનો સિદ્ધાંત શીખવ્યો હતો અને મનુષ્ય જાતને જીંદગીમાં માર્ગ દેખાડવા નીતિ નિયમોનો સંગ્રહ ઘડી કાઢયો હતો, કે જેની મુખ્ય નેમો સાર્વજનિક સખાવત અને મનુષ્ય જાતમાં ભાઇબંધી અને શાંતિ ફેલાવાની હતી. જરથુશ્ત સાહેબના અહુરનાં ગુણ લક્ષણના ઉમદા ચિતારમાં અને તેવણે ઘડી કાઢેલા નીતિ નિયમોના સંગ્રહમાં અત્યાર સુધી કોઇએ સુધારો કીધો નથી અને કરી શકનાર નથી, એ વાતનો કોઇ પણ સમજુ શખસ ઇનકાર કરવાની હામ ભિડશે નહીં.

એવણ સાહેબે જે જે શિક્ષણો આપ્યાં હતાં અને જે જે ધાર્મિક ફરજો એવણે શીખવી હતી તે સઘળું કબુલ કરવા અને તે પ્રમાણે ચાલવા જરથુશ્ત સાહેબ સદા પોતાના શિષ્યોને અને શાગીર્દોને ઘણી ઉત્સાહથી કહેતા હતા. એ સાહેબનાં શિક્ષણના સર્વોત્તમ ગુણોનો પુરાવો આપણને એવણના શાગીર્દોની પવિત્ર જીંદગીમાંથી અચુક રીતે મળે છે. જે શખસો એવણનાં શિક્ષણ અને ધર્મ અંતઃકરણપુર્વક અખત્યાર કરે છે અને તે પ્રમાણે ચાલે છે તેઓની જીંદગી અને વર્તણુકમાં એ સાહેબનો મહાન પયગામ અને કાર્યને સફળ થયલાં આપણે જોઇ શકીયે છીએ.

હજરત જરથુશ્ત એક નમુનેદાર શિક્ષક હતા; શિક્ષકની લાયકાત માટે જોઇતા સઘળા જરૂરી ગુણો એવણ સાહેબ ધરાવતા હતા.

---

૧. યજ. હા. ૩૧. ફ. ૩-૬; વીગેરે.

એવણની ચગોર ચશ્મો મનુષ્યના દીલની દરેક ગેરવર્તણુક અને આડી વળણો જોઇ શકતી હુતી અને તે સામે એવા ઉપાયો યોજતા કે ફત્તેહ સદા તેમને મળતી. મનુષ્યને ઝટ સમજ પડે અને તેની મગજ શકિત કબુલ કરે એવી રીતે તેવણ આત્મિક કાયદા અને નીતિ નિયમોનું જ્ઞાન લોકોને આપતા હુતા. જે સદગુણો તેવણ સમજાવતા હુતા તેની તેઓ વ્યાખ્યા આપતા ન હુતા, તેવણ શાસ્ત્ર શીખવવામાં વપરાતી રીતો વાપરતા ન હુતા; કેમકે શાસ્ત્ર શીખવવાની રીત ભારી અને થોડીજ હુદમાં ઉપયોગી હોય છે. એવી રીત સાધારણ આદમીઓ સમજી શકતાં નથી અને આપણા સવાલોનો ફડચો કરવા કરતાં આપણે માટે વધુ સવાલો યા ગુચવાડા પેદા કરે છે. પણ સૌને સમજ પડે એવી રીત તેવણે અખત્યાર કીધી અને પોતાની વર્તણુંક અને કામોથી લોકો ઉપર અસરકારક છાપ બેસાડતા હુતા.[1] તેવણ સાહેબ લોકોના ઉમદા ખવાસને જાગૃત કરી, ઉશ્કેરી પોતા તરફ ખેંચતા હુતા. આ પ્રમાણે કરવાનું એવણનું કારણ એ હુતું કે તેવણ સમજતા હુતા કે દુન્યામાં સાધારણ માણસો સાથ અને નહીં કે નમુનેદાર વર્તણુકના શખસો સાથ એવણને કામ પાડવાનું હુતું. જ્યાં ઠપકો ઘટે ત્યાં ઠપકો બેધડક આપતા હુતા અને અશોને અશોઇનો બદલો અને પાપીને સજા છે એમ આંચકી વગર સમજાવતા હુતા.[2]

તેવણ સાહેબની ભાષા અતિ સાદી, કુદરતી અને બીલકુલ પ્રમાણીક હુતી. તે સાહેબની ભાષાની બુલંદી તેની સાદાઇમાં જાહેર માલુમ પડતી હુતી. તેવણની જબાનમાંથી કોઇપણ દીવસ ડોળ

---

૧. યજ. હા ૨૯, ફ. ૧૦-૧૧; હા ૩૩, ફ. ૧૪; યજ. હા. ૫૦. ફ. ૬. યજ. હા ૩૧. ફ, ૨-૪, વીગેરે.

૨. યજ. હા ૨૯, ફ ૪-૫, ૧૦-૧૧. હા ૩૧, ફ. ૨ અને ૧૮, વીગેરે.

ભરેલું, અલંકારી ભાષણ નિકળ્યું ન હતું. તેમની ભાષા બુદ્ધિશાળી, અનુભવી શખસની ભાષા જેવી હતી. ખરેખર, જરથુસ્ત સાહેબ સર્વેથી અસરકારક ઉપદેશક અને શિક્ષક થઇ ગયા છે.

તે છતાં, એવણુની પયગામબરીની શરૂઆતમાં એવણુને નજીવી ફતેહ મળી હતી. પવિત્ર ગાથામાં સચવાયલી એમની વાયજો ઉપરથી આપણુને માલુમ પડે છે કે એવણુનાં દુશ્મનો અનેક હતા, અને એવણુને સખત દુશ્મનાઇ અને ભયો સામે થવું પડયું હતું.[૧] એવણુ અને એવણુના ધર્મ સામે દુશ્મનાઇ ધરાવનાર બંદવ, કવી, કરપણુ, ચુસીગ અને એવા બીજા બળવાન જાલેમો અને દુઃખ દેનારાઓ સામે એમને થવું પડતું હતું.

વિપત્તિના વાદળાં એવણુનાં સરની આસપાસ થોડા વખતમાંજ ઘેરાયાં; કેમકે કુદરતી રીતે એવણુના અને એવણુના દુશ્મનોનાં શિક્ષણો પરસ્પર વિરોધિ હતાં.[૨] એવણુને હાંસી, અપમાન, દુઃખ, સંતાપ અને દરદ સહન કરવાં પડયાં હતાં.[૩] ગાથામાં એવણુ સાહેબનો ચિતાર ભયથી અકળાયલા અને સંતાપથી પીડાયલા શખસ જેવો મળે છે.[૪] દુઃખ અને દલગીરીથી એવણુનો આત્મા પીડાતો હતો. પણ મનુષ્યને દરૂજીથી બચાવવાની તેમની ઉમેદ તેથી કાંઇ મંદ પડી ન હતી.[૫]

જરથુસ્તે પોતાની જીંદગી અને ભવિષ્યની ફત્તેહ અહુરમઝદને

૧. પૂ. પ. પુ. ૪૭, પા. ૬૫-૬૭ અને ૧૨૨;

૨. યજ. હા. ૪૬. ફ. ૧-૬, ૧૧-૨૭; હા. ૪૮. ફ. ૩, ૫, ૭; હા. ૪૯. ફ. ૧-૫.

૩. યજ. હા. ૪૬, ૧-૨; યજ. હા. ૪૮. ફ. ૩, ૫, ૭; હા. ૪૯, ફ. ૧-૫.

૪. હા. ૪૬. ફ. ૧-૨.

૫. યજ. હા. ૪૬. ફ. ૩ અને ૧૨-૧૯; યજ. હા. ૪૯. ફ. ૮-૧૦.

હસ્તક સપુર્દ કીધી હતી.[1] તેવણુ સાહેબ વારંવાર ચાલુ અને લંબાન ખુદાની ભક્તિમાં મશગુલ રહેતા હતા અને તેની આજ્ઞા બર લાવવા મદદ અને કૌવત તેની પાસ સદા માગતા રહેતા.[2] તે સાહેબની બંદગી અને વિલાપમાંથી આપણને ઘણું શીખવાનું છે. તે શીખવે છે કે અતિ દુઃખ પામેલાં જીગરને પણ એક દીલાસો મળે છે. અને તે એ કે પોતાનાં દુઃખોમાં એક દુઃખી માણસ પોતાના ખુદાની બંદગી કરી તેની ઉપર વિશ્વાસ અને સારી આશા રાખી પોતાનાં દુઃખો તેને હવાલે કરી શકે છે.

શું જરથુસ્તના દુશ્મનો પોતાના પાપી કામોમાં અંતે ફાવ્યા હતા? આખરે તેઓ સર્વેને શિકસ્ત મલી હતી અને તેઓ નાસિપાસ બન્યા હતા. તુરાનીઓમાંનાં કેટલાક શખસો જેઓ એવણના કટ્ટા વેરીઓ હતા તેઓએ એવણુ સાહેબનો પવિત્ર ધર્મ અખત્યાર કર્યો અને જે સંસ્થાનોનો તેઓના ફીરકાઓએ નાશ કર્યો હતો તે ફરી સજીવન કરવાને એમને મદદ કરી હતી.[3] જરથુસ્ત સાહેબ છેવટમાં સંપૂર્ણ ફત્તેહમંદ નિવડયા હતા એમાં કાંઇજ શક નથી.[4] પોતાની સામી પક્ષના હઠીલા શખસો સાથ એવણુ ઘણીજ ધિરજ અને સમજથી વર્તતા હતા અને તેઓના સવાલોના જવાબો એવા ડહાપણ ભરી રીતે આપતા હતા કે તેઓ મહાત થઇ જતા. તેઓ સામે સદા તેવણુ લડતા હતા અને અહુરમઝદને ખુશ કરનાર, અશોઇથી ભરપૂર પવિત્ર અહુનવરની માથ્રવાણીના પ્રતાપે તેઓને હરાવતા અને મારી

---

૧. યજ. હા. ૪૬. ફ. ૧-૩ વીગેરે.

૨. ઉપલું.

૩. યજ. હા. ૪૬ ફ, ૧૨.

૪. યજ. હા. ૪૬. ફ. ૧૩-૧૭; હા. ૫૧, ફ. ૧૫-૨૧; હા, ૫૩. ફ. ૧ અને ૨; પૂ. ૫. પુ. દીન. ૪૭. પા. ૧૫. ૧૭-૧૯.

હઠાવતા હતા. ખુદાઇ પયગામને ખાતર તેવણે લડી આયંદે જીત મેલવી હતી. આ પ્રમાણે અશોઇને મળતા બદલા અને ફાયદા હાંસલ કરવાને લાયક તેવણ સાહેબ થયા અને મીનોઇ જહાનને લગતા કારોબારમાં જોઇતી ખુદા તરફની સત્તા ધરાવવાને શક્તિવાન થયા હતા. અંગ્રેમઇન્યુનો નાશ કરવાનો માર્ગ એવણે લોકોને બતાવ્યો અને ખુદાઇ પયગામની છેવટની ફત્તેહ માટે કામો ચાલુ રાખવા એવણ સદા મથ્યા હતા. જે દરૂજી શક્તિઓ એવણનાં જમાના અગાઉ મનુષ્ય જાતમાં છૂટથી આ જહાનમાં ફેલાતી રહેતી હતી તેનો એવણે નાશ કીધો. અશો જરથુસ્તને લીધે દુષ્ટ માણુસો ચોર બન્યા, હાર્યા અને નિષ્ફળ નિવડયાથી નિરાશ થઇ રહ્યા.[1]

લશ્કરી બળની મદદથી યાતો ધાકધમકીથી જરથુશ્ત સાહેબે પોતાની ફતેહ મેળવી ન હતી; પણ પોતાની તર્કશકિત અને તકરારોથી, પોતાની અશોઇ અને બંદગીનાં બળથી, અને પોતાનાં શિક્ષણ અને સત્યથી તેવણ સાહેબ સર્વેને જીતી શકયા હતા.[2] પોતાની લડત માટે તેવણે શાહ ગુસ્તાસ્પ, હુતઓસ, મેદીયોમાહ, ફ્રશોઅસ્તર, જામાસ્પ અને હવોવી જેવા અર્ધો ઉજન ખાનદાની, મરતબાવાળાં, ઉંચ દરજ્જાવાળાં, બુદ્ધિશાળી અને અશો નરનારીઓની મદદ લીધી હુતી અને તેઓની સહાયથી પોતાના દુશ્મનોને મહાત કરી પોતાનાં સિધ્ધાંતો અને શિક્ષણો લોકોમાં ફેલાવ્યાં હતાં.[3]

જે સિધ્ધાંતો અને શિક્ષણો જરથોસ્ત સાહેબે સમજાવ્યાં અને શીખવ્યાં હતાં તે તેમનાં પ્રવિત્ર મગજમાંથી ઉત્પન્ન થયલાં હોવાની સાબેતી આપે છે. તેવણનાં શિક્ષણની પવિત્ર નેમ અને તેનાં ઉમદા

---

૧. દ. પે. દીન. પુ.૯. પા, ૬૧૪-૬૧૬.
૨. દ. પે. દીન. પૂ. ૯. પા. ૬૧૪-૬૧૬.
૩. યજ. હા. ૪૬. ફ. ૧૪-૧૮; યજ. હા. ૫૧. ફ. ૧૬-૨૧.

પરિણામનાં વખાણ કરવામાં કોઇબી શખસ રતીભારબી આંચકી ખાશે? જો એ શિક્ષણોની મોતેબરી આપણે એકકે અવાજે વખાણચે છીએ તો તેઓના કર્તાની જીંદગી અને વર્તણુક વિષે આપણે વધારે જોશભર અને ઉંડી લાગણીથી વખાણ કરવી જોઇએ. એવણ સાહેબ ભલાઇ અને દરેક સદગુણમાં સંપૂર્ણ હતા. સદગુણની હીમાયત કરનારા શબ્દો શિવાય બીજી કોઇપણ લાગણી દર્શાવનારા શબ્દો એવણના હોઠ બહાર પડયા હતા નહીં. જરથોસ્ત સાહેબે અહુરમઝદને પોતાનાં શ્રેષ્ટ મન, બુલંદ બુધ્ધિ અને શારીરીક જીંદગી અને પોતાના ઉમદા શબ્દો, તાબેદારી અને તમામ સત્તા અર્પણ કીધી હતી.[1]

આવી રીતે તે સાહેબ સારા વિચાર, વચન અને કામોમાં શ્રેષ્ટ અને ભલાઇ કરવામાં દલેર હતા. તેઓ સાહેબે પોતાના પેદા કરનાર અહુરમઝદને પોતાના બુલંદ સદગુણો અર્પણ કીધા હતા એટલુંજ નહીં પણ તમામ લોકોને પોતાનું સર્વોત્તમ આત્મિક જ્ઞાન, સર્વોત્તમ સિધ્ધાંતો, નિયમો, દાખલાઓ અને જે કાંઇ ઉત્તમમાં ઉત્તમ તેવણ ધરાવતા હતા તે તેઓના ફાયદા અને લાભ અર્થેજ અર્પણ કીધું હતું. ઉંચ્ચ અને નીચ, તવંગર અને ગરીબ, બુધ્ધિમાન અને બુધ્ધિહીન શખસોને એવી સાદી, સુતરી અને કુદરતી ભાષામાં બોધ કરવામાં આવતો હતો કે દરેક તેમને સમજનાર પુરૂષ ઝટ એ સાહેબનું શિક્ષણ સમજી શકતો હતો અને તેમાંથી લાભ મેળવી શકતો હતો. એવણ એટલા તો સાદા, પ્રમાણિક, ભોળા અને ઉંચ વિચારના હતા કે તેઓ જે કાંઇ જાણતા હતા તે સમજાવતા હતા અને તે પ્રમાણે વર્તતા હતા. પોતાને સમજવા આવનાર શખસો સામે જોરજબરી જેવું કશું થવા દેતા નહીં; પણ તેવણે જે કાંઇ કહ્યું

1 યજ. હા. ૩૩, ફ. ૧૪.

હોય તે ઉપર વિચાર કરવા, નિશ્ચય કરવા અને પછી પોતા માટે ધર્મ ચુંટી કહાડવા સમજાવતા હતા.[1]

આપણે જોઇ શકયે છીએ કે જરથુસ્ત સાહેબ પ્રેમી, માયાળુ અને ઉદાર જીગર માત્ર મનુષ્યો માટે નહીં પણ પશુઓ માટે પણ ધરાવતા હતા.[2] આ બાબદમાં એવણની જીંદગી આપણુને ધડો લેવા જોગ છે. અહુરમઝદ, મનુષ્ય જાત અને પશુ તરફના એવણના પ્યાર અને ભલાં કામો આપમતલબી વિચારોથી નિરાળાં હતાં. તેઓ સાથનાં સંબંધમાં સ્વાર્થ જેવું કશું એવણ સાહેબ પોતાના કામોમાં દાખલ થવા દેતા ન હતા. પોતાના સ્વાર્થને ખાતર એવણ પોતાના દોસ્તો યા દુશ્મનો વટીક ઉપર ખોટો લાભ મેળવતા ન હતા.

આપણા દફતરો ઉપરથી આપણે જાણી શકયે છીએ કે તેવણ અને તેવણના માતપિતા વચ્ચેનો સંબંધ ઘણો ઘાડો અને માયાથી ભરપૂર હતો. પોતાની જીંદગીના છેડા સુધી એવણ સાહેબ માતપિતા તરફ વફાદારી બતાવતા રહ્યા હતા. સર્વેથી ઉમદા નેમોથી ઉત્પન્ન થયલા પ્યારથી તેઓ પોતાના માતપિતા, મોહુરદાર, ફરઝંદો, સગાંઓ અને મિત્રોને ચાહતા હતા. એવણ અને જે શખસોને એવણ સગાંવહાલાં તરીકે ઓળખતા હતા તેઓ વચ્ચેનો એવણનો કેવો ઘાડો અને માયાભર્યો સંબંધ હતો તે ગાથા તેમજ પાછળા વખતનાં સાહિત્યો આપણુને દેખાડે છે. ખરૂં જોતાં, એવણ સાહેબની નેમ મનુષ્ય જાતની શારીરીક અને આત્મિક વૃદ્ધિ સિવાય બીજી કાંઇજ હતી નહીં.

જરથુસ્તના જમાના અગાઉ અહુરમઝદની સંપૂર્ણ તાબેદારી

---

૧. યજ. હા. ૩૦. ફ. ૨-૫. હા. ૪૫. ફ. ૧-૫; પૂ. પ. પુ. ૩૭. પા. ૨૮૨-૨૮૩.

૨. પૂ. પ. પુ ૪૭. પા. ૧૫૧-૧૫૩.

કરવી, તાબેદારીનો સદ્ગુણ સર્વેથી સરસ છે એમ કોઇએ જાહેર કીધું ન હતું. ઇશ્વર તરફની ફરમાનબરદારી એવણ સાહેબમાં સંપૂર્ણ જોવામાં આવતી હતી. અહુરમઝદ તરફ તાબેદારી, તે સાહેબની સર્વોપરિ સત્તાનો સ્વીકાર અને તેની ઉપરજ પોતાનો આધાર છે એ માન્યતા, સદા જરથુસ્ત સાહેબના વિચારો અને કામોમાં સ્પષ્ટ જણાતી હતી.[૧] તેવણની જીંદગીના મૂળ નિયમો, તેવણની સૂનીતિનો ભેદ અને તેઓના શબ્દોનો મૂળ ભાવાર્થ સર્વે અહુરમઝદની મરજીને અનુસરતાં હતાં. "ખુદા તારી આજ્ઞા બર આવો"[૨] એ વાક્ય કાંઇ જરથુસ્ત સાહેબ માત્ર મોઢેથી બોલવા માટે છે એમ સમજતા ન હતા, પણ તેને પોતાની જીંદગીના એક જીવતા ઉપયોગી નિયમ દાખલ ગણતા. જ્યારે પોતા ઉપર દુઃખો આવી પડતાં ત્યારે તેવણ કાંઇ લાચારીને લીધે અહુરમઝદને આધીન થતા ન હતા; પણ પોતાના ખરાં જીગરથી અને પરિણામની દરકાર કર્યા વિના તેઓ અહુરમઝદને ગમે એવાં કામો કરવા તત્પર રહેતા હતા, કેમકે તેના કાયદા અને મરજી ઉપર એવણને પુરો વિશ્વાસ હતો અને તેની સંપૂર્ણ ભલાઇ અને સર્વોપરિ સત્તામાં તેવણ માનતા હતા.[૩]

એમની તમામ જીંદગીમાં અને પયગામબરીમાં આપણે અહુરમઝદના કાયદા અને વ્યવસ્થાને ખરાં જીગરથી આધીન થવાનો એમનો ગુણ જોઇએ છીએ. યજશ્ને હા ૩૩, ફ. ૬ ઠામાં આપણે એમને અષ તરફ તાબેદારી બતાવતા જોઇએ છીએ. યજશ્ને હા ૪૫, ફ. ૫ માં એવણને અહુરએ જણાવેલા સર્વોત્તમ માથ્રવાણીના કલામો જણાવે છે અને કહે છે કે "માણસજાતને કાંઇપણ સમજવા લાયક ચીજ હોય તો તે આ કલામો છે. જેઓ તાબેદારીથી મારાં

૧. યજ. હા ૩૩, ફ. ૧૪

૨. યજ. હા. ૨૯, ફ. ૪.

૩. યજ. હા ૨૯, ફ. ૪, ૫, ૧૦, ૧૧; યજ. હા ૪૯, ફ. ૧૨.

શિક્ષણો સમજશે તેઓ સુખ (મીનોઇ) અને અમર્ગી મેળવશે." પોતાની ઇચ્છાપૂર્વક તાબેદારીના સદગુણથી જરથુસ્ત સાહેબે અહુરમઝદે એમને હવાલે કરેલા પયગામનું કામ સરંજામ પાડયું હતું. આપણાં ધાર્મીક સાહિત્યોમાં જણાવ્યા મુજબ એવણની જીંદગીનો ઘણો જાણવાજોગ સદગુણ તે અહુરમઝદની મરજી પ્રમાણે વર્તવાની કાળજી અને તેને આધીન રહેવાની આતુરતા હતી. "ઓ અશો અહુર! સારાં મનની પિછાણ કરી, હું કયારે તુંને અને સ્રઓષને (તાબેદારી) ને મળી શકીશ, કેમકે તાબેદારી તું મહા પરોપકારી સાહેબ તરફ મને માર્ગ દેખડાવી લઇ જશે."[૧]

વંદીદાદની ૧૯ મી પરગરદમાં જણાવ્યું છે કે જરથુસ્તને અંગ્રેમઇન્યુએ અહુરમઝદ તરફની તાબેદારીના માર્ગેથી, દુન્યાની લાલચો આપી, ખસેડવાની કોશેષ કીધી. તુરતજ ક્રોધ સહીત જરથુસ્ત સાહેબે અંગ્રેમઇન્યુની આ કોષેશ વખોડી કહાડી અને તેઓ સામેની તેવણના દુશ્મનોની બૂરી યુક્તિ ફાવવા દીધી નહીં. આજ પ્રમાણેનું પોતાનું યકીન તેવણે પોતાની તમામ જીંદગીમાં દેખાડી આપ્યું હતું. જરથુસ્ત સાહેબનું ધર્મ યકીન એટલું તો મજબુત અને તેમની આભારની લાગણી એટલી હતી કે એમના સર્વોપરી માલેક અહુરમઝદની મરજીને તાબેદાર થવા તેવણ પોતાની જીંદગી, પોતાનાં શરીર અને આત્માનો પણ ભોગ આપવા સદા તત્પર રહેતા. વંદીદાદની ઉપલીજ દ્રષ્ટાંત રૂપી કથામાં જરથુસ્ત સાહેબની અહુરમઝદ તરફની વફાદારી ઉપરાંત તેમનું મનોબળ, પોતા ઉપર અંકુશ અને કાબુનાં સદગુણો ખુલ્લા જોવામાં આવે છે.

જેટલા જરથુસ્ત સાહેબ ભલી ભલાઇ ભરેલા અને તાબેદાર હતા તેટલા તેવણ નિરભિમાન અને નમ્ર હતા. નમનતાઇ અને નર-

---

૧. યજ. હા ૨૮, ફ. ૫.

માશમાં તેમની જીંદગી આપણુને એક નમૂનેદાર દાખલા સમાન છે. સર્વે ચીજો માટે તેવણુ અહુર ઉપર આધાર રાખતા. સર્વે સારા બનાવો એ સાહેબને પ્રતાપે બનવા પામ્યા છે એમ એવણુ માનતા હતા. તેની મદદ અને મહેરબાની સદા એવણુને જોઇએ છે એમ એવણુ દેખાડતા હતા, કેમકે અહુરની ઉપર, તેનાં શ્રેષ્ટ મન ઉપર, તેની અશોઇ, સર્વોપરિ સત્તા, આશીર્વાદ અને માયા ઉપર એમને જબરો વિશ્વાસ હતો. "ઓ મારા માલેક અને પેદા કરનાર! કયારે અષ (ઉત્તમ અશોઇ) વોહુમનો (શ્રેષ્ટ મન) ક્ષથ્રવઇર્ય (સર્વોત્તમ સત્તા) મારી તરફ વહેલાં આવશે? મારાં આ મહાન કામમાં તું મને તારી બેહદ મદદ આપ."[1] "મારો આત્મા તેમજ મારા અતલગના ખેશીઓનો આત્મા તુંજની સ્તુતિ કર્યે છીએ અને બે હાથો લાંબા કરી તુંને આજુજી કર્યે છીએ."[2] આ પ્રમાણે જરથુસ્ત સાહેબ પોતાના પેદા કરનાર અહુરની, પોતાને અતી નમ્ર દેખાડનારી બંદગી કરતા હતા.[3]

પોતાના અહુરમઝદ ઉપરજ નહીં પણુ પોતાના ભાઇબંધ, ખાસ મિત્રો અને શાર્ગીર્દો ઉપર પોતાનો આધાર છે એમ અશો જરથુસ્ત જાહેર કરતા હતા "હું કયા દેશમાં જાઉં? મારાં સગાંવહાલાં તેમજ મારા તાબેદારો મને મદદ નથી કરતા; નથી મજુર વર્ગ મારી મદદે આવતો કે નથી દેશનો જાલેમ વર્ગ મને સહાય થતો. તો ઓ અહુર! હું તુંને કેવી રીતે સંતોષી શકીશ યા ખુશી કરી શકીશ. "હું જાણું છું કે મારી મુરાદો પાર પડી શકશે નહીં.... માટે હું તું, અહુર આગલ વિલાપ કરૂં છું. ઓ અહુર! મારી તરફ નેગાહ કર, મને મારે માટે, જેમ એક મિત્ર બીજાને મદદ કરે, તેમ તારી મદદ

---

૧. યજ. હા ૨૯, ફ. ૧૧.
૨. યજ. હા ૨૯, ફ. ૫
૩ યજ. હા ૬૩, ફ. ૧૪.

જોઇએ છે."[૧] "એ અહુરમઝદ! દુન્યાને લાભ કરનારા, દુન્યામાં જ્ઞાન ફેલાવનારા શોષયંતો કયારે આવશે, અને દુન્યામાં અશોઇ ઉપર રચાયલી વ્યવસ્થાનો ક્યારે વધારો કરશે? એ અહુરમઝદ હું તુંને મારા ઉપદેશક અને શિક્ષક તરીકે પસંદ કરૂં છું."[૨]

જરથુશ્ત સાહેબ મગરૂરી, અદેખાઇ અને તુમાખીથી એટલા તો નિરાળા હતા કે તેવણુ પોતાના દોસ્તો અને શાગીર્દોની મદદ માંગતા હતા એટલુંજ નહીં પણ તે મદદની કીંમત કરતા હતા અને તે માટે આભાર માનતા હતા અને આભારની લાગણીથી અહુરમઝદને તેઓ ઉપર પોતાના આશીર્વાદ વરસાવવા બંદગી કરતા હતા. "એ અહુરમઝદ અને એ અષ! આ (મારા મદદ કરનારાઓને) બળ અને સત્તા આપો કે જેથી તેઓ પોતાનાં સારાં મન વડે આ દુન્યામાં ખુશાલી અને આબાદી ફેલાવે. આ દુન્યાનો પહેલો માલેક તું અહુરમઝદ છે એમ હું સમજુ છું. "એ અહુરમઝદ! કયારે વોહુમનો અને ક્ષથ્ર-વઇર્ય મારી મદદે આવશે. હવે તું અમને અમારાં કામોમાં મદદ આપ. અને તું જેવા પરોપકારી કીરતારની મહેરબાનીના આશીર્વાદ લેનાર હુમો થઇએ."[૩]

ઉપલા ફકરાઓપરથી આપણે વધુ જાણ્યે છીએ કે પોતાના અશો મિત્રો અને શાગીર્દો તરફ જરથુસ્ત સદા ઇનસાફી અને હેસાનમંદ રહેતા હતા. દુન્યાના નીતિ નિયમો પ્રમાણે એવણુ સદા ચાલતા હતા. જેઓ અશો કામો કરનારા હતા, જેઓ પાપી કામો કરનારા હતા તેમજ જે શખસોનાં કામો સરખે હિસ્સે અશો અને પાપી હતાં તેઓ સઘળાને એવણુ અદલ ઇન્સાફ કરતા.[૪] જે માન અને વખાણુ એમના શાગીર્દોને

૧. યજ. હા ૪૬, ફ. ૧-૩; હા ૫૧, ફ ૧૫-૨૦; હા. ૫૩. ફ. ૧-૨.
૨. યજ. હા. ૪૬. ફ. ૧-૩.
૩. યજ. હા. ૨૯. ફ. ૧૦-૧૧
૪. યજ. હા. ૩૩. ફ. ૧.

સારાં કામો માટે ઘટતાં હતાં તેના હિસ્સામાંથી જરથુશ્ત સાહેબે તેઓને કદી બાતલ કીધા ન હતા. પોતાનાં મહાન કામની ફત્તેહ તેઓની મદદને આભારી છે એમ ખુલ્લું એ સાહેબ જણાવતા અને તેઓ સર્વોત્તમ સુખ અને કીર્તિ ભોગવવાને લાયક છે એમ જણાવતા હતા.[1]

એ ઉપરાંત જરથુશ્ત સચ્ચાઇને ખરા ચાહાનાર હતા. આપણે યજશ્ને હા. ૫૦, ફ. ૬ માં ભણીએ છીએ, "જરથુશ્ત્રો.... હિજવો રઇથિમ સ્તોઇ યાને જરથુશ્ત પોતાની જબાનને સચ્ચાઇના માર્ગ તરફ સદા દોરવનાર હતા." તેવણ સચ્ચાઇની શોધમાં સદા રહેતા હતા. આપણાં ધર્મ સાહિત્યોમાં આપણે એ સાહેબને વારંવાર અહુરમઝદને જુદા જુદા વિષયો ઉપર સવાલો પુછતાં જોઇએ છીએ અને તે સવાલોના જવાબોથી સચ્ચાઇ જરથુશ્તને જાહેર કરતા અહુરમઝદ માલુમ પડે છે. આ સઘળી સત્યની વાતો એવણ પૂર ધ્યાનથી સાંભળતા અને લોકોનાં મગજ ઉપર તે અચૂક ઠસાવતા હતા. તેવણ સાહેબ પોતે સચ્ચાઇના ખરા ચહાનાર હોવાને લીધે, જુઠાંપણાં અને કપતના દેવ, અંગ્રમન દરૂજના કટ્ટા વેરી હતા. તેવણની જીંદગીની એકજ મૂળ નેમ તે આ દેવ અને તેના તાબેદારોને હરાવવાની હતી.

પોતાના દુશ્મનો સાથની તમામ લડત દરમિયાન, અને પોતાની મુશ્કેલીઓમાં, દુઃખોમાં, જુલમ, સિતમ અને વેદનામાં, જરથુશ્ત સાહેબે કદીબી ઉશ્કેરણીને લીધે પોતાનો સ્વભાવ બીગાડયો ન હતો, યા ઉત્તેજન નહીં મળવાથી આશા છોડી દીધી ન હતી અને એ પ્રમાણે પોતાનાં મહાન કામને ફત્તેહમંદ બનાવવાની ટેકો ગુમાવી

---

૧. યજ. હા. ૨૯. ફ. ૧૦ અને ૧૧; યજ. હા. ૨૮. ફ. ૭.
યજ. હા. ૫૧, ફ. ૧૫; હા. ૫૩. ફ. ૧-૨

હતી નહીં. જ્યારે આજુબાજુ સંજોગો ખરાબ નજરે આવતા ત્યારે એવણ સાહેબની હીલચાલમાં ફિલસુફીભરેલી ધીરજ જણાતી હતી. ઘણાઓએ એવણ સાહેબની ધીરજની કસોટી કરી જોઇ હતી. દૂર દેશાવરોથી અનેક લોકો એવણની આસપાસ પોતાના સવાલોના જવાબો મેળવવા એકઠા થતા હતા, પણ આ લોકોથી જરથુશ્ત બેજાર પામતા ન હતા. એવણના શિક્ષણના દુશ્મનો, બંદવ, કવિ, કરપણ, ચુસીગ વીગેરે એવણને પોતાના કાવાદાવા, યુક્તિઓ અને તિરસ્કારથી હેરાન કરતા હતા, પણ મુશકેલીઓમાં અને મુસીબતોમાં એવણ સાહેબ અસાધારણ બહાદુરી અને અજબ શહુનશીલતા બતાવતા હતા અને સદા સર્વે પ્રકારનો સ્વભોગ આપવા આતુર રહેતા.[1] તેવણ પોતાના મનની શાંતિ (આક્ષતિ) જાળવી રાખતા, સદા આશાવંત રહેતા અને સમયસૂચકતા વાપરતા હતા, અને આ સર્વે ગુણોથી તેવણ મુશ્કેલીઓમાંથી આરામ મેળવી શકતા હતા અને પોતાના દુશ્મનોને શિકશ્ત આપી ફતેહ મેળવતા હતા.[2]

એવણ સદા અહુરની મદદ માંગતા અને તે માટે બંદગી કરતા હતા, કેમકે તેવણને વિશ્વાસ હતો કે અહુરની મદદ સદા તેમને મળનાર હતી અને તેમને છેવટે ફત્તેહમંદ બનાવનાર હતી. ખરેખર સઘળાં માણસોમાં એવણ સર્વેથી વધુ આશાવંત સદા રહેતા હતા. તેમના એ આશાવંત સ્વભાવનો છાપ આપણે તેવણના સિદ્ધાંતો અને શિક્ષણો ઉપર જોઇએ છીએ.

તે ઉપરાંત એમના સિધ્ધાંતો અને ધર્મ નિયમો તે સાહેબના અપૂર્વ ડહાપણ, સમજદારી અને ચતુરાઇની ગવાહી આપે છે.[3] એવણ સાહેબ ડહાપણ અને ચતુરાઇના નમુના હતા. એવણ ડહાપણ

---

૧. યજ. હા. ૪૬. ફ. ૧-૧૯; પૂ. પ. પુ. હીન. પુ. ૪૭. પા. ૫૯-૬૦, અને ૬૫-૬૮.
૨. ઉપરનું જ.
૩. હા. હી. પ્ર. ૪, ૧

ધરાવનાર અને ડહાપણ આપનાર (દાતા ફ્રતેચુશ યજ. લીટી ૬ થી જુઓ) હતા. એવણ જે કાંઇ સમજાવતા, જાહેર કરતા યા જે કશાંની લોકો તરફથી આશા રાખતા હતા તેમાં એવણ ડહાપણની હદ કુદાવી જતા ન હતા; કારણ કે એવણ સાહેબનું વ્યવહારી દેમાગ સમજતું હતું કે આ દુન્યામાં એવણને (ભુલને પાત્ર) માણસો સાથ કામ પાડવાનું હતું અને નહીં કે નમુનેદાર (ખામી વિનાનાં) શખસો સાથ વર્તવાનું હતું. સર્વથી સરસ શાગીર્દો ચુંટી કહાડીને અને પોતાની નેમ કેવી રીતે સહેલાઇથી પાર પાડી શકાય એવાં સાધનો અખત્યાર કરીને, એવણે પોતાનાં ડહાપણનો પુરાવો આપ્યો હતો.

ત્યારે, આપણે ઝંદ અવસ્તાને આધારે અને આપણાં સર્વથી સરસ સાહિત્યો, ગાથા અને દીનકર્દની, સત્તા ઉપરથી જાણ્યે છીએ તેમ જરથુશ્ત સાહેબ પ્રાચીન ઇરાનના એક અસાધારણ પયગામબર થઇ ગયા હતા, કે જેવણને સંપૂર્ણ બુધ્ધિ, સંપૂર્ણ મનોબળ, અને સંપૂર્ણ સમજદારી અને સદગુણોની ખુદા તરફથી બક્ષેશ મળી હતી. આપણે ઉપર જોયું તેમ ઉપલા અસાધારણ ગુણો જરથુશ્ત સાહેબની વર્તણુક દીપાવતા હતા. આપણે ગાથામાં અને ત્યાર પછીના સાહિત્યોમાં જોઇએ છીએ કે આવી ઉમદા અને ખુદાઇ ખસલતથી એવણે પોતાની આજુબાજુના લોકોની ઉન્નતિ કરી હતી; તેમના અંતઃકરણમાં અહુરની તાબેદારી કેવી અને કેમ કરવી તેનો ખ્યાલ બરપા કીધો અને તેમને શીખવ્યું કે બધી મોટાઇ, સત્તા અને મરતબાનો આધાર અહુરમઝદની મરજી અને કાયદાને માન આપવામાં સમાયલો છે. પોતાનાં શિક્ષણ અને જાતી દાખલાથી તેવણે મનુષ્ય જાતને આ જહાનની જીંદગીનો ખરો અર્થ સમજાવ્યો હતો અને એ પ્રમાણે અશોઇના માર્ગ ઉપર તેઓને લાવ્યા હતા.

જરથુશ્ત સિવાય એવો બીજો ઉપદેશક કોઇ બતાવશે કે જેને શિક્ષણ આપતાં એક યા બીજા પ્રકારની મોટી ભૂલ નહીં કીધી હોય? નીતિશાસ્ત્રના શિક્ષકમાં ખપતા સોક્રેટીસે શું પોતાના નીતિ નિયમોમાં એકમેકની પરણેતરો સાથે આડો વ્યવહાર રાખવા માટે ટેકો આપ્યો ન હતો? શું કીર્તિમાનમાં ખપતા રોમન કેટોએ તે દાખલો ઉપાડી નહીં લીધો હતો? અને શું ગ્રીસનાં મહાન ફિલસુફ પ્લેટોએ એવા નીતિનિયમને બહાલી નહીં આપી હતી? શું લાઇકરગસે સ્પાર્તાના રહીશોને એવી બહાલી નહીં આપી હતી કે ભલે તેઓ ઠપકાપાત્ર ચોરી, લુચ્ચાઇ કરે પણ છૂપેથી અને ખાનગીમાં તેમ વર્તે? તેજ પ્રમાણે શું સોલને, છૂટ અને આપઅખત્યારી ભોગવનારા એથેન્સવાસીઓને કલંકિત બદફેલીના કામો કરવાની છૂટ નહીં આપી હતી કે જે છૂટ તેણે ગોલામોને ન આપી હતી? પોતાની રાજ્યબંધારણની યોજનામાં એરિસ્ટોટલને એક કાયદો પસાર કરાવવાની જરા આંચકી લાગી ન હતી, કે જે કાયદાની રૂએ જે કુટુંબમાં તેની આમદાનીમાં પલાય તેથી વધુ છોકરાં પેદા પડવે, માતાને ગર્ભ પડાવવાની છૂટ આપવામાં આવી હતી, અને કોઇ કદાચ આંધળાં, નાતવાન અને લુલાં બચ્ચાં પેદા પડે તો તેઓની માયાથી માવજત કરવાને બદલે, તડકાં અને વરસાદમાં ખુલ્લાં મરવા મૂકવાની પરવાનગી આપવામાં આવી હતી. અને નીતિશાસ્ત્રમાં પ્રવિણ ગણાતા સેનીકાએ સુભાષિત જબાનમાં લોકોને સલાહ આપી હતી કે જો તેઓમાં જીંદગીનાં દુઃખ અને શરમીંદગી ખમવાની ધીરજ અને સહનશીલતા ન હોય, તો તેઓએ આપઘાત કરવો. એજ પ્રમાણે તેસીતસ, પ્લીની વિગેરે ડહાપણ ધરાવવાનું ડોળ ઘાલનારા શખસોએ લોકોને સલાહ આપી હતી કે પોતાના દુશ્મનો ઉપર કેહેર વરસાવવો, અપમાન માટે વેર લેવું, અને પોતે કદીબી મેળવી શકે નહીં એવી ચીજો પાછળ વળખાં મારતા રેહેવું.

જરથુશ્ત સાહેબ આપણને તેમના દરેક સદગુણનો દાખલો આપે છે જેથી કરીને આપણે તેવણને પગલે ચાલ્યે. તેવણની જીંદગી તેમને સર્વ પાપ અને ભૂલોથી નિરાળા ચિતારે છે. જરથુ-સ્તની સંપૂર્ણ સદગુણી જીંદગીએ લોકો ઉપર ઉંડો અને બહોળો છાપ બેસાડયો હતો. તે એક માણસની જીંદગીના દાખલાથી ઉત્પન થએલા આજે સેંકડો દાખલાઓ તે એક જીંદગીમાં પ્રગટ થયલા સદગુણો, જોસ્સો, જોમ અને ખમીરની ગવાહી આપે છે. જો આપણે આપણી નજર તે સાહેબના અતલગના શાગીર્દો પર નાખ્યે છીએ, અને ખાસ કરીને ગાથામાં સમાયલા તેમના શબ્દો ઉપર ધ્યાન કર્યે છીએ તો આપણને માલુમ પડે છે કે જે જે સદગુણો તેમના ગુરૂ અશો જરથુશ્ત ધરાવતા હતા તે સઘળા તેઓમાં ઉતર્યા હતા. જેઓ-એ અવસ્તાનો અને ખાસ કરીને ગાથાઓનો અભ્યાસ કીધો છે તેઓ ઝાઝી તકરાર વગર તેમની મીનોઇ શ્રેષ્ટાઇ માન્ય રાખે છે, તેમાં જણાવેલા નીતિ નિયમોને વખાણે છે અને તેમની ઉમદા વર્ત-ણુકને માન આપે છે.

પોતાનો પયગામ સમજનાર અને તેમાં મદદ કરનાર જરથુસ્ત સાહેબના પહેલા ચેલાઓ કોણ હતા? તેઓ શાહ ગુસ્તાસ્પ, રાણી હુતોઅસ, જરથુસ્તનો પિત્રાઇ ભાઇ મેદીયો-માહા, જરથુસ્તના સસરા અને ગુસ્તાસ્પના વજીર, ફરશોઅસ્તર, રાજ્ય પ્રધાન જામાસ્પ અને શાહ ગુસ્તાસ્પનો ભાઇ ઝરીર વિગેરે હતા.[૧] આ કાંઇ ગામડયા, અભણ અને અજ્ઞાન માણસો નહીં હતાં. પણ આપણે જાણી શકયે છીયે તેમ તેઓ ખાનદાની, આલા દરજ્જો ધરાવનારા, સારી સ્થિતિના, ભણેલા અને અશોઇને લીધે જાણીતા થયલાં નરનારીઓ હતાં. આવા માણસોને એવણે પોતાના અતલગનાં શાગીર્દો તરીકે ચુંટી કહાડયા

---

૧. યજ. હા ૫૧. ફ. ૧૬-૨૦ અને ૫. ૫, ૫ુ. ૪૭, દીન. પા. ૧૨૪ અને ૧૨૫.

હતા. તેઓ એવણુના પયગામના સંદેશાઓ લઇ જનાર તરીકે કામ કરતા હતા અને લોકોમાં જરથુસ્તના પ્રતિનિધિ તરીકે વર્તતા હતા. પોતાનો ધર્મ સ્થાપીત કરવા તેવણે આવા સારા શખસોની મદદ લીધી હતી.[૧] જો કે એઓ ભલા અને સાચ્ચા હતા તોપણ જરથુસ્તના હાથ નીચે શાગીર્દ તરીકે તાલીમ લીધાથી તેઓ તે હઝરતના અતલગના સાથી અને તેમનાં મહાન કામમાં હમશરીક થવાને વધુ લાયક બન્યા હતા.

જરથુસ્તની જીંદગી દરમિયાન અને ત્યાર પછી ઘણો લાંબો વખત સુધી ઇરાનવાસીઓની સંસારી અને ધાર્મીક સ્થિતિમાં સંગીન સુધારો થતો ગયો. તેમના શાગીર્દોની સંખ્યામાં વધારો થતો ગયો અને તેઓનો લાગવગ વેગથી વધતો ગયો. તેમની ઉત્સાહનું મૂળ તે અશો જરથુસ્તના ઉત્સાહનુંજ મૂળ હતું, યાને તે મૂળ અહુરમઝદ પોતેજ હતો. જરથુસ્ત સાહેબ માફક તેઓ માનતા હતા કે તેઓ એકજ ખરા હસ્તિ ધરાવતા ખુદા સાથે સંબંધ ધરાવતા હતા અને જે જે કાંઇ બોલતા યા વિચારતા હતા તેમાં અહુરમઝદના વિચારો અને શબ્દો રજુ કરતા હતા. માટે, "આ પ્રમાણે અહુરમઝદે કહ્યું" એમ સદા જરથુસ્તના સાગીર્દો પોતાની વાએજની શરૂઆતમાં ભાર મુકીને અને પ્રમાણિક માન્યતાના ગંભીર અવાજે કહેતા હતા. તેઓ પોતાની માન્યતામાં ઉત્સાહી અને પ્રમાણિક હતા એ વિષે આપણે શંકા લઇ જઇ શકતા નથી. પોતાની વાએજોની માત્ર સચ્ચાઇની લીધેજ નહીં પણ તેઓના ઇશ્વરી મૂળ અને સત્તામાં અચૂક માન્યતાને લીધે તેઓ આટલો ઉત્સાહ ધરાવતા હતા. એ સિવાયની બીજી માન્યતા તેઓ ધરાવી શકતા ન હતા; કેમકે ચાલુ બનાવો તેઓની નજરે પડતા હતા કે

૧. ગજ. હા ૫૧. ક. ૧૬ ૨૦ અને ૫ ૫. પુ. ૪૭. ડીન.પા. ૧૨૪–૧૨૫.

જેને લીધે આવી દ્રઢ માન્યતા એઓનાં મગજ ઉપર ઠસી રહી હતી, અને પોતાના ભારે ઉત્સાહ, અશોઇ અને પ્રમાણીકપણાંને લીધે તેઓ આવોજ વિશ્વાસ લોકોમાં ઉત્પન્ન કરવાને શક્તિવાન થયા હતા; પણ એલાઇજાહ યા ઇસુ ખ્રિસ્ત માફક યાતો મહુમદ પયગામબર માફક કહેવાતા ચમત્કારો તેઓએ કરી બતાવ્યા ન હુતા.

ખુદાએ અત્યંત મહેરબાનીની રાહે એવો એક કાયદો રચ્યો છે કે એક આત્મા બીજા આત્માને પોતામાંથી સદગુણ અને ભલાઇ આપી શકે છે. મોટા પુરૂષોમાં આ શકિત ઘણી ખીલેલી હોય છે. અને જરથુશ્ત અને તેમના ચેલાઓના બાબમાં પણ એમજ હતું. તેઓ પોતાના નેક વિચારો એવી સરસ અને અસરકારક રીતે સમજાવતા હુતા કે થોડું જ્ઞાન ધરાવનારા માણસો પણ તે સમજી શકતા અને તેમની સત્યની વાતોથી વિસ્મય પામતા. જેમ પોતે ખુદાથી ઘણીક બાબદો જાણી વાકેફ થયા તેમ આપણા જરથુશ્ત સાહેબના અશો શાગીર્દો અને જરથોશ્તી વલીઓએ પોતાના પવિત્ર કલામોથી પોતાની જીંદગીનું જેમ ગરીબ અને ધર્મચુસ્ત અંતઃકરણોમાં રેડીને તેઓને વાકેફ કીધાં હતાં

જે ચેલાઓને જરથુશ્ત સાહેબે સત્તા આપી હતી તેઓની રાહબરી હેઠળ એવણના સિધ્ધાંતો ઝડપથી સર્વે ઠેકાણે ફેલાયાં; પહેલાં બેકટ્રીઆ, પછીથી તમામ ઇરાન દેશ અને ત્યાર પછીથી ગ્રીક અને રોમન શહેનશાહાતોમાં, એશ્યા માઇનર, અર્બસ્તાન હીન્દુસ્થાન અને ચીનમાં સર્વે ઠેકાણે એવણના ધર્મે પ્રવેશ કીધો. આ સઘળા દુન્યાના અગત્યના ભાગોમાં જરથોશ્તી ધર્મ શિક્ષણ અપાવા લાગ્યું અને જરથોશ્તી મંડળીઓ સ્થપાવા લાગી. જે ભવ્ય વારસો જરથુશ્ત સાહેબે તેમના ચેલાઓને આપ્યો હતો તેનો કબજો તેઓ પછી આવનારાઓએ લીધો અને જરથોશ્તી ધર્મ ગુરૂઓની ટોળીઓ

દેશોદેશ પોતાનો ધર્મ ફેલાવા અને લોકોની પાસ જરથોશ્તી મહ્-જબ અખત્યાર કરાવા ફરવા લાગી. "દૂર દેશથી આવતા ધર્મ-જ્ઞાનનો ફેલાવો કરનાર આથ્રવનોના પ્રવેશ ઉપર હમો કુરબાન છીએ...."[૧] "જેમ આથ્રવનો મઝદ-પરસ્તોના (ધર્મ) કાયદા ઉપર કુર-બાન છે તેમ હમો પણ છીએ અને તે કાયદો લોકોને જાહેર કરવા હમો એઓને સારી યાદદાસ્ત શકિતની બક્ષેશ ઇચ્છીએ છીએ."[૨] "પેદા કરનાર અહુરમઝદે આ ધર્મ, માત્ર ઇરાન દેશમાંજ નહીં પણ તમામ જગતમાં, દરેક પ્રજામાં અને દુન્યામાં જ્યાં જ્યાં બઢી હોય ત્યાં ત્યાં, સારા વિચાર અને સારાં વચન, અનુપમ ફિલસુફી, અને સારાં કામોની મદદથી ફેલાવા માટે મોકલાવ્યો છે. દરેક ફીરકામાં અને દેશમાં આ ધર્મ એટલો તો સ્થાપીત થયો કે અતી શંકાશીલ મનુષ્યો પણ એ ધર્મનાં બુલંદ તત્વોની એજમતી અસરથી અશો થવા પામ્યા..... તેના (ફેલાવા) માટે જોર જુલમની જરૂર નથી અને આ ધર્મ સદા આગળ વધતો રહ્યો છે, જેને લીધે દરૂજ શકિતઓ મંદ પડી છે અને આવી રીતે એ ધર્મ સર્વ જગ્યામાં લોકપ્રસિદ્ધ થશે અને દુન્યાને અશો બનાવશે."[૩] "અને દુન્યાના લોકોમાં, ખુદા તરફથી જાહેર થયલો આ સંદેશો ફેલાવા, તેને ઇરાન સરજમીનમાંથી, 'સરસવક ગાય' નામના ગૌ આકાર વહાણમાં દરિયાઇ માર્ગે લઇ જઇ બીજા અશો નરોને આપ-વામાં આવતો હતો. તે સંદેશાને જમીન માર્ગે પણ લઇ જવામાં આવતો હતો કે જેથી દુન્યામાં વસ્તિ તમામ મનુષ્ય જાત આ ધર્મથી બરાબર વાકેફ થાય"[૪]

"હોરમઝદના બેટા શહેનશાહ શાહપૂરે જુદા જુદા દેશોના

---

૧. પૂ પ. પુ. ૩૧, પા. ૨૯૧.
૨. પૂ. પ પુ. ૨૩, પા. ૨૧૮.
૩. દ. દા. દીન. પુ. ૧૦, પા. ૧૨.
૪. દ પે દીન પુ. ૬, પા. ૪૫૭.

રાજા સાથ લડાઇ કીધી અને તેઓની પ્રજાને અહુરમઝદમાં માનનાર બનાવી. અને લોકોમાં વાએજોથી એને એ ધર્મ માટે પસંદગી પેદા કીધી. તેઓને એ ધર્મના ગુણો પિછાણતા કીધા. અને છેવટે આદરબાદે લોકોને અશોઇના રાહ પર લઇ જઇ દોજખમાંથી તેઓના આત્માની મુક્તિ મેલવી. અને આ સર્વેથી વડા ધર્મ ગુરૂએ જુદદીનો સામે અવસ્તાના નસ્કો (કેતાબો) નો ખુલાસો ધર્યો, જે ઉપરથી કેટલાક ધર્મ કબુલ કરનારાઓએ જાહેર કીધું કે, 'અમે અમારી નજરે આ ધર્મના ગુણો તપાસ્યા છે અને (અમને ખાત્રી છે કે) દરેક શખસ પોતાની બુરી માન્યતા છોડી દેશે. અમો આ ધર્મ માટે અમારી કોષેશો ચાલુ રાખીશું.' અને તે પ્રમાણે તેઓ વર્તયા હતા."

"ફરી, ખુશરોએ ખુદાના બંદા અને સદગુણી મોબેદોને કહ્યું કે, હું તમને મારી સર્વોત્તમ ઇચ્છાથી ફરમાવું છું કે વધુ અને વધુ હોંશથી તમો અવસ્તા અને તેના ખુલાસા માટે લોકોમાં હોંશ ઉત્પન કરો. અને અવસ્તાનું જ્ઞાન આપી લાયક લોકોને ઉંચે દરજ્જે પહોંચાડો. જેઓ પેદા કરનાર અહુરમઝદ અને તેની અદભૂત મીનોઇ જહાનની રચનાથી અજ્ઞાન હોય, પણ જેઓ એ ચીજો સમજવાને શકિતવાન હોય તેઓને આ સઘળું શીખવો. જેઓ અક્કલ વિનાના હોય યાતો વિપરિત બુદ્ધિના હોય તેઓને સરખામણીઓ અને દાખલાઓ આપી યા જેમ દરૂસ્ત લાગે તેમ ધર્મ જ્ઞાન આપો."[૧]

સેનેકા જેવા રોમના મહાન ફિલસુફો અને હીન્દના સેવકોએ ઇરાન ભૂમીના દુરંદેશ મનુષ્યોની સારી પિછાણ અને વખાણ કર્યાં છે. તેઓએ તેમના શબ્દો અને વિચારો અખત્યાર કીધા અને આ ડહાપણવાળા નરોની કીંમત પારખી તેઓ માટે પ્રશંસા બતાવી હતી.[૨]

---

૧. દ. પે. કીન. પુ. ૯. પા. ૫૭૯ થી ૫૮૧.

૨. ઉપલું જુઓ, પા. ૬૦૬.

અવસ્તાના અસલ ગ્રંથકાર અને તેના અસલ મૂળ વિષે વિચાર કર્યાં પછી હવે આપણે ખુદ ઝંદ અવસ્તા વિષે વિચાર કુર્યે. મારાં પુસ્તક "અવસ્તા પ્રમાણે પયગામબર સાહેબ જરથુસ્ત અને જરથોશ્તી દીન"નાં ત્રીજાં પ્રકરણમાં મેં ઝંદ અવસ્તાની સઘળી અગત્યની કેતાબોનો ટુંક સાર આપ્યો છે. તે સઘળું ફરીથી અત્રે જણાવ્યા વગર, હું આપણા આ પવિત્ર પુસ્તકનાં લખાણોના અગત્યના ગુણ લક્ષણો વિષે થોડું લખીશ, કે જેથી હવે પછીના પ્રકરણોમાં લખાયલી મૂળ બાબદોના પ્રસ્તાવના તરીકે મારા ટીકાઓ ઉપયોગી થઇ પડે.

આપણું અસલ સાહિત્યો તે અવસ્તા છે અને પહેલવી અને પાઝંદ ભાષામાં લખાયલા જરથોસ્તી ખુલાસાઓને અને શરેહુઓને ઝંદ તરીકે આપણે ઓળખીએ છીએ. અવસ્તામાં જણાવેલા મૂળ નિયમોને ઝંદ ટેકો આપે છે અને મંજુર રાખે છે.

ઇરાન દેશમાં આગળા જમાનાઓમાં કેટલાક ધર્મગુરૂઓ અને વડા દસ્તુરો હતા કે જેઓની જીંદગીનું મુખ્ય કામ ઝંદ અવસ્તાનો અભ્યાસ કરવાનું અને તેને ખરા આકારમાં જાળવી રાખવાનું હતું. જો કે અવસ્તાના જમાનામાં અને પહેલવી જમાનામાં અવસ્તાના ઘણા દુશ્મનો હતા પણ તેઓ તેનાં લખાણો ધિક્કારવા છતાં તેઓના સત્ય વિષે શંકા લઇ જતા ન હતા. અસલના ગ્રીક, રોમન, યાહુદી મુસલમાન અને ખ્રિસ્તી ગ્રંથકારો જેઓ અવસ્તા તરફ ઇસારો કરતા હતા તેઓને તેની સચ્ચાઇ, જે બહારની તેમજ અવસ્તાની અંદરની સાબેતીઓથી પુરવાર થઇ છે, તે ઉપર વિશ્વાસ હતો. ઝંદ અવસ્તાની મુખ્ય કેતાબોનાં અગત્યના ભાગોમાં કાંઇ ફેરફાર હમણાં સુધી કરવામાં આવ્યો નથી. તેઓના મુળ વિચારો અને સત્યોએ હમણાં લગણ તેઓના અસલ સારાંશ અને પરસ્પર સંગતિ જાળવી રાખ્યાં છે.

આપણી ઝંદ અવસ્તાનો પાયો, હિન્દુઓના શાસ્ત્ર, ખ્રિસ્તીઓની બાઇબલ, હિબ્રુઓની તેલમદ, ચીનના કન્ફ્યુસીયસનાં લખાણો, રોમનોની સીબાલોનાં પુસ્તકો યા મુસલમાનોની કુરાન કરતાં વધુ સત્તાવાર આધારપર રચાયલો છે. ફિલસુફીમાં અને નીતિશાસ્ત્રોમાં અપક્ષપાત અભ્યાસીઓએ ઝંદ અવસ્તાની ભારે વખાણ કીધી છે અને ઇસુ ખ્રિસ્ત, મહમદ યા બ્રાહ્મણ, જૈન અને યાહુદીઓનાં પુસ્તકો કરતાં તેને ચઢીયાતી જગા આપી છે. ભલે જોઇએ તો વૉલટેર પોતાની ભેદ્દી ફિલસુફી સહીત, યા તો પ્લેટોની ફિલસુફીમાં માનનારાઓ યા આજના પારસી અધર્મીઓ પોતાના હુમલા સહીત બહાર પડે, પણ ઝંદ અવસ્તાની અમર્ગીનો પુરાવો એજ છે કે જમાના થયા તે હુમલાઓ ખમતી આવી છે અને તેમાં મુસલમાનોનાં લશકરી બળ અને ચાલુ સિતમ સામે ટક્કર ઝીલતી ઉભી હતી છતાં તે અવિનાશી રહેવા પામી છે.

આપણને એવું લાગે છે કે ઝંદ અવસ્તાને ખુદાઇ રક્ષણ મળ્યું છે અને સેંકડો વરસો થયાં ખુદાનો ગેબી હાથ તેની પાસબાની કરતો રહ્યા છે. "આ જે અવસ્તામાં જણાવેલા, ઇશ્વર તરફથી જાહેર થયલાં સત્યો અને માથ્રવાણીના કલામો લેખીત ભાષામાં જાળવી રાખવામાં આવ્યાં હતાં, તે અસલપરથી નકલોનો ઉતારો કરવાનો હુકમ કરવામાં આવ્યો હતો, જેથી આજે પણ અનેક હસ્તલેખોમાં તે નકલો સચવાઇ રહી છે, અને આ સઘળું મોઢે થવું જોઇએ કેમકે તેના ફાયદા દેખીતા છે...; કુદરતના ભેદ્દી બનાવોની પૂરી સમજ એપરથી મળે છે; માટે દરેક માણસની ફરજ છે કે આવાં આવાં ડહાપણભર્યાં વચનો અને રિવાજોનો પ્રમાણિકપણે અને ખંતથી અભ્યાસ કરે, કેમકે ધર્મજ્ઞાન મોઢે બોલી જવાથી અને અસલ (સાહિત્ય) મૂખવડે ઉચ્ચારવાથી વધુ ફાયદા હાંસલ થાય છે."[1]

---

૧. દ. દા. દીન. પુ. ૧૦, પા. ૧૧.

જે જમાનાની ગીરદેશીએ હજારો ધર્મ પુસ્તકને અંધકારના આરમાં વિસારી મુકયાં છે તેને આપણી ઝંદ અવસ્તાની કીર્તિમાં વધારો કીધો છે. હજારમાં ભાગ્યેજ એક પુસ્તક હશે કે જે એક સદીની હસ્તિ ભોગવી શકે. કોઇ પણ પુસ્તક પ્રગટ કરનાર આપણુને એમ કહેશે. વીસ હજારમાંથી માત્ર એકજ ચોપડી બે સદીની હૈયાતી ભોગવી શકે છે એમ કહેવું અનુકુળ થઇ પડશે. પણ આપણું પવિત્ર પુસ્તક ઝંદ અવસ્તા આજે જમાનાઓ થયા હસ્તિમાં છે અને તેના કેટલાક ભાગો તો વીસથી ત્રીસ સદી જુના છે. આટલા સૈકા જીંદગી ટકાવી રાખવા માટે આ પુસ્તકને શું શું મુસીબતો નડી હશે તેનો ખ્યાલ આપણે કરી શકયે છીએ. છતાં આજે તે કેતાબ પોતાના અસલ જોમ અને ભરોસેદાર બાબદોથી ભરપૂર હૈયાત છે. અશો માણસો તરફથી માન મેળવતું અને પાપીઓની દુશ્મનાઇ અને ધિક્કાર સામે તે હજી ટટાર ઉભું છે. આજે તે ડજન ભાષાઓમાં પ્રગટ થયું છે, તેના જુદી જુદી ઝબાનોમાં તરજુમાઓ થયા છે અને દુન્યાની સઘળી સુધરેલી પ્રજા અને કોમોના વિદ્વાનો તેનો અભ્યાસ કરે છે અને તે ઉપર તકરાર કરે છે. જ્યારે આપણી કોમના કેટલાકો તેની સામે ટીકા કરવાના ઢોંગ કરે છે ત્યારે જરથોસ્તી અને જુદદીન વિદ્વાનોનો મોટો ભાગ એના સાચ્ચા અને ચુસ્ત વખાણનાર છે.[૧] આવી ખુદાઇ રક્ષણ પામેલી ઝંદ અવસ્તા છે જે કોઇબી મનુષ્યના હાથથી અપવિત્ર થવી નહીં જોઇએ યા નાશ પામવી નહીં જોઇએ.

ઝંદ અવસ્તાના ગ્રંથકાર તરફ નજર કરતાં આપણને યાદ રાખવું ઘટે છે કે એક માણસ જાતે ચોપડી લખે તે ગ્રંથકાર

---

૧. મી. પી. મોતીવાલા એમ. એ તથા મરહુમ. મી. એન. બીલીમોરીઆ, થીયોસોફીસ્ટના વિદ્વાનોના અભિપ્રાયોનો સંગ્રહ જુઓ.

કહેવાય છે. તેટલોજ જે માણસ પોતાની અસલ સુચનાઓ અને વિચારો બીજાને જણાવી તેની મારફતે ચોપડી લખાવે તેને ગ્રંથકાર લેખાવાનો હક છે. જો કે જરથુશ્ત સાહેબ અને તેમનાં અતલગના ચેલાઓ ગાથાના જાતી ગ્રંથકાર હતા તોપણ ઉપર જણાવ્યા મુજબ આપણાં બીજા ધર્મ સાહિત્યોના કર્તા તરીકે પણ તેઓ લેખાય છે. ઝંદ અવસ્તાના ગ્રંથકારોનાં મન, વિચાર અને ચાલચલણ ઉપર જરથુશ્ત સાહેબે અને તેઓના અતલગના ચેલાઓએ એવો તો અસરકારક છાપ બેસાડયો હતો અને પોતાનાં શિક્ષણનું જોમ આમેજ કીધું હતું કે જો આપણે જરથુશ્તને અને તેમના ચેલાઓને ઝંદ અવસ્તાનાં ખરા ગ્રંથકાર તરીકે લેખીએ અને ઝંદ અવસ્તાના રચનારાઓને ઉતરતો દરજ્જો આપ્યે તો તેમાં કશું ગેરવાજબી નથી. જરથુશ્ત સાહેબે અને તેવણના ચેલાઓએ કાંઇપણ લખ્યું હતું નહીં. તેઓ પોતાની આજુબાજુના લોકોને વાએજો આપતા હતા; તેમની એ વાએજો આપણા ગાથાઓ કે જે ઝંદ અવસ્તાનાં સર્વેથી જુના ભાગો છે, તેમાં સચવાઇ રહી છે. ત્યાર પછીનાં ધર્મ સાહિત્યો લખનાર અશો જરથોસ્તી નરો અને બુદ્ધિશાળી પુરૂષો હતા. તેઓનાં લખાણોની બારીક તપાસ તથા અભ્યાસપરથી આપણુને જણાય છે કે પાછળના વખતમાં તેઓ જે કાંઇ લખી ગયા અથવા જે વાએજો આપી ગયા તે સર્વેનું મુળ અશો જરથુશ્ત અને તેમના અતલગના ચેલાઓ હતા. ખરેખર તો ઝંદ અવસ્તા આપણુને અશો જરથુશ્ત તરફજ લઇ જાય છે.

જરથુશ્તના જમાનામાં લખવાની કળા હસ્તિમાં નહીં હતી. ઇરાન દેશમાં ત્યાર પછીના વખતમાં તે દાખલ થવા પામી. તેના દાખલ થવા પછી આહેસ્તે આહેસ્તે જરથોશ્તી ધર્મ વિષેનાં લખાણો થવા માંડયાં અને તે લખાણોનો ફેલાવો જરથોશ્તી ધર્મ પાળનારા-

ઓના વધ્યા જતા તોલાઓમાં થવા લાગ્યો. પહેલે તે લખાણો અવસ્તા ભાષામાં થવા લાગ્યાં, ત્યાર પછી જ્યારે પહેલવી ભાષાનો ખપ થવા લાગ્યો ત્યારે પહેલવીમાં અને ત્યાર પછી પાઝંદ ભાષામાં લખાણો થવા લાગ્યાં. આ સઘળાં પવિત્ર લખાણોનો સંગ્રહ તે આપણી ઝંદ અવસ્તા છે. જેમ સામાન્ય લોકો માટે લખનારાઓ સાદી ભાષા વાપરે છે તેમ ઝંદ અવસ્તાના ગ્રંથકારોએ પણ કર્યું છે. જો કે તેમની ભાષામાં જોમ અને જુસ્સો જોવામાં આવે છે, તોપણ ભાગ્યેજ તેઓ દ્રષ્ટાંત રૂપી યા અલંકારિક ભાષા વાપરતા હતા. પોતાના વિચારોને વધુ દીપાયમાન બનાવવા તેઓ દ્રષ્ટાંત યા અલંકારની શોધમાં જતા ન હતા. રોજના વપરાસમાં આવતી સાધારણ ચીજો લોકોને બીનોઇ જ્ઞાન આપવા માટે તેઓને પુરતી લાગતી હતી. જે કુદરતની રચના તેમની સામે પૂર બહારમાં નજરે પડતી હતી તેનેથી મોહ પામી તેઓ અગત્યના અને ઉમદા વિચારો મનમાં ગ્રહણ કરતા હતા અને તે વિચારોને સાદા, ગંભીર અને વ્યવહારૂ આકારમાં લોકો સમક્ષ રજુ કરતા હતા. કેટલીક વેળાએ આગલના ગ્રંથકારો જે કાંઇ લખી ગયા હોય તેજ ફરી બોલી જઈ કેટલાકો સંતોષ પકડતા હતા.

દીનકર્દનો લખનાર કહે છે કે "અવસ્તામાં જણાવેલાં ખુદા તરફથી પ્રસિધ્ધ થયલાં સત્યો, દુન્યામાં સર્વેથી વધુ કીર્તિ પામેલા લોકોમાં સારા આત્મા માટે ભપકાબંધ પોશાક સમાન ગણાય છે અને તે એટલે સુધી કે ( અવસ્તાની આમદથી ) દુન્યા ( ની લાલચ) નું વિપરિત જ્ઞાન મનુષ્યજાતમાંથી નાબુદ થયું છે, અને ઝંદ અવસ્તા, કે જે એક રીતે મોહોડે (બોલાતી કેતાબ ) છે તેનો દુન્યામાં વધુ પ્રચાર થયો છે... અને અહુરમઝદ તરફથી મળેલાં જરથુશ્તનાં શિક્ષણોને લીધે ઝંદ અવસ્તા એક અસાધારણ પુસ્તક છે. તેમાં કાંઇપણ જુઠું,

હસી કહાડવા જેવું યા શેતાન્યત ખસલતનું માલુમ પડતું નથી, પણ ન્યાયના સર્વોત્તમ નિયમોને આધારે બોલાયલાં સત્યો તેમજ ઈશ્વર ભક્તિ માલુમ પડે છે."[1]

ઘણીક સદીઓ દરમ્યાન બનેલી જુદી જુદી બીનાઓના સંગ્રહથી આપણી ઝંદ અવસ્તા બની છે. એમાં આપણને તવારીખી નોંધો, જીંદગી વૃતાંતો, આત્મિક અને સંસારિ અનુભવોના અહેવાલો, નસિયતો, ચેતવણીઓ, ભવિષ્યવાણીઓ, વાતચીતના અહેવાલો, અશો અને બુદ્ધિશાળી પુરૂષોનાં નામો અને ઘણીજ ગંભીર અને શોકાતુર કવિતાઓ મલે છે. પણ આ સઘળાં લખાણો રચનામાં, વખત, જગ્યા, ભાષા, અને લખાણોની ઢબમાં એકમેકથી ઘણાં જુદાં પડે છે. તેઓને જુદાં જુદાં પુસ્તકોમાં હજુર જાળવી રાખવામાં આવ્યાં છે.

પણ આ જુદા પડતાં અને વેર વિખેર સાહિત્યને ઐક્યતા આપનાર એક ખાસ ગુણ છે. અને તે એ કે આ સર્વે લખાણોના વિચાર અને લાગણીઓમાં ચોકકસ એકસરખાપણું જોવામાં આવે છે. ઝંદ અવસ્તાનાં લખાણોમાં માલુમ પડતા, ભાષા, રીત અને લખાણની ઢબના દેખીત તફાવતોની અંદરખાને આપણે વિચાર અને નેમની ઐક્યતા અને દેમાગની નિરંતર હીલચાલ સ્પષ્ટ જોઇએ છીએ. અવસ્તા અને પહેલવી ભાષાનાં ધર્મ પુસ્તકો આ ઐક્યતાની પુરતી સાબેતી આપે છે.

આગલા જમાનાના આપણા વડવાઓનું એવું માનવું છે કે જુદા જુદા લખનારાઓએ ઝંદ અવસ્તાની ભિત્તરની આ ઐક્યતા વફાદારીથી જાળવી રાખી હતી. ઝંદ અવસ્તાને પવિત્ર સત્યોનો અનુકુળ અને અખંડ સંગ્રહ દાખલ ગણવામાં આવતી હતી અને તેના જુદા જુદા ભાગો એક બીજા સાથ થોડો ઘણો સંબંધ ધરાવતા માનવામાં

૧. દ. દા. હીન. પુ. ૧૦, પા. ૧૦,

આવે છે. ઝંદ અવસ્તાની એક યા બીજી કેતાબનાં લખાણુને આધાર આપવા યા સમજાવવા, બીજાં પુસ્તકોમાંથી ફકરા ટાંકી બતાવવાનો સઘળા વખતનો ચાલુ રિવાજ ઉપલી માન્યતાને ટેકો આપે છે. એક્યતા જાળવી રાખનારી આવી વળણુને હરેક લખનારે માન્ય રાખી છે અને એકુ એકુ પછીના ગ્રંથકારોએ તે જાળવી રાખી છે.

ઝંદ અને અવસ્તા વચ્ચે કેટલીક બાબદોમાં તફાવત જોવામાં આવે છે; પણુ તે તફાવત માત્ર ઢબ અને લખાણોની રૂષિમાં જોવામાં આવે છે. અવસ્તામાં ખુદા તરફથી જાહેર થયલાં સત્યો, મતો, સિધ્ધાંતો અને શિક્ષણોનો સમાવેશ થયલો છે; જ્યારે ઝંદમાં ખુલાસાઓ યાને ઉપલાં સત્યો અને સિધ્ધાંતો ખુલાસા સરેહ સહીત સમજાવવામાં આવ્યાં છે. ઝંદ પુસ્તક જુદા જુદા ગ્રંથકારોને હાથે રચાયલા અને એકેક પછીના જમાનામાં ધાર્મીક ખુલાસાઓનો સંગ્રહ છે. આ લખનારાઓમાંના ઘણાને આપણે ચોકકસ ઓળખી શકતા નથી.

જરથોશ્તી ધાર્મીક ખુલાસાઓ અને સરેહો અવસ્તાની પાય-દાર સત્તાને આધારે રચાયલા છે. અગત્યનાં મતો, સિધ્ધાંતો અને ધાર્મીક રિવાજોનો જે ખજાનો એમાં ભર્યો છે તે સઘળાનું મૂળ જોશો તો અવ્વલ અને અસલ જરથોસ્તી ધર્મ છે. એ સર્વેમાં ખીળવણી બેશક જોવામાં આવે છે પણુ તેમાં જુનાં શિક્ષણુને તદન ત્યાગ કરેલું જોવામાં આવતું નથી. નવી નવી હાજતો ઉત્પન થયલી હોવાને લીધે અને સત્યના વધુ સ્પષ્ટ ખુલાસાઓ આપી ભૂલો સુધા-રવાની જરૂરીયાત અને આતુરતાને લીધે એક નવુંજ સાહિત્ય હસ્તિમાં આવ્યું કે જે સાહિત્યએ કાંઇપણુ કર્યું હોય તો જરથો-શ્તે સ્થાપેલી જરથોશ્તી દીનના સિધ્ધાંતો અને ભક્તિભાવના ખજાનાને વધુ સંગીન અને કીંમતી બનાવ્યો છે. પણુ આ સઘળા સુધારા

વધારામાં અવલથી આખેર સુધી જે એકજ ખુબી માલુમ પડતી હતી તે એ કે જે કાંઇ પહેલે શરૂઆતમાં હસ્તિમાં હતું તેનીજ માત્ર ખીળવણી થતી હતી.

અલબતે આપણે ઝંદને અવસ્તાની સાથ એક સપાટીપર મુકી શકીયે નહીં. પણ અસલ સાહિત્યોની સમજ માટે ખુલાસાઓની અને સરેહુઓની જરૂર છે, એમ આપણને કબુલ કરવું પડે છે. અવસ્તા તેમજ ઝંદ એકજ ધર્મમાંથી ઉત્પન્ન થયલાં સાહિત્યો તરીકે લેખાવાં જોઇએ. એકલી અવસ્તા આપણને રાહ દેખાડનાર પુસ્તક તરીકે પુરતી નથી. કેટલીક બાબદોના આપણને ખુલાસાઓ જોઇએ છે અને ઘણી અગત્યની બાબદોમાં ચોકસાઇની જરૂર રહે છે અને કેટલાક બીકટ અને મહત્વના સવાલોનો ફડચો કરવા માટે આપણને ઝંદની મદદ લેવી પડે છે. ઘણા સવાલોનો સ્પષ્ટ અને લંબાણ ખુલાસો આપણને ઝંદમાંથી મળે છે. જરથોશ્તી કોમની પેઢી દર પેઢી આ ઝંદ ખુલાસાઓને આભારી રહી છે, કેમકે દરેક જમાનાનાં સંસારી અને આત્મિક અનુભવોનો એકત્ર વારસો ઝંદ હમેશાં આપતી રહી છે. "...અને જો કોઇપણ શખસનાં મત વિષે મને માન હોય તો તે શખસ, તે ધર્મ સમજનાર ધર્મગુરૂ છે કે જે સઘળું સમજે છે અને અસલના ખુલાસાઓ, સરેહો, સત્યો અને વડા ધર્મ ગુરૂઓનાં કહેણને માન આપી (યાને તેઓને અનુસરીને) પોતાનું કામ (યાને આપણા સવાલોના જવાબ સંબંધી કામ) હોશીયારીથી બજા લાવે છે. ધર્મ નિયમો સંબંધી ખુદા તરફથી જાહેર થયલાં સત્યોનો વધુ સ્પષ્ટ ખુલાસો બે માર્ગે મળી શકે છે. પહેલો તો ધર્મ સ્થાપનારના નિયમો અને ડહાપણને સ્પષ્ટ જાહેર કરનાર ખુલાસાઓ છે અને બીજો માર્ગ જે વધુ ખુલાસાવાર દર્શાવવામાં આવ્યો છે તે અસલ (જરથોશ્તી) ધર્મના આગેવાન,

ક્રિર્તિવંત પીર મરદોનાં લખાણો છે... અઘરા શબ્દોના વપરાસને લીધે અને તેઓના ઉંડા, ભેદી અર્થોને લીધે તેઓનાં લખાણો જો સમજ નહીં પડતાં હોય અને જો કોઇપણ બાબદનો સાદો અને સ્પષ્ટ અર્થ યા ખરો ભાવાર્થ તમો જાણવા આતુર હોવો, અથવા તો ધર્મના બુદ્ધિશાળી આગેવાનોનાં મત (જાણવા માંગતા હોવો) તો જ્યારે તમે મને પુછશો ત્યારે મારાં જ્ઞાનની કાયનાત મુજબ હું ખુલાસો કરતો રહીશ"[1]

દાદેસ્તાને દીનીની પહેલવી કેતાબના ઉપર જણાવેલા ફકરાઓ મુજબ ગયા જમાનાનાં (અનુભવોનો) વારસો દરેક સમજુ માણસને મનથી કીંમતી ખજાનો છે. આગળના જમાનાનાં ધર્મની ખરી સમજ તે ધર્મના ખુલાસા શિવાય પડી શકે એમ નથી. હાલના જમાનાના વિચાર ધ્યાનમાં રાખી પ્રાચીન કાળના વિચારો સમજવાની કોશેષ કરવી કેટલી વ્યર્થ છે તે વિષે આપણને વારંવાર ચેતવણી આપવામાં આવે છે, અને તે ચેતવણી ખરેખર કીંમતી છે. પણ પ્રાચીન જમાનાને હાલના જમાનાથી તદનજ અલગ કર્યે તો આપણે તે જમાનો સમજી શકશું એમ માનવું પણ ભુલભરેલું છે; કેમકે દુન્યામાં એકમેકથી બીલકુલ અલગ સત્યો જેવું કાંઇ નથી. જુના જમાનાથી આપણા તરફ ઉતરી આવેલાં શિક્ષણો અખંડ વસ્તુમાંથી નીચે પડતા ટુકડા મિસાલ છે અને તેમને પૂરેપૂરા સમજવા માટે આપણને ખુલાસાઓની ઘણીજ જરૂર પડે છે. કોઇપણ એમ કહી શકશે કે ચોક્કસ બાબદોપરથી કહાડવામાં આવેલું અનુમાન જે તેના મૂળ ભાવાર્થ વિરોધ હોય તે વાજબી છે? યા એમ કહેશે કે એક સત્ય બીજું સત્ય સુચવનાર નથી? અને જરથોસ્તીઓએ અવસ્તામાંથી દરેક બાબદ કાંઇ પણ ખુલાસા, સરેહ વગર,

---

૧ દા. દી. પ્ર ૧ લું.

વધતાં જતાં જ્ઞાનના શણગાર અને ટેકા વગર તેની અસલ લુખી સુકી હાલતમાંજ ચીવતાઇથી જાળવી રાખવી? કોઇ એમ માની શકે કે જરથોશ્તી ધર્મ સિદ્ધાંતોને એકમેક સાથે સંબંધ નથી, તેઓ કોઇપણ રીતે ફળદ્રુપ નથી, નિયમો, સદગુણો સુચવે એવાં નથી, પણ અર્થ વિનાનાજ છે અને બીજાં સત્યો સાથ સંબંધ ધરાવતાં નથી? આપણે શું એમ માની લઇશું કે દરેક જાહેર થયલો સિદ્ધાંત, તેના શબ્દો ઉપર ટપકેથી જે અર્થ સુચવે છે તે સિવાય વધુ ઉંડો અર્થ ધરાવતો નથી? ટુંકમાં શું એ સિદ્ધાંતોને માત્ર અર્થ વિનાનાં ખ્યાલી તુરંગો દાખલ આપણે લેખીશું? એક સિદ્ધાંત તેના અસલ અને ખરા ભાવાર્થને અનુસરીને કાંઇ પણ વધુ સમજાવતો નથી, અને પોતાના શબ્દો ઉપરાંત કાંઇ પણ વધારે સુચવતો નથી, આવા ખ્યાલથી જો કોઇ શખસ એક સિદ્ધાંત કબુલ રાખે છે તો તેને તે શખસ મોડે વહેલે તજી દીયે એવો સંભવ રહે છે.

એક જીવતો જાગતો ધર્મ અનેક તર્કો, અનુમાનો અને નિયમો સુચવતો રહે છે. જે બીજ સુકાઇને છોલું થઇ નહીં ગયું હશે, તે જમીનમાં પડવે જરૂર ઉગી નિકળવાનું. જો સજીવ માન્યતાને એક વેળા વિચાર અને લાગણીની ફળદ્રુપ જમીનમાં રોપવામાં આવે તો તે વિચારવંત અને ખરી લાગણી ધરાવનાર શખસની નીતિમાન અને વિચારવંત જીંદગીમાં ફુલ અને ફળ તરીકે ખીલી નિકળશેજ. કોઇ વિચિત્ર તર્કશક્તિથી યા દલીલથી એક ધાર્મીક માન્યતાને કોઇ શખસ જોય તો અળગ (પરસ્પર સંબંધ વગર) અને આસ-પાસનાં જ્ઞાન યા મુકાબલા વગર પોતાનાં મનમાં ઠસાવી રાખે, પણ જે માન્યતા દીલમાં યા મગજમાં ખીળી યા વધી નહીં શકે તેને તો અકાળ મોત પાત્રજ સમજવી.

જો ઇશ્વરજ્ઞાન વિદ્યાને અનેક બાબદોમાં કલ્પના અને અટ-

કલો ઉપર રચાયલાં અનુમાનો કરવાં પડે છે, તો તેવાં અનુમાનો ચોક્કસ ધોરણ મુજબ કહડાવાંજ જોઇએ. વિચિત્ર અને ગેરવાજબી તકરારો અને અનુમાનો, કે જે ધર્મના ખરા ભાવાર્થ અને સિદ્ધાંતોથી ઉલટાં હોય, તેને નાસ્તિકોનાં ભેજાંમાંથી ઉત્પન્ન થયલી વસ્તુ લેખે કોરે મુકવાં જોઇએ; પણ જે જે અનુમાનો અસલના વખતના મહાન પુરૂષોએ, ધર્મના ખરા ભાવાર્થની જાળવણી ખાતર ઘણીજ સંભાળથી કહાડયાં હોય તો તે ઉપર ગંભીરાઇથી ધ્યાન આપવું આપણને લાજમ છે. જો આપણે ચોક્કસ અનુમાનો અને તકરારો, કે જેને ઇશ્વર તરફથી પ્રસિદ્ધ થયલાં સત્યની ખોટી ઉપમા આપવામાં આવી છે, તેનો અસ્વિકાર કર્યે તો તેથી એમ નથી ઠરતું કે જે અનુમાનો યા દલીલો, ધર્મનો ખરો ભાવાર્થ સમજાવતી હોય, યા તેને ટેકારૂપી થઇ પડે એવી હોય, યા બે સત્યો વચ્ચેનો સંબંધ દેખાડનારી હોય, તેનો પણ અસ્વિકાર કરવો. એવી દલીલો ઇશ્વરે પ્રસિદ્ધ કરેલાં સત્યની બારીક વિગતો ઉપર અજવાળું નાખવાને સામર્થવાન હોય છે. મૂળ વાકયો કે જે પહેલી નજરે આપણને સાધારણ મહત્વનાં માલમ પડે છે, તેવાં વાકયોનો અસલ ભાવાર્થ અને તેમાં સમાયલાં ગોરવવાંળાં સત્યો, આવી તકરારો અને દલીલોથી આપણે સ્પષ્ટ સમજી શકયે છીએ.

ઝંદના કાબેલ ગ્રંથકારોએ (અને ખાસ કરીને જરથોશ્તી ધર્મ સંબંધી ખુલાસાઓ લખનારાઓએ) કેટલાંક વરસોથી, ઇશ્વર તરફથી પ્રસિદ્ધ થયલાં જરથોશ્તી ધર્મ સત્યનો અભ્યાસ તેનાં અસલ સાહિત્યો ઉપરથી કરી, કેટલીક દૂરઅંદેશ અને પ્રવિણ દલીલો રજુ કરી હતી. વખતના વહેવા સાથ જરથોસ્તી ધર્મની પ્રતિષ્ટા બેબિલોન, લીડીયા, ગ્રીસ અને રોમ વિગેરે દુન્યાનાં સુધરેલા દેશોમાં વધતી ગઇ અને જરથોશ્તી

ધર્મ પ્રમાણેનું ઇશ્વર જ્ઞાનશાસ્ત્ર, યાને પહેલવી જમાનાથી ઉતરી આવેલા જરથોશ્તી ધર્મના સત્તાવાર નિયમો અને સિધ્ધાંતો, વધુ અને વધુ ખીલતા ગયા. કુદરતી રીતે આપણું ઇશ્વર જ્ઞાનશાસ્ત્ર ખીલવણી સાથ વિસ્તારમાં બોહોળું અને વધુ અગત્યનું બનતું ગયું. એમાં એક યા બીજા પ્રકારના ફેરફારો, તમામ જગતમાં હંમેશ થતા આવતા ફેરફારો સાથ થતા ગયા. દૂરઅંદેશ મહાન પુરૂષો પોતાના દીલમાં મૂળ સત્ય વાતો ઉપર પુખ્ત વિચાર કરતા રહ્યા અને પોતાના વડવાઓ તરફથી સાંભળેલાં ધર્મજ્ઞાન (traditions) ની કેવી રીતે અને શું દલીલોથી સ્પષ્ટ પ્રગતી કરવી તેનો પણ તોડ શોધતા રહ્યા.

જરથોસ્તી મહાન પુરૂષોના બાબમાં પણ એજ પ્રમાણે હતું. તેઓ પોતાના ધર્મની સીફારસ બીજાઓ આગલ કરતા રહેતા હતા. તેમ કરવા જતાં તેઓને અનેક ચતુર મનુષ્યોનો વિરોધ નડતો હતો. સામા પક્ષકારો જે જે નવી તકરારો ઉઠાવતા હતા તેના ઉત્તર તેઓને વાળવા પડતા હતા. જે કાંઇ સવાલો પુછવામાં આવતા તેના જવાબો આપવા પડતા હતા અને ખુલાસાઓ કરવા પડતા હતા. આ દેખીતું છે કે એમ કરવામાં એઓનો મૂળ હેતુ, જરથોશ્તી ધર્મનો ખરો ભાવાર્થ સમજાવવાનો અને તેને અમિશ્રીત રાખવાનોજ હતો. પયગામબર જરથુશ્ત સાહેબે અને તેઓના ચેલાઓએ જે કાંઇ શીખવ્યું હોય, યા જે ચીજોમાં માનતા હતા, તે ઉપરાંત તેઓ કાંઇપણ વધુ અને નવું સમજાવવાની કોષેશ, યા દાવો કરતા ન હતા. જેમ બીજા ધર્મમાં તેમ આપણા ધર્મમાં જરથુશ્ત સાહેબ અને તેમનાં ચેલાઓએ શીખવેલા ધર્મ નિયમો અને રીતિઓ ઉપર મહાન પુરૂષોએ કરેલા વિચારથી આપણા ધર્મ સંબંધી ખુલાસાઓની ઉત્પતિ થઇ છે. જરથોશ્તી ધર્મ ખુલાસાઓની ઉત્પતિ પછી, અનેક ભૂલથાપ ખવાડનાર ધર્મોથી ખોટે માર્ગે દોરવાયલાં લોકો ઉપર

તેનું નવુંજ અજવાળું પડવા લાગ્યું, અને આપણાં ધર્મનો ખરો ભાવાર્થ, મહત્વ અને જોમ, ગુમરાહ દુન્યાને દલીલો સહીત મળવા લાગ્યાં.

મહાન જરથોશતી વલીઓએ (Saints) જે ખુલાસાઓ અને સરેહો લખ્યાં છે તે અવસ્તાના આધારપર રચાયલાં છે અને તે પુસ્તકનો ખરો ભાવાર્થ તથા ગુણ લક્ષણ એમના એમ જાળવી રાખે છે. છતાં ચોક્કસ અસલ સત્ય વાતો જે જરથુસ્ત સાહેબ અને એમના ચેલાઓએ શીખવી હતી તે પાછળા વખતમાં, અનેક જમાનામાં પેહુડી દર પેહુડીને મોહુડેથી સમજાવવાને લીધે, આપણા વખત સુધી વંશપરંપરા ઉતરતાં ભ્રષ્ટ થઇ હતી. જે જે શખસોની મારફતે અનેક શિક્ષણો ઉતરી આવ્યાં હતાં તેમાં તેઓની કલ્પનાને લીધે, પોતાની મરજી મુજબ જેમ ખરૂં લાગ્યું તેમ અહીં તહીં અનેક ફેરફારો કીધા હતા. જેથી કેટલાંક શિક્ષણો વારંવાર, આવા અકુશળ અને બીન અનુભવી શખસોના હાથમાં અસલ શિક્ષણોના હાસ્યરૂપ ચિતાર જેવાં થઇ જતાં હતાં. વખતના નાશકારક બળની અસર જેટલી દુન્યવી અને સંસારી બાબદોમાં જોવામાં આવે છે તેનેથી ઓછી મનુષ્ય જાતના વિચારોપર જોવામાં આવતી નથી. જે પ્રમાણે વખતના વહેવા સાથ રાજ્ય બંધારણોને નબળાં પાડી નાશ કરનારા કારણો ઉત્પન્ન થાય છે તેજ પ્રમાણે સિધ્ધાંતો અને અનુમાનોને વખત અમુક શક્તિઓની અસરને સ્વાધીન કરે છે. એજ પ્રમાણે દરેક જાતના હુન્નર ઉપર વખતની અસર કાંઇક ખોડ ખાપણ ઉત્પન્ન કર્યા વિના રહેતી નથી. તેજ પ્રમાણે ધર્મ યા ફિલસુફીના મૂળ સિદ્ધાંતોને વખતના વહેવા સાથ નુકસાન પહોંચે છે અને તે બે રીતે, યાને અંદરથી તેમજ બાહેરથી પહોંચે છે.

મનુષ્યની કોઇપણ ચીજ ચુંઠવાની અને તેની બારીકે બારીક તપાસ કરવાની મનની વૃત્તિને લીધે, એ સિધ્ધાંતોને અંદરથી યાને

તેના ભાવાર્થને નુકસાન પહોંચે છે, જ્યારે જાહેર પ્રજાનો એક મોટો ભાગ તેઓને કબુલ રાખે છે ત્યારે કુદરતી રીતે જુદી જુદી વળણની મનશક્તિ જુદી જુદી રીતે તેઓની બારીક તપાસ કરવા લલચાય છે. મૂળ વિચારો કે જેની ઉપર સિધ્ધાંતો રચાયલા હોય છે તેને અલગ અલગ તપાસવામાં આવે છે અને તેઓ ઉપર સરેહુ મારવામાં આવે છે. આથી વારંવાર એમ બને છે કે એક સિધ્ધાંતની સંપૂર્ણ હસ્તિ માટેનાં જરૂરી તત્વો કહાડી નાખવામાં આવે છે યાતો તેના વિભાગોમાં વ્યર્થ ફેરફારો કરવામાં આવે છે. વળી એમ પણ બને છે કે તે સિધ્ધાંતમાં કપટી શોધકબુધ્ધિ ઝેર રેડે છે અને જ્યારે માણસો એમ સમજે છે કે એમ કર્યાથી તેઓ તે સિધ્ધાંતોને તેઓના જમાનાના સ્વભાવને બંધબેસ્તા બનાવે છે યા ચોકકસ વિચારની પધ્ધત્તિને અનુસરતા બનાવે છે, ત્યારે તેના ખરા ભાવાર્થનો તેઓ નાશ કરે છે યાતો ગોયા જીંદગીજ લુટી લેય છે.

ચોકકસ અસલ સિધ્ધાંતોને અ-જરથોસ્તી માન્યતાઓ અને વહેમો સાથ મિશ્રીત કરી આપણને વડવાઓ તરફથી આપવામાં આવ્યાં છે, એનો ઇન્કાર આપણે કરી શકીયે નહીં. આ ભેળ, સદીઓ સુધીના નિરંકુશ ચુંઠણાનાં આ બનાવટી સંગ્રહનું પરિણામ છે. દરેક જમાનામાં અને દરેક કોમમાં એવાં માણસો સદા મળશે કે જેઓ પોતાની લેહર, યા વિચિત્ર વિચાર મુજબ પોતાના ધર્મનાં અસલ શિક્ષણોનો સીધો યા અવળો અર્થ ઉઠાવશે યા તેને છેર છંછેર કરશે. આપણી જરથોસ્તી કોમમાં પણ આવા શખસોનો તોટો હતો નહીં.

બે કારણોને સબબે વહેમોની તેમજ બીજી ભેળ આપણા ધર્મમાં થવા પામી છે; પહેલું કારણ એ કે આપણી કોમની રેહબરી

માટે જોઇતી ધર્મ સંસ્થાઓનો તોટો છે. આવી સંસ્થાઓ સત્તાવાર રીતે સત્યનો માર્ગ દેખાડી શકે છે અને બહારના સર્વ ઉમેરા સુમેરાને પોતાના અધિકારથી નાબુદ કરી શકે છે યા ધર્મમાં દાખલ થતા અટકાવી શકે છે. ધર્મમાં ભેળ થવાનું બીજું કારણ, મુસલમાન, હિન્દુ, બુદ્ધ ધર્મમાં માનનારા, ખ્રિસ્તીઓ અને બીજા જુદદીનો સાથનો આપણો સમાગમ છે.

જે સિદ્ધાંત યા શિક્ષણ અંદરથી બચવા પામ્યું હોય તે બાહેરની બીજી અસરોને લીધે નુકસાન પામે છે. કોઇપણ અગત્યનું શિક્ષણ યા સિદ્ધાંત વિરોધ અને દુશ્મનાઇથી છટકવા પામતું નથી. જાણે માત્ર પોતાની હસ્તિથીજ તે શિક્ષણ વિરોધ પેદા કરતું હોય એમ લાગે છે; કેમકે જે પ્રસિદ્ધતા બીજાં હરીફ સિદ્ધાંતો પોતા માટે મેળવવાની ઇચ્છા રાખે છે તે આવાં સિદ્ધાંતો મેળવી ચુકેલાં હોય છે. બીજું, નવી ચીજોનું આકર્ષણ એ મનુષ્ય જાતમાં સામાન્ય ખામી છે અને ઇન્સાન પોતાની છકેલ વિચારશક્તિને લીધે ધર્મજ્ઞાનમાં પણ કાંઇ નવુંજ ઉપજાવી કહાડવાને લલચાય છે. માટે આપણુને ધ્યાનમાં રાખવું જરૂરનું છે કે આપણા ધર્મ ખુલાસાઓ અને સરેહો આપણા સર્વે ધાર્મીક સવાલોનો પોતેજ (બીજી સહાય વિના) ફૈસલો કરી શકતા નથી. કેટલાક અગત્યના સવાલો, કે જેનો આપણા અસલ સાહિત્ય અવસ્તા ઉપરથી અભ્યાસ કરતાં આપણે સ્પષ્ટ સમજી શકયે છીએ, તેનો અર્થ આપણા ધર્મ ખુલાસાઓ અને સરેહ લખનારાઓએ ઉંધો કરેલો જોવામાં આવે છે અને કેટલીક બાબદોમાં ગેરસમજુતી થયલી જણાય છે.

જ્યારે આપણે ઝંદ અવસ્તામાં સમાયલાં લખાણો, યાને જરથોસ્તી ધર્મ તરફ નજર કર્યે છીએ ત્યારે તેઓમાં આપણે ચોકકસ પ્રકારની ખીલવણી જોઇએ છીએ. આથી પળભાર પણ એમ નથી

ઠરતું કે મૂળ ધર્મનિયમો ફેરફારને પાત્ર છે. છેલ્લાં ત્રણ હજાર વરશ દરમ્યાન આપણાં ભાવાર્થમાં ફેરફાર કરવાની કોષેશો સામે જેમ અચૂક વિરોધ બતાવવામાં આવ્યો છે તેમ અંત સુધી બતાવવામાં આવશે. આપણા જરથોશ્તીઓનું કામ તેના નિયમો અને સિધ્ધાંતોને તેના અસલ અર્થમાં જાળવી રાખવાનું અને તેઓને વખતો વખત જાહેર કરવાનું છે. આવી રીતની જાળવણી વખતના વહેવા સાથ જરથોશ્તી ધર્મમાં થયલી આપણને માલમ પડે છે.

જે વખતે આપણો ધર્મ શરૂઆતમાં જાહેર કરવામાં આવ્યો હતો તે વખતે તેને સંપૂર્ણ બનાવવા કાંઇપણ ચીજની જરૂર હતી નહીં પણ ઉપર જણાવેલાં કાર્ય ક્રમોને લીધે તેમાં કેટલીક વાર ઉમેરા તો કેટલીક વાર ફેરફારો કરવામાં આવ્યા હતા. ઝંદ અવસ્તાના પાછળા વખતનાં લખાણોમાં આપણે કોઇ વાર ગુણકારી તો કોઇ વાર નાશકારી ઉમેરાઓ થયલા જોઇએ છીએ એ વાત ખરી છે. એમ લાગે છે કે જરથુસ્ત સાહેબ અને તેમના અતલગના ચેલાઓનાં શિક્ષણો વિષે અવારનવાર ગેરસમજુતી થતી હતી, જેને લીધે અવસ્તાના પાછળા ગ્રંથકારોએ તેઓનો ખોટો અર્થ ઉઠાવ્યો હતો. દાખલા તરીકે જે જે ગુણલક્ષણોને ગાથામાં ખુદાઇ યા માનુષી ગુણોની ઉપમા આપવામાં આવી છે તેઓને અવસ્તાના પાછળા વખતના લખાણોમાં તેમજ ધાર્મીક ખુલાસાઓમાં અને સરેહોમાં માણસરૂપ આપવામાં આવ્યાં છે. વળી પાછળના વખતના લખાણોમાં, સ્પેનતમઇન્યુ અને અંગ્રેમઇન્યુને મનુષ્યમાં સમાયલા બે પરસ્પર વિરોધી ગુણો દાખલ દેખાડવાને બદલે બે સર્વોપરિ વ્યક્તિઓ (Beings) તરીકે દેખાડવામાં આવ્યા છે, કે જે દરેક વ્યક્તિ પોતાના કલ્પના, ધારણા, ઉત્પત્તિ અને વ્યવસ્થા મુજબ કામ કરે છે. જરથુસ્ત સાહેબે સ્થાપેલા પાયા ઉપર આ પ્રમાણે

એક નવુંજ ઇશ્વરજ્ઞાન શાસ્ત્ર ઉભું થવા પામ્યું છે, પણ આપણાં ધર્મ સાહિત્યોના સર્વેથી જુના ભાગો જે ગાથા છે, તેમાં જણાવેલા ઇશ્વરજ્ઞાન સાથ તે બહુજ થોડું મળતાપણું ધરાવે છે.

મેં ઉપર જણાવ્યું તેમ જરથોશ્તી ધર્મ સાહિત્યોમાં કેટલાંક પુસ્તકો સમાઇ જાય છે. આ પુસ્તકોને બે ભાગમાં વહેંચી નાખવામાં આવ્યાં છે; એક ભાગ સંસારિ બાબદોની સમજ આપે છે જ્યારે બીજો ભાગ આત્મા અને તેના ગુણ, શક્તિ અને નિર્માણ થયલાં છેવટ સુધી શીખવે છે. મનુષ્યનો સૌથી અગત્યનો ભાગ, જે આત્મા તે વિષે શિક્ષણ આપનારાં પુસ્તકો વધુ મનોરંજક છે.

પ્રખ્યાત રસાયનશાસ્ત્રી, વેલીસ્ટનને કોઇએ તેની પ્રયોગશાળા (laboratory) બતાવવા કહ્યું એવી આશામાં કે તેઓને એક મોટો ઓરડો ઓજારો અને સામગ્રીથી ભરપૂર બતાવવામાં આવશે; પણ વેલીસ્ટને પોતાના નોકરને એક થાળીમાં કેટલીક કાચની નળીઓ લાવવા કહ્યું અને પોતાને સવાલ કરનારાઓને જવાબ દીધો કે, "આ મારી તમામ પ્રયોગશાળા છે. હું મારા સઘળા અખતરાઓ આ વડે કરૂં છું." આપણે જાણ્યે છીએ કે કેટલાકો એવા છે કે પોતાના ઇશ્વરજ્ઞાન યા નીતિશાસ્ત્રો સમજાવવા તેઓને એક આખા કીતાબખાનામાં સમાય એટલાં પુસ્તકોની જરૂર પડે છે; એ વિષયો ઉપર તેઓનાં એટલાં બધાં મતો હોય છે. પણ આપણા જરથોસ્તી-ઓનું ઇશ્વરજ્ઞાનશાસ્ત્ર અને નીતિશાસ્ત્ર માત્ર એક શબ્દ "ગાથા" માં સમાઇ જાય છે. જો આપણે આપણા પવિત્ર ગાથાને ઉંડા બહોળા અને ઉમદા અર્થોમાં ઉતરી સમજી શકયે, તેઓનો બહોળો વિસ્તાર અને બુલંદીની પિછાણ કરી શકયે તો ઇશ્વરજ્ઞાનશાસ્ત્ર અને નીતિશાસ્ત્રમાં આપણે સર્વ ચીજ સમજ્યા એમ કહી શકયે. ઝંદ અવસ્તાનો સૌથી જુનો તેમજ સૌથી અગત્યનો ભાગ તે ગાથા છે.

તેઓ સત્તાવાર છે; તેઓમાં સમાયલી ખુબીઓ દેખાડી આપે છે કે જરથુસ્ત સાહેબના અતલગના ચેલાઓએ તે જાહેર કીધા હતા. જરથુશ્ત સાહેબની વાયજો તેમાં સમાઇ જાય છે. જરથુશ્ત સાહેબે કાંઇપણ પોતે લખ્યું ન હતું. પણ માત્ર વાયજો આપતા હતા. ગાથાઓ આપણા પૂરા વિશ્વાસને પાત્ર છે. તેઓ પાછળા વખતમાં કરવામાં આવેલા ફેરફારો અને ઉમેરાઓથી તદન નિરાળા છે. ઝંદ અવસ્તાની પાયા સમાન ગણાતી જરથોસ્તી ધર્મની ફિલસુફી ગાથામાં સમાયલી છે. અને આપણાં પવિત્ર પુસ્તકોમાં જણાવેલાં ધાર્મીક મતો, સિધ્ધાંતો અને રિવાજોના સંગ્રહને ગાથા જોમ અને તાજગી બખશતા રહ્યા છે.

આપણાં પવિત્ર ભણતર ગાથામાં જે જરથોશ્તી ધર્મ સમજાવેલો છે તે બીજા કોઇ પણ ધર્મ કરતાં, તેનાં શિક્ષણ અને નીતિજ્ઞાનમાં વધુ બહોળો અને સાર્વજનિક છે. તમામ મનુષ્ય જાતને એક ધાર્મીક બંધથી એકત્ર કરનાર સાર્વજનિક ધર્મ બનવા માટે એ સરજાયલો છે. "તમો કે જેઓ નજદીક અને દૂર દેશોથી આવ્યાં તો તે મને સાંભળો," આ પ્રમાણે અશો જરથુસ્ત દુન્યાના લોકોને ગાથાની પોતાની વાયજ સમજવાને આમંત્રણ કરતા જણાય છે. એવણનો ધર્મ કાંઇ શેહેરો કે કસ્બાઓ માટે, યા ગુફાઓ યા રણો માટે, યા ભણેલા ઇશ્વરજ્ઞાન શાસ્રીઓ માટે, યા બુદ્ધિશાળી અભ્યાસીઓ યા એકાંતવાસ સન્યાસીઓ માટે ફક્ત હતો નહીં. અશો જરથોશ્તના ધર્મ પ્રમાણે ગરીબમાં ગરીબ અને સાદામાં સાદો મનુષ્ય પણ જો તેની અંદરની સ્પેન્તમનની રોશણીથી પ્રમાણિકપણે ચાલે તો આ હસ્તિમાં તેમજ મીનોઇ જહાનમાં તે મુક્તિ મેળવી શકે છે.

જો દુન્યાને ખરે માર્ગે રાહબર કરનારી કાંઇ પણ ચીજ હોય તો તે ગાથાઓ છે. કુદરતી અને આત્મિક કાયદા અને બનાવોની

સમજ આપનારા પહેલવહેલા તેઓજ હતા. પૂર્વ અને પશ્ચિમની પ્રજાઓમાં ખરા સુધારા વધારાના મૂળ સમાન તેઓ છે.

જે મૂળ અને અસલ સત્ય કે જેની ઉપર જરથોશ્તી ધર્મ રચાયલો છે તે ગાથા જાહેર કરે છે. બીજાં બધાં સત્યો આ સત્યોને આધારે છે. તે મૂળ સત્ય એ છે કે અહુરમઝદ તેની હદ વિનાની માયાને લીધે માણસાઇ આત્માને સંપૂર્ણ બનાવવા ચાહે છે, તેને સ્પેન્તમનથી ભરી નાખવા ઇચ્છા ધરાવે છે અને તેને ખીલવી મીનોઇ અમર્ગ સુખ અને સંતોષ ભોગવવાને લાયક બનાવા આતુર છે. બીજા શબ્દોમાં કહીયે તો અહુરમઝદ પોતાની મીનોઇ સત્તા, સદગુણ અને સુખ માનવીના આત્માને બક્ષવા માંગે છે.

મનશક્તિ અને નીતિ ધરાવનારા મનુષ્યનું સર્વોત્તમ સુખ તેના કુદરતી ખવાસની સંપૂર્ણ ખીળવણીમાં સમાયલું છે, એ વાતનો કોઇ ઇન્કાર કરશે નહીં. જે ચીજ ઇશ્વરે મનુષ્ય માટે નિર્માણ કરેલી શ્રેષ્ટાઇની ટોંચે તેને લઇ જઇ શકતી નથી તે મનુષ્યને એવો લાભ કરી શકનાર નથી કે જેને અમર સુખ યા ફાયદાને નામે આપણે ઓળખી શકયે. ગાથાની તપાસ અને અભ્યાસ કોઇપણ ઉપર ટપકેના અભ્યાસીની પણ ખાત્રી કરી આપે છે કે જરથોસ્તી ધર્મ સાર્વજનિક સદગુણ ખીળવવાનું ઉત્તમમાં ઉત્તમ સાંધણ છે. આ સદગુણ, મનુષ્યને ચપળ બનાવનાર, તેની મનશક્તિ અને ઇચ્છાશક્તિને જોમ અને તાજગી બક્ષનાર, તેનાં અંતઃકરણને ફરજનાં શિક્ષણથી પ્રબળ અને સજીવન કરનાર અને તેના વિચારો સર્વથી શ્રેષ્ટ વસ્તુઓ ઉપર લગાડનાર ભલી શક્તિ છે અને આ પ્રમાણે મનુષ્યની સંપૂર્ણતા માટે જોઇતા જરૂરના બે મૂખ્ય તત્વો જે સલાહ સંપજ અને શોભા આબરૂ છે, તે તરફ મનુષ્યને લઇ જાય છે. મનુષ્યના આત્માને જગાડવાનું, તેને ઉંચ્ચી પંકતીએ ચહડાવવાનું અને તેની વૃધ્ધિ

કરવાનું કામ કોઇપણ ધર્મપુસ્તક ગાથાઓ જેવું સરસ રીતે બજાવી શકતું નથી; યા સારી, પ્રમાણિક પ્રબળ અને બીનસ્વાર્થી વર્તણુક મનુષ્યમાં પેદા કરી તેના આત્માને અહુરમઝદના આત્માની સપાટીપર મુકતું નથી.

ગાથામાં સમાયલા સાદા પણ ભવ્ય અને સઘળું સમાવેશ કરતા ( નીતિનિયમોના ) સંગ્રહની મદદથી મનુષ્યજાતની આત્મિક ખીળવણી વધુમાં વધુ ઉંચી ટોચે પુગી શકી હતી. જરથુસ્ત સાહેબ અને તેમના અતલગના ચેલાઓના મૂખમાંથી બાહેર પડેલા નીતિ અને ધર્મના પવિત્ર અને સાદા કાયદાઓ ગાથામાં આપણા જોવામાં આવે છે. આ સર્વથી જુના જરથોશ્તી ધર્મ સાહિત્યોમાં આપણે જોઇએ છીએ કે જરથુસ્ત સાહેબ અને તેમના ચેલાઓ પોતાના અહુર અને ઇન્સાફના ચાહને લીધે, આત્માના વર્તનનો ભેદ અચુક જાણવા પામ્યા હતા, અને આત્માને શરીર ઉપર સરસાઇ ભોગવતો કેમ બનાવવો તેમજ તેને અહુરમઝદ ઉપર પરાધીન કેમ રાખવો તે વિષેનો બહોળો અનુભવ મેળવવા પામ્યા હતા. આપણા ગાથાના ભણતરોમાં કાળજીથી સાચવી રાખવામાં આવેલું, ખુદા અને આત્મા વિષેનું તેઓનું બહોળું જ્ઞાન, તેઓના ડહાપણભર્યા ધર્મનિયમો, તેઓની જીંદગીના પ્રખ્યાત દાખલાઓ, તેઓની પાછળના જમાનાઓમાં મીનોઇ રોશની સમાન અને ધાર્મીક કેળવણીના નમુના મિસાલ થઇ પડયા છે.

મનુષ્ય તેમજ ખુદાઇ ગુણલક્ષણોની વધુ સારી સમજ મેળવવાની કોષેશ કરવા કરતાં એક ઇન્સાન બીજી કઇ કોશેશોમાં પોતાના વખતનો વધુ સારો ઉપયોગ કરી શકે ? આવી સમજ આપણને ગાથામાંથી મળે છે. ખુદા તેમજ મનુષ્યજાતનો આપણો પ્યાર ખુદાઇ તેમજ માનુષી ગુણલક્ષણોની ખરી સમજ ઉપર આધાર રાખે છે.

ગાથામાં આપણા અશો ગ્રંથકરોએ ખુદા અને મનુષ્યના ગુણલક્ષણોની બાબદ કરતાં બીજી કોઇપણ બાબદ ઉપર વધુ વિવેચન કર્યું નથી.

ખુદા, આત્મા અને તેના નિર્માણ કરેલાં છેવટ વિષેના વિચારો એજ આપણા ગાથાનું મૂળ શિક્ષણ છે. જરથોસ્તી ધર્મનો મૂળ ભાવાર્થ તેઓ દેખાડી આપે છે અને તેઓ સાથ યથાર્થ અને ઘાડો સંબંધ ધરાવે છે. જો જરથોશ્તી ધર્મમાંથી આ મૂળ ભાવાર્થ લઇ લેવામાં આવે તો જરથોશ્તી ધર્મ જેવું કંઇ રહેશે નહીં.

ગાથાના ચાલાક અને ચોક્કસ અભ્યાસીઓનું એવું માનવું છે કે ગાથાના પવિત્ર કલામો ઇશ્વરજ્ઞાનશાસ્ત્ર, આત્મજ્ઞાનશાસ્ત્ર અને નીતિશાસ્ત્રના અભ્યાસીઓ અને વિદ્વાનો માટે આંગિક આકર્ષણ અને અજબ ખેંચાણ સદા ધરાવે છે અને સદીઓ પસાર થવા છતાં આ આકર્ષણ કમી થયું નથી. માટે સવાલ પુછવો ઘણો યોગ્ય છે કે આપણા આ પવિત્ર ભણતરના કલામોમાં ખેંચાણ કરનાર શું ચીજ છે? શા માટે તેઓ બુધ્ધિશાળી પુરૂષો અને વિદ્વાનોમાં બહુજ ઉંચું મત પોતા માટે પેદા કરે છે? તેઓને વાંચતાં આવા માણસો શા કારણે માન સાથે અતિશય ખુશાલી અને સંતોષ મેળવે છે? શા કારણે તેઓનાં મન ઉપર ગાથાઓ ઉંડી અને જાદુકની અસર કરે છે જો કે તેઓની ભાષા કાંઇ ખાસ ખેંચાણકારક યા અલંકારી નથી? તેનું કારણ એટલુંજ કે તેમાં ચોક્કચ અગત્યનાં અમર સત્યોનો એટલે ખરી હકીકતોનો સમાવેશ થયલો છે. તે સત્યો મનુષ્યની જરૂરનાં ખાસ મૂળ સત્યો છે. સ્વભાવ અને અનુભવ વિષેનાં સત્યો, તથા શાસ્ત્રના ખરા મુળ તત્વો અને ફિલસુફી તેમજ ધર્મજ્ઞાન સર્વે તેમનામાં સમાઇ જાય છે. ખુદા તેમજ મનુષ્યના આત્મા વિષે તેઓ અચૂક શિક્ષણો જાહેર કરે છે. આવાં અનુપમ શિક્ષણોને લીધે દુન્યાના બુધ્ધિવાળાં મનુષ્યો ગાથાને કોઇ કાળે ભૂલી

જનાર નથી. તેઓના વાંચકોના અંતઃકરણમાં ગાથા સદા સચવાઇને રહેલા છે, અને હંમેશ એ પ્રમાણે સચવાયલા રહેશે. સચ્ચાઇમાં એવો જોશ અને જોમ રહે છે કે ગમે તેટલાં અસત્યો તેને દબાવી દઇ શકતાં નથી યા નાબુદ કરી શકતાં નથી. દરેક જાતની ઘેલચ્છા અને વિરોધ ઉપર સત્યનો આયંદે જય છે. સત્યનો ચાહ દરેક સાધારણ મનુષ્યના આત્મામાં પ્રવેશ થયલો જોવામાં આવે છે અને સત્યની ઝટ પિછાણ કરવાની તેને પ્રેરણા બુદ્ધિ આપવામાં આવી છે. આ અંતર્જ્ઞાની દ્રષ્ટિ યાને સત્યની ઝટ પિછાણ કરવાની પ્રેરણા બુધ્ધિને લીધે, ગાથાના અભ્યાસીઓ જ્યારે તેઓમાં સમાયલા મહત્વનાં સત્યો જુએ છે ત્યારે ખુશાલી અને સંતોષની લાગણીઓ અનુભવે છે. એવાં તો સર્વોત્તમ અને મનુષ્યની તર્કશક્તિ કબુલ કરે એવાં સત્યો આપણાં આ પવિત્ર ભણતરના દરેક ભાગમાં જોવામાં આવે છે કે માત્ર હાજરજવાબી યા ઢોંગી ચતુરાઇનો ભાસ આપવા માટે નહીં પણ મનુષ્યના ખરા સંગીન લાભો માટે અને શિક્ષણ માટે લખાયલાં તેઓ માલુમ પડે છે. અને આ સઘળું એવી સરળ ભાષામાં લખવામાં આવ્યું છે કે અજ્ઞાન પણ સમજી શકે, વિદ્વાન પણ ડહાપણ પ્રાપ્ત કરી શકે અને મનુષ્યનો દરેક વર્ગ પોતાની મગજશક્તિને બંધબેસ્તાં પ્રમાણમાં પોતાને અનુકુળ થઇ પડતું જ્ઞાન મેળવી શકે.

મનુષ્યની મીનોઇ હાજતો સંતોષવા, તેની અંદર અનેક પ્રકારની ઉમદા લાગણીઓ અને મેમો પેદા કરવા, તુટેલાં જીગરોને દીલાસો આપી ધીરજ આપવા અને મનુષ્યોનાં અંતઃકરણને આશાવંત બનાવવા, ગાથાના અનેક ફકરાઓમાંથી આપણને પુરતી સામગ્રી મળે છે. જરથુશ્ત સાહેબ, તેમના અતલગના ચેલાઓ અને શાગીર્દોનાં ઉંડા અને બહોળાં મીનોઇ જ્ઞાન અને અનુભવમાંથી ઉત્પન થયલાં નિર્વિવાદ અને મહત્વનાં સત્યો આપણને ગાથામાં જડે છે.

ગાથાઓ ઉપરાંત ઝંદ અવસ્તાની બીજી કેતાબોમાં શારીરીક અને અધ્યાત્મિક બાબદોનાં સત્યો જોવામાં આવે છે. જરથુશ્ત સાહેબની હસ્તિ આગમજ તથા તેમની હસ્તિ પછી સદીઓ સુધી જે જરથોશ્તી માન્યતાઓ ચાલુ હતી તે વિષેની કીંમતી માહીતી આપણુને એ કેતાબો આપે છે. એઓ ઉપરથીજ જરથોશ્તી ધર્મનાં મતો, સિદ્ધાંતો, નિયમો, દાખલાઓ, ક્રિયાકામો અને તેની તવારીખની આપણુને સમજ મળે છે.

આકાશમાંથી આપણી ધરતી ઉપર ઓચિંતી ફેંકવામાં આવેલી નવીજ ચીજ તે જરથોશ્તી ધર્મ છે, એમ ઝંદ અવસ્તા આપણુને સમજાવતી નથી. જે જે કાંઇ શોષયંતો આગલા વખતમાં શીખવી ગયા અને જે પ્રમાણે તેઓ વર્તી ગયા તેઓનાં શિક્ષણુની ખીળવણીનું પરિણામ જરથોશ્તી દીનની ઉત્પતિમાં આવ્યું છે. "ધર્મચુસ્ત સ્પીતમ તરફથી ઉતરી આવેલા અશો જરથોશ્તની હસ્તિ આગમજ તે અગાઉના પયગામબરોએ આ ધર્મને માટે શું કર્યું હતું? તેઓએ આ ધર્મ સર્વે ઠેકાણે અખત્યાર કર્યો હતો, કેમકે આ બુલંદ ધર્મના વખતો વખત આપવામાં આવેલા ફરેશ્તાઇ સંદેશાને લીધે તેમ કરવાને તેઓ લલચાયા હતા. આ ધર્મના વિચારવંત શાગીર્દોનું કહેવું એમ છે કે... 'આ ધર્મ અખત્યાર કરનાર પહેલો શખસ ગયોમર્દ હતો; અને તેની પછી મશ્ય, સ્મકા, હોશંગ, તખમોરસ્પ, જમશીદ, ફરેદુન, મીનોશચહેર, અને કયાની રાજાઓએ તે અખત્યાર કર્યો હતો. એઓ ઉપરાંત બીજા અનેક આગેવાનો હતા જેઓએ આ ધર્મ લોકોને સમજાવ્યો હતો, તેની મદદથી લોકો ઉપર લટકતી મુસીબતો દૂર કરતા હતા અને લોકો ઉપર આબાદ રાજ્યઅખિકાર ચલાવતા હતા.'"[૧] દીનકર્દની ૯ થી કેતાબની શરૂઆ-

---

૧. દ. પે. દીન. પુ. ૯. પા. ૬૧૨; દ. દા. દીન. પુ. ૧૩. કેતાબ ૭. પા. ૧-૧૧; પૂ. પ. પુ. ૪૭. પા. ૧-૧૧.

તમાં જણાવવામાં આવ્યું છે કે "જરથોસ્તી મઝદ-પરસ્તોના કાયદાથી તેમજ તે ધર્મમાં માનનારા જે અગાઉ થઇ ગયા હતા તેઓના કાયદાથી સ્થાપીત થયલા ધર્મ ઉપરનાં યકીન વડે, પેદા કરનાર અહુરમઝદની સ્તુતિ હોજો."[૧] આ પ્રમાણે જરથુશ્તના જન્મ અગાઉ થઇ ગયલો સર્વેથી શ્રેષ્ટ ધર્મ જે માઝદીયસ્ની ધર્મ તે સાથ જરથોશ્તી ધર્મ જોડાયલો છે. જે એકુજ ખુદાને માનનારો પ્રાચીન (માઝદીયસ્ની) ધર્મ હતો, તેનાં છેવટના ફળ તરીકે જરથોશ્તી દીનને જાહેર કરવામાં આવી હતી. જે કાંઇ સારી ચીજો તે અસલ ધર્મમાં જોવામાં આવતી હતી તે સઘળી આ ધર્મે ગ્રહણ કીધી અને આ દુન્યામાં સર્વેથી શ્રેષ્ટ ધર્મ તરીકે દેખાવ દીધો. "નુરમંદ અને સ્તુત્ય પેદા કરનાર અહુરમઝદે દુન્યાની શરૂઆતમાં પેદા કીધેલા અશોઇ ફેલાવનારા ધર્મોને અમો આરાધીએ છીએ."[૨]

શોષ્યંતો અને તેમની મનશક્તિ તથા મીનોઇ ગુણોની યાદ આપણાં ભણતરોમાં કરવામાં આવે છે. યજશને, યશ્તો તેમજ પહેલવી દીનકર્દમાં તેઓને (શોષયંતોને) અહુરમઝદની દોસ્તી પામેલા તેમજ અંગ્રમઇન્યુ અને તેના ચેલાઓને મારી હઠાવા તેના (અહુરમઝદના) ઉપયોગી મદદનીશો તરીકે ઓળખવામાં આવ્યા છે. આગળ થઇ ગયલા અને હવે પછીથી થનારા શોષયંતો વિષે ઝંદ અવસ્તા ઇસારો કરે છે. ગયા જમાનાઓમાં થઇ ગયલા અને હવે પછીથી થનારા શોષયંતોની ફ્રવશીઓને ઘણીજ બળવાન ગણવામાં આવી છે અને ભણતરોમાં તેઓની મદદ માગવામાં આવે છે તેમજ તેઓને આરાધવામાં આવે છે. યશ્ત ૧૩, ૧૭, પ્રમાણે "અસલ (ધર્મ) કાયદો પાળનારા, ધર્મચુસ્ત શોષયંતો, કે જેઓ હવે પછીથી જનમશે અને જેઓ દુન્યાને (અશોઇના માર્ગ ઉપર) પાછી

૧. દ. દા. દીન. પુ. ૧૦. કેતાબ ૬. પા. ૧. ૨. યજ. હા ૧૬. ફ. ૩.

મુકશે, તેઓની ફ્રવશીઓ સર્વેથી બળવાન છે."[૧] "ઓ, અહુર-મઝદ! દુન્યામાં અષને જાળવી રાખનારા (યાને અશોઇ ઉપર રચાયલી વ્યવસ્થા ટકાવી રાખનારા) શોષયંતો ક્યારે આ દુન્યામાં આવવા પામશે?... ઓ મઝદ! સંપૂર્ણ મન શક્તિવાળા મનુષ્યો ક્યારે જન્મ પામશે? અને ક્યારે તેઓ પોતાના જાલેમ રાજ્ય કારોબાર ચલાવનાર મુલકોના જુલ્મી રાજકર્તાઓને હાંકી કાઢશે."[૨] "ઓ અહુર! આવા શોષયંતો એકત્ર થઇ પોતાનાં નેક મન અને અશોઇ વડે તારા જણાવેલાં સારાં કામો કરતા મુલકે મુલક ફરશે. કેમકે તેઓને અમોને પીડનાર જાલેમ રાજકર્તાઓના અને પાપીઓના દુશ્મન તરીકે મોકલવામાં આવશે, અને તેઓ પોતાનું ધાર્યું કામ કરી શકશે."[૩] આ પ્રમાણે આપણે સહેલાઇથી ઉપલા ફકરાઓને આધારે જોઇ શકયે છીએ કે જરથોસ્તી ધર્મ શોષયંતોની મદદથી ખીલેલો, સંપૂર્ણતા પામેલો આગલ વધતો ધર્મ છે. આ ધર્મ આગલ વધારનારા શોષયંતો પોતાનાં શિક્ષણ અને દાખલાથી દુન્યાને સુધારનારા અને તેનું ભલુ કરનારા શખસો છે, કે જેઓ પોતાના અનુભવ અને હોંશીયારીથી આ જહાનમાં અશોઇને આગળ વધારે છે અને અંગ્રમઇન્યુ દેવને હેરાન કરે છે.

વારંવાર એક માણુસનો ચહેરો તેના આત્માનો સ્વભાવ દર્શાવે છે. તેમ દરેક ધર્મનો આત્મા તેના સિધ્ધાંતોના સંગ્રહમાં અને તેની તવારીખમાં જાહેર થાય છે; માટે દરેક ધર્મને આકૃતિ યા તેનો ગુણ દર્શાવનાર ચહેરો હોય છે એમ કહી શકાય. જરથોશ્તી ધર્મના શિક્ષણો તપાસ્તાં તેની આકૃતિ ખુદાઇ જણાય છે. જરથોશ્તી ધર્મની સત્તાનો આધાર ખુદાએ જાહેર કરેલાં સત્યો ઉપર છે. આપણા

૧. પૃ. પ. પુ. ૨૩ પા. ૧૮૪.
૨. યજ. હા. ૪૬. ફ. ૩; યજ. હા. ૪૮. ફ. ૧. ૧૦ અને ૧૨.
૩. પૃ. પ. પુ. ૩૭. ડીન. પા. ૨૭૭.

અશો ગ્રંથકારોએ જરથોસ્તી ધર્મને ખુદાઇ ધર્મની ઉપમા આપી છે કે જેની મારફતે અહુરમઝદે, જરથુસ્ત સાહેબ તેમના ચેલાઓ અને શાગીર્દો સાથની વાતચીતમાં પોતાની મરજી તમામ ખલકને જણાવી છે.

તે ધર્મની મારફતે અહુરમઝદ મનુષ્યને જ્ઞાની બનાવે છે અને આ દુન્યામાં તેને શું કરવું જોઇએ, તેમજ તે સાહેબની નજરમાં તેને કેવા દેખાવું જોઇએ તે જણાવે છે. જો કે આપણું ધર્મ શિક્ષણ ખુદા તરફથી જાહેર થયલું છે, તોપણ તેને માનુષી જ્ઞાન પણ કહી શકાય કેમકે આ તેમજ મીનોઇ જહાનમાં પોતાના આત્માની બેહેતરી માટે તેને શું વ્યવહારી પગલાં લેવાં જોઇએ તે આ ધર્મ સમજાવે છે. મનુષ્યની જીંદગીના સર્વથી અગત્યના સવાલો ઉપર ઝંદ અવસ્તા અજવાળું નાખે છે. આત્માની સર્વેથી ઉંચ પ્રકારની સ્થિતિનું આપણને તે ભાન કરાવે છે અને હવે પછીના પ્રકરણોમાં જોઇશું તેમ આત્માનાં નિર્માણ કરેલાં છેવટપર તેને કેમ પહોંચવું તેનાં સાધનો જણાવે છે.

ઝંદ અવસ્તા મનુષ્ય તરફ બે ફરજો બજાવે છે. પહેલે તો તેની શારીરીક અને આત્મિક શક્તિઓને ઉમદા બનાવે છે, માનુષી ગુણલક્ષણ સુધારે છે અને તેને સારી જીંદગી ગુજારવા અસરકારક બોધ આપે છે; બીજું તો, સંસાર વ્યવહારની બાબદમાં દરેક પ્રકારની સારી વ્યવસ્થા અને બંદોબસ્ત જાળવી રાખવાનાં સાધનો તેને પુરાં પાડે છે. આ પ્રમાણે ત્યારે, ઝંદ અવસ્તામાં જણાવેલો ધર્મ તે કાંઇ મનમાં પ્રાપ્ત કરવાના સિધ્ધાંતોનો સંગ્રહ માત્ર નથી; પણ તેનાં સત્યોને આપણી વર્તણુકમાં આમેજ કરવા આપેલાં છે. ટુંકમાં, "ગરીબ અને ગરજાઉ માટે સખાવત અને સર્વેનાં ભલાં માટે ઇચ્છા,"— એ જરથોસ્તી ધર્મનિયમોનો મૂળ સાર છે, જે સાર આ બે અવસ્તા વાકયોમાં જોઇયે છીયે–"મઝદાઇ ક્ષથ્રેમચા અહુરાઇ આયીમ

દ્રેગુબ્યો દદત વાસ્તારેમ," "ઉશ્ત અહ્માઇ યહ્માઇ ઉશ્ત કહ્માઇચિત વસેક્ષીયાંસ મઝદાઓ દાયાત અહુરો."[૧] "સખાવત, તાબેદારી, નમનતાઇ, સચ્ચાઇ, આકીન અને શાંતિના નિયમો સ્પષ્ટ સમજાવનાર અને તે ઉપર અજવાળું નાખનાર, તથા આકીન અને અશોઇ વગર ખરૂં સુખ હોઇ શકે નહીં એમ બોધ કરનાર જરથોસ્તી ધર્મ સપ્પર પહેલ્લો હતો. સર્વથી પહેલા આ નિયમો શીખવનાર જરથોશ્તી મહુજબ છે અને ત્યાર પછીથી સર્વે સુધરેલી પ્રજાઓએ નિયમોનો પોતાના દેશ સુધારાના પાયા સમાન ઉપયોગ કીધો છે.

આપણા જમાનામાં જોવામાં આવતાં શાસ્ત્રોમાંના કેટલાકના પ્રથમ નિયમો જરથોશ્તી ધર્મમાં સમાયલા છે.[૨] જે જે લખાણો આપણી ઝંદ અવસ્તામાં ઇતિહાસ, પ્રાણી ધર્મગુણ વિદ્યા, આરોગ્ય વિદ્યા, વૈદકશાસ્ત્ર, પ્રાણીવિદ્યા, વનસ્પતિવિદ્યા, ભૂગોળ, રસાયણશાસ્ત્ર, અને ખગોળ વિદ્યાને લગતાં મળે છે અને જે લખાણો પૃથ્વિ, નક્ષત્ર, ગ્રહો, તારાઓ, ચંદ્ર અને સુર્યનાં આકાર અને ગતિ વિષે આપણે વાંચીએ છીએ તે સર્વેને હાલની સાયન્સ શોધનો આધાર તથા ટેકો મળે છે.[૩]

વળી આજના જમાનાનો પ્રકટીકરણ (Evolution)નો સિદ્ધાંત સાયન્સ અને જરથોશ્તી ધર્મ વચ્ચે કાંઇપણ મતભેદ પેદા કરતો નથી. આપણા ધર્મપુસ્તકોમાંથી મળતાં જુદાં જુદાં લખાણો પ્રકટીકરણના સિદ્ધાંત સામે વિરોધ બતાવતાં નથી. તમામ સૃષ્ટિમાં બનતા

---

૧ યજ. હા. ૪૩. ફ. ૧.

૨. પૂ. પ° પુ. દા. ડી. પ્ર. ૪. પા ૩

૩. ગાથા; યજ. હા ૪૪. ફ. ૩—૭; વંદી. પરગ. ૧, ૩, ૫—૧૦, ૧૩, ૧૯, અને ૨૧; ય. ખોરશેદ, માહ, તીર, ૩૨-૩૯; દા. ડી. પૂ. પ. પુ. ૧૮ પા. ૨૧૨, ૨૧૩, ૨૫૯—૨૬૭ દ. પે. દીન. પુ. ૧. પા. ૩ અને ૪૮; પુ. ૨ પા ૧૧૬; પુ. ૫. પા. ૨૯૦; પુ. ૫. પા. ૪૦૯; પુ. ૯. પા. ૫૬૫--૫૬૭, ૬૪૫-૬૪૭; સીકંડ શ્રુમાનિક વિજાર પ્ર. ૫.

બનાવો, સૃષ્ટિની ઉત્પત્તિ અને વ્યવસ્થા વિગેરેનો આપણુને તેઓ ખરો ભાસ આપે છે. તે લખાણો દેખાડે છે કે આપણી જગત તેમજ જે કાંઇ તેમાં છે તે સદા વધતું અને ખીલતું રહે છે અને તે ખીળવણીના દરેક પગથ્યે અહુરનો દસ્ત નજરે પડે છે. આપણાં ધર્મ સાહિત્યોથી આપણુને માલુમ પડે છે કે ગેતી અને મીનોઇ જહાનના ચાલુ વધારા અને વૃધ્ધિના દરેક તબકકે તેની ગેબી મદદની હુંમેશ જરૂર રહે છે. "તે સ્તુતિપાત્ર ખલકના ખાવીંદને નમસ્કાર હોજો, કે જેને પોતાની સત્તા અને ડહાપણુથી, ઉંચ પદ્ધીના છ અમેશાસ્પંદો અને અસંખ્ય યઝદો પેદા કીધા છે, જેને ઝળકતું ગુર્થમાન બેહેશ્ત સરજ્યું છે, જેને વિશાળ આકાશ, સુર્ય, તેજસ્વી ચંદ્ર, અગણિત તારા, હુવા, પવન, આતશ, પાણી, પૃથ્વિી, ઝાડપાન, પ્રાણી, ધાતુ અને મનુષ્યજાત પેદા કીધી છે....."[1] "અહુરમઝદની પેદા કરવાની શકિતને સજીવ અને નિર્જીવ વસ્તુઓ, તેઓની ઉત્પતિ, જુદા જુદા આકારો અને ગુણો માટે આભારી છે."[1] જ્યાં સુધી પ્રગટીકરણુનો સિદ્ધાંત એવાં ખોટાં અનુમાન પર રચાવાનો દાવો કરતો નથી, કે સજીવ વસ્તુમાં સમાયલા એક મૂળ અને નિર્વિકાર કાયદાની ક્રિયાથી કોઇપણુ સજીવ યા નિર્જીવ વસ્તુ હુસ્તિમાં આવી યા તેની વ્યવસ્થા તે કાયદાને આધારે થવા પામી છે, ત્યાં સુધી જરથોશ્તી ધર્મને તે સિદ્ધાંતથી બીહુવાનું કશું કારણુ નથી.

પોતાના ધર્મનો ટેકો કોઇપણુ જરથોશ્તીને કોપરનિકસનાં સિધ્ધાંત સામે યા ન્યુતને શોધી કાઢેલા ગુરૂત્વાકર્ષણુ (gravitation) ના કાયદા સામે થવાને મળી શકશે નહીં. જરથોશ્તી ધર્મ પુસ્તકોમાં જણાવેલું પૃથ્વી, સુર્ય, ચંદ્ર, તારા અને બીજા કુદરતી બનાવોનું

---

૧. દ. પે. દીન. પુ. ૨. પા. ૧૦૩-૧૦૪.

જ્ઞાન કોઇપણ સમજુ જરથોશ્તી (નકામું લેખી) તજી શકશે નહીં. કોઇપણ વિચારવંત અને ધર્મચુસ્ત જરથોશ્તી ઝંદ અવસ્તામાં જણાવેલા કુદરતી ચમત્કારોની સમજ તથા અહુરમઝદના ગુણુલક્ષણનું જ્ઞાન પડતું મેલશે નહીં. કેમકે ખુદા અને જગત વિષેના આ સઘળા વિચારો અને મતો બાંધનાર કોઇજ નહીં પણ અશો જરથુશ્તી પીર મરદો હતા, કે જે મતો, ખલકમાં દેખાતાં અનંત ડહાપણ અને બળ ઉપર તેમનાં ચિંતનનાં પરિણામમાં તેઓએ બાંધ્યાં હતાં. કોઇપણ સમજુ જરથોશ્તી અભેદવાદી યા મુર્તિપૂજક થઇ શકે નહીં. અથવા અપૂર્ણ જ્ઞાન, સત્તા યા સદગુણ ધરાવનારા માણુસ–સમાન ઇશ્વર માટે ખ્યાલ બાંધવાને દોરવાશે નહીં. ધર્મ સાહિત્યોની ખરી માહીતી ધરાવનાર દરેક જરથોશ્તી ધર્મનાં અભ્યાસી સદા કબુલ કરે છે કે જરથોશ્તી ધર્મના મૂળ ભાવાર્થને નબળો પાડવા યા નાશ કરવાને બદલે સાયન્સના વધારાનો દરેક તબક્કો તેનાં મૂળ સિદ્ધાંતોને ટેકો આપે છે, અને જરથુશ્ત સાહેબના ધર્મે પ્રગટ કીધેલી દબદબા, માન અને સ્તુતિની લાગણી વધુ તિક્ષણ બનાવે છે.

જરથોશ્તી ધર્મ પ્રાચીન કાળથી આપણાં જમાના સુધી ટકી રહ્યો છે અને હીન્દુ, ખ્રિસ્તિ અને ઇસ્લામ ધર્મો ઉપર તેને ફાયદાકારક અસર કીધી છે એ દેખાડી આપે છે કે આપણો ધર્મ ખરાં શાસ્ત્રો ઉપર રચાયલો છે. જો તે કુદરતના ખરા નિયમો ઉપર રચાયલો ન હુતે તો ઇરાન દેશની મુસલમાનોની વટલાવાની નાશકારક હીલચાલ સામે એ ટકી રહેવા નહીં પામતે અને એ ધર્મ પાળનારા હીન્દમાં આવ્યા ત્યાર પછીના જે વિરોધ સંજોગો વચ્ચે એને પસાર થવું પડ્યું હતું તેમાથી પસાર થઇ શકતે નહીં.

૧. યજ. હા ૪૪. ફ. ૨–૭; યજ હા ૩૧, ૩૭, ૩૯, ૪૧. વિગેરે.

રોમ અને ગ્રીક દેશનાં સાહિત્યોમાં જે આપણે આપણી મન-શક્તિ નાકબુલ કરે એવી બાબદો જોઇએ છીએ અને જે વિષે આપણે ઉપર બોલી ગયા, તેવું કશું જરથોસ્તી ધર્મમાં જોવામાં આવતું નથી. એમાં કાંઇપણ નુકશાનકારક, હાસ્યજનક, નહીં મનાય એવું, કલ્પિત યા ઠઠ્ઠાબાજ જોવામાં આવતું નથી. અને મનુષ્યની બુરી વાસનાઓને ઉશ્કેરે યા સંતોષે તેવું પણ તેમાં કાંઇજ નથી.

જરથોસ્તી ધર્મ મનુષ્યના મનની આસપાસ અંધકાર ફેલાવા દેતો નથી. તે પોતે અંધકાર નાબુદ કરનાર, જ્ઞાન બક્ષનાર તેજસ્વી અજવાળાં સમાન છે. માટેજ ઝંદ અવસ્તામાં આપણે કોઇપણ શખસના અપવાસ પાળ્યા પછી તેની આસપાસ ફરેસ્તા-ઓનો જમેલો થયલો જોતા નથી યા તો કોઇ કુમારીકાને ભવિષ્યવાણી કહેતી દેખતા નથી. આવા ચમત્કારો એરન, મોઝીઝ, ઇસુખ્રિસ્ત અને હિન્દના યોગીઓએ કરી બતાવેલા કહેવાય છે. અસલના અને હાલના જાદુગરો, ઇલમીઓ કરતા હતા તેવા આ મોજેજાઓને આપણા ધર્મમાં વખોડી નાખવામાં આવ્યા છે. આ કહેવાતી ગુપ્તવિદ્યાનું જ્ઞાન ધરાવવાનો દાવો કરવાનું અને એ ઇલમે પ્રયોગો કરવાનું આપણા ધર્મમાં પાપ ગણાયું છે. આપણા ધર્મની નજરમાં આ બધી ચીજો ખોટારાં અને જુઠાણાં ઉપર રચાયલી છે અને સજાને પાત્ર છે.

ઝંદ અવસ્તામાં, મિસ્ટીક અને સુફીઓનાં શિક્ષણને મળતું કશું નથી. ઇરાની શહેનશાહાતમાં ઇસ્લામ રાજ્ય કર્તાઓના વખતમાં મિસ્ટીક અને સુફી લોકો થઇ ગયા હતા. છતાં આપણા કેટલાક પારસીઓ આપણાં ધર્મ પુસ્તકમાંથી ફકરાઓ ટાંકી બતાવે છે એવું જણાવવા કે તેઓ મિસ્ટીક યા સુફીઓનાં શિક્ષણને ટેકો આપે છે જો કે ખરી રીતે તેવું કાંઇપણ એ લખાણોમાં જોવામાં આવતું નથી. તેઓ ફક-

રાઓને ભેદી અર્થો આપવા માંગે છે જ્યાં ભેદ જેવું કાંઇજ નથી. જે કાંઇ આજ્ઞાઓ આ ધર્મની છે, અને જે કાંઇ બાધ આ ધર્મે લોકો ઉપર મેલ્યો છે તેમાં સંગીન સમજ સિવાય બીજું કાંઇ નથી.

ઝંદ અવસ્તાની ઠેકડી કરતા પારસીઓ અવસ્તાને ગમે તે કહે; તેઓ ભલે કહે કે "તમારે ઝંદ અવસ્તાને આટલી છાપરે ચહડાવવી જોઇએ નહીં કેમકે બીજાં કીંમતી પુસ્તકોમાં પણ એટલુંજ ડહાપણ સમાયલું છે." આપણે કબુલ કરશું કે કેટલીક કીતાબોમાં ઘણી સારી ચીજો સમજાવવામાં આવી છે. બાઇબલ તેમજ કનફ્યુસીયસ દુશ્મનો તરફ માયા બતાવવા શીખવે છે; હિન્દુશાસ્ત્રોમાં અલંકાર ઘણા મોટા પ્રમાણમાં જોવામાં આવે છે; વેદમાં ઉમદા લાગણીઓ દર્શાવવામાં આવી છે; પણ જો આપણે દુન્યાના મહાન સાહિત્યો એકઠાં કરશું તો તેમનો સામતો સરવાળો આપણાં અમર પવિત્ર પુસ્તક ઝંદ અવસ્તામાં સમાયલો જોવામાં આવશે.



## પ્રકરણ ૩ જું.

---

## જરથોસ્તી ધર્મ પ્રમાણેનું ઇશ્વરજ્ઞાન.

આ પ્રકરણમાં આપણે નીચલા સવાલો ઉપર વાદવિવાદ કરીશું; અલગ વ્યક્તિતા ધરાવનાર (personal) ખુદાની મૂળ માન્યતા માટે આપણા ધર્મમાં કાંઇ સંતોષકારક પુરાવો છે કે? આ માન્યતાને ઝંદ અવસ્તા કેમ ટેકો આપે છે? આપણાં પવિત્ર પુસ્તકોમાં મળતાં ખુદા વિષેનાં લખાણો આપણે શા માટે માનવાં જોઇએ?

શાસ્ત્રના સવાલોનો ફૂડચો કરવા માટે વપરાતી રીતો ઉપલા સવાલોનો ફૂડચો કરવા ઉપયોગી નહીં થઇ પડે એમ આપણને ઝટ કબુલ કરવું પડે છે. પણ ખુદાની હસ્તિ સાબેત કરવા માટે આપણા ધર્મમાં તેમજ ખુદા વિષે મળતાં ઝંદ અવસ્તાનાં લખાણો આપણે આ પ્રકરણમાં તપાસીશું.[૧]

મનુષ્ય ખાસ્યતનું મૂળ તત્વ, કે જેને લીધે ધર્મ હસ્તિમાં આવવા પામ્યો છે તે એ છે કે, મનુષ્ય ખાસ્યત પોતા કરતાં વધુ સંપૂર્ણ વ્યકિત સાહેબ સાથ સંબંધ ધરાવવા સદા આતુર રહે છે. જેટલા પ્રમાણમાં એક ધર્મ ખુદાની સંપૂર્ણતા સાબેત કરી આપે છે તેટલે દરજ્જે તે ખરો ધર્મ ગણાશે. ખુદા વિષે જે બુલંદ ખ્યાલો એક ધર્મ આપણામાં ઉત્પન કરે છે તેજ તે ધર્મની બુલં-

---

૧. મારાં પુસ્તક "અવસ્તા પ્રમાણે પયગામબર સાહેબ જરથોસ્ત અને જરથોસ્તી દીન" ના ૪ થાં પ્રકરણમાં, તેમજ મારાં બીજાં પુસ્તક "સાચ્ચો જરથોસ્તી રેહનમૂન"નાં ૧ લાં પ્રકરણમાં, મેં ઉપલા સવાલો ઉપર બારીકીથી વિવેચન કરેલું હોવાથી, અને આપણાં ધર્મ પુસ્તકમાંથી મળતાં અનુસરી ફકરાઓ ત્યાં ટાંકેલા હોવાથી, અત્રે, હું ધારૂં છું, કે સામાન્ય વાંચક વર્ગ માટે ફકત ટુંક સાર આપવો યોગ્ય થઇ પડશે; જ્યાં ઝંદ અવસ્તાના ફકરાઓ ટાંકવા આવશ્યક હશે ત્યાં તે ટાંકી બતાવીશ.

કીનું માપ છે. શું એક ધર્મ આપણા વિચારો સંપૂર્ણતા પામેલા ખુદા તરફ લઇ જાય છે? શું તે આપણા સ્વભાવ કરતાં પણ આપણને શ્રેષ્ટ બનતાં શીખવે છે? શું તે તમામ ખલકના કર્તા વિષેના ભવ્ય ખ્યાલથી આપણાં મનને બુધ્ધિશાળી બનાવે છે? એક ખરા અને સાચ્ચા ધર્મની કસોટી ઉપલા સવાલો સિવાય બીજાં કશાંથી થઇ શકે નહીં.

જે ધર્મ આપણને આપણી ખાસ્યત કરતાં વધું શ્રેષ્ઠ ઇશ્વરી ખાસ્યત તરફ ઘસડી લઇ નહીં જાય તેમાં ઝાઝો દમ હોય નહીં. ધર્મનું કામ, આપણા આત્માની ઉમદા શક્તિ અને લાગણીઓની ખીલવણી માટે એક આદરમાન અને સ્તુતિપાત્ર વ્યક્તિ (Being) વજુદ પૂરી પાડવાનું છે, કે જે વ્યક્તિની મારફતે આપણો આત્મા આસ્થા અને જોમ સહીત સંપૂર્ણતા તરફ વધે. માટે, જેટલા પ્રમાણમાં એકધર્મ ખુદાઇ ગુણલક્ષણની ભવ્યતા અને શ્રેષ્ટતામાં ઘટાડો કરે છે તેટલાજ પ્રમાણમાં તે પોતાનો દરજ્જો નીચે પાડે છે અને મનુષ્યનાં મનને મંદ પાડે છે. જેટલી હદે ખુદા અને તેના ગુણલક્ષણનો ખ્યાલ એક ધર્મ ઉંચ્ચો આપે છે, તેટલી હદે આદરમાન અને સ્તુતિની ધાર્મીક લાગણીઓ તે તીક્ષણ કરે છે અને તેમને લાયક બનાવે છે.

જરથોશ્તત સાહેબના જનમ અગાઉ અને તેમના ધર્મ ફેલાવા અગાઉ દુન્યામાં અનેક ખોટા ધર્મ હસ્તિમાં હતા. પત્થર-પૂંજા, પશુ-પૂંજા, તેમજ નિર્જીવ વસ્તુઓને માનુષી રૂપ આપનારાં અને અનેક દેવોમાં માન્યતા ધરાવનારા નિરંકુશ પંથોનો કાંઇ તોટો હતો નહીં. સર્વે ઠેકાણે મુર્તિપૂજન સ્પષ્ટ જણાતું હતું. જરથોસ્તના જમાના આગમજ તેમજ તે પછી, આર્ય અને અનાર્ય વિદ્વાનો લોકોમાં એવો વિચિત્ર ખ્યાલ બેસાડતા રહ્યા, કે ખુદા પણ મનુષ્ય ગુણલક્ષણ અને રૂપ ધરાવતી વ્યક્તિ (હસતી) છે.

એક અલગ વ્યક્તિતા ધરાવતો (personal) ખુદાનો જે ખ્યાલ આજે આપણે બાંધી શકયે છીએ તેવો સંપૂર્ણ, ઉંચ ખ્યાલ, ગ્રીસ દેશનાં મશહુર વિદ્વાનો, પ્લેતો અને એરીસ્ટોટલ પણ વિચારી શકયા ન હતા. આપણે જાણીએ છીએ તેમ પ્લેતો આ દુન્યાને, અસલ અને અમર (કુદરતી) નિયમોના દેખીત આકાર તરીકે ગણતો હતો. પહેલાં તે એમ વિચારતો હતો કે આ નિયમો સ્થિર અને નહીં બદલી શકાય એવા છે. પણ પાછળથી તે આ નિયમોને શક્તિ ધરાવતા, હીલચાલ કરતા અને એક બીજા જોડે સંબંધ ધરાવતા ચિતારે છે. આ સઘળા નિયમોને તે ભલાઇ યા સચ્ચાઇના સર્વોપરિ નિયમ નીચે ભેગા કરે છે. પ્લેતો કરતાં પણ એરીસ્ટોટલની ધાર્મીક લાગણી ઓછી તીક્ષણ હતી. સ્થુળ જગતથી કુદરતના નિયમોને એટલા અળગ ગણવા માટે એરીસ્ટોટલ પ્લેતોનો વાંક કહાડે છે. જેમ લશ્કરમાં બંદોબસ્ત હંમેશ પ્રવેશ થયલો જોવામાં આવે છે, તેમ એરીસ્ટોટલ માનતો હતો કે તમામ કુદરતમાં આ નિયમો પ્રવેશ થયલા છે; અને જેમ લશકરનો સપેહસાલાર (લશકર અને તેના બંદોબસ્તથી અલગ) હસ્તિ ધરાવી શકે તેમ એક સર્વેથી સર્વોપરિ નિયમ, નિરાકાર અને વેગળી હસ્તિ ધરાવે છે. આ સર્વોપરિ નિયમ તે ખુદા છે જેનું ચાલુ, અમર કામ માત્ર વિચારમાં લીન થઇ રહેવાનું છે. બીજા શબ્દોમાં કહીએ તો ખુદાઇ જીંદગી એ પોતાના વિચારોમાં સમાધિસ્થ પડી રહેવાની સ્થિતિ છે. આવી રીતે પ્લેતો અને એરીસ્ટોટલે શીખવેલું ઇશ્વરજ્ઞાન ખામી ભરેલું હતું.

મોઝીસે જે ખુદા જાહેર કર્યો છે તેમાં એક સજીવ ખુદાનો ખરો ખ્યાલ આપણને મળી શકતો નથી. દુન્યાની બીજી પ્રજાઓ મિસાલ યાહુદીઓ પણ અનેક ખુદાઓમાં માનનારા હતા. પૂંજા યા બંદગી માટે મુકેલી દેખીત વસ્તુઓ, કે જે આગલ જઇ તેઓ

બંદગી કરતા, તેજ તેઓ ખુદા સમાન ગણતા હતા. યાહુદી ધર્મ પુસ્તક (Old Testament) માં દર્શાવેલા ઇશ્વરને અભિમાની, મગરૂર, આપમતલબી અને અતિષય અદેખો ચિતારવામાં આવ્યો છે. તે ખુદાને એટલો બધો ક્રોધી અને અદેખો ચિતારવામાં આવ્યો છે કે એમ કહે છે કે જ્યારે તેને ઇસરાયલ લોકોને બીજા ખુદાની સ્તુતિ કરતા જોયા ત્યારે તેને તે તમામ કોમને મૂળથી ઉખેડી નાખવાનો ઠરાવ કર્યો. મોઝીસે જે ખુદા જાહેર કીધો અને અશો જરથુશ્તે જે ખુદાનો ચિતાર મનુષ્ય જાતને આપ્યો તે બન્ને વચ્ચે એટલો મોટો ફરક છે કે કોઇ ઘણો ધર્મચુસ્ત અને અસલ વિચારનો ખ્રિસ્તી પણ એમ નહીં કહી શકશે કે તે બેઉ ચિતારો એક સરખા છે.

બાઇબલ જણાવે છે કે ખુદા "Word" છે, ખુદાનો દીકરો ઇસુખ્રિસ્ત છે, જે શરૂઆતમાં પોતે ખુદા હતો અને તેની સાથે હતો. આ ખ્યાલ કેટલો ખોટો છે તે સમજી શકાય છે. કેમકે આ વિચાર અનુમાન પર લઇ જાય છે કે ખુદાનો દીકરો ઇસુખ્રિસ્ત કે જે સર્વ ચીજ બનાવે છે અને જાળવી રાખે છે તેજ પોતે પોતાનો પેદા કરનાર બને છે. જે ખુદા દેખીત આકાર ધારણ કરી પોતાને જાહેર કરે છે, તે તેમ કરવા સાથેજ, જે આકારમાં પોતાની હસ્તિ જાહેર કરે છે, તે આકાર પણ બનાવે છે! યાને જો ખુદા પોતેજ રૂપ ધારણ કરી શકે છે તો તેને દેખીત આકૃતી પેદા કરી તે મારફતે દેખાવ દેવાની જરૂર રહેતી નથી.

એકુજ મૂળ ખુદામાં માત્ર એકુજ શક્તિ તરીકે કામ કરતી અનેક શક્તિઓ યા વ્યક્તિઓ છે એમ ખ્રિસ્તીઓ માને છે. કેથોલીક લોકો માને છે કે ઇસુખ્રિસ્ત ખુદાનો દીકરો તેમજ પોતે ખુદા પણ હતો. તેઓ ઇસુખ્રિસ્તને ખુદા તરીકે પૂંજતા હતા. પોતાના વિચારમાં

યા કામોમાં ઇસુખ્રિસ્ત અને ખુદા એક બીજાથી અલગ વ્યક્તિઓ યા વજુદો છે એમ તેઓ કબુલ કરતા નથી.

ઝંદ અવસ્તા વાંચનાર કોઇપણ શખસ જોવાને ચુકશે નહીં કે અસલ ઇરાની પ્રજાના મનમાં (ખુદા વિષે) એવો અચૂક ખ્યાલ હતો કે તેની બરાબરનો ખ્યાલ કોઇપણ અસલના વખતની બીજી પ્રજા ધરાવતી હતી નહીં. પ્રાચીન ઇરાનનાં માઝદીયસ્ની તેમજ જરથોસ્તી પ્રજાના મનમાં પ્રથમ ખ્યાલ ખુદાનો હતો. જે ટોળામાં જરથુસ્ત સાહેબે જન્મ લીધો હતો તે એકુજ ખુદામાં માનનાર હતો. પણ જરથુસ્ત સાહેબે ઇશ્વર વિષેનું લોકમત વધુ શ્રેષ્ટ, બુલંદ અને સંપૂર્ણ બનાવ્યું અને પોતાના શાગીર્દો અને લોકોનાં મગજમાં ખુદાનો ખ્યાલ વધુ સ્પષ્ટ ઠસાવ્યો.

જરથોસ્તી ધર્મે, ખુદા, તેના ગુણલક્ષણ અને તેના મનુષ્ય સાથના સંબંધ વિષે જે ખ્યાલ દુન્યાને આપ્યો છે તે ધર્મના પાયા સમાન ગણાતી ધાર્મીક પ્રેરણા બુદ્ધિને વધુ બળવાન બનાવનારો છે. સર્વે લોકો કબુલ કરશે કે જરથોસ્તી ધર્મનું મૂળ અને પ્રથમ શિક્ષણ એકુજ ખુદાની સંપૂર્ણ એકત્રતાના ખ્યાલનો પ્રચાર અને હિમાયતી કરવાનું છે. જરથોસ્તી ધર્મનો મૂળ અને પ્રથમ વિષય ખુદા છે. જરથોસ્તી ધર્મની અસલ મતલબ લોકો ઉપર ખુદાની એકત્રતાનો ખ્યાલ બેસાડવાની છે.

અપનો અને એક અશો વ્યક્તિ ધરાવતા (Personal) ખુદાનો ખ્યાલ આપતો હઝરત જરથુસ્તનો ધર્મ દુન્યાનાં બીજા કોઇપણ ધર્મથી વધુ શ્રેષ્ટ છે. શરૂઆતથી આખેર સુધી આપણા ધર્મમાં ખુદાને વ્યક્તિ ધરાવનાર ખુદા તરીકે ઓળખવામાં આવ્યો છે. જરથોસ્ત સાહેબ નીતિશાસ્ત્રમાં પ્રવિણ અને કુશળ હતા અને એ બાબદમાં તેઓના આચાર વિચાર સર્વોત્તમ હતા. પોતાનાં આ જ્ઞાનથી

તેવણે દુન્યાને અહુરમઝદની વ્યક્તિતાનો ઉંચ અને બુલંદ ખ્યાલ આપ્યો. એ ખ્યાલ તે વખતના ઇશ્વરજ્ઞાન શાસ્ત્રમાં સંગીન વધારા સમાન થઇ પડયો હતો. કેમકે તે વખત સુધી ઇશ્વરજ્ઞાનશાસ્ત્ર એટલી હદ સુધી આગલ વધ્યું ન હતું. એક બાબદ ઉપર ખાસ ધ્યાન ખેંચવાની અને ભાર મુકવાની હું જરૂર જોઉં છું, અને તે એ કે, જો કે અહુરમઝદ વિષેના જરથુસ્ત સાહેબે આપેલા ચિતારમાં એક વ્યક્તિના મૂળ ગુણલક્ષણો આમેજ થયલા જોવામાં આવે છે, તોપણ તે ચિતારમાં અણઘટતા માનુષી ગુણદોષો આમેજ કરવામાં આવ્યા નથી. તે ચિતાર કોઇપણ સાધારણ મનુષ્યની સમજશક્તિમાં નહીં ઉતરે એવો નથી, પણ એક વ્યક્તિ ધરાવનાર ખુદાનો ખ્યાલ આપણા મનમાં પેદા કરવાનો અતિ ચંચળ માર્ગ છે.

અસલના જમાનામાં ખુદાને માનુષી ગુણદોષો આપવામાં આવતા હતા. જરથોસ્તી ધર્મની, બીજા ધર્મો તેમજ દુન્યા તરફની મૂળ સેવા એ છે, કે ખુદા વિષેના આવા અપૂર્ણ અને વિચિત્ર ખ્યાલનો અને ખુદાને મનુષ્ય ગણી તેને માનુષી ગુણદોષો આપનારી માન્યતાનો તે સાફ ઇનકાર કરે છે. ઝંદ અવસ્તા પ્રમાણે અહુરમઝદ સર્વોપરિ શક્તિ છે. ખરેખરી રીતે જોતાં સંપૂર્ણતાની સર્વોત્તમ આકૃતિ અહુરમઝદ છે. ઘણેક ઠેકાણે અહુરમઝદને મઇન્યુઓ-સ્પેનીશ્ત અથવા સ્પેનતોતેમો યાને સર્વેથી વધુ પરોપકારી ઉદાર આત્મા, અથવા સ્પેનત-મઇન્યુ યાને ઉદાર આત્મા તરીકે ઓળખવામાં આવ્યો છે. "(જગતના) માલેક અહુરમઝદ, જે સર્વેથી વધુ મોટો, બુદ્ધિશાળી, સર્વોપરિ, મહાજ્ઞાની, સર્વેથી વધુ બળવાન સાહેબ છે, જે મીનોઇ શક્તિઓમાં સર્વેથી ઉંચ મીનોઇ શક્તિ છે, જે પોતે પેદા થયો છે, જે એકત્ર અને જેણે અશો મનુષ્યોને પેદા કર્યાં છે, તેના નામથી (અમો બંદગી

કર્યે છીએ ). પોતાની બીનહુરીફ સત્તાથી તેણે સાત અમેશાસપંદો અને મીનોઇ જહાનમાં વસ્તા તમામ યઝદો પેદા કર્યા છે તેમજ મનુષ્ય, પ્રાણી, આતશ, ધાતુ, જમીન, આબ અને ઝાડપાન કરી સાત ચીજો ગેતી માટે પેદા કીધી છે."[૧] "હું તે મીનોયાન મીનો યાને અશો આત્માઓમાં સર્વેથી અશો આત્માની સ્તુતિ કરૂં છું, કે જે સ્તુતિપાત્ર છે, જે સદા હસ્તિ ધરાવતો આવ્યો છે, જે હાલ હસ્તિ ધરાવે છે અને સદા હવે પછી હસ્તિ ધરાવશે; કે જેનું નામ અહુરમઝદ છે, જે સર્વે ખલકમાં મોટો છે, જે પેદા કરનાર, પાળનાર, જાળવનાર, નિભાવી રાખનાર, સર્વેથી અશો, માફી બક્ષનાર અને સર્વોત્તમ અદલ ઇન્સાફ કરનાર છે. જગતના મહાન માલેક અહુરમઝદની સ્તુતિ હોજો કે જેને પોતાની સત્તાથી અને ડહાપણથી, સર્વેથી ઉંચ્ચ પદવીના સાત અમેશાસપંદો અને અનેક યઝદો પેદા કીધા, જેને ઝળકતું ગુર્થમાન, દુન્યાની આસપાસ આકાશ, ઝડપી ખુરશેદ અને માહબોખતાર તેમજ અગણીત તારા, પવન, હવા, આતશ, ધરતી, પાણી, ઝાડપાન, પ્રાણી ધાતુ અને મનુષ્ય જાત પેદા કર્યાં છે... તે મહાજ્ઞાની અને જગતની પાસબાની કરનાર અહુરમઝદને હું નમન કરૂં છું કે જેને અશો જરથુસ્ત મારફતે દુન્યાને એવું બુલંદ ધર્મજ્ઞાન આપ્યું છે કે જે અમારી અક્કલ કબુલ કરી શકે છે, જે અમોએ મેળવેલાં જ્ઞાનને બંધબેસ્તું છે, અને જે આગળ થઇ ગયલાં લોકો, હાલના તેમજ હવે પછીથી આવનારા લોકો માટે સર્વથી સરસ રાહબર મિસાલ છે."[૨] "....સર્વથી ભલો, અશો આત્માઓમાં સર્વથી અશો અને સર્વોપરિ પેદા કરનાર અહુરમઝદ છે...."[૩] ".... બદીથી તમામ નિરાળો અહુરમઝદ ભલાઇથી ભરપૂર

---

૧. સીકંદ ગુમાની વિજાર પ્ર. ૧ લું. ફ ૧.

૨. દ. પે. દીન પુ ૨. પા. ૧૦૮ અને ૧૦૪. ૩. દા. દી. પ્ર. ૨૯. ફ. ૨ અને ૩.

છે અને તેની મરજી સર્વથી શ્રેષ્ટ મરજી છે."[૧] "આ જગતમાં જે શખસો તે સાહેબના હુકમોને તાબે રહે છે, અને લોકોને તેની મરજી પ્રમાણે ચાલતાં શીખવે છે, તેવા શખસોને ભલાઇનો આ માલેક અતિ કીંમતી બક્ષેશો આપે છે."[૨] "વળી, અંગ્રમન, વોહુમન મિસાલ કાંઇ ખુદાએ પેદા કરેલી બીજી શક્તિ નથી." આ ઉપરથી જણાશે કે પોતે પેદા થયલો અહુરમઝદ જે પોતાની મરજી મૂજબ વર્તે છે તે સ્વતંત્ર અને એકજ છે. "જીંદગી બક્ષનાર અહુરમઝદ, જીંદગીનો નાશ કરનાર શક્તિની સંભાળ કરતો નથી."[૩] આ પ્રમાણે અહુરમઝદને આપણા ધર્મમાં તમામ ભલો ચિતારવામાં આવ્યો છે.

અલબતાં, ઝંદ અવસ્તા અહુરમઝદની જબાન, મોહું, હાથ, આંખ, શરીર અને ગુસ્સા વિષે ઇસારા કરે છે. પણ તેનું કારણ એજ છે કે સાધારણ મનુષ્યોને મીનોઇ બાબદો સમજાવવા માટે આપણને માનુષી જીંદગીમાં નજર પડતી બાબદનો ઉપયોગ કરવો પડે છે.[૪] એક મનુષ્ય પોતાના જાતિ ખવાસના સંકડામણમાં સપડાયલો રહ્યાથી તેને પોતાના અનુભવ પર રચાયલી ચીજોની મદદ (મીનોઇ બાબદો સમજવા માટે) લેવી પડે છે; અને જો કે તે પોતાની તર્ક શક્તિથી ઇંદ્રિયોની ઉપરાંત બાબદોની હસ્તિ અને ગુણલક્ષણના ખ્યાલ કરી શકે છે, તોપણ તે બાબદનું વર્ણન કરી શકશે નહીં, યા પોતાના મનમાં તે બાબદની આકૃતિ વટીક ચિતારી શકશે નહીં. તેમ કરવા માટે તેને આપણી દ્રષ્ટિએ પડતી અનેક ચીજોની મદદ લેવી પડે છે. આપણે અહુરમઝદને "મૂળ કારણ" યા "પ્રથમ કારણ" તરીકે ઓળખાવી ગયા છીએ. પણ આ "મૂળ

૧. ગ્રાડસ્પરમ (ચુંટી કાહડેલા ફકરાઓ) પ્ર. ૧ ફું. ૧૭.

૨ દ. પે. દીન પુ. ૪ પા. ૨૫૫.

૩. દ. દા. દીન. પુ. ૯. પા. ૫૭૩,-૫૭૫.

૪. વજ. હા ૧. ફ. ૧; હા. ૩૧. ફ. ૮, ૧૮; હા ૩૨. ફ. ૧૧; હા ૪૭. ફ. ૨.

કારણુ" નો ખ્યાલ ચોક્કસ ચિતારવા અને શબ્દોમાં જણાવવા માટે એક માણસને દેખીત સાધનો ઉપર આધાર રાખવો પડે છે, અને પોતાની તર્ક શક્તિ યા મન, જે તેના અનુભવ પ્રમાણે તમામ ખલકમાં સર્વેથી ઉચ્ચ અને શ્રેષ્ટ પેદાયશ છે તેની ઉપર તેની વાકય રચનાને આધાર રાખવો પડે છે. એક નજરે જોતાં, ખુદાને માનુષી ગુણલક્ષણમાં ચિતારવો એ અક્કલનું કામ છે, પણ તેમ કરવામાં સર્વેથી શ્રેષ્ટ માનુષી સદગુણોજ ખુદાને લગાડવા ઘટે છે. પણ જો તે સર્વોપરિ સાહેબને તેનેથી ઉતરતા દરજ્જાના મનુષ્યોના દોષો અને અશક્તિ પણ લગાડવામાં આવે તો મૂર્ખાઇ ભરેલું અને ગેરવાજબી લેખાશે.

અહુરમઝદ પોતાના આરાધના કરનારાઓને કહે છે કે, "અહ્મી યત અહ્મી મઝદાઓ નામ,=જે હું છું તેજ હું છું, મારૂં નામ મઝદ છે; એટલે, હું પોતે પેદા થયલો, સર્વે જાણનાર છું અને મારૂં નામ અહુરમઝદ છે."[1] આ લખાણમાં અહુરમઝદ સર્વથી પહેલાં પેદા થવાનો અને સર્વે ચીજ જાણવાનો દાવો કરે છે. તે પોતે અનંત શકિત છે એમ જાહેર કરે છે. તે એવી રીતે વાત કરે છે કે આપણે જાણી શકયે છીએ કે વખતની તેના ઉપર કાંઇપણ અસર થતી નથી. શરૂઆત અને છેડા વગરનો તે મહાજ્ઞાની સાહેબ છે. ઉપલાં લખાણની આ સાદી મતલબ છે.

"આ જગતમાં મીનોઇ ડહાપણની ઉત્પત્તિ કરનાર અહુરમઝદ છે." "...ગેતી દુન્યામાં દરૂજો તેમજ માણસો શું શું ખરાબ કામો કરે છે તે સર્વે બાબદની મને માહીતી છે...અને હું મારાં ડહાપણ અને જ્ઞાનથી જે સર્વે બની ગયું, જે સર્વે હાલમાં બને છે અને ભવિષ્યમાં બનશે તે સર્વે જોઇ શકું છું."[3] "દરેક સારી

---

૧. ગેલ્ડનરની અવસ્તા હોરમઝદ યસ્ત. ૩. દ. દા. દીન. પુ. ૧૭. પા. ૬૪.
૨. દ. પે. દીન. પુ. ૭. પા, ૪૪૨.

ચીજનો પેદા કરનાર, મૂળ પિતા, તે સઘળું જાણનાર, બળવાન અને સર્વોપરિ અહુરમઝદ છે."[૧] "પોતાનાંજ ડહાપણવડે પ્રવીણ થયલો સાહેબ, તે પેદા કરનાર અહુરમઝદ છે, જેનું ડહાપણ હંમેશ માટે કાયમ રહેશે."[૨] આ ફકરાઓ ઉપરથી આપણે જોઇ શકયે છીએ કે અહુરમઝદ સર્વે ચીજ જાણનાર મહાજ્ઞાની મઝદ છે. હવે જો આપણે કબુલ કર્યે કે અહુરમઝદ મહાજ્ઞાની છે તો તેનો અર્થ એમ થાય કે એક જીવતી, વિચાર કરતી અને જોતી શક્તિ હસ્તિ ધરાવે છે; અને વળી મન બંધારણ પણ હૈયાતી ધરાવતું હોવું જોઇયે એમ આપણને કબુલ કરવું પડે છે. પણ એવું મન બંધારણ એક વ્યકિત ( personality ) વગર હસ્તિ ધરાવી શકે નહીં; માટે જો અહુરમઝદને આપણે જ્ઞાની શક્તિ તરીકે કબુલ કર્યે તો તે વ્યક્તિ ધરાવનાર છે એવું અનુમાન આપણને ફરજીયાત કાઢવું પડે છે.

અહુરમઝદની વ્યક્તિતા (personality) આપણી ગેતી જહાનની પેદાયશથી જાહેર થઇ છે. યસ્ત ૧ લી, ફ. ૧. માં આપણને જણાવામાં આવે છે કે "પેરેસત જરથુસ્ત્રાઓ અહુરેમ મઝદાંમ અહુરમઝદ મઇન્યુઓ-સ્પેનીસ્ત દાતરે ગએથનાંમ અસ્તવઇતીનાંમ અષાઉમ=જરથુસ્તે અહુરમઝદને પુછયું કે, "ઓ, અહુરમઝદ! તું, જે સર્વેથી ઉદાર આત્મા છે, તમામ ગેતી જગતનો અશો પેદા કરનાર છે...'" "તે સઘળું જાણનાર સાહેબ પોતાની પેદાયશ મારફતે જાહેર થાય છે કે જે પેદાયશ તે સાહેબે પોતાની અક્કલ અને બન્ને દુન્યાની માહીતીથી સર્વેથી ઉત્તમ સાધનોથી કીધી છે. તે સાધનોનો અને પેદાયશોનો અહુરમઝદ માલેક છે."[૩] "આ ખાકી જગતમાં જે વ્યવસ્થા જોવામાં આવે છે તે ખુદાની હસ્તિ જાહેર કરે છે."[૪] તમામ ખલકનો પેદા કરનાર અહુરમઝદ છે, અને ખલ-

---

૧. દ. પે. દીન. પુ. ૫ પા. ૨૮૮.
૨. દ. પે. દીન. પુ. ૬, પા. ૪૦૨.
૩. દ. પે. દીન. પુ. ૬. પા. ૪૧૨.
૪. દ. દા. દીન. પુ. ૧૦. પા. ૫.

કમાં જે એકત્રતા અને વ્યવસ્થા જોવામાં આવે છે તે એક ચંચળ રાહબર વગર બની શકે નહીં. આવી રીતે કોઇ તમામ ખલક કરતાં વધુ બુદ્ધિશાળી અને જ્ઞાની શક્તિ જગતની રાહબરી કરતી માલુમ પડે છે. એવું દેખાય છે કે આ શક્તિ કોઇ અમુક રચના પ્રમાણે કામ કરી રહી છે.

ખુદાની વ્યક્તિતા છે એમ વધુ આને લીધે પુરવાર થાય છે કે માણસને ખરૂં ખોટું પારખવાની ખુદાએ બુધ્ધિ બક્ષી છે જે દેખાડે છે કે આ જહાનની નીતિ ઉપર કાબુ ધરાવનારી કોઇ સત્તા હોવી જોઇએ. "ઓ અહુરમઝદ! હું તુંને પુછું છું તેનો મને ખરો જવાબ આપ. મેં તુંને સવાલ કીધો તેમાં સાચ્ચો (અશો) શખસ કોણ અને પાપી કોણ છે? કોણ એવો પાપી શખશ છે, જે પાપી હોવાને લીધે મારી સામે અને તારી મરજી સામે થાય છે; શું તેને અંગ્રમઇન્યુ તરફનો નહીં ગણવો જોઇએ? "ઓ અહુર! હું તુંને પુછું છું તેનો ખરો જવાબ આપ. જો તું તારી સચ્ચાઇ અને અશો-ઇથી સર્વે ઉપર અમલ કરે છે અને સર્વેનું રક્ષણ કરે છે, (તો મને કહે કે) જ્યારે બે પક્ષો વિરોધથી એક બીજા સામે લડશે, ત્યારે, ઓ મઝદ! તું કયા પક્ષને ફત્તેહ આપશે?"[૧] ગાથાના આ ફકરાઓ તેમજ અનેક બીજા ફકરાઓ આપણું ધ્યાન ઉપર જણાવેલી દલીલ તરફ ખેંચે છે, જે દલીલને આધારે મનુષ્યજાત એક વ્યક્તિ ધરાવનાર ખુદાને ઓળખી પિછાણી શકે છે. જરથોસ્તી ધર્મ મુજબ તમામ જગત અને મનુષ્યજાત એક ખુલ્લી કીતાબ મિસાલ છે જેમાં ખુદાઇ જ્ઞાનના સબકો અહુરમઝદે પોતાના હાથો વડે લખ્યા છે. તે કેતાબની બહારની આકૃતિ જોઇને બેસી રહ્યામાં સાર નથી. જો તેમાં સમાયલો ખરો અર્થ કોઇ જાણવા આતુર હોય તો આ દુન્યામાં

૧. યજ. હ.. ૪૪. ફ. ૧૨ અને ૧૫.

બનતા અનેક બનાવોના મૂળ ભેદ સમજવાની કોષેશ કરવી તેને ઘટે છે. જેમ એક શિક્ષક કેટલીક બાબદો આકૃતિ અને ચિત્રો પાડી પોતાના શિષ્યોને સમજાવે છે કે જેથી તેઓ સાંભળીને તેમજ જોઇને શીખી શકે, તે પ્રમાણે અહુરમઝદ તેના ધર્મનો સબક આપણુને આ દુન્યાની કુદરતી આકૃતી વડે શીખવે છે. જાણીતો ફ્રેન્ચ શોધક, શાંપોલીયોં ઇજીપ્ત દેશના ખંડીયરો અને દેવળો ઉપર લખાયલી ગુપ્ત લીપીઓનો અભ્યાસ કરવા ગયો હતો. ઘણી મુશ્કેલી પછી તેને તે લીપી ઉકલાવી અને પોતાની શોધના પરિણામથી અભ્યાસી આલમને વાકેફ કીધી. અહુરના ડહાપણ, ભલાઇ અને સત્તા એજ મિસાલ ધરતી અને આકાશમાં ગુપ્ત લીપીમાં લખાયલાં છે; ખુદા કરે ને તે ઉકેલવાની બુદ્ધિ આપણુને મળે!

આપણાં ધર્મ સાહિત્યોમાં આપણુને અનેક નીચે જણાવેલા ફકરા જેવાં લખાણો મળે છે જે સમજવાને આપણુને ખાસ કુદરત યા જગતની (અંદર સમાયલી ગુપ્ત લીપીની) જરૂર રહેતી નથી. "ઓ અહુર! હું તુંને સવાલ કરૂં છું જેનો તું મને રાસ્ત જવાબ આપ. આ પેદા થયલી જગતમાં અપને પહેલો ઉત્પન્ન કરનાર કોણ હતો? કોણે સુરજ અને તારાઓને તેઓની ગતીનો માર્ગ મુકરર કરી આપ્યો? તારા સિવાય કોણ ચંદ્રના કદમાં વધઘટ કરે છે? અમારી ધરતી અને આકાશને ટેકો આપનાર કોણ છે? કોણે જમીન અને ઝાડપાન પેદા કીધાં? કોણે પવન અને વાદલાંને વેગ આપ્યો? ઓ અહુરમઝદ! અમારી અંદર સમાયલાં ભલાં મનનો પેદા કરનાર કોણ છે? રાત અને દીવસનો ચંચળ બનાવનાર કોણ છે? કયા ચતુર કારીગરે ઉંઘ અને જાગૃતી બનાવી છે? કોણ પ્રભાત, બપોર અને રાત પાડે છે? કોણે પિતામાં બેટાનો પ્યાર મુકયો છે?...."[1]

---

૧. યજ હા. ૪૪. ફ. ૩-૮.

ગાથાના અશો ગ્રંથકારના આ સવાલોનો જવાબ કોણ આપણને, ખુદાની હસ્તી માન્ય રાખયા વગર આપી શકવાનો છે? આ સવાલો માત્ર અહુરમઝદનો આલા દરજ્જો અને કીર્તિનું ભાન કરાવનારા છે. આ અશો નર આપણું આ સવાલોથી ધ્યાન ખેંચે છે કે અગરજો શીક્ષણ વગરનો શખસ પણ દીન પર દીન આ જગતમાં બનતા બનાવો જુએ, જો તે સુર્ય અને ચંદ્રને પૂર્વમાંથી ઉગી નીયમીત પશ્ચિમમાં આથમતા જુએ, જો તે તારાઓથી છવાયલું આકાશ, અને સમુદ્ર, ઝાડપાણ, આતશ, હુવા ધરાવતી આપણી જગત તરફ નજર કરે, જો તે પુત્ર માટે પિતાના પ્યાર વિગેરે ચીજો તપાશે, તો કંઇ પણ દલીલ યા તકરાર વગર ખુદાની હુસ્તિ કબુલ કરવાને તેને ફરજ પડશે, કે જે ખુદાની કરામત મનુષ્યની ઉત્પત્તિ મિસાલ ખામીવાળી નથી, યાતો મનુષ્યે બનાવેલાં ઘડીયાળો સમાન નથી કે જે થોડો વખત ચાલી મોડે વહેલે બંધ પડે છે.

ઉપર જણાવેલા ગાથાના ફકરાઓ વધુ એમ દેખાડે છે કે તેઓના ગ્રંથકારની મતલબ એ છે કે મનુષ્યે ખુદાની હુસ્તિ માત્ર કુદરત યા કુદરતમાં બનતા બનાવો ઉપરથીજ પારખવાની નથી, પણ પૂત્ર માટેના પિતાના પ્યાર જેવી લાગણી જે મનુષ્યના આત્મામાં સદા હોય છે તે ઉપરથી પણ પિછાણવાની છે. આપણી ઝંદ અવસ્તા હુંમેશ જાહેર કરતી આવી છે કે જે જગત આપણી નજરે પડે છે, તેજ માત્ર કાંઇ અહુરમઝદની હુસ્તી પુરવાર કરતી નથી; પણ બીજી એક મીનોઇ અને અણદીઠ દુન્યા છે કે જે પણ અહુર-મઝદની હુસ્તિ, તેની સર્વવ્યાપકતા અને વ્યકિતની ગવાહી આપે છે. "જે શખસ, ગેતી અને મીનોઇ દુન્યામાં આ બન્ને દુન્યાની મીનોઇ દોલત મેળવવાનો માર્ગ અમોને દેખાડશે (અહ્ર અષેઉશ હુઇથ્યેંગ), કે જે દુન્યામાં અહુરમઝદ હુંમેશ હાજર છે,...... તેને

સર્વેથી શ્રેષ્ટ ચીજની બક્ષેશ થશે. આવો શખસ, ઓ અહુરમઝદ! (તુને) એક ભેટ સમાન છે; તે તારો વફાદાર ચેલો છે અને બુદ્ધિ-શાળી તેમજ ઉદાર છે."[૧] "ઓ તુંજ સચ્ચાઇના ભંડાર! હું ક્યારે ડહાપણવાળો (વએડેમ્નો) થઇશ, અને મારાં જ્ઞાન વડે તુંને, તુંજ તરફની તાબેદારીને અને પરોપકારી અહુરમઝદ! તારાં બેહેસ્ત મુકામને ક્યારે જોઇ શકીશ?"[૨]

માટે, એક માણુસે પેદા કરેલી જગત મારફતે પોતાની અશો-ઇથી પેદા કરનાર અહુરમઝદ વિષે જ્ઞાન મેળવવું જોઇએ અને તેની અપાર ભલાઇ, સદગુણુ અને સંપૂર્ણતાની પિછાણુ કરવી જોઇએ. સૃષ્ટિની શ્રેષ્ટાઇ અને રચણા તેમજ મનુષ્યનાં મન અને અંતઃ-કરણુની અદભુત શકિત, તેને પેદા કરનાર અહુરમઝદના ખુદાઇ ગુણો અને સંપૃર્ણતા તરફ વધવાને શકિતવાન બનાવે છે. તે ગુણોની વખાણુ, જેમ જમ્યાદ યશ્તના ગ્રંથકારે, પોતાની આસ-પાસની વિશાળ કુદરતના ભપકા અને અજાયબીથી ગરકાવ થઇ જોઇ કરી હતી તેમ આપણુને (સૃષ્ટિ અને આપણું અંતઃકરણુ) તેવીજ વખાણુ કરતાં શીખવે છે. જમયાદ યશ્તનાં ગ્રંથકારે કહ્યું છે કે "ઓ અહુરમઝદ! તેં તારી કીર્તિ જાહેર કરવા માટે અનેક સારી, સુંદર, આબાદ અને ઉમદા ચીજો પેદા કીધી છે."[૩]

હવે આપણે અહુરમઝદ અને સૃષ્ટિ વચ્ચેના સંબંધ વિષે વિચાર કર્યે. આપણે જોયું તેમ ગેતીમાં તેમજ મીનોઇ જહાનમાં, સર્વે દેખીત તેમજ અણદીઠ ચીજો, અને અમેશાસપંદો અને યઝદોનો પેદા કરનાર અહુરમઝદ છે. અવસ્તા પ્રમાણે તેમજ ઝંદ મુજબ, અહુરમઝદથી અલગ અને સ્વતંત્ર પેદા કરનાર શકિત કોઇજ નથી. જે બળ વડે સઘળી દુન્યાઓ તેમજ મનુષ્ય જાત હસ્તિમાં

૧. યજ. હા ૪૩, ફ. ૩ ૩. યં. ૧૯. ૯, ૧૦.
૨. યજ. હા. ૨૮, ફ. ૫-૬.

આવી, તેમજ જે બળ વડે તેઓની પાસબાની થાય છે તે બળ અહુરમઝદનુંજ છે; તે ઉપર અહુરમઝદ સત્તા ભોગવે છે; તેજ માત્ર દુન્યાનો પેદા કરનાર, સંભાળનાર અને વૃદ્ધિ કરનાર (દાતર, પાતર અને થ્રાતર. ય. ૧લી.) છે. તે સર્વોપરિ છે.

ગાથા, જે આપણા ધર્મ સાહિત્યનો સર્વથી જુનો ભાગ છે તે એકુજ ખુદાને માનવાનું ખાસ શીખવે છે, એમાં કાંઇ પણ શક નથી. પણ વારંવાર ઝંદ અવસ્તાનાં પાછલના વખતના લખાણોમાં અમેશાસપંદો અને યઝદો વિષે જણાવવામાં આવ્યું છે. એઓને ખુદા અને માણસ વચ્ચે ચઢ ઉતરના દરજ્જા આપવામાં આવ્યા છે. ખુદાએ પેદા કીધેલી મનુષ્ય જાતની આબાદી અને શાંતિમાં ઉમેરો કરતા અને તેઓને મદદ કરતા અહુરમઝદના મદદનીશો દાખલ એઓને ઓળખવામાં આવ્યા છે. પણ ગમે એવા આલા દરજ્જાની મીનોઇ શક્તિને પળવાર પણ, અહુરમઝદના હક ઉપર તરાપ મારતી ચિતારવામાં આવી નથી. યાને ઝંદ અવસ્તા એઓને અહુરમઝદની પંકતી પર મુકતી નથી. સર્વથી ઉંચ દરજ્જાના અમેશાસપંદો અને યઝદો, શોષ્યંતો અને પીરમરદો અહુરમઝદ જે પોતે પેદા થયલો છે તેનાંથી બેહદ ઉતરતી પદવીનાં છે.[1]

સજીવ જગતમાં યા નિર્જીવ ખલકમાં કોઇ પણ વસ્તુની ઉત્પત્તિ અસાધારણ યા ચમત્કારી સંજોગો વચ્ચે થવા પામી હોય એવા સિધ્ધાંતને ઝંદ અવસ્તાનાં લખાણો ટેકો આપતાં નથી. જે મુખ્ય ગંભીર ભૂલ નાસ્તિક વિદ્વાનો અને ખ્રિસ્તી ઇશ્વરજ્ઞાનશાસ્ત્રીઓએ કરી છે તેનેથી ઝંદ અવસ્તા બીલકુલ નિરાળી રહી છે. વિદ્વાનો મોજેજારૂપી ઉત્પત્તિનો સિધ્ધાંત ખોટો પુરવાર કરી એવું જણાવવા માગે છે કે ખુદાની હસ્તિ માન્ય રાખવાની જરૂર રહેતી

૧. આ પ્રકરણમાં આગલ ટાંકી બતાવેલાં લખાણો જુઓ.

નથી. જ્યારે ખ્રિસ્તી ઇશ્વરજ્ઞાનશાસ્ત્રીઓ પ્રકટીકરણ (evolution) નાં સિધ્ધાંતને વખોડી કાઢે છે. ઝંદ અવસ્તા વચલો અને ખરો માર્ગ અખત્યાર કરે છે.

જરથોશ્તી વલીઓ બરાબર સમજતા હતા કે પ્રકટીકરણ માત્ર ખુદાની પેદા કરવાની એક રીત છે. તેઓ જાણતા હતા કે અહુરમઝદ સર્વેથી શ્રેષ્ટ, મહાજ્ઞાની અને સર્વોપરિ (ક્ષથ્ર વઈર્ય) સાહેબ છે, અને સજીવ યા નિર્જીવ વસ્તુઓને પોતાને ગમે એવી રીતે પેદા કરી તે ઉપર હુકુમત ચલાવવાની તેને સત્તા છે. આ દુન્યાની મનુષ્ય જાત અને તેઓની મનશક્તિનું અસલ મૂળ ખુદાઇ મનશકિત છે જે સર્વથી બળવાન અને સઘળું જાણનાર મનશકિત છે. "ઓ અહુરમઝદ! ક્યારે તેં દુન્યાઓ (ગએથાઓસ્ચ) પેદા કીધી, તેઓ માટે કાયદાઓ ઘડયા? અને કયારે તેં તારા અશો મનવડે અમને સમજશકિત અને શારીરીક જીંદગી આપી... અને અમારી ઇચ્છા શક્તિવડે અમલ કરવા માટે (કયારે) તેં અમને ધાર્મીક નિયમો અને ફરમાનો શીખવ્યાં"[૧] ત્યારે આ પ્રમાણે, આપણે જોઇ શકયે છીએ કે જરથોશ્તી મહાન નરો કદી પણ એમ માનતા ન હતા કે જીંદગી યા મનશકિત આ દુન્યામાંજ નિર્જીવ વસ્તુઓના ચોક્કસ સંજોગો વચ્ચેના જોડાણથી આપોઆપ હસ્તિમાં આવી. મનુષ્યજાતના ગુણલક્ષણનાં બીજ નીચલા વર્ગનાં પ્રાણીઓમાં સમાયલાં હતાં, એવું આપણા જરથોશ્તી વલીઓ માનતા નહીં હતા. જરથોશ્તી ધર્મ કોઇ પણ બાબદમાં એવી ગંભીર ભુલ કરતો નથી. મૂળ વસ્તુ અને તેની ઉપર આધાર રાખનારી વસ્તુઓ વચ્ચે શું ભેદ છે, અને પેદા કરનાર તેમજ પેદા થનાર વચ્ચે કેટલો મોટો ફરક છે તે આપણો ધર્મ આપણને સમજાવે છે. તે આપણને શીખવે છે કે આ દુન્યાનો

---

૧. યજ. હા. ૩૧. ફ. ૧૧.

સામટો ખુલાસો અહુરમઝદ છે અને આ દુન્યા તે સાહેબની કારીગરીની દેખીત સાબેતી છે. આપણને કુદરત મારફતે માલુમ પડે છે કે તમામ કુદરત સદા હોંશીયાર, પેદા કરનાર અને અમલ કરનાર અહુરમઝદ ઉપર આધાર રાખે છે. અહુરમઝદનાં ગુણલક્ષણ અને મનુષ્યના સ્વભાવનું વર્ણન આપતા આગળ ટાંકેલા ફકરાઓ દેખાડે છે કે ઝંદ અવસ્તાના ગ્રંથકારો મુજબ અહુરમઝદ ગેતી અને મીનોઇનો પેદા કરનાર અને તેની ઉપર હકુમત ધરાવનાર છે. તે સાહેબ આકાશમાં સેતારા ઉપર અને કુદરતની તમામ રચના ઉપર અમલ કરે છે, તેમજ સર્વે પ્રજા અને ઇનસાન ઉપર હકુમત ભોગવે છે.

યજશને હા ૩૧, ફ. ૧૧, જે આગળ ટાંકી બતાવ્યો છે તે ઉપરથી ખુલ્લું માલમ પડે છે કે અહુરમઝદ મનુષ્યજાતને પેદા કરનાર અને તેની ઉપર અમલ કરનાર સાહેબ છે. માણસ તે સાહેબ ઉપર તમામ બાબદમાં આધાર રાખે છે. તેની બુધ્ધિ તેમજ ઇચ્છા શક્તિનું મૂળ અહુરમઝદ છે. તે સાહેબની મરજી તે ઇનસાનની ચાલચલણનો મૂળ નિયમ ગણાવો જોઇએ. તેની તરફ તાબેદારી, તેની માથ્રવાણી તરફ તાબેદારી, તેની ઇચ્છા તરફ તાબેદારી, એજ સલામતી, રક્ષણ, આબાદી અને શાંતિનો મૂળ પાયો છે. "તે સાહેબ સઘળું જોનાર અને અદલ ઇન્સાફ કરનાર ન્યાયાધીશ છે, માટે તેની ઇચ્છા પ્રમાણે આપણને ચાલવું ઘટે છે."[1] "ઓ અહુરમઝદ! જ્યારે સરોશ (તારો પયગામ લાવનાર) મારી મદદે પહોંચ્યો અને તારાં અશો મનનો (લાભ મને આપ્યો) ત્યારે મે તુંને પરોપકારી સાહેબ તરીકે ઓળખ્યો... અને તેં જે ચીજ શ્રેષ્ટ ગણી છે તેજ હું કરીશ."[2]

---

૧. યજ. હા. ૨૯. ફ. ૪. ૨. યજ. હા. ૪૩. ફ. ૧૧.

"જ્યાંસુધી સરોશ મારી સાથે આવી, મને ઝલકતી કીર્તિ તરફ લઇ નહીં ગયો, ત્યાં સુધી તારા માથથી હું અંજાણ રહ્યો હતો."[૧] "ઓ મહાન પેદા કરનાર! જ્યારે હું અગ્રેસરોને જાગૃત કરવા જઇશ ત્યારે તું ખુશાલી અને તારી મહેરબાનીની બક્ષેશ કરજે."[૨] "ઓ રક્ષણ કરનાર માલેક! તારી દીનનાં ફરમાન મુજબ હું પવિત્ર ધર્મ ઉપર મુસ્તકીમ રહીશ, અને સારા વિચાર કરવાનું, સારા શબ્દો બોલવાનુ અને સારાં કામો કરવાનું હું વચન આપું છું. મારા અનેક ગુનાહો તું માફ કર; તારી ઇચ્છા મુજબ હું મારી ચાલચલણ નિશકલંક રાખીશ, અને ઓ અશોઇના માલેક! આત્માની છ શક્તિઓ હું સ્વચ્છ સ્થિતિમાં જાળવી રાખીશ; અને સારા વિચાર, સારાં વચન અને સારાં કામવડે મીનોઇ દુન્યાની દોલત હું મેળવીશ જેથી કરીને ઝળકતાં બેહેસ્તનો માર્ગ મારે માટે ખુલ્લો થાય."[૩] "તે પેદા કરનાર સાહેબનું કામ તેની મરજી મુજબ થવું જોઇએ. જેઓ તેની મરજીને નાફરમાન થાય છે તેઓનું ખોરેહ જતું રહે છે અને મીનોઇ દુન્યાનો બદલો મેળવવાની તેઓની આશા મંદ પડતી જાય છે."[૪] "જે શખસો સઘળે વખતે પોતાની ચાલચલણ તે સાહેબની આજ્ઞા પ્રમાણે દરૂસ્ત રાખે છે તેઓથી તે સાહેબ ખુશી થાય છે અને જેઓ તેની મરજી વિરૂધ્ધ વર્તે છે, તેઓથી તે સાહેબ નારાજ રહે છે."[૫] "અહુરમઝદની નાખુશી ખેંચી લેવાથી એક માણસ તે સાહેબ સાથનો પોતાનો સંબંધ તોડી નાંખે છે, અને જે રક્ષણ અહુરમઝદ તેને આપે છે તેનો લાભ જતો કરે છે. તેની ઉપરનું અહુરમઝદનું રક્ષણ જતું રહેવે, તે અંધકાર અને દુઃખના ગારમાં ગીરફતાર બને છે. ખુદાને રાજી

---

૧. યજ. હા. ૪૩. ફ. ૧૨.
૨. યજ હા ૪૨, ફ ૧૪.
૩. દ. પે. દીન. પુ. ૨. પા. ૧૦૪
૪. દ. પે. દીન પુ ૭ પા. ૪૯૫.
૫. દ. દા. દીન. પુ. ૯, પા. ૬૨૪

રાખ્યાથી ઇનસાન તેની સાથનો પોતાનો સંબંધ વધુ ઘાડો બનાવે છે, અને આ દુન્યાનું તેમજ મીનોઇનું સુખ મેળવવા પામે છે."[૧] "ઓ અહુર! હું તુંને સવાલ કરૂં છું. મને કહે કે તારો ધર્મ જે સર્વે ચીજોમાં શ્રેષ્ટ છે તે મારા દેશને આબાદ કરશે... ઓ અહુરમઝદ! મારા તમામ સારા વિચારો મને તારી તરફ અને તારી શોધમાં લઇ જાય (એમ હું ઇચ્છું છું)"[૨]

આ પ્રમાણે આપણે જોઇએ છીએ કે માણસ ખુદા ઉપર દરેક બાબદમાં આધાર રાખે છે. આપણાં પવિત્ર પુસ્તકો બતાવે છે કે મનુષ્યજાત અને ખુદા વચ્ચે નીકટ સંબંધ હસ્તિ ધરાવે છે. માણસને અહુરમઝદ સાથ સદા અને ચાલુ કામ પાડવાનું રહે છે. અહુરમઝદને આપણા પિતા, ભાઇ યા રહેબર તરીકે જણાવવામાં આવ્યો છે. "જે શખસ દેવોને અને અહુરમઝદની હાંસી કરનાર પાપીઓને ધિક્કારે છે અને અહુરમઝદની શોષ્યંતોના ધર્મ મારફતે આરાધના કરે છે, તેનો મિત્ર, ભાઇ અને પિતા અહુરમઝદ થઇ રહે છે."[૩] "મનુષ્યની સચ્ચાઇ તરફની વળણુ, પેદા કરનાર અહુરમઝદ તરફની કુદરતી બક્ષેશ, જે પેદા કરનાર અહુરમઝદ તમામ ખલકનો માલેક છે."[૪] "તમે જાણો છો કે ખુદા દુન્યા સાથે ઘાડો સંબંધ રાખે છે, અને પોતાનાં બાળક મિસાલ તે તરફ માયાથી વર્તે છે. ખુદા પોતાની પેદાયશને ચાહે છે અને તેને અહેરેમનથી દૂર રાખવાની સદા કોષેશ કરે છે. એક પ્યાર બતાવતા પિતા તરફથી નહીં પણ તેના દુશ્મનોથી એક શખસે બીહવાનું છે."[૫] જે શખસ ભક્તિને પાત્ર ખુદાનો મિત્ર હોય છે તે પોતાના વિચાર તેની દોસ્તીથી ઘડીભાર

---

૧. દ. પે. દીન. પુ. ૬, પા. ૩૫૬.
૨. યજ. હા. ૪૪. ફ. ૧૦.
૩. યજ. હા. ૪૫, ફ. ૧૧.
૪. દ. પે. દીન. પુ. ૫, પા. ૩૨૩.
૫. દ. પે. દીન. પુ ૭, પા. ૪૪૧.

પણ ખસવા દેતો નથી."[૧] ઉપલાં લખાણો માત્ર અલંકારિક નથી પણ તે ખરેખરી હકીકતો અને સત્યો સમજાવે છે. અહુરમઝદ આપણો પિતા છે; અને દુન્યામાં નજર પડતા સર્વેથી સરસ મીઠાસ અને નમ્રતા, તે સાહેબની અનંત માયા અને પ્યારના માત્ર પડછાયા સમાન છે, એ સત્ય કરતાં વધું ચોક્કસ સત્ય બીજું કોઇએ નથી. આ ખ્યાલની સુંદરતા અને તેમાંથી મળતો દીલાસો આપણે સાધારણ શબ્દોમાં દર્શાવી શકયે નહીં. આ ખ્યાલ આપણને દુન્યામાં એકલા નિરાધાર છીએ એમ માનવા દેતો નથી અને આપણાં દુઃખોને નવોજ રંગ આપે છે. તે સાહેબ આપનો પિતા નામનોજ નહીં પણ ખરેખર છે, કેમકે તેણે આપણને પેદા કીધાં છે. પોતે પેદા કરેલાં પ્રાણીઓ માટે તે સાહેબ એવો અખંડ પ્યાર ધરાવે છે કે તેની સાથ સરખાવતાં દુન્યામાં જોવામાં આવતી માયા મહોબત કુચ્છ બિસાદમાં નથી. "ઓ અહુરમઝદ! જીંદગીના આબાદ તબક્કાઓ જે મનુષ્યે ભોગવ્યા છે, તેવીજ આબાદ સ્થિતિ ભવિષ્યમાં મનુષ્યોને આપજે."[૨]

જેમ આપણે આપણી બાળઅવસ્થામાં આપણા પિતાને સર્વેથી બળવાન સમજ્યે છીએ તેમજ આપણને અહુરમઝદને સર્વથી બળવાન માનવો ઘટે છે. પિતાનો પ્યાર વિશ્વાસ અને ભરોસા લાયક છે. એક બાળક એમ સમજે છે કે જો તેનો બાપ તેની આગળ હાજર હશે તો આતશથી પણ તે દાજશે નહીં. તેની હાજરીમાં અંધકારની બીક ભાંગી જાય છે. ઝંદ અવસ્તા એક ઠેકાણે કહે છે કે કે "અહુરમઝદ આપણેથી, આપણા નાક-કાન કરતાં વધુ દુર નથી."[૩] જો અહુર આપણો પિતા છે અને આપણે તેનાં

---

૧. દ. શા. દીન પુ. ૧૦, પ્ર. ૬, પા. ૬.  ૩. પૈ. પ. પુ. ૪, પા. ૨૮૯.
૨. યજ, હા ૩૩, ફ. ૧૦

બાળક છીએ, જો તે સર્વવ્યાપક છે અને આપણાં નાક યા કાનથી વધુ દુર નથી, તો આપણી તર્કશકિતની મદદથી આપણે તેના થોડા ઘણા ગુણલક્ષણો જાણી શકયે. "ઓ અહુર-મઝદ! જ્યારે મારી મનશક્તિની આંખોવડે મેં તુંને અશોઇના ખરા કર્તા તરીકે અને જીંદગીના કાર્યોના રેહબર તરીકે જોયો ત્યારે તુંને અમારા સારા મનના પિતા તરીકે (યાને મૂળ તરીકે) અશો મનની આરાધનાને લાયક ગણ્યો."[૧]

અહુરમઝદ આપણી આગલ છે એટલુંજ નહીં પણ દરેક મનુષ્યની તે સંભાળ લેય છે. તે સાહેબ સઘળું જુએ છે અને આપણે લગતી સઘળી બાબદનો ફેંસલો કરે છે. "નોઇત દીવજયધ્યાઇ વિસ્પ હીશસ અહુરો=અહુરમઝદ સઘળું જુએ છે, માટે તે કદીબી છેતરા-વાનો નથી."[૨] તે સાહેબ સદા ઇનસાન ઉપર નજર રાખે છે; તેના વિચારો અને અંતઃકરણની વળણ ઝટ પામી જાય છે; અસાધારણ ચોકસાઇથી તેની ઇચ્છાઓ પારખી કાઢે છે; અને તેની આજુબાજુના સંજોગો તે સાહેબ જાણતો હોવાથી, તેને ખરૂં ખોટું પારખવાની કદી નહીં નિષ્ફળ જાય એવી શકિત આપી છે. "જે સવાલો જાહે-રમાં યા ખાનગીમાં આપણે પુછયે છીએ, અને જે જે ઠરાવો આપણે કર્યે છીએ, તેમાંનાં નાનામાં નાના વાંક માટે આપણને ખમવું પડે છે; "ઓ ખુદા! તારી ચપળ આંખોવડે અને તારી અશોઇથી તું સઘળું જોઇ શકે છે." "ઓ અહુરમઝદ! હું તુંને સવાલ કરૂં છું કે હાલમાં શું બને છે અને હવે પછીથી શું બનશે તે મને તું જણાવ. અશો લોકોએ કીધેલાં સવાબના કામ માટે શું બદલો તેઓને મળશે અને પાપીઓને શું સજા થશે તે મને જણાવ."[૩]

---

૧. યજ. હા. ૩૧. ફ. ૮ ૩. યજ. હા ૩૧. ફ ૧૪ અને બાકીના.
૨. યજ. હા ૪૫. ફ. ૪.

"જ્યારે મેં તુંને, તમામ જીંદગીમાં સર્વોપરિ જાણ્યો, જ્યારે મેં તુને અશોને સારો બદલો અને પાપીને શિક્ષા ફરમાવતાં જોયો, ત્યારે, ઓ અહુરમઝદ! મેં તુંને સર્વેથી પરોપકારી ગણ્યો."[1] "અહુરમઝદ પોતાની સર્વે ચીજ જાણવાની શક્તિને લીધે સાચ્ચો અને અદલ ન્યાયાધીશ છે. જેઓ સઘળી ચીજ જોઇ શકતા નથી તેઓ સઘળાંને રાસ્ત ઇન્સાફ આપી શકતા નથી, પણ જેને ખોટા ઇન્સાફને લીધે ખમવું પડયું છે તેને અહુરમઝદ ખરો ઇન્સાફ આપે છે."[2] અહુરમઝદ સાચ્ચો ખુદા છે જે વાજબી અને અદલ રીતે અશોને સારો બદલો અને પાપીને શિક્ષા આપે છે.

ઝંદ અવસ્તા પ્રમાણે તે સાહેબ પાપી શખસો સામે શિક્ષાની બીક સદા ધરે છે.[3] પણ જે ધાક તે સાહેબ દેખાડે છે તેમાં પણ આપણે તેની દયા જોઇ શકયે છીએ. એમ ધાક આપવાનો તે સાહેબનો હેતુ, પાપીઓને પાપથી દૂર રાખવા સિવાય બીજો શું હોય? એક બાહોશ શખસે કહ્યું છે કે આ ધાક ઢાલ સમાન છે; આને લીધે આપણે ચેતવણી લઇ પાપથી દૂર નાસ્યે છીએ અથવા તો આપણા સ્વબચાવ માટે તૈયાર થઇ રહીએ છીએ.

આ સઘળી શિક્ષાની ધાકનો મૂળ હેતુ એટલોજ છે કે માણસજાતે અહુરમઝદ અને તેની મરજી અને કાયદા (દએન) ને આધીન થઇ ચાલવું. "ઓ અહુર! જે શખસ પોતાનું મન પવિત્ર અને અશો રાખે છે તે દીન પ્રમાણે વચન ઉચ્ચારે છે અને કામ કરે છે. તેની મરજી અને ઇચ્છા તેની માન્યતાઓને અનુસરતી હોવી જોઇએ; એવો શખસ, તુંને પિછાણ્યાથી, ઘણી રીતે અશો બની શકશે."[4] માટે બે ચીજ વડે, તેના મન અને ઇચ્છાશક્તિથી એક માણસ

---

૧. પૂ. પ. પુ. ૩૧. પા. ૧૦૦.
૨. દ. પે. દીન. પુ. ૭. પા ૪૭૩.
૩. વંદી પરગ. ૩–૮.
૪. યજ. હા ૪૮. ફ. ૪.

અહુરને અને તેના કાયદા (દએન) ને વળગી રહી શકે છે. અહુર તરફની આ વફાદારી, હુમત, હુખ્ત અને હુવર્શત યાને સારા વિચાર, સારાં વચન અને સારાં કામો, અથવા ટુંકમાં કહીએ તો અહુરના પ્યાર મારફતે મેળવી શકાય છે. અહુરના પ્યાર જેવું સાધન તેને વળગી રહેવા માટે બીજું કોઇએ નથી. આનું છેવટ એજ આવે છે કે એક શખસ અશો અને માયાળુ બને છે.

આ ઠેકાણે આપણે જાણવું જોઇએ કે જરથોશ્તી ધર્મ કાંઇ ખાલી માન્યતાઓનો સંગ્રહ નથી યા સંસાર વહેવાર ચલાવવા માટેનું સાધણ માત્ર નથી. પણ તે અહુરમઝદ તરફ વફાદારી અને પ્યારની જીંદગી ગુજારતાં શીખવે છે. ઝંદ અવસ્તા પ્રમાણે એક માણસ પોતાના વિચાર, વચન અને કામોનો માત્ર સરવાળો નથી; પણ ખુદા તરફના તેના પ્યાર મોહુબતના સંબંધમાં તે પોતે કેવો શખસ છે તે દેખાડી આપે છે. જ્યાં સુધી એક માણસ ખુદાને ચહાતાં શીખે નહીં ત્યાંસુધી તે ખરો જરથોશ્તી હોઇ શકે નહીં. "તારા દેશની હકુમતનો હું મારે માટે સદા આશરો શોધતો રહીશ; અમો તારાં રાજ્યમાં સદા તારા ચુંટી કહાડેલા આગેવાનોનો દરજ્જો ભોગવ્યે"[૧] "...પણ મારા દીલમાં અહુરમઝદની દોસ્તી (ઉર્વજન) નો ખ્યાલ છે; અમો તારા પયગામના ફેલાવનાર થઇએ; અને જેઓ તુંને ધિક્કારે અને ગુસ્સે કરે તેને તારા તાબામાં રાખનારા બન્યે."[૨] "ઓ અહુરમઝદ! જો તું ખરેખરજ અષ સાથે એક હોય તો મને તું કહે કે હું કેમ તારી નજદીક વધુ બંદગી અને સ્તુતિને જોરે આવી શકું? ..."તારા શિવાય હું બીજા કોઇને પિછાણતો નથી."[૩] "ઓ અહુરમઝદ! તું મને તારા દીદાર દેખાડ અને મારી

---

૧, યજ. હા. ૪૯. ફ. ૮.
૨. યજ. હા ૩૨. ફ. ૧.
૩. યજ. હા ૩૪. ફ. ૬ અને ૭.

સાથ વાત કર..."[૧] "માન અને સ્તુતિના ભણતરથી હું તેની સેવા કરવા માગું છું કારણ કે હું હવે તેને જોઇ શકું છું, તે, કે જે અહુરમઝદ છે."[૨] "... આ પ્રમાણે તેની લાભકારી સર્વોપરિ સત્તા અને શ્રેષ્ટાઇને અમો વખાણ્યે છીએ... ખરાં જીગરથી અમો તેની આરાધના કર્યે છીએ...[૩]" "અહુરમઝદને અમો વખાણ, ભક્તિ અને નમસ્કાર અર્પણ કર્યે છીએ... ઓ અહુરમઝદ! તારાં શ્રેષ્ટ રાજ્યમાં હમો હમેશ રહીયે, અને તું અમારી ઉપર શ્રેષ્ટ રાજ-કર્તા તરીકે અમલ ચલાવજે. તું અમારી જીંદગી અને શારીરીક કૌવત સમાન રહેજે; ઓ સર્વેથી પરોપકારી અહુર! અમને લાંબી જીંદગી આપ અને તારી મરજીથી અમને જોરાવર બનાવ... તારા વખાણ કરનાર અને માથ્ર ભણનાર અમો ગણાઇએ, ઓ અહુરમઝદ! એ અમારી ઇચ્છા છે..."[૪] "ઓ અહુરમઝદ! જે બદલો તેં અમારા આત્મા માટે નિર્માણ કીધો છે તે તું અમને આપ. તેના એક ભાગની અમને બક્ષેશ કર કે જેથી અમો તારી દોસ્તી અને તારી અશોઇને પહોંચી શકયે. તું એવા અશો નરો પેદા કર કે જેઓ સચ્ચાઇને ચહાનાર અને સચ્ચાઇ પ્રમાણે ચાલ-નાર હોય."[૫] "જે શખસ અહુરમઝદની હસ્તિ વિષે શંકા લઇ જયા વગર તેની સ્તુતિ કરે છે તે ખરેખર ખુદાનું બાળક છે અને તેને માટે બેહેસ્ત સરજાયલું છે."[૬] "આપણાથી બની શકે એટલે સુધી, સારા વિચાર, વચન, અને કામોથી સ્પેનામીનો, અહુરમઝદ, જે સઘળી સારી પેદાયશનો પેદા કરનાર છે, તેના તરફથી આપણને

---

૧. યજ. હા ૩૩. ફ. ૬.
૨, યજ. હા ૪૫. ફ. ૮.
૩. યજ. હા ૩૭. ફ. ૨-૩.
૪. યજ. હા ૪૧. ફ. ૧-૫.
૫. યજ. હા ૪૦ ફ. ૧-૩.
૬. દ. દા. દીન પુ. ૧૨ પા. ૭૬.

મળેલી જીવ અને શરીરની બક્ષેશ માટે તેનો આભાર આપણુને માનવો ઘટે છે. તે સઘળી પેદાયશનું પુરૂં કરતો હોવાથી આપણે તેની વખાણ કરવી ઘટે છે. અને તેના સરજેલા જીવડા તરીકે તેની તરફ તાબેદારી અને આભારની લાગણી બતાવવી લાજેમ છે અને તેને ખુશી રાખવા સઘળા ધર્મચુસ્ત શખસોએ યજશનેથી તેની આરાધના કરવી જોઇએ."[૧] "આપણે ખુલ્લી રીતે કબુલ કરવું જોઇએ કે તે સાહેબે તેની માયાને લીધે આપણુને અનેક બક્ષેશો આપી છે, તે માટે એ સાહેબનો ઉપકાર માનવો જોઇએ અને તેની વખાણ અને બંદગી કરી તેની પાસે અરજ ગુજારવી જોઇએ."[૨] "માણસની લાયકાતનો જે બદલો ખુદા આપે છે તેને માટે પણ તેનો ઉપકાર માનવાની આપણી ફરજ છે, કેમકે આપણાં અંતઃકરણમાં (તેનાં) રક્ષણ માટે આતુરતા સદા રહે છે."[૩] "યજશનેથી એની પહેલી સ્તુતિ કરવી જોઇએ. અહુરમઝદની વખાણ આપણે કેમ કરીશું? ધાર્મિક ડહાપણ, સચ્ચાઇ અને સખાવતને માર્ગે ચાલીને કરીશું, કેમકે તેમ કીધાથી તે સાહેબના ગુણ ગવાય છે અને તેનો બદલો આપણુને મળે છે. તે સાહેબની બંદગી એ સદગુણનો પુરાવો છે, અને તેનાં પેદા કીધેલા મનુષ્યો અને તેની વચ્ચે વાતચીત કરવાનો માર્ગ છે. ચોક્કસ જાતની વખાણ, બંદગી અને સ્તુતિ અહુરમઝદને પહોંચી શકતી નથી."[૪] "પેદા થયલાં પ્રાણીની ફરજ પેદા કરનારની ખાહેશ મુજબ ચાલવાની છે; અને પેદા કરનારની ખાહેશ તેની સ્તુતિ કરવાની છે, કેમકે તે તમામ પેદા કીધેલી દુન્યાનો મિત્ર છે. તે સાહેબનું વધુ ચાહવું એ છે કે જે તેનાં પેદા થયલાં પ્રાણીઓના દુશ્મનો હોય તેની સામે થવું."[૫] આપણાં પવિત્ર પુસ્તકોમાંથી

૧. દ દા દીન. પુ ૯. પા. ૬૪૧.
૨ દ દા. દીન પુ. ૯ પા. ૬૪૨–૬૪૩
૩. દ. પે. દીન. પુ. ૬. પા. ૩૬૦.
૪. દ. પે. દીન. પુ.૬. પા ૩૬૧.
૫. પૂ. ૫ પુ ૧૮. મ ૩. પા. ૬૭૭.

ટાંકી બતાવેલા ઉપલા સત્તાવાર ફકરાઓ અહુરમઝદની અપાર ભલાઇ, મોટાઇ અને કીર્તિ દેખાડવા ઉપરાંત એમ ફરમાવે છે કે જ્યાં સુધી આપણે અહુરને આપણાં ખરાં દીલથી ચહાતાં શીખીએ નહીં ત્યાં સુધી આપણને નચિંત બેસવું ઘટે નહીં. તે સાહેબને એવી રીતે ચહાતા શીખવું જોઇએ કે કુદરતી રીતેજ આપણું ધ્યાન તે સાહેબ તરફ જાય, અને તેના પ્યારને લીધે આપણે સ્વભોગ આપવાને લાયક બન્યે અને તેને લીધેજ તે સાહેબની સેવામાં આપણે સંતોષ પકડતા થઇએ. આવા પ્યારને લીધે એક માણસના તમામ વિચાર, વચન અને કામો, તેની તમામ જીંદગી, તે સાહેબની ચાકરી કરવામાં ગરકાવ થાય છે. એક માણસનો તેના મિત્ર તરફનો પ્યાર, જેમ તેની ચાલચલણને લીધે ઉમદા અને ઉમરાવ બનાવે છે અને તેને કૌવત આપે છે, તેથી બેહદ વધુ તેનો ખુદા માટેનો પ્યાર તેને શ્રેષ્ટાઇ અને મોટાઇ આપે છે. અહુરને વધારે સારી રીતે પિછાણવો, તેને વધુ ચહાવો એવી મનુષ્યમાં પ્રશંસા લાયક નેમ હોવી જોઇએ. કેમકે અહુરની ઘાડી પિછાણથી અને તેના અખંડ પ્યારથી આપણે તેનાં જેવા થવાની કોપેશ કરવા લલચાઇએ છીએ. અને એના જેવા થવાનો યત્ન કરવામાં જરથુશ્તી ધર્મની તમામ મતલબ સમાઇ જાય છે.

આપણાં દિલ, તન, મન અને આત્માથી અહુરમઝદને ચહાવાનું આપણાં ધર્મ પુસ્તકનું ફરમાન આપણી ખાસયતને બંધબેસ્તું છે; આપણી લાગણીઓ, પ્રેરણાઓ, શક્તિ અને ઉમંગ, એ સર્વે આપણને અહુર તરફ લઇ જવાને સરજાયલાં છે. આપણી જીંદગીની નેમ અને ધારણા અહુરમઝદની દોસ્તી અને મિત્રાચારી મેળવવાની છે. માટે, ઉપર જણાવેલા ફકરાઓ ધર્મી માણસોને તે સાહેબની દોસ્તી મેળવવા, તેનાં દીદાર જોવા, તેની હાજરીમાં જવા અને તેની સાથ એક

થવા ફરમાવે છે; તેની તરફ માયા બતાવનારાં કામો કરી, તેની સ્તુતિ કરી, સદા એક માણુસને ખુદાની હાજરીમાં રહેવા અને તેની દોસ્તી મેળવવા આપણો ધર્મ શીખવે છે; વિચારમાં અને કામમાં તે સાહેબની નકલ કરી તેના જેવા થવાને આપણાં પવિત્ર પુસ્તકમાં સમજાવામાં આવ્યું છે. "હું તુંને સવાલ કરૂં છું કે એક બુધ્ધિશાળી શખસે તારા જેવા થવા માટે શું કામો કરવાં જોઇએ?"[૧] "અષ વહિશ્ત, અષ સઐશ્ત, દરેશામ થ્વા, પઇરી થ્વા જમ્યામ હમેમ થ્વા હખ્મ=સર્વેથી ઉત્તમ અને સર્વેથી શ્રેષ્ટ અષોઇ વડે ઓ અહુર! અમે તુંને જોઇએ, તારી પાસે આવ્યે અને તારી સંપૂર્ણ દોસ્તી મેલવ્યે."[૨] "જે કુટુંબ બંદગી મારફતે અહુર સાથ અને ફરેશ્તાઓ સાથ સમાગમમાં છે અને જેમાં ખુદાઇ ડહાપણ જોવામાં આવે છે, તેવા કુટુંબના નબીરાઓ માટે મોટાઇ ખુદાએ સરજેલી છે. તેઓ અશોઇને લીધે બળવાન હોય છે. તેઓને પેટે ઘણા પૂત્રોની વૃધ્ધિ થાય છે."[૩] "જ્યારે પોતાના સારા વિચાર, વચન અને કામોથી એક માણસ ખુદાની સાથ તેમજ અશો નરોની સાથ સંબંધ ધરાવી શકે છે અને તે સંબંધને જરાએ અલવલ પહોંચવા દેતો નથી ત્યારે તે ખરેખર અહુરના સમાગમમાં આવેલો ગણાય છે."[૪] "એવું કહેવામાં આવ્યું છે કે દરેક માણસે કમમાં કમ દીવસમાં ત્રણ વખત પોતાને સવાલ કરવો જોઇએ કે "હું ખુદાની સંગતમાં છું કે અહરેમનની?" અને જો તે ખુદાની સંગતમાં પોતાને જોય તો તે સંગત વધુ રાખવાની તેણે કોષેશ કરવી જોઇએ અને જો તે અહરેમનની સંગતમાં હોય તો તેને પોતાના બદનમાંથી મારી હઠાવવાની કોષેશ કરવી જોઇએ."[૫]

---

૧. યજ. હા ૩૧. ફ. ૧૬.
૨. યજ. હા ૬૦ ફ. ૧૧.
૩. દ. પે. દીન. પુ. ૭. પા. ૪૨૭.
૪. દ. દા. દીન. પુ. ૧૦, પુ. ૬. પા. ૧૧.
૫. દ. દા. દીન પુ ૧૩, પા. ૧.

આ પ્રમાણે ઝંદ અવસ્તામાં અહુરને સર્વેથી પ્રતાપી, સર્વેથી વધુ કીર્તિમાન અને સર્વેથી વધુ લાયક ચિતારવામાં આવ્યો છે, અને દરેક સાચ્ચા જરથોસ્તીને તે સાહેબને ઘટતું માન અને તાબે-દારી અર્પણ કરવા ફરમાવ્યું છે. તે સાહેબને માત્ર બહારનીજ નહીં પણ ખરાં દેલથી નમન કરવા કહ્યું છે. માત્ર દેખાવની નહીં પણ અંતઃકરણપૂર્વક ભક્તિ કરવા જણાવ્યું છે. બંદગી, ભેટ, સખાવત, તાબેદારી, નમનતાઇને માર્ગે ચાલી તેની સ્તુતિ કરવા જણાવ્યું છે. ઝંદ અવસ્તામાં જણાવેલા કાયદા (દએન) પ્રમાણે આપણાં દેલમાં ઉત્પન થતું માન તેમજ જાહેર સ્તુતિ, બન્ને અહુરમઝદને અર્પણ કરવાની આપણી ફરજ છે. "તે સાહેબની હું હવે સ્તુતિ અને નમનનાં ભણતરોથી વખાણ ગાઇશ; કેમકે મારાં મનની દ્રષ્ટિએ તેને સારા વિચાર, વચન અને કામોના માલેક તરીકે જોઇ શકું છું. તે સાહે-બને હુ મારા સ્તુતિના ભજનો (ગરોથમાન) બહેસ્તમાં ગાઇ સંભ-ળાવીશ."[1] "તે સાહેબ કે જે આપણાં સુખ દુઃખમાં મદદે આવે છે તેને આપણા સારાં મનથી આપણે આરાધીએ છીએ."[2] "સારા વિચાર, વચન અને કામો, હોમ, ખોરાક, ખાણું, ઝઓથ્ર, પવિત્ર બરસમન, હુઉર્વતાત અને અમેરેતાત (પાણી અને ઝાડપાન).... હોમ, હોમનો રસ, પાલો અને સુગંધ... વખતો વખતની બંદગી અને આશીશ, ગાથા અને પવિત્ર માથ્ર, આ સઘળું અમો જાહેર કર્યે છીએ અને અહુરમઝદને અર્પણ કર્યે છીએ, કે જે પ્રતાપી અને ખોરેહવાળો (રયોમંદ અને ખોરેહમંદ) છે, જે સર્વેથી મોટો, સર્વેથી સરસ, સર્વેથી સુંદર, સર્વેથી સંગીન, સર્વેથી બુદ્ધિશાળી છે, જેનું શરીર સંપૂર્ણ છે, જે અષ વડે પોતાની સઘળી નેમો અને ઉમેદો બર લાવે છે, જે આપણાં મનને સીધે રસ્તે લઇ જાય

---

૧. યજ. હા. ૪૫. ફ. ૮. ૨. યજ. હા. ૪૫. ફ. ૯.

છે, જે પોતાની ખુશાલી ઉત્પન કરનારી બક્ષેશો સઘળે ઠેકાણે મોકલે છે, જેને આપણને પેદા કીધા, પાળ્યા, રક્ષણ કીધું અને જે સર્વેથી વધુ પરોપકારી આત્મા છે."[1] "બીજું, જે કાંઇ કામ હું હવે કરીશ તે અશો લોકોની પાક નજરમાં કિમતી લેખાશે; ઓ અહુરમઝદ! તારા, સુરજ, અને પ્રભાત કે જે દીવસના અજવાળાંનું પહેલું ચિન્હ છે, એ સઘળાં તારા અષને આધારે હસ્તિ ધરાવે છે અને તારી વખાણ જાહેર કરનારા છે."[2] આ ફકરાઓ ધર્મચુસ્ત શખસોના અહુર માટેના બુલંદ વિચાર અને લાગણીઓ દર્શાવવાને પુરતા છે.

માટે, ઝંદ અવસ્તાના બારીક અભ્યાસ પછી આપણે એવા અનુમાન ઉપર આવી શકયા વગર રહેતા નથી કે અહુરમઝદ સર્વોપરિ હસ્તિ છે જે હસ્તિનો તમામ કુદરત પુરાવો આપે છે. ગેતી અને મીનોઇ જહાનોનો ખરેખરો બનાવનાર અને તેઓ ઉપર અમલ કરનાર એજ સાહેબ છે. "ઓ અહુરમઝદ! તારી મરજી મુજબ તારાં પેદા કીધેલાં પ્રાણી ઉપર તું સુખી અમલ ચલાવ."[3] "તે કદી નહીં બદલાય એવી અતિ પરોપકારી શકિત છે."[4] તે સાહેબ પોતે પેદા થયલો, સર્વજ્ઞાની, સર્વોપરિ, સર્વવ્યાપક અને અમર્ગ છે. "પોતાના ડહાપણથી તે અનંત બન્યો છે. તેની અમર સત્તાને આધારે તે સર્વજ્ઞાની સાહેબે પોતાની હસ્તિ સદાકાલની કાયમ બનાવી છે."[5] "અહુરમઝદ અને તેનો ધર્મ સદા જેમ રહ્યો છે, હાલમાં જેમ હસ્તિ ધરાવે છે તેજ મૂજબ હંમેશ અમર હસ્તિ ભોગવશે. અહુરમઝદની તેના પેદા કીધેલા પ્રાણીઓ ઉપરની સત્તા

૧. યજ. હા ૪. ફ. ૧ અને ૨; યજ હા ૧. ફ. ૧.
૨. યજ. હા ૧. ૧૦.
૩. યજ. હા ૮ ફ. ૫; યજ. હા ૩૧. ફ ૮; યજ. હા ૪૩, ફ. ૩. વિગેરે.
૪. યજ. હા ૩૧. ફ. ૭.
૫. દ. પે. દીન. પુ. ૬. પા. ૪૧૬.

સંપૂર્ણ અને જાહુકની રહેશે."[૧] "અંતવાળાં અને હદવાળાં પ્રાણીઓ ઉપર તે માલેક અનંત અને અપાર છે. અનંત અને અપારનો અર્થ એ કે અહુરમઝદ તમામ ખલકનો પેદા કરનાર અને તેને જીંદગી આપનાર હોવાથી, તે સાહેબ તે ખલકની સરખામણીમાં અનંત અને અપાર છે. તેના સિવાય, અમેશાસપંદો, યઝદો, સુર્ય, અને તારાઓ, ભલા રાજકર્તાઓ અને અશો નરો (સર્વેના વખત) ની હદ હોય છે."[૨] "હસ્તિનો માલેક તેને પેદા કરેલી ચીજો મારફતે પોતાની હસ્તિ જાહેર કરે છે. અને તે માલેકનું કામ સ્પેનામીનો મારફતે જાહેર થયું તે અગાઉ તે સાહેબ હસ્તિ ભોગવતો હતો. દરેક ચીજની હૈયાતી તે પોતે પેદા થયલા સાહેબની હૈયાતીને લીધે છે. પોતાના સંપૂર્ણ જ્ઞાન, સત્તા અને સર્વે વસ્તુ ઉપરનાં અધિકારથી તે પેદા કરનાર સાહેબ પોતાને જોઇએ એટલી લાભકારી પેદાયશ ઉત્પન કરી શકે છે. તેના જેવો મહાજ્ઞાની અને બુદ્ધિશાળી બીજો કોઇએ નથી."[૩]

માટે, આપણાં પવિત્ર પુસ્તક ઝંદ અવસ્તાની મુખ્ય કેતાબોમાંથી મળતા ફકરાઓ વડે આપણે પુરવાર કરી શકયે છીએ કે જરથોસ્તીઓનો ખુદા, અહુરમઝદ, સંપૂર્ણ ખુદા છે. તે સાહેબ વ્યક્તિ ધરાવનાર ખુદા છે અને તમામ સૃષ્ટિથી તદન અલગ હૈયાતી ભોગવે છે.[૪] જરથુસ્ત સાહેબે અને તેઓના ચેલાઓએ, જગતના પેદા કરનાર અને તેની ઉપર અમલ ચલાવનાર અહુરમઝદ, કે જે પોતાની કારીગરીથી ઉત્પન કીધેલાં કામોથી અલગ હૈયાતી ભોગવે છે, તેને તેના પેદા કીધેલી ચીજો સાથ કદી એકરૂપ ગણ્યો નથી યા તો તેને વ્યક્તિ ધરાવ્યા વગરની શક્તિ યા ગુણની ઉપમા આપી તેનો આલા

---

૧. બુનદહેશ. પ્ર. ૧. ૩ અને ૭ ૩. દ. પે. દીન. પુ. ૧. પા. ૩૩ અને ૩૪.
૨. દ. પે. દીન. પુ. ૨. પા. ૧૧૪. ૪. યજ. હા ૪૪ ફ. ૨-૭.

દરજ્જો નીચો કીધો નથી. ખુદા વિષે ઝંદ અવસ્તા આ મત શીખવે છે અને એ મતની સામે અભેદવાદ (Pantheism) અને સંસાર-વાસના (Materialism) પોતાનો ઝુંડો ઉઠાવે છે.

અત્યાર સુધી જરથોસ્તી ધર્મજ્ઞાન મુજબ જણાયલા ખુદાના મુખ્ય ગુણ લક્ષણો વિષે હું બોલી ગયો છું. મારાં આગળાં પુસ્તક "અવસ્તા પ્રમાણે પયગામબર સાહેબ જરથોસ્ત અને જરથોસ્તી દીન" માં મેં કુદરત-પરસ્તી, આતશ-પરસ્તી અને ભેદવાદ (Dualism) ના સિદ્ધાંત વિષે લખ્યું છે, પણ ભેદવાદના સિદ્ધાંત વિષે વધુ જે મને કહેવાનું છે તે હવે પછીનાં પ્રકરણમાં સ્પેન્ત મઇન્યુ અને અંગ્રે મઇન્યુ વિષે બોલતી વખતે ઘટતે ઠેકાણે જણાવીશ. માટે અત્રે આ બાબદ ઉપર થોડા ટીકાઓ કરી હું આગળ વધીશ.

અવસ્તાના કેટલાક અભ્યાસીઓ વટીક એમ સમજે છે કે ખુદા વિષેનું જરથોસ્તી ધર્મ શિક્ષણ તે સાહેબને પોતાની સત્તા માટે એક બીજી શકિત સાથ લડત કરતો ચિતારે છે; તેઓ એમ માને છે કે દરૂજી એક અલગ શક્તિ છે; આપણો ધર્મ દરૂજીને, અંગ્રેમનનાં રૂપમાં સ્વતંત્ર હૈયાતી ભોગવનાર આકાર તરીકે ઓળખાવે છે. તેઓ વધુ એમ સમજે છે કે માણસ અહુરમઝદને તજી દઇ અહુરેમનની સાથ જોડાઇ શકે છે.

અલબત્તાં, આપણાં ધર્મ સાહિત્યોનાં પાછળના વખતનાં લખાણોમાં આપણે ખુદાના ગુણ લક્ષણોં વિષે એકમેકથી ઉલટાં અને પરસ્પર વિરોધ લખાણો મળે છે, પણ આપણાં પવિત્ર પુસ્તકનાં અસલ લખાણો, ગાથામાં, અહુરમઝદને તદન ભલો આત્મા ચિતારવામાં આવ્યો છે તે આપણે આગળ જોઇ ગયા છીએ. આપણે જોઇ ગયા છીએ કે અહુરમઝદે દરૂજી પેદા કીધી નથી અને તેને પેદા કીધેલું કોઇ પણ પ્રાણી નિસ્તિ અને નાશને સદા ટેકારૂપી રહી

શકતું નથી. અહુરમઝદની જગતમાં (તે સાહેબે પોતે પેદા કીધેલી) દરૂજી જેવું કાંઇજ નથી. માટે મનુષ્યજાત હંમેશ દરૂજી સાથ રહી શકે નહીં યા તો દરૂજીથી સદંતર નાશ પામી શકે નહીં. આવતાં પ્રકરણમાં આપણે જોઇશું કે અંગ્રેમન અથવા અહેરેમન અને તેના સાથીઓ અહુરમઝદ અને તેના વફાદાર સાથીઓથી શેકસ્ત પામશે, અને મીનોઇ તેમજ ગેતી જહાન આયંદે, શરૂઆતમાં જેમ દરૂજીથી નિરાળી હુતી તેવીજ થશે.

અહુરમઝદે દુન્યાને સારી અને સુંદર પેદા કીધી, તો શા માટે આપણી જગત સદા તેવી રહેવા નથી પામી? ખુદા જેટલી સહેલાઇથી કાંટા બનાવી શકે છે તેટલીજ સહેલાઇથી ગુલાબ પણ પેદા કરી શકે છે, તો પછી આટલા બધા કાંટા કેમ પેદા પડયા છે? જેટલી સહેલાઇથી તે સાહેબ કાચ્ચાં અને ખટાશવાળાં ફળો ઉત્પન કરે છે તેટલીજ સહેલાઇથી સારાં, સુંદર અને પાકેલાં અને મીઠાં ફળો પેદા કરી શકે છે. તો શા માટે આપણે કાચ્ચાં ખાટ્ટાં ફળો આટલા બધા જથામાં જોઇએ છીએ? અહુરમઝદે માણસોને સારાં અને શરીરે ખુબસુરત બનાવ્યાં છે; તે સાહેબ માણસને તને અને મને આબાદ રાખી શકે છે, તે સાહેબ દુઃખો, દરદો અને પાપને બાજુ કરી શકે છે, તે છતાં, શા માટે આપણી નજરે દુઃખ, દરદ અને દરૂજી પડે છે? આ અને એવા બીજા અનેક સવાલોનો જવાબ, જ્યારે આપણે વધુ જ્ઞાની અને ડહાપણભર્યા થઇશું ત્યારે આપી શકીશું. જો આ સવાલોનો ફડચો આપણાં હાલનાં સંજોગોમાં અને આપણાં ટુંક જ્ઞાનની મદદથી કરવા જઇશું, તો આપણેથી નહીં ખુલાસા થાય એવા બીકટ સવાલોની જાળમાં વધુ ફસ્તા જઇશું.

આપણી તરફનું ખુદાનું વર્તન ઘણી વખત આપણે સમજી

શકતા નથી. અસલના જમાનાના લોકો માટે વરસાદ એક ભારી ઉખ્ખાણા સમાન હતો. પાણી વાંદળાંઓમાંથી ક્યાંથી આવે છે, કેમ હવામાં અધ્ધર લટકી રહે છે અને ટીપાંનાં રૂપમાં કાંય નીચે પડે છે, એ સઘળું તેઓ સમજી શકતા હતા નહીં. ડૉ. જેમ્સ હુતનનાં ચાલાક પ્રયોગો છતાં પણ હજી વરસાદ વિષે ઘણીક બાબદ ભેદી રહેવા પામી છે. વરસાદનાં દરેક ટીપાંમાં ભેદનો સમુદ્ર સમાયલો છે. માટે જો આપણે એક પાણીનું ટીપું પણ બરાબર સમજી નથી શકતા તો આપણી તરફનું ખુદાનું વર્તન જો નહીં સમજી શકયે તો તેમાં અજાયબ થવા જેવું કાંઇ નથી.

હવે આ પ્રકરણ સમાપ્ત કરવા અગાઉ ખુદાની હસ્તિનો ખુલાસો કરનારા અનેક સિધ્ધાંતોમાંનાં થોડાંની તપાસ કરીશ અને દેખાડીશ કે માણસો સત્યથી કેમ વેગળાં જવા પામે છે. અભેદવાદીઓ એમ સમજાવે છે કે અજ્ઞાનપણાંમાં સત્યની શોધ પાછળ આમતેમ ભટકવું એ સત્યને પહોંચવા જેટલુંજ લાભકારી અને ઉમદા કામ છે. અભે-દવાદીઓ પ્રમાણે ખુદા તેજ સૃષ્ટિ અને સૃષ્ટિ તેજ ખુદા છે. આ શિક્ષણ જરથોશ્તી ધર્મથી, આપણી સાધારણ સમજ શકિત અને શાસ્ત્રજ્ઞાનથી ઉલટું છે. સઘળાં માણસો એક માણસ હોઇ શકે નહીં, સઘળાં પ્રાણી એક પ્રાણી હોઇ શકે નહીં, બધા સજીવ બંધારણ એક સજીવ બંધારણ હોઇ શકે નહીં, અને સઘળી ચીજો એક ચીજ હોઇ શકે નહીં અને બધી ચીજોનો સામતો સરવાળો તે ખુદા હોઇ શકે નહીં. એકજ ચીજ જ્ઞાની તેમજ અજ્ઞાન હોઇ શકે નહીં; યા તો સારી તેમજ બુરી એકજ વખતે હોઇ શકે એ માની શકાય એમ નથી.

શોપેનહોર લખે છે કે, "અભેદવાદીઓની તકરાર પ્રમાણે સઘળું પેદા કરનાર ખુદા હંમેશ અસહ્ય દુઃખ ભોગવે છે, અને દરેક

પણે આ દુન્યામાં તે મરણ પામતો રહે છે. ખુદાની હસ્તિ તે એક બીજા સાથ કાંઇપણ સંબંધ નહીં ધરાવતા ભાગોનો જુમલો છે એમ અભેદવાદીઓનાં મત મુજબ ઠરે. આ હસી કાહડવા જેવી વાત છે. ખુદાને સઘળી ચીજના સામતા સરવાળા તરીકે ઓળખવું એ તે સાહેબને શારીરીક વ્યક્તિતા (personality) લગાડયા જેવું છે. કેમકે આ નજરે જોતાં ખુદા શારીરીક વસ્તુઓનો બનેલો છે એમ માનવું પડે છે. એકજ ખુદા આવા જુદા જુદા આકારોમાં વહેંચાયલો રહે અને આટલાં બધા જુદા અને એકમેકથી ઉલટાં રૂપમાં રહે એ માનવા જોગ બીલકુલ નથી.”

હવે અભેદવાદીઓ આત્મિક બાબદો કેમ સમજાવે છે તે આપણે જોઇએ. એઓ પ્રમાણે દરેક ચીજ મન યા વિચારની ઉત્પતિ છે, અને તે મન ફકત એકજ છે અને તે ખુદા પોતે છે. આપણું શરીર, તારા, ઝાડપાન, નદી, ઘરની ભીટો વિગેરે માત્ર ખ્યાલી સ્વપનાં છે અને એ સઘળી ચીજો સંગીન હસ્તિ ધરાવતાં નથી. જે ચીજને આપણે દુઃખ યા પાપ કહીએ છીએ તે આપણાં મનનો ખ્યાલ માત્ર છે અને તે ખ્યાલ નાપાયદાર છે. તેમાં કાંઇ સંગીન જોવામાં આવતું નથી. જો તમે તે ખોટા ખ્યાલને હાંકી કાઢી શકો તો તમો પાપ યા દુઃખને નાબુદ કરી શકશો. આથી પણ વધુ તમો મરણને પણ નાબુદ કરી શકો કેમકે મરણ જેવું પણ કાંઇ નથી. જો ફકત દુઃખ, પાપ યા મોત વિષેનો ખ્યાલ તમે નાબુદ કરી શકો તો, એ સર્વે ચીજને દફે કરી શકશો.

હવે અભેદવાદીઓનો આ આત્મિક ફતવો કબુલ રાખવાનું શું પરિણામ આવે છે તેનો આપણે વિચાર કર્યે. જો તમે એ લોકોનો સિધ્ધાંત કબુલ રાખો તો પદાર્થ (matter) ની હસ્તિમાં માનતાં તમારે બધ થવું પડે, તમારી પોતાની જાગૃતિ નથી એમ તમારે

ધારી લેવું પડે, તમને વ્યક્તિ ધરાવનાર ખુદામાં, યા પાપમાં પણ માનવું મુશ્કેલ થઇ પડે. અભેદવાદીઓનાં આત્મજ્ઞાન પ્રમાણે ખુદા તેમજ મનુષ્યની વ્યક્તિતા હોતી નથી. મનુષ્ય ખુદામાંથીજ નિકળેલો એક ભાગ છે અને તે પોતે ખુદા છે. પદાર્થ યા શરીર તે તો માત્ર મનની કલ્પના છે. જ્યારે આપણે તેનો વિચાર કર્યે છીએ ત્યારેજ તે હસ્તિમાં આવે છે. દુ:ખ, પાપ, મરણ અને અનેક દરૂજી સર્વે ખ્યાલી છે. હવે આ શિક્ષણ શું પાયા ઉપર રચાયલું છે તેની તપાસ કર્યે. પહેલે તો હાલના વખતના પદાર્થશાસ્ત્ર (Physical Science) અને સાદી સમજથી તે વિરૂધ્ધ જાય છે. અગરજો પદાર્થ જેવી ચીજ છેજ નહીં તો વનસ્પતિ વિદ્યા, ખગોળવિદ્યા અને સઘળાં શાસ્ત્રોમાં માણસે શોધખોળ કરવી ફોકટ છે. પણ જે સિધ્ધાંત પદાર્થની નિસ્તિ પુરવાર કરી શકે તે આત્માની નિસ્તિ પણ પુરવાર કરવાને પુરતો છે. જેમ એક લેખક કહી ગયો છે કે, "જો મારા શરીરનાં ભાગોની સ્થિતિ અને જાગૃતિ ભરોસાને પાત્ર નહીં હોય તો દુન્યામાં કાંઇપણ ચીજ ભરોસાપાત્ર હું માની શકું નહીં."

અભેદવાદીઓનાં સિદ્ધાંત છોડીને હવે આપણે જે સિદ્ધાંત ખુદાની હસ્તિનો ઇનકાર કરે છે અને ખુદા તેમજ આત્મા જેવી ચીજ આપણને કદીપણ સમજ પડે નહીં એવું શીખવે છે, યાને 'પોઝીટીવિઝમ અથવા એગ્નોસ્ટિસિઝમ' (Positivism or Agnosticism) ઉપર વિચાર કર્યે. તે ઉપરાંત ખુદા વિષેનાં જ્ઞાનથી વેગળા જવાનો બીજો રસ્તો છે તે સંસારવાસના છે જેને લીધે અનેક જાતની ખોટી માન્યતાઓ ઉત્પન થવા પામી છે અને જેને લીધે ખુદાની નિસ્તિમાં માનનારા મતને ઉત્તેજન મળવા પામ્યું છે.

સૃષ્ટિની ઉત્પતિના સવાલનો ખુલાસો આપવાની અનેક કોશેશો કરવામાં આવી છે; તેનાં જુદા જુદા ભાગો પાડવામાં આવ્યા છે. તેની

ગતી, અવકાશ, વખત, તેના કાયદા અને મૂળ તત્વો સર્વે તપાસી જોવાયાં છે. પણ તેણે એમાંની એક પણ ચીજ ખુદાની હસ્તિના ખ્યાલ વગર પૂરી સમજાવી છે.?

ખ્યાલો અને તર્કોનો તો છેડો છેજ નહીં. પણ જે શખસને સંગીન હસ્તિ ધરાવતી ચીજોનું અવલોકન કરવાનું છે તેને શાસ્ત્રમાં જણાવેલાં સત્યો ઉપર આધાર રાખ્યા વગર છૂટકો નથી. દારવીનની "જાતી ઉત્પતિ" વિષેની દલીલો કબુલ કરવા અગાઉ આપણને અનેક "હશે," "બનવાજોગ છે" એવી દલીલો કબુલ કરવાની ફરજ પડે છે. તેની મૂળ તકરાર એ છે કે "આ સઘળી ચીજો બનવાજોગ છે; માટે મારી તકરાર ખરી હોય તે પણ બનવાજોગ છે; અને જો મારી તકરાર ખરી હોય તો જે અનુમાનો ઉપર તે તકરાર રચાયલી છે તે પણ ખરા હોય એ બનવાજોગ છે" પણ આ સઘળી "બનવાજોગ" બીનાઓ "બનેલી" બીનાઓ છે એમ પુરવાર કરવાની રતીભાર પણ દલીલ આપણને જડતી નથી.

આપણને ખાસ ધ્યાનમાં રાખવું ઘટે છે કે વખતના વહેવા સાથ પદાર્થ વિજ્ઞાન ઉપર રચાયલા સિધ્ધાંતો, શાસ્ત્ર તરીકેનો દરજ્જો ધીમે ધીમે ખોહુતા જાય છે અને જે માણસો તેનું તોલ કરવાને લાયક હોય છે તેઓમાં પણ તેનું વજન ઘટતું જાય છે. દારવીનનાં સિધ્ધાંતો સામે શાસ્ત્ર (Science) ના અભ્યાસીઓનું મત વધતું વિરૂધ્ધ જાય છે અને તેઓ એમ માને છે કે તેના સિધ્ધાંતો જીંદગી વિષે સંપૂર્ણ ખુલાસો આપી શકતાં નથી. ચાર્લસ રોબીનનું મત, કે જે "બનવાજોગ" ની દલીલોથી નિરાળું છે, તેને વધુ ટેકો મળતો જાય છે, તે કહે છે કે "દારવીનનો સિધ્ધાંત એક કલ્પિત સિધ્ધાંત છે, બનવાજોગ બનાવોનું ખ્યાલી કવિતારૂપ વર્ણન છે, અને દેખીત સાબેતી વિનાનો મનમોહક ખુલાસો છે."

પ્રોફેસર હક્સ્લી જે ડારવીનના સિધ્ધાંતનો જાણીતો હિમાયતી હતો, અને જેને તે નવા સિધ્ધાંતને ફેલાવા સર્વેથી વધારે મહેનત લીધી હતી, તે પણ તે સિધ્ધાંતના મૂળ તત્વો કબુલ કરતો માલુમ પડતો ન હતો; તે ડારવીનની 'કુદરતી ચૂંટણી' (Natural selection) નાં નિયમ બાબે શક લઇ જતો હતો અને તેના સાચ્ચાંપણાંની ખાત્રી આપવાથી અલગ રહેતો હતો. એક ઠેકાણે એ આપણને ચેતાવે છે કે, "ઇતિહાસ આપણને જણાવે છે કે દરેક સત્ય સાધારણ રીતે નાસ્તિક ફતવા તરીકે શરૂઆતમાં લેખાય છે અને છેવટે વહેમ દાખલ ગણાઇ અવિશ્વાસ પાત્ર ઠરે છે; અને જો હાલના સંજોગો તપાસતાં આપણે એમ કહીએ કે વીસ વરસ પછી એક નવો જમાનો જે હાલના ધોરણે કેળવણી લેય છે, તે "જાતી ઉત્પત્તિ" નાં સિધ્ધાંત કબુલ કરવા અચકાશે, તો તે આકળું અનુમાન કહેવાશે નહીં."[1]

દરેક સજીવ બંધારણોના પ્રકટીકરણ વિષેનો ખુલાસો ડારવીન પોતાના "કુદરતી ચૂંટણી" ના સિધ્ધાંતથી આપવાનો દાવો કરે છે; "કુદરતી ચૂંટણી" નો અર્થ એ છે કે જીવન માટે પ્રાણીઓમાં સદા ચાલતી લડતમાં સર્વેથી લાયક પ્રાણીજ જીવવા પામે છે યાને કુદરત તેવા પ્રાણીઓનેજ હૈયાતી કાયમ રાખવા ચુંટી કાઢે છે. ડારવીનનું શિક્ષણ એ વાત કબુલ કરે છે કે તે જે મૂળ વસ્તુ (Origin) કે જેની ઉપરથી "જાતી" (Species) પેદા થઇ છે તે વિષે કશું વધુ કહી શકાતું નથી. કુદરત ચુંટી કાઢે તે પહેલાં આપણને માની લેવું પડે છે કે સજીવ બંધારણો હસ્તિમાં હોવાંજ જોઇએ. એક જાતી પરથી બીજી જાતી ઉતરી આવે તે અગાઉ એક જાતીની હસ્તિ તો હોવીજ

---

૧. "જાતીની ઉત્પત્તિના સિધ્ધાંતનું હમરે પુગરું" એ બાબત ઉપર અપાયલું વિવેચન.

જોઇએ. માટે શું આ વાત દેખીતી નથી કે જે કારણે અસલ, પ્રથમ યા મૂળ વસ્તુ હૈયાતીમાં આવી તે કારણને, તે અસલ વસ્તુની ઉપરથી ઉતરી આવેલી જાતીની ખીળવણી યા શકિત સાથે સંબંધ હોવો જોઇએ. જો કે દારવીનનાં શિક્ષણો પચાસ વરસ થયાં સમજાવામાં આવ્યાં છે તોએ હુજી તેઓને અવલોકન યા પ્રયોગોથી કોઇ સાબેત કરી શકયું નથી અને તેઓનો મૂળ પાયો માત્ર કલ્પિત તર્ક ઉપરજ રહ્યો છે.

જો એક છોડવો ગુલાબ ઉગાડવાને માટેજ નિર્માણ થયો હોય તો તેની મદદ વગર માણસ જાત ગુલાબ ઉગાડી નહીં શકે, એમ જો આપણે કબુલ કર્યે, તો શા આધારે આપણે એમ માની લેવું જોઇએ કે અનિશ્ચિત "જીવન માટેની લડત" એ કરતાં (યાને ગુલાબ ઉત્પન કરવાની શકિત કરતાં) વધુ ઉંચ શકિત (યાને પ્રાણી ઉત્પન કરવાની શકિત) ધરાવી શકે? આપણે આપણા અનુભવ પરથી કહી શકયે છીએ કે જો એક ચીજની ઉત્પતિ માટે ચોક્કસ નિયમ મુકરર કરવામાં નહી આવ્યો હોય તો વખતના વહેવા સાથ તેમાં વધુ અને વધુ ગેરવ્યવસ્થા નજરે પડતી જશે.

મી૦ ઑલફ્રેદ આર. વૉલેસ જેને દારવીનના સિધ્ધાંતની શોધમાં મદદ કરી હતી તે આપણુને કહે છે કે સૃષ્ટિની ઉત્પતિમાં "કુદરતી ચુંટણી" ઉપરાંત બીજી એક અગત્યના કર્તાની જરૂર છે. અને તે એક કારીગર છે કે જેની બુધ્ધિશાળી મનશકિતએ આ બધું ઘડી કાઢયું અને જે સાહેબની કીર્તિ જાહેર કરવાનો શાસ્ત્ર અભ્યાસીઓ મગરૂર હક ધરાવે છે. મી. વૉલેસ આ અનુમાન પર આવ્યા છે, કે તમામ કુદરતમાં માત્ર અહીં તહીંજ નહીં પણ હરેક બારીકમાં બારીક બાબદમાં ખુદાની નેમ, આલુ રાહબરી અને દેખરેખ જોવામાં આવે છે.

પોતાના મરણ કાંઠે દાખવીને પોતાના એક ટીકા કરનાર મિત્ર વિષે લખ્યું કે "એ એમ સમજે છે કે મારાં મતો સૃષ્ટિની ઉત્પતિ વિષે બધુંજ સમજાવે છે પણ એતો રજનું ગજ કરવાની વાત થઇ. જેમ જેમ વધુ એક માણસ વિચાર કરે છે તેમ તેમ તે માણસ જાતની વિશાળ અજ્ઞાનતા વધુને વધુ સમજતો જાય છે. જો આપણે તમામ ખલકનો ખ્યાલ કર્યે તો આપણે માની શકતા નથી કે માત્ર અકસ્માતથી સૃષ્ટિની ઉત્પતિ થવા પામી છે. આ આખો સવાલ, મને લાગે છે તેમ, કદી ઉકેળી શકવાનો નથી." બીજે ઠેકાણે વળી એ લખે છે કે, "મને ખાસ એમ લાગે છે કે આ બાબદ મનુષ્યની ટુંક બુધ્ધિ માટે ઘણીજ કઠણ છે. એમ તો પછી ભલે એક કુતરો ન્યુટનનું મન પારખવાની કોષેશ કરે." સજીવ બંધારણની અચુક વ્યવસ્થાનો ખુલાસો, કોઇપણ કુદરતી ખુદાઇ શકિતની હસ્તિ માની લેયા વગર આપવો કેન્ટને એટલો મુશ્કેલ લાગ્યો હતો કે તે કહી ગયો છે કે, "એક જીવતાં પ્રાણીના ગુણલક્ષણ અને તેની શકિતનો ખુલાસો આપણે માત્ર યાંત્રિક યા પ્રકૃતિક નિયમોથી આપી શકયે અથવા તો તે સમજી યા સમજાવી શકયે એ બનવું બીલકુલ અશકય છે. ભવિષ્યમાં કોઇ એક ન્યુટન એવો બહાર પડશે કે જે, ખુદાની રચનાને આધીન થયા વગર ઘાસનું એક તણખલું પણ ઉગી શકે એમ સાબીત કરી શકશે, એ બીલકુલ બનવા જોગ નથી."

આ પ્રકરણમાં ટાંકી બતાવેલા ગાથાના ફકરાઓ મુજબ અહુરમઝદ પોતે પોતાની કુદરત મારફતે પોતાને જાહેર કરે છે. સૃષ્ટિ તરફ નજર કરતાં તેને પેદા કરનાર શકિત વિષે ખ્યાલ કરવાની આપણને ફરજ પડે છે અને તે શકિત કાંઇજ નહીં પણ વ્યકિતતા ધરાવનાર અહુરમઝદ પોતે છે. ખુદા હસ્તિ ધરાવે છે એમ આપણે માનીએ છીએ કારણ કે આપણું મન જે સૃષ્ટિ કરતાં વધુ ચઢીઆતી

ચીજ છે, તે સૃષ્ટિની ઉત્પતિ કરનાર કારણને શોધી કાઢવા આતુર રહે છે.

તર્કશાસ્ત્ર પ્રમાણે બે નિયમો નિર્વિવાદ છે. કુદરતમાં ઉપજતા દરેક પરિણામનું એક પુરતું અને અનુકુળ કારણ હોવું જોઇએ; અને દરેક કારણ તેનાં પરિણામ યા બનાવ સાથ એક સરખું પ્રમાણ ધરાવતું હોવું જોઇએ. આ બે નિયમો માટે કોઇપણ વાંધો ઉઠાવી શકે એમ નથી. જેવું કારણ હોય તેવું પરિણામ હોય છે; આતશનું પરિણામ આતશમાં અને વરસાદનું પરિણામ ભીનાશમાંજ આવશે. હરેક વખતે દરેક ચીજનું કારણ આપણે એટલી ચોક્કસાઇથી શોધી કહાડી શકતા નથી, કે આપણે તેનું ચોક્કસ તોલ કરી શકયે, યાતો તેને છરી વડે કાપી તપાસ કરી શકયે યાતો તેને તખત ઉપર જાહેરમાં દેખાડી શકયે. તોપણ આપણે તેને કેટલીક હદે ચોક્કસાઇથી સમજી શકયે છીએ. દાખલા તરીકે જ્યારે આપણે પહાડમાંથી પાણીનો ઝરો વહેતો જોઇએ છીએ ત્યારે આપણે તેનાં મુળ યા ઉત્પતિ વિષે સમજી શકયે છીએ; જો પાણીની તપાસ કરતાં આપણે તેમાં જંતુઓ જોઇએ તો તેનું કારણ પણ સમજી શકયે. વળી એમ પણ જાણી શકયે છીએ કે આવાં જંતુઓ નિર્જીવ વસ્તુમાંથી કદી ઉત્પન થયા હોય નહીં.

આ બાબત ઉપર પુખ્ત વિચાર કરશું તો તે વિચાર આપણને ખુદા તરફજ લઇ જશે. જો ઉપર ટપકેનો વિચાર કરશું તો તે સાહેબથી આપણને અલગ થવાનું સુજ પડશે. પહેલાં તો આપણે એ બાબત તરફ બેદરકાર થઇશું; ત્યાર પછી શંકાશીળ બનીશું; ત્યાર પછી તેનો ઇન્કાર કરવાને અને છેલ્લે ધિક્કાર અને ખુલ્લો તિરસ્કાર બતાવવાને પણ લલચાઇશું. જે બંડ આપણું મન ખુદા સામે ઉઠાવે છે, તે આપણી શારીરીક દેહને આત્મિક દેહ તરફ બંડ ઉઠાવવા ઉશ્કેરે છે; તેના પરિણામમાં મનુષ્યમાં છુપાયલું આત્માભિમાન તેના

શરીરને શારીરીક મોજ શોખ તરફ ઘસડી જાય છે. જે શખસ ખુદાને તાબે રહી શકે નહીં તે પોતાના હેવાન્યત સ્વભાવને પોતામાં સમાયલા આત્મિક સ્વભાવના તાબામાં મુકી શકે નહીં. આપણી કલ્પના શકિત કે જે અહંકાર અને શારીરીક મોજશોખનું મુળ છે તે અતિષય ચંચળ બને છે અને આપણી સમજ શકિતને ગુંચવાડામાં નાખે છે. ખુદાના ખ્યાલની ગેરહાજરીમાં એક માણસ પોતેજ બધું કરવાને શકિતવાન છે એવો ખ્યાલ લઇ જાય છે, અને જ્યારે એક માણસ ખુદાનો ડર રાખતો નથી, અને પોતા શિવાય બીજાને પોતાનાં કામનો હિસાબ આપવાનો નથી એમ માને છે, તો પછી તેને ઘણાંજ હિનપસ્તી ભર્યાં કામોથી શું અલગ રાખી શકનાર છે?

પ્રૃશ્યાનો રાજા ફ્રેદરીક બીજો હંમેશ કહેતો હતો કે તેની પ્રજાનો મોટો ભાગ નીચ વર્ગના લોકોનો બનેલો હતો. અને જો ખુદાની હસ્તિનો ખ્યાલ તે ધ્યાનમાં નહીં લેય તો તેઓ સાથ કામ પાડવું મુશ્કેલ હતું. જો ખુદામાં લોકો માને નહીં તો વેપારીઓ કહેશે કે, “અમારે શા માટે પ્રમાણિક થવું જોઇએ?” ચોરો અને ખુનીઓ કહેશે કે, “પશ્ચાતાપ શું ને વાત શું? માત્ર મુર્ખાઓજ પશ્ચાતાપ કરે છે.” જવાન્યાઓ કહેશે કે “સદગુણ જેવી ચીજજ નથી” એક રાજ દરબારી પુરૂષે બરાબર કહ્યું છે કે “જ્યારે ‘ખુદા નથી,’ એ સિદ્ધાંત લોકોમાં ફેલાય છે ત્યારે તેઓની ભાષા ધર્મ વિરોધ બનતી જાય છે. ત્યાર પછી બંડ જાગે છે; રસ્તાઓમાં લોહીની નદીઓ વહેવા લાગે છે અને તોપોની ગર્જના અને ઝનુની મનુષ્યોના અવાજથી દેશ ગાજી રહે છે.” માટે જરથોસ્ત સાહેબનો મહજબ મનુષ્ય જાતને આશીર્વાદ સમાન ગણાવો જોઇએ કેમકે એ ધર્મના પ્રતાપે ખુદાની હસ્તિ વિષેનો વિશ્વાસ આપણા દીલમાં સ્થાપીત કરવામાં આવ્યો છે અને જાળવી રાખવામાં આવ્યો છે.

## પ્રકરણ ૪ થું.

---

### જરથોસ્તી ધર્મ મુજબનું આત્માજ્ઞાનશાસ્ત્ર.

આત્માજ્ઞાન શાસ્ત્ર યાને "સાઇકોલોજી" એ શબ્દ બે ગ્રીક શબ્દો, "સાઇકી" = આત્મા અને "લોગોસ" = જ્ઞાન શાસ્ત્ર ઉપરથી બનેલો છે. "સાઇકોલોજી" એ આત્માને લગતી બાબતોની વિદ્યા છે. આપણાં પવિત્ર પુસ્તક ઝંદ અવસ્તામાં જણાવ્યા પ્રમાણેના મનુષ્યના આત્મા વિષે આ પ્રકરણમાં વિવેચન કર્યું છે. માણસના આત્માની બાબદ ઉપર વિચાર કરતાં આપણને તેની ઉત્પતિ, સ્વભાવ, શકિત, કામો, તેની નેમ અને છેવટ વિષેની તપાસ કરવી પડશે. મનુષ્યની હસ્તિમાં જે ચીજો ખરી અને સંગીન માલુમ પડે છે, જે ચીજો શરીરના નાશ થયા પછી પણ હસ્તિ ભોગવે છે અને જે ચીજ ભવીષ્યની જીંદગી માટે જાળવી રાખવા લાયક છે, તે વિષે આપણે આ પ્રકરણમાં વિચાર કરીશું

પહેલે તો યાદ રાખવું જોઇએ કે બીજાં શાસ્ત્રો માફક આત્મજ્ઞાન શાસ્ત્રનો અભ્યાસ આત્માને લગતા સત્યો અને આત્મિક વળણોનાં અવલોકન પરથી થવો જોઇએ. ખગોળ વિદ્યાનો અભ્યાસ તારા સેતારાઓની હીલચાલની તપાસ કર્યાથી થાય છે; ભુસ્તર વિદ્યા (Geology) નો અભ્યાસ પૃથ્વિના શારીરીક બંધારણ તપાસ્યાથી કરી શકાય છે; રસાયન શાસ્ત્ર, રસાયન પદાર્થોનાં જોડાણ અને પ્રતિ ક્રિયાના અવલોકનથી થઇ શકે છે, તેજ પ્રમાણે આત્મજ્ઞાન શાસ્ત્રનો અભ્યાસ, આત્મિક વળણો અને બનાવો જેને સાધારણ રીતે "સાઇકીક ફીનોમીના" (Psychic phenomenœ) કહીએ છીએ તેનાં અવલોકન ઉપરથી કરી શકાય છે.

સઘળા આત્મીક બનાવોનું મુળ આત્મા છે. આત્માજ્ઞાન શાસ્ત્રનાં જે સત્યો આપણે શોધી કાઢયે અને તેઓ ઉપરથી તર્ક શાસ્ત્રના આધારે જે કાંઇ વાજબી અનુમાનો ઉપર આવ્યે તે સઘળા નજરે પડતા આત્મિક બનાવો ઉપરજ રચાયલાં હોવાં જોઇએ. વળી આત્માની વળણો અને તેને લગતા બનાવો ઉપરથીજ આપણે ખુદાતાલાની હસ્તિ જાહેર કરી શકયે છીયે. આ બનાવો ઉપરથીજ માણસ આત્મા ધરાવે છે એમ આપણે પુરવાર કરી શકીએ છીએ. પદાર્થ શાસ્ત્રો આ બેમાંની એકે ચીજ પુરવાર કરી શકતાં નથી અને એ બાબદો ઉપર ભાગ્યેજ અજવાળું નાખી શકે છે.

માટે આત્મજ્ઞાનશાસ્ત્ર એ ખાસ ધર્મ શાસ્ત્ર અને આત્માજ્ઞાન શાસ્ત્રને છુટા પાડવાની કોષેશ કરવી એ નહીં બની શકે એવી ચીજ કરવાના ફાફાં મારવા બરાબર છે. ફકત જયારે આત્મિક બનાવો યા ચમત્કારોનો ઉલટો અર્થ કરવામાં આવે છે ત્યારે ધર્મ હાંસીમાં આવી પડે છે અને એક જીવતા ખુદા વિષેના ખરાં જ્ઞાનથી આદમજાત બેનસીબ રહે છે. આત્માના કાયદાની અજ્ઞાનતાને લીધે, બેહેસ્તમાં અમલ કરતા ખુદાને અનેક વાર, મનુષ્યોમાં માલમ પડતી ખોડ ખાપણ અને જુસ્સા ધરાવનાર ખુદા તરીકે ચિતારવામાં આવ્યો છે. આ અજ્ઞાનતાને લીધે લોકો એમ માને છેકે આપણી દુન્યા ભુત પિશાચથી વસાયલી છે. આ અજ્ઞાનતા આત્માને ગભરાવી નાખે છે; તે અનેક વહેમોનું મુળ છે અને મનુષ્યની સાદી સમજને વિપરીત બનાવનાર છે. આ અજ્ઞાનતાએ એક ખાકી દોજખ પેદા કીધું છે અને તેને પલીદોથી વસાવ્યું છે; અને એક ખાકી સ્વર્ગ ઉત્પન કરી તેને દેવતાઓથી વસાવ્યું છે.

મનુષ્યની ભવિષ્યની જીંદગીની આશાઓનો પાયો આત્મિક બનાવો અને ચમત્કારોની ખરી સમજ ઉપર આધાર રાખે છે. આની ખરી

સમજ મેળવ્યાથી, જે મહાન નરોએ મનુષ્યના આત્માને ઉંચે અને મીનોઇ તબકકે પહોંચાડવાની કોષેશ કરી છે, તેઓના પયગામનું ખરૂં ભાન આપણને થઈ શકશે. આત્મિક બનાવોની ખરી સમજ સંસાર વાસનાના હુમલાઓ સામે મજબુત કીલ્લા સમાન ઉભી રહી છે અને નીતિનિયમ તરફ મનુષ્ય જાતને બીનજવાબદાર થતી અટકાવી છે.

આત્મિક બનાવોની ખરી સમજ જરથોસ્ત સાહેબના બુલંદ ધર્મના પાયા સમાન છે. આત્મિક બનાવોના ખરાં અવલોકનને લીધે જરથોસ્તી ધર્મ મનુષ્ય જાતને એક ઉંચ મીનોઇ શકિતનું ફત્તેહમંદ રીતે ભાન કરાવી શકયો છે, જરથોસ્ત સાહેબે શીખવેલું આત્મજ્ઞાન તે સાહેબની એ બાબદમાં સંપૂર્ણ પ્રવિણુતા દેખાડી આપે છે એમ દરેક જરથોસ્તી મગરૂરી અને સંતોષ સાથ જોઇ શકે છે. આથી તે સાહેબના ધર્મનાં બીજાં સિધ્ધાંતો ઉપર પણ આપણને પૂરો ઇતબાર આવે છે. બીજા કોઇ પણ ધર્મ વિષે આપણે એમ કહી શકતા નથી.

હિન્દુ અને ખ્રિસ્તી ધર્મજ્ઞાનો, આત્મિક બનાવોની ભુલ ભરેલી ખોટી અને અધુરી સમજ ઉપર રચાયલાં છે. તેઓએ આત્માની દરેક શકિત યા ગુણલક્ષણ ધ્યાનમાં લીધાં હોય યાતો તેઓ ઉપર બારીક અવલોકન કર્યું હોય યા તે વિષે ઉંડાણમાં તપાસ ચલાવી હોય એમ લાગતું નથી. પણ જરથોસ્તી ધર્મ, દુન્યાએ કદી નહીં જોયલા એવા મહા બુધ્ધિશાળી પુરૂષો, જરથુસ્ત સાહેબ અને તેમના ચેલાઓએ કરેલાં આત્મિક બનાવોના ચોકસ અવલોકન ઉપર રચાયલો છે. આત્માના તમામ વિષયની એઓએ બારીક તપાસ કીધી હતી એટલુંજ નહીં પણ તેમાં સમાયલા દરેક નિયમની સંપૂર્ણ અને અચુક તપાસ તેઓએ કરી હતી; તેમજ માનુષી આત્માના દરેક ગુણ લક્ષણ ઉપર પુરો અને ડાવકો વિચાર તેઓએ કર્યો હતો. અદભુત બુદ્ધિ ધરાવતો નર જરથુસ્ત અને તેના ચેલાઓ આત્મિક ચમત્કારના અનેક

રૂપો વિષે, જેટલું એક ઇનસાન જાણી શકે તે સર્વે જાણતા હતા. જ્યારે આપણે ગાથાના ભણતરો વાંચ્યે છીએ ત્યારે આપણને લાગે છે કે આપણે માત્ર આત્માના ગુણ લક્ષણોના સિધ્ધાંતો જાણનાર સાથેજ નહીં પણ તે ચમત્કારોનો અનુભવ મેળવેલા શખસો સાથે, સંબંધ ધરાવ્યે છીએ.

આપણે આગળાં પ્રકરણમાં જોઇ ગયા તેમ ઝંદ અવસ્તા આપણને તમામ ખલક ઉપર વિચાર કરવાને ફરમાવે છે. અહુરમઝદ સર્વેથી ભલો છે, તેને સઘળી સારી પેદાયશ સારી નેમથી અને ઉમદા મતલબથી પેદા કીધી છે એમ આપણું પવિત્ર પુસ્તક સમજાવે છે. "ઓ અહુરમઝદ, તારા વિચાર પ્રમાણે, તારાં વચન પ્રમાણે અને તારા નિશ્ચય પ્રમાણે તેં સઘળી સારી ચીજો પેદા કીધી છે માટે અમો તુંને વખાણ્યે છીએ અને તારી સ્તુતિ કર્યે છીએ."[1] "તમો સર્વે જાણો કે પેદા કરનાર અહુરમઝદ કે જેને સર્વેથી સારી બક્ષેશો ખલકને આપી છે, તેને લીધે તે આરાધના અને સ્તુતિને પાત્ર છે. તે સાહેબ અણદીઠ, સર્વેજ્ઞાની, સર્વે શકિતમાન, અને સર્વોપરી હોવાને લીધે અને પોતાની સત્તાનો જાહેર પુરાવો આપતો હોવાથી આપણી આરાધનાને લાયક છે. સ્તુતિમાં સર્વેથી પહેલી સ્તુતિ તે સાહેબની હોવી જોઇએ; યજશનેમાં તેની ખશનુમનને સર્વેથી પહેલી જગા આપવી ઘટે છે."[2] "અલબતાં, જે અહુરમઝદ પેદા કરનાર, મદદ કરનાર અને તમામ ભલી પેદાયશોને બનાવનાર છે તેની અમો બંદગી કર્યે છીએ."[3] "ઓ અશો માણસો, તમારી વૃધ્ધિ અને આબાદી માટે સર્વેથી શ્રેષ્ટ ચીજો મારી પાસે માંગો, કેમકે હું સર્વેનું ભલું કરનાર, સર્વે ચીજ જાણનાર અને સર્વેને

1. યજ. હા ૩૭. ફ. ૪.
2. દ. પે. દીન. પુ. ૬ પા. ૩૫૦
3. યજ. હા. ૭૦. ફ. ૧.

જવાબ આપનાર છું"[૧] "જીંદગી બક્ષનાર અહુરમઝદ, જીંદગીનો નાશ કરતી પેદાયશોની સંભાળ કરનાર નથી."[૨] "આતો દેખીતું છે કે સૃષ્ટિમાં જે ચીજો લાભકારી છે તે અહુરમઝદની બક્ષેશ છે અને જે ચીજો નુકશાનકારક છે તે અહેરેમન તરફથી હસ્તિમાં આવવા પામી છે. પણ અહેરેમન અને તેના સાથીઓમાં અહુરમઝદે પેદા કરેલી કેટલીક લાભકારી ચીજો જોવામાં આવે છે તેમ પોતાના હાથે ઉત્પન કરેલી નુકશાનકારક ચીજો પણ તેઓમાં માલુમ પડે છે."[૩] "શરૂઆતમાં અહેરેમનની હસ્તિ હતી નહીં પણ જ્યારે મનુષ્યોમાં અહેરેમન પેદા પડયો ત્યારથી દુઃખ અને મોતને મનુષ્ય જાત આધીન થવા લાગી, અહેરેમને જનાવરોને પણ નાશ અને મોતને પાત્ર બનાવ્યાં. પણ અહેરેમનને મનુષ્ય જાતમાંથી હાંકી કાઢયા પછી મોત અને નાશ માત્ર પાપીઓ અને દરૂજો માટે નિર્માણ થયલાં રહેશે, પણ અશો અને પવિત્ર જીંદગી ગુજારનારાને તંનદરૂસ્તીનું સુખ મળશે"[૪] "અહુરમઝદ સદા ભલું કામ કરવાનો વિચાર રાખે છે; તે સાહેબ કોઇપણ નુકશાનકારક ચીજ પેદા કરવાનો કદી વિચાર કરતો નથી તેમજ એવી પેદાયશ માટે તે સાહેબની પસંદગી નથી."[૫] "જે કોઇ શખસ પેદા કરનાર અહુરમઝદની ખરી પિછાણ કરવા ચાહતો હોય તો તેણે પોતાનાં શરીર અને આત્માને પહેલે પિછાણવો જોઇએ અને તે ઉપર ગંભીર વિચાર કરવો જોઇએ; શરીર અને આત્માને કોણે ઉત્પન કીધાં અને શા માટે ઉત્પન કીધાં તેનો ખ્યાલ આપણે કરવો જોઇએ."[૬]

ગયાં પ્રકરણમાં જણાવ્યું તેમ અહુરમઝદે આપણી સુંદર જગત

---

૧. વંદી. પરગ. ૧૮, ફ. ૭.
૨. દ. પે. દીન પુ ૭. પા. ૫૯૫.
૩. દ. દા. દીન. પુ. ૧૨. પા. ૩૮.
૪. દા દીની. પ્ર. ૩૭, ફ. ૭૨ અને ૭૩.
૫ દીનાઇ મીનોએ ખેરદ ૮. ૧૨.
૬. સીકંદ ગુમાની વીજાર ૧૦, ફ ૨.

પેદા કીધી છે; તે સાહેબે બીજી અનેક મોટી દુન્યાઓ, ભવ્ય સૃષ્ટિઓ, ઉમદા દુન્યાઓ, ખાકી અને મીનોઇ દુન્યાઓ અને સગવડ, શાંતિ અને સુખથી ભરેલી અનેક જગતો પેદા કીધી છે. "ઓ સર્વજ્ઞાની સાહેબ, મારાં સારાં મન વડે હું તારી સનમુખ આવી પુગું (એવી મારી બંદગી છે.) અશોઇ વડે અને અશોઇ માટે મળતા ગેતી તેમજ મીનોઇ જહાનનાં લાભોની તું મને બક્ષેસ કર, કે જેથી હું મુક્તિ તેમજ કીર્તિ પામુ."[1] "જ્યાં અહુરમઝદ રહે છે તે મીનોઇ જહાનનો તેમજ ગેતી દુન્યાનાં લાભોનો માર્ગ અમોને અશો નરો બતાવે (એમ હમો ઇચ્છીએ છીએ.)"[2] "આવો એક ખાનદાની નબીરો છેવટે બન્ને દુન્યાનું સુખ મેળવવા શકિતવાન થશે."[3] "તમે લોકો જાણો કે જન્મનો ખરો અર્થ, મીનોઇ દુન્યામાં જીવતાં પ્રાણીની પહેલી ઉત્પતિ કરીને થાય છે; આ દુન્યામાં થતી હીલચાલ આત્મિક યા મીનોઈ હસ્તિનાં મૂળ અને શરૂઆતની દેખીત આકૃતિ સમાન છે. તાજ બનાવવા માટે સોનું, વાસણ બનાવવા માટે રૂપું, કોદાળી બનાવવા માટે લોખંડ, દરવાજો બનાવવા માટે લાકડું, ફળની પેદાયશ માટે મૂળ્યાં અને બાળકની ઉત્પતિ માટે પિતાની જેટલી અગત્યતા છે તેટલી જરૂર આપણાં શરીરને તેની અંદર પ્રવેશ થયલા અણદીઠ આત્માની છે. આપણાં તનમાં સમાયલી મીનોઇ શકિતઓ આત્માના બળની બક્ષેશ સમાન છે. મીનોઇ આત્મા જ્યારે આ ગેતી જહાનમાં વાસો કરે છે ત્યારે આપણે જન્મ થયો એમ કહીએ છીએ. આત્માના આધાર ઉપરજ આપણી જીવતી દેહ ટકી રહી શકે છે. જેમ ઉનનો દોરો ઉનમાંથી, તાજ સોનામાંથી, ફળ મુળ્યાંમાંથી અને બાળક પિતામાંથી ઉત્પન થાય છે તેજ મિસાલ આપણા શારીરીક ભાગો આત્માથી ઉત્પન થાય છે અને પોતાની હસ્તિ કાયમ રાખી શકે છે. આ

---

૧. યજ. હા. ૨૮. ફ. ૩.

૨. યજ. હા. ૪૩, ફ ૩. હા ૬૦. ફ. ૧

૩. દ. પૈ. દીન. પુ ૫. પા. ૨૯૯.

અસલ આત્માને શરીરને ટકાવિ રાખનાર આધાર તરિકે ગણુવામાં આવ્યો છે."[1] "આત્મિક જીવન તે મૂળ્યાં સમાન છે અને ખાકી હસ્તિ તે ફળ મિસાલ છે...નહીં દેખી શકાય અને નહીં હાથ લગાડી શકાય એવી મીનોઇ હસ્તિ પરથી દેખીત અને શારીરીક મનુષ્યો અને પ્રાણીઓની ઉત્પતિ થઇ છે એમ જાણી શકાય છે ... આપણે જાણી શકયે છીયે કે આપણી ખાકી દુન્યા જે સ્પષ્ટ દેખાય છે અને નક્કર છે તે અદ્રષ્ય અને સ્પર્ષ ન કરી શકાય એવી દુન્યામાંથી ઉત્પન થઇ છે."[2] "તે ઉપરાંત અહુરમઝદે સર્વેથી પહેલે આત્મિક હસ્તિ પેદા કીધી અને પાછળથી તેને શારીરીક રૂપ આપ્યું (એ પણ આપણે સમજી શકયે છીએ)...."[3] આ સઘળા ફકરાઓ પુરવાર કરે છે કે આપણાં હૈયાત દફતરો ઉપરથી મળતાં લખાણો પ્રમાણે જરથોશ્તી ધર્મ, શારીરીક હસ્તિના યાને ખાકી દુન્યાના ગેરવાજબી અને વિચિત્ર દાવાઓ સામે વિરોધ બતાવે છે, યાને ખાકી હસ્તિને મીનોઇ હસ્તિ કરતાં વધુ અગત્યતા આપતો નથી.

આપણા ધર્મ પ્રમાણે નક્કર પદાર્થ યા વસ્તુ સ્વતંત્ર હસ્તિ ધરાવતી નથી. આપણાં બદનની હસ્તિ આપણા આત્મા ઉપર આધાર રાખે છે, અને આત્મા સર્વોપરી અહુરમઝદ ઉપર આધાર રાખે છે. આપણાં ધર્મ પુસ્તકોમાંથી મળતી સાબેતીઓ પુરવાર કરે છે કે આપણા આત્માનું અને જીંદગીનું મુળ ઇશ્વરી છે. "ઓ અહુરમઝદ! તેં તારા પોતાના કાબેલ દેમાગમાંથી અમને સમજ શક્તિ આપી અને અમને ખાકી બદન આપ્યું. વધુમાં તેં સાહેબે અમને ચોક્કસ નિયમો પાળવા ફરમાવ્યું કે જેથી દરેક માણુસ પોતે શું ઇચ્છે (અને કરે) તેનો આધાર તેની ઉપરજ રહે."[4]

---

૧. દ. પે. દીન. પુ. ૫. પા ૨૯૪-૨૯૫.  ૩ દ. દા. દીન. પુ ૧૭. પા. ૫૫.
૨. સીકંડ ગુમાની વીજાર. ૮. ૨૪-૩૪.  ૪. યજ. હા. ૩૧. ફ. ૧૧.

મનુષ્યમાં સમાયલો આત્મિક અંશ તેનાં ખાકી શરીરની માત્ર ખીળવણીનું પરિણામ નથી. આત્માનું મુળ જુદીજ અને ઉચ્ચ પ્રકારની જીંદગીમાં સમાયલું છે અને તેને પોતાનાં મુળ વતનમાં પાછું ફરવાનું આયદે નિર્માણ થયલું છે. "અહુરમઝદે અશો જરથુસ્તનો પાક અને તેજોમય પ્રકૃતિ સ્વભાવ (પહેલો) પેદા કીધો; તેની પેદાશ મીનોઇ દુન્યામાં થઇ હતી અને યોગ્ય વખતે તે સાહેબને ખાકી શરીર બક્ષી આ ગેતી જહાનમાં મોકલ્યા હતા. જે વેળાએ અશો જરથુશ્તના આત્માએ ગેતી જહાનમાં ખાકી બદનમાં વાસો કીધો તે વેળાએ એક અજબ રોશની તેમનાં મકાનમાંથી પ્રકાશવા લાગી."[1] "ગેતી દુન્યા સાથ જે ચીજ સંબંધ ધરાવે છે તે આપણું શરીર, મીનોઇ દુન્યા સાથ સંબંધ ધરાવનાર આપણો આત્મા છે. એ બન્નેના મેલાપથી મનુષ્યની ઉત્પતિ થઇ છે."[2] આપણો આત્મા, પાક અહુરની ટંકશાળમાં બનેલા અને તેના ખજાનામાંથી બાહેર પડેલા શિક્કા મિસાલ છે; તે કીરતારની મરજી જ્યારે તેને પાછો ખેંચી લેવાની થાય ત્યારે તેને તે પાછો સપુર્દ કરવાને આપણે બંધાયલા છીએ.

ઉપલા ટાંકી બતાવેલા સર્વ ફકરાઓ ઉપરથી આપણુને જણાય છે કે ઝંદ અવસ્તા ગેતી અને મીનોઇ દુન્યાઓની હસ્તિ કબુલ રાખે છે. આ બન્ને દુન્યાનો પેદા કરનાર અહુરમઝદ છે. પણ ઝંદ અવસ્તા વધુ આપણુને એમ જણાવે છે કે પહેલે મીનોઇ દુન્યા હસ્તિમાં આવી. તો એટલું તો સ્વભાવિક છે કે મીનોઇ જહાનમાં વાસો કરનાર પરમ શક્તિ અહુરમઝદે, ખાકી સૃષ્ટિ પેદા કરવા માટે, તે અગાઉ ઉત્પન્ન કીધેલા, ચોક્કસ કાયદાઓ ઉપરજ આધાર રાખ્યો હોય. તે સાહેબે માત્ર મીનોઇ દુન્યાના કાનુનો આ ગેતી દુન્યા

---

૧. દ. પે. દીન પુ. ૯. પા. ૬૧૨. ૨. દ. પે દીન. પુ. ૪. પા. ૧૯૧.

તરફ ઘડાઅ્યા, જેથી આપણી જગત મીનોઇ દુન્યાની સ્પષ્ટ આકૃતિ યા તસવીર તરીકે હૈયાતીમાં આવી. કુદરતના કાયદાના અભ્યાસથી આપણે મીનોઇ જહાનની હસ્તિ અને તેનો અર્થ સમજી શકુયે છીયે, અને તેના કાયદાઓને આધીન થઇ અનુસરતી જીંદગી ગુજારી શકુયે છીયે.

આપણાં ધર્મ પુસ્તકો પ્રમાણે મીનોઇ દુન્યા, કોઇ અજાણ કારીગરે બાંધેલો હવાઇ કિલ્લો નથી. પણ અમેશાસપંદો, યઝદો, આત્માઓ અને તેઓની ફ્રવશીઓથી વસાયલી વ્યવસ્થિત જગત છે. પ્રોફેસર હક્સ્લી પણ દીસકારટીસ માફકજ (જો કે જરા જુદી મતલબે) આપણને ખાત્રીથી જણાવે છે કે "અણદીઠ મીનોઇ દુન્યા, એ ખાકી દેખીત દુન્યા કરતાં વધુ સંગીન હસ્તિ ધરાવે છે."

જરથોસ્તી ગ્રંથકારો આપણી સૃષ્ટિનું ઘણુંજ બારીક અવલોકન કરનારા અને તેની હસ્તિનો ખરો અર્થ ઉઠાવનારા હતા એ પુરવાર કરવાને અનેક તકરારો મોજુદ છે. તેઓએ ઘણીજ વાજબી રીતે મીનોઇ દુન્યાને ખાકી જગત કરતાં વધુ અગત્યની ગણી છે અને તેઓ શરીર કરતાં મન અને આત્માને આલા દરજ્જો આપવામાં બીલકુલ ખરા હતા. અનેક દલીલો ઉપરથી આપણે એમ અનુમાન પર આવ્યે છીએ કે આપણી ખાકી જગત તે મીનોઇ જહાનમાંથી ઉત્પન્ન થઇ છે. પહેલું કારણ એ છે કે એક પદાર્થને એક સ્થિતિ પરથી બીજી સ્થિતિપર જવા માટે અનેક રૂપમાંથી પસાર થવું પડે છે, જે રૂપો એક બીજા સાથ સંબંધ ધરાવે છે. યાને ખાકી દુન્યા મીનોઇ દુન્યા ઉપરથી અનેક રૂપોમાંથી પસાર થઇ હસ્તિમાં આવવા પામી છે. એમ માનવાનું બીજું કારણ એ છે કે ખાકી જગત જે અતિ નાની રજો (atoms) માંથી બનેલી છે, એ રજો યા પર માણુઓ દેખીતી રીતે કોઇ શક્તિમાંથી ઉત્પન્ન થયલાં હોવાં જોઇએ.

એ રજો યા પરમાણુઓનું મૂળ બળ (energy) માં સમાયલું છે. આ પ્રમાણે કોઇ અણુદીઠ બળમાંથી (યા મીનોઇ શક્તિમાંથી) આપણી જગત બનવા પામી છે એમ અનુમાન કહાડી શકાય.

ત્યારે, આ પ્રમાણે આપણે ઝંદ અવસ્તાનાં સતાવાર લખાણો ઉપરથી જોઇ શકયે છીએ કે જરથોશ્તી મહાન પુરૂષો હીકલ (Heckel) માફક એમ માનતા ન હતા કે એક મનશક્તિ ધરાવતું સજીવ બંધારણ ચોક્કસ રસાયણ પદાર્થોના અકસ્માતિક સંયોગ થવાથીજ ઉત્પન્ન થવા પામ્યું છે, તેમજ દારવીન માફક તેઓ કહેતા ન હતા કે જુદી જુદી જાતિઓ (Species) ની પેદાયશ માત્ર અણધાર્યા સંજોગનેજ લીધે થઇ હતી. જીવતું પ્રાણી યા કોઇ પણ જીવ, નિર્જીવ વસ્તુ ઉપરથી પેદા થવા પામી છે એમ માનવાને આપણને કાંઇ પણ આધાર નથી. પણ આપણી ઝંદ અવસ્તા તેમજ આપણી સૃષ્ટિમાં એવા પુરાવાઓ અનેક મળે છે કે આપણી મનશકિતનો પેદા કરનાર સર્વેથી શ્રેષ્ટ મનશક્તિ[1] ધરાવનાર અહુરમઝદ છે કે જેની મન-શકિત અને સત્તા આપણા માનુષી મન અને બળથી બેહદ વધારે છે. અને આપણી જાણમાં આવેલી બાબદો ઉપરથી આપણને અનુ-માન કહાડવાનો હક રહે છે કે નિર્જીવ વસ્તુમાં મનોબળ જેવું કશું હોતું નથી કે જેની ઉપરથી આપણી માનુષી મન શકિત ઉત્પન્ન થવા પામી હોય.

જેમ વિજળીનું મૂળ વિજળીક બળજ હોઇ શકે, તેમ મન શકિતનું મૂળ કોઇ એક જાતનું મનોબળજ હોવું જોઇએ એમ અનુમાન કહાડવાની આપણને મુશ્કેલી પડશે નહીં. મનશકિત ધરાવતા જીવડાની ઉત્પતિ, નિર્જીવ, ખાકી, જડ પદાર્થ ઉપરથી થઇ એમ કહેવું અનુકુલ થઇ પડશે નહીં. સમજ શકિતની પેદાયશ કોઇ સમજ

---

૧. યજ. હા. ૩૧. ફ. ૧૧.

ધરાવનાર મૂળ ઉપરથીજ થઇ છે એમ માન્યા વગર આપણને છુટકો નથી; તેજ પ્રમાણે મન શકિતની પેદાયશ એક મન શકિત ઉપરથી, અને સમજથી કામ કરનાર મનુષ્યની પેદાયશ તેવીજ સમજથી કામ કરનાર સજીવ શકિત ઉપરથી થઇ છે એમ આપણને માનવું પડે છે. હાલના જમાનાની શોધખોળ અને શાસ્ત્રો પ્રમાણે તો આજ કુદરતનો કાયદો છે એમ આપણને માલુમ પડયું છે.

લોહચુંબકનો ગુણ દર્શાવવા માટે લોઢાનો ટુકડો યા તો લોખંડનો 'ઓક્શાઇડ' (oxide) બહુ સારૂં સાધન થઇ પડશે. પણ લોહચુંબકનો ટુકડો કાંઇ આકર્ષણનું બળ પેદા કરતું નથી. તે બળ તે ટુકડામાંથી નહીં પણ બહારથી આવે છે. તેજ પ્રમાણે મનુષ્યનું ખાકી શરીર એક સાધન છે કે જે વડે આત્મા પોતાની શકિતનો દેખીત પુરાવો આપે છે. પણ શરીર પોતે કાંઇ આત્માની શકિત ઉત્પન્ન કરી શકતું નથી. આત્મા તો સર્વેથી મોટી શકિત યાને અહુરમઝદ તરફથી, અને કોઇ બીજાંજ (યાને શરીર બહારનાં) સ્થળમાંથી આવે છે. તે સાહેબે જીંદગી અને મન શક્તિના ચમત્કારો પ્રદર્શીત કરવા શરીરને બનાવ્યું છે.

હાલની સાયન્સ પ્રમાણે નક્કી થઇ ચુકયું છે કે જે સિદ્ધાંત એમ શિખવે છે કે જીંદગીમાંથીજ બીજી જીંદગી પેદા થઇ શકે (Doctrine of Biogenesis) તેજ આજના વખતમાં સર્વે ઠેકાણે ફત્તેહમંદ સિદ્ધાંત તરીકે સ્વીકારાયો છે. જોકે ટીનડેલ એવું ઇચ્છે છે કે તેનાં સિધ્ધાંતો ખરા પુરવાર કરવાની તેને સાબેતી મળી હોતે, તોપણ તેને કહેવાની ફરજ પડે છે કે, "હું કબુલ કરૂં છું કે આપણી માનુષી જીંદગી, બીજી કોઇ પણ જીદગીની હૈયાતી વગર હસ્તિમાં આવવા પામી હોય એમ પુરવાર કરવાને આપણી પાસે જરાબી સતાવાર સાબેતી નથી." આ પ્રમાણે, નિર્જીવ વસ્તુમાંથી

સજીવ પ્રાણી પેદા થયું છે એમ સાબેત કરવાની કોશેશો નિષ્ફળ નિવડી છે.

મનુષ્ય અને તેના આત્માની ઉત્પતિ બાબે વિચાર કર્યા પછી હવે આપણે તેના આત્મા અને શરીરના મૂળ સ્વભાવ વિષે વિચાર કરીશું. માણસના મૂળ સ્વભાવ વિષે સમજાવતાં જરથોશ્તી ધર્મ શીખવે છે કે પેદા કરનાર, અહુરમઝદે તો માણસને સારો બનાવ્યો છે. તેને સારી શકિતઓ આપી છે; તેને બનાવાનો અસલ હેતુ તેને ભલોજ પેદા કરવાનો હતો; તેને સારો આકાર અહુરમઝદે આપ્યો છે અને તે ઉપરાંત પોતાને જાતી મહેનત કરી વધુ સારો બનાવી શકવાની શકિત આપી છે. ખુદાએ મનુષ્યને અસલથીજ ભલો નિવડવા સરજાવ્યો છે, એ ભવ્ય ખ્યાલ ઝંદ અવસ્તા આપણને ઘણોજ સારી રીતે આપે છે. "ઓ અહુરમઝદ, સર્વેથી પહેલાં મેં તુને અમારા સારાં મનના પિતા, અશોઇના પેદા કરનાર અને અમારા (સારાં) કામોની રાહબરી કરનાર માલેક તરીકે ઓળખ્યો."[૧] "અમો ગયોમર્દની ફ્રવશીને આરાધીએ છીએ અને તેની સ્તુતિ કર્યે છીએ કેમ જે ગયોમર્દે પહેલે અહુરમઝદનું શિક્ષણ સાંભળ્યું અને તેની ઉપરથીજ આર્ય પ્રજાઓની ઉત્પતિ થઇ છે."[૨] "સાચ્ચું બોલી ગયોમર્દ અમેશાસ્પંદની પદવીએ પહોંચવા પામ્યો હતો..."[૩] "ગયોમર્દ પોતાની સાચ્ચું બોલવાની ટેવને લીધે સીધો અમેશાસ્પંદોના દરજ્જે પહોંચ્યો હતો; તેનો સ્વભાવ ગરોથમાનને લાયક સરજવામાં આવ્યો હતો; આ દુન્યાનાં દુર્ગુણોથી અળગ રહી તેને આ દુન્યામાં તેનો સ્વભાવ પાક અને ગરોથમાનને લાયકજ રાખ્યો હતો; આ બીના વિષે લોકો જે કહે છે તે ઉપરથી સાબીત

---

૧. યજ. હા. ૩૧. ફ ૮. ૩ દ. દા. દીન પુ. ૧૩. પા. ૭.
૨. ય. ૧૩. ૮૭.

થાય છે...ગયોમર્દ પોતાનાજ (સારાં) કામોથી (દોજખમાં જતો) બચવા પામ્યો હતો..."[૧] "જ્યારે દાદારે મનુષ્યોને પેદા કીધાં તેજ વખતથી, પોતાના મહાજ્ઞાનથી પામી જઇ, દરૂજોને મારવાની અને સારાં કામો કરવાની સમજ તેનામાં મુકી છે. દરૂજોનું જોર કમી કર્યાથી છેવટે મનુષ્યોને મુક્તિ મળે છે અને તે પોતાનો સ્વભાવ સર્વેથી શ્રેષ્ટ બનાવી શકે છે..."[૨] "શરૂઆતથીજ સૃષ્ટિના પેદા કરનાર અને તેને ટકાવી રાખનાર અહુરમઝદે આ દુન્યામાં સદગુણ સ્થાપિત કીધો; મનુષ્યોને તેઓના પયગામબર સાથના સંબંધ વડે બદીથી બચાવવા, તેણે દુન્યાની હસ્તિના વચલા ગાળામાં (તેના પયગામબરને પેદા કીધો.)..."[૩] "અહુરમઝદે, માણસને પોતાની ફરજ કાળજીથી બજાવવા માટે અને દુન્યાનાં હીત અર્થે કામ કરી દુન્યાને લાભકારી નિવડવા તેનાંમાં પ્રેરણા બુધ્ધિ મુકી છે. અને જે પ્રમાણમાં એક મનુષ્ય આ દુન્યામાં ખંતથી અને આકીનથી પોતાની ફરજ અદા કરવાની મહેનત લેય છે, તેજ પ્રમાણમાં તે ફરેસ્તાઓને તેઓના કામમાં (યાને દરૂજી મારી હઠાવાના કામમાં) મદદ કરે છે અને આ ગેતી દુન્યાની જીંદગીને ગરોથમાનનાં વસવાટ લાયક બનાવે છે..."[૪] "મહાજ્ઞાની અને બળવાન સાહેબે મનુષ્યને નુકશાન કરનારી ચીજો પેદા કીધી નથી. અમર્ગ સુખ મેળવવાની ચાલુ કોષેશો કર્યાથી એક માણસ અહેરેમનને મારી હઠાવી શકે છે." "માહરેસ્પંદના બેટા આદરબાદે દુન્યાની પચ્ચીસ કીંમતી ચીજોને નીચે પ્રમાણે વર્ગોમાં વહેંચી નાખી છે... જીંદગી, મોહરદાર, ફરજંદ, સત્તા અને પૈસા એ નસીબના બળથીજ મળી શકે છે; પણ અશોઇ યા નાપાકી એ ખાસ આપ બળનાંજ પરિણામ છે; આશા, પ્યાર, ભલાઇ, સખાવત અને સચ્ચાઇ એ મનુષ્યોને બક્ષેશ થયલા ખાસ સ્વભાવમાંથીજ પેદા

૧. દ. પે. દીન. પુ. ૧. પા. ૧૫ અને ૧૬ ૩. દ. પે. દીન. પુ. ૫. પા. ૩૨૪.
૨. દ. પે. દીન. પુ. ૪. પા. ૨૪૫. ૪. દ. પે. દીન. પુ ૬, પા. ૩૭૪.

થઇ શકે છે..."[1] "જ્યારે સ્વભાવ સુધરે છે ત્યારે ડહાપણુ આવે છે; જ્યારે ડહાપણુ આવે છે ત્યારે અંતઃકરણુ જાગૃત થાય છે; જ્યારે અંતઃકરણુ જાગૃત થાય છે ત્યારે એક શખસ પાપથી અલગ રહી શકે છે; જ્યારે તે પાપથી અલગ રહી શકે છે ત્યારે તેને કાંઇપણુ હરકત પહોંચી શકતી નથી"[2] આ પ્રમાણે, આપણે જોઇ શકયે છીએ કે ખુદાએ મનુષ્યને તમામ ભલો નિવડવા સરજ્યો છે, એ શિક્ષણુ ઝંદ અવસ્તાનું સર્વેથી ઉમદા શિક્ષણુ છે.

આપણાં ધર્મ સાહિત્યો પ્રમાણે દરેક માણુસ પાપથી નિરાળો અને નિર્દોષ જન્મ પામ્યો હોય છે. એક બાળક તેના જન્મ પછીથી સાત અને કેટલીક વખત પંદર વરસ સુધી પોતાનાં કામો માટે બીન જવાબદાર ગણાય છે. "તે દરૂજે જવાબ આપ્યો 'ઓ અશો સરોશ, જે માણસ યા ઓરત, પંદર વરસની ઉપરના થઇ સુદરેહ કુસ્તી વગર ફરે છે તે મારો ચોથો શિકાર છે.'..."[3] ".... જ્યારે પંદર વરસ પછી એક શખસ સચ્ચાઇનો કાયદો છે એમ સમજે છે અને પુછપરછ કરીને તે વિષેનું જ્ઞાન મેલવે છે ત્યારે તેનું મહત્વ વધે છે."[4] "જો સાત વરસની અંદરનું બાળક કાંઇ પણુ પાપ કરે તો તે માટે તેને સજા કરવી નહીં જોઇએ, કેમકે તે પોતાનાં કામનો ભાવાર્થ સમજતું નહિ હોવાથી પાપ તેને અડકી શકતું નથી (યાને તેના મનને અપવિત્ર કરી શકતું નથી.)..."[5] "બાળકમાં પાપનાં બીજ રોપાયલા રહેતાં નથી, અને જો તે પાપી હોય તો વાંક તેનાં પિતાનો છે. આઠમાં વરસથી પંદરમાં વરસ સુધી ઉપલુંજ અનુમાન લાગુ પાડી શકાય."[6]

---

૧. દ. દા. દીન. પુ ૧૨, પા. ૭૫ અને ૭૬.
૨. દ. દા. દીન. ૧૩ પુ. ૬, પા. ૩.
૩. વહી પરગ ૧૮, ફ. ૫૪.
૪. પૂ. ૫. પૃ. ૩૭, દીન પુ ૮, પ્ર. ૩૮, ૨.
૫. દ. પે. દીન. પુ. ૪, પા. ૨૬૩.
૬. શાયસ્ત ૫, ફ. ૧ અને ૨.

જરથોસ્તી ધર્મ, શરૂઆતમાંજ પાપ સરજાયું છે અથવા તો મનુષ્ય જાતમાં સારા અને બુરા ગુણો પહેલેથીજ મુકવામાં આવ્યા છે એમ શીખવતો નથી. તેના કોઇ આગલા અવતારની યા તેના વડવાઓના પાપની તેને સજા થતી નથી. અંગ્રેમન યા દરૂજ સાથની તેની લડત વચ્ચે કોઇ પણ માનુષી દુર્ગુણ આવતો નથી.[૧] પણ તેનાં જન્મથીજ માણસમાં ભલા યા બુરા નિવડવાની બળવાન શક્તિ, સારો યા બુરો માર્ગ અખત્યાર કરવાની પ્રબળ તાકાત અને અષના રાહે ચાલી અંગ્રેમનનાં કાયદાનો નાશ કરવાનું અનંત કૌવત તેને બક્ષવામાં આવ્યું છે.[૨] "જે નુકસાન અને ઇજા મનુષ્ય જાત પામે છે તે કાંઇ તેઓમાં અહુરમઝદે મુકેલા દોષોને આભારી નથી, પણ અહેરેમનની લાલચને આભારી છે. જે દરૂજ શક્તિઓ મનુષ્યમાં કપત, ગુસ્સા અને કામ વાસનાના આકારમાં જોવામાં આવે છે તેને દુઃખ દરદો આભારી છે."[૩] દરેક માણસની કુદરતી વળણ સારા નિવડવાની અને ભલાં કામોજ કરવાની હોય છે અને તેનામાં ભલું કરવાની આ સમાયલી શકિતને તેની કુદરતી વળણ પ્રમાણે જવા ઉત્તેજન આપવા શિવાય જરથોસ્તી ધર્મ બીજી કાંઇ પણ વધુ ફરજ માણસ ઉપર નાખતો નથી.[૪] અસલનું તત્વજ્ઞાન જેમ શિખવે છે કે માણસની દરેક કુદરતી શકિત અને લાગણી માત્ર બુરાજ પ્રકારની હોય છે અને કામ વાસના જેવી લાગણીઓને દબાવી દઇ નાબુદ કરવી ઘટે છે, તેનાથી જરથોસ્તી ધર્મ શિક્ષણ ઘણુંજ જુદું પડે છે. એથી ઉલટુંજ જરથોસ્તી ધર્મ મનુષ્યના મન પર મક્કમ છાપ બેસાડે છે કે ફક્ત સારી વૃત્તિઓજ તેનામાં ઉત્પન્ન કરવામાં આવી છે.

---

૧. વંદી. પરગ ૧૯; ૪-૧૦, ૩. સીકંડ ગુમાનીક વિજાર ૩, ફ. ૨૨ અને ૨૩
૨. ઉપલુંજ ૪. યજ. હા. ૬૧. ફ. ૧૧.

જરથોસ્તી ધર્મ પુસ્તકો પ્રમાણે મનુષ્યને છેક હલકો દરજ્જો આપવામાં આવ્યો નથી, તેમ તેને ખુદાઇ પદવી પણ આપવામાં આવી નથી. ખુદાઇ શકિતની બક્ષેશ પામેલા અજાયબ પ્રાણી તરીકે તેને ચિતારવામાં આવ્યો છે. આ મીનોઇ શકિત, તેની, અહુરમઝદની અશો આત્માની અને ફ્રવશીઓની પ્યારભરી સંભાળને લાયક જણાવવામાં આવી છે. અહુરમઝદે મનુષ્યને બક્ષેલી મીનોઇ શકિત ઇશ્વરી ભવ્ય અને બેમૂળ છે અને તે શકિત પોતાની સત્તા આ દુન્યામાં સર્વે ચીજ ઉપર સ્થાપિત કરે છે. અઓગેમદેના અવસ્તા ફકરામાં અહુરમઝદ જરથુસ્ત સ્પીતમાંનને કહે છે કે "ઓ જરથુસ્ત, મેં તારા, ચંદ્ર, સુરજ, સગ, પક્ષી અને પાંચ જાતનાં પ્રાણીઓ પેદા કર્યાં છે; પણ સર્વેથી શ્રેષ્ટ મારી પેદાયશ અશો મનુષ્યની છે કે જેઓએ મારી તરફથી અપની સ્તુતિ સારા ધર્મ મારફતે સાંભળી છે."

જો કે આપણાં સાહિત્યો મનુષ્યમાં સમાયલી બેહદ ભારે શકિતઓ કબુલ રાખે છે તોપણ માણસજાત સ્વતંત્ર છે એમ તેઓ શીખવતાં નથી. જીવના ઉત્પન્ન કરનાર અહુરમઝદ ઉપર મનુષ્યનો તમામ આધાર છે, અને તેના અપનાં કાયદા ઉપરજ તેનું તમામ સુખ લટકેલું છે, એવું જે જરથોસ્તી શિક્ષણ છે તેની બરાબરી બીજું કોઇએ શિક્ષણ કરી શકે એમ નથી.[1] આ શિક્ષણ ઉપરથી આપણે સમજી શકયે છીએ કે મનુષ્યની જીંદગી, સુખ અને સર્વસ્વ અહુરમઝદના હાથમાંજ છે, તેમજ .અહુરમઝદ ભલાઇનો ભંડાર છે અને પોતાની મરજી મુજબ સારી ચીજોની બક્ષેશ કરે છે, તેમજ તે બક્ષેશોથી મનુષ્યને બેનસીબ રાખવાની સત્તા ધરાવે છે, એમ એ શિક્ષણ આપણને સમજાવે છે. આપણા અને સર્વેથી શ્રેષ્ટ અહુરમઝદ વચ્ચે માયાનો ઘણો ઘાડો સંબંધ છે, એમ તે જણાવે છે.

---

૧. આ પુસ્તકનું ૩ જું પ્રકરણ જુઓ.

આપણામાં ઉપકારની લાગણી તે ચાલુ પ્રગટ કરે છે અને આપણામાં માયાળુ અહુરમઝદ તરફ, તેની બક્ષેશો માટે પ્યાર અને તેના કાયદા (દએન)ના અનાદર માટે ધાસ્તી ઉત્પન્ન કરે છે.

જીંદગીનું સુખ મેળવવા બે ચીજની જરૂર છે; અહુરમઝદની બક્ષેશ અને તે સાથે મનુષ્યનો સહકાર. ઝંદ અવસ્તા પ્રમાણે માણસને કુદરત તેમજ ઇનસાન તરફથી મદદ મેળવવાની બુધ્ધિ અપાયલી છે. તે ઉપરાંત અહુરમઝદ તરફથી મીનોઇ શકિત મેળવવાની એને બુધ્ધિ બક્ષવામાં આવી છે. મનુષ્યજાત ઉપર, મીનોઇ યા આત્મિક અસર, તેની આત્મિક શકિતઓને લીધે અને બીજાં અનેક કારણોસર ચાલુ થતી રહે છે. તે અસરની શોધમાં જોકે એક માણસ જતો નથી તોપણ તેના ઉપર આવી અસરો થાય છે. અવસ્તામાં એક ઠેકાણે જણાવ્યું છે કે, "ઓ જરથુશ્ત! હું, અહુરમઝદ, ગેતી દુન્યામાં જે જે માણસો વિચારે છે, બોલે છે અને કરે છે, તે સર્વેથી, જેમ નાક કાનથી દૂર નથી, તેમ હું દૂર નથી; તે સઘળી ચીજોથી, જેમ કાન મોઢાંથી દૂર નથી, તેમ હું દૂર નથી."[૧] "તમોને જે ભલી બક્ષેશોની જરૂર હોય તે અહુરમઝદ પાસ માંગો અને એક યા બીજે કીસમે તે તમોને મળશે." એ ખ્યાલ જરથોશ્તી ધર્મ શિક્ષણ આપણને વારંવાર આપે છે. "અશો નરો તમો તમારી બેહુતરી અને સુખ માટે મારી પાસ ગમે તે માંગો, હું કે જે સર્વેનું ભલું કરનાર, સર્વેજ્ઞાની, અને સર્વેને જવાબ દેનાર છું."[૨]

આત્માની અશોઇ માટે અભિલાષા તેજ જરથોશ્તી ધર્મ પ્રમાણે ખરી બંદગી છે. જરથોશ્ત સાહેબની બંદગી તેમજ જરથોશ્તી અશો નરોની બંદગી અહુરમઝદે સદા કબુલ કરી હતી. આ બંદગીઓ કે જે વિષે આપણે ગાથામાં અને અવસ્તામાં ઠેકાણે ઠેકાણે

૧. પૂ. પ. પુ. ૪, પા. ૨૮૯. ૨. વંદી. પરગ. ૧૮. ફ. ૭.

વાંચ્યે છીએ તે ઉપરથી આપણે સમજી શકયે છીએ કે સૃષ્ટિમાં આબાદી અને સુધારો કરવાના અહુરમઝદના કામમાં આપણને મદદ કરવી ઘટે છે. અહુરમઝદે પાણીના ઝરાઓ મીઠાં પાણીથી ભર્યા છે પણ તેમાંથી પાણી કાઢવા માટે મનુષ્યે પોતાનુંજ ડોલ વાપરવું પડે છે. ખુદાએ કુદરતની રચના એવી કીધી છે કે જે ચીજો મનુષ્યની જીંદગીમાં ખપની છે તે તેને મહેનત કર્યા વગર મળી શકે નહીં. સાધારણ રીતે જણસો યા વસ્તુઓને કાચ્ચી સ્થિતિમાં સરજવામાં આવી છે અને તેને વપરાસમાં લેવા માટે તૈયાર કરવા મનુષ્યને સાધણો આપવામાં આવ્યાં છે. જો મનુષ્યજાત કુદરતને મદદ નહીં કરે તો કુદરત તરફથી તેને મળતી બક્ષેશોનો સંપૂર્ણ લાભ તે લઇ શકે નહીં. આ પ્રમાણે કરવાનું કારણ દેખીતું છે. અને તે એ કે અહુરમઝદ મનુષ્યને આપેલી શક્તિઓનો વપરાસ તેઓ પાસે કરાવવા ચાહે છે.

ચંચળ અને ચતુર પ્રાણીઓ માટે આપણી દુન્યા એક વખાણવાજોગ નિશાળ છે. મનુષ્યને અપાયલી શોધકબુદ્ધિ, તેની ધીરજ, ખંત, હીંમત અને સાહસગુણ સર્વે વપરાસથી વધી શકે છે. આ સદ્ગુણોની ખીળવણીથી જેવો તેને સંતોષ મળે છે તેવો બીજી કોઇ પણ મોજ તેને આપી શકતી નથી. અહુરમઝદે કરેલી વ્યવસ્થા ઘણીજ ડહાપણભરી છે. મનુષ્યને પોતાની શક્તિના વપરાસ માટે, આવી વ્યવસ્થા ઉત્તમ સાધન પુરૂં પાડે છે અને અહુરમઝદ પરના તેના આધારનો સ્પષ્ટ ખ્યાલ તેના મન ઉપર બેસાડે છે. "જ્યારે તે સાહેબ અહુરમઝદે પહેલે દુન્યા પેદા કીધી ત્યારે મનુષ્યજાતને નીચલું ફરમાન આપ્યું. 'તમારા આત્માની મુક્તિ માટે તમારે મહેનત કરવી ઘટે છે... જો તમે મહેનત કરશો તો તમારી તે નેમ બર લાવવા જોઇતાં સાધનોની તમને બક્ષેશ થશે. તમારા શિવાય

કોઇ પણ તમારા આત્માની મુક્તિ માટે મદદ કરી શકનાર નથી. મનુષ્યજાતને આ દુન્યાની દોલત મેળવવાની એટલી હોંશ રહે છે કે તેને થકી તેઓ અતિ શ્રમ ઉપાડે છે. પણ આત્મિક દોલત મેળવવા માટે તેઓને ખુદાની બંદગી કરવી પડે છે."[1] આ પ્રમાણે જીંદગીમાં મળતી બક્ષેશો માણસની મહેનત અને જેહેમત ઉપર આધાર રાખે છે; પણ મનુષ્યને નહીં સમજ પડતી અનેક બાબદો સાથ સંબંધ રહે છે જે બાબદો તેની ઉપર ઉંડી અસર કરે છે અને જ્યારે તે પોતાની મેહેનતથી કાંઇ બદલો મેળવી શકે છે ત્યારે તેઓ તેને યાદ દેવાડે છે કે તેનો આધાર ખુદા ઉપરજ છે. પણ જેઓ આ બધુ સમજવા માગે છે તેઓનેજ કુદરત આ પાઠ શીખવે છે. અહુરમઝદની સર્વોપરિ સત્તાની પિછાણ કર્યા વગર માણસ રહી શકે છે, છતાં ખુદાની અનેક બક્ષેશો એવા માણસોને પણ મળતી રહે છે જે તેઓનો ખુદા ઉપરનો આધાર પુરવાર કરે છે.

સાધારણ રીતે એક માણસ એક શાસ્ત્ર, હુનર યા ભાષા બીજાંની મદદ વગર શીખી શકે નહીં એ તો દેખીતું છે. કોઇ બીજા શખસની મદદથીજ તે અભ્યાસ બરાબર કરી શકે છે યા કાંઇ પણ માથે ઉપાડેલું કામ કરી શકે છે. ખનીજ પદાર્થની મદદથીજ માણસ જાત જમીન ખેડી શકે છે યા તો મહાસાગરો ઓળંગી શકે છે. જે પ્રમાણમાં ઇનસાન કુદરત, મનુષ્યો અને અહુરમઝદની મદદ લઇ શકે છે તે પ્રમાણમાં તેનું બળ વધે છે. પોતાનું જાતી બળ કેટલું થોડું છે અને પોતે પોતા ઉપરજ ખાલી આધાર રાખી શકતો નથી એ તે બરાબર સમજે છે. "ઓ અહુરમઝદ! હું જાણું છું કે શાને લીધે હું મારી મુરાદો પાર પાડી શકતો નથી. માટે હું તારી મદદ માટે આજીજી કરૂં છું. જેમ એક મિત્ર બીજાને મદદ કરે છે

---

૧. દ. દા. દીન. પુ. ૧૨ પા. ૧૧.

તે પ્રમાણે તારી સહાય મને આપ...ઓ અહુર! તુને હું મારા રાહબર અને સરદાર તરીકે કબુલ કરૂં છુ"[1] "...આ મારાં ટોલાંને બચાવનાર કોણ છે. અને મારે માટે, તારા અને તારા અષ શિવાય બીજુ શું છે, ઓ અહુર? મને કહે કે તારા પરોપકારી મન શિવાય મને શાનો આધાર છે?"[2] અહુરમઝદે પોતાના પ્રાણીઓને તેઓની સત્તાની ટુંક હદનો ખ્યાલ આપી, તેઓ બીજા ઉપર અને અહુરમઝદ ઉપર આધાર રાખે છે એમ ભાન આપ્યું છે. આ શું તે સાહેબના ડહાપણને અનુસરતું નથી? કેમકે જ્યારે માણસ પોતાની કુમતાકાતનો વિચાર કરે છે ત્યારે તે મગરૂર બનતો અટકે છે. શું જ્યારે નબળાં ઇનસાનો પોતાની ફર્યાદનો પોકાર ખુદાને કરે છે ત્યારે તે સાહેબ તે સાંભળવા ના પાડે છે? બલ્કે નહીં. તે સાહેબ તેનો અવાજ સાંભળે છે અને તેને મદદ આપી તેનાં દુઃખી દેલને રાહત અને શાંતિ બક્ષે છે.[3]

હવે મનુષ્ય ઉપર વધુ ઉંડાણમાં વિચાર કર્યે. સોફોકલીસે બરાબર કહયું હતું કે "આપણી દુન્યા અનેક અજાયબીઓથી ભરપૂર છે, પણ તેમાં સર્વથી અજાયબ વસ્તુ મનુષ્ય છે. મનુષ્યમાં આત્મિક ખાકી જગતનો મેળાપ થયલો જોવામાં આવે છે." હવે, ઝંદ અવસ્તાનાં ગ્રંથકારો મનુષ્ય વિષે શું વિચારે છે, અને તેમાં તેઓ શું જુએ છે? પહેલાં તો મનુષ્યને શરીર (તનુમ) છે; તેમાં આત્મા યાને ઉર્વાનેમ સમાયલો છે; તે ઉપરાંત ફ્રવશી યાને ફ્રોહર હોય છે, જેને સાધારણ રીતે બચાવ કરનાર શકિત તરીકે ઓળખવામાં આવી છે. "આ દુન્યામાં હીલચાલ કરતાં શરીરના ભલા સરદાર તરીકે અહુરમઝદે એક પાસબાની કરતી શકિત પેદા કીધી છે જે

---

૧. યજ. હા ૪૧, ફ. ૩. અને ૪.

૨. યજ. હા ૧. ફ. ૧.

૩. ગાથાઓ જુઓ.

માણુસનો આત્મા છે. આ આત્માથી જીંદગીમાં જોમ આવે છે; તે પાસબાની કરનાર રખેવાલ, રક્ષણ કરનાર બુધ્ધિ તથા સમજ અને ઇનસાનને નિશ્ચિત કરનાર ડહાપણુ છે. આગલ વધવાની શકિત, આંખને જોવાની શકિત, કાનને સાંભળવાની શકિત, નાંખને સુંઘવાની, મોઢાંને ચાખવાની, શરીરને હીલચાલ કરવાની, અંતકરણુને વિચાર કરવાની, જબાનને બોલવાની, હાથને કામ કરવાની, પગને ચાલવાની શકિત સર્વે (આત્મા) વડે છે, જેને લીધે જીંદગી વધુ સગવડ ભરેલી બને છે અને જેને લીધે પ્રાણી પેદાયશની વૃધ્ધિ થાય છે. સારો વિચાર, શબ્દો અને કામોનો બદલો જાહેર કરી (અહુરમઝદે) સદગુણી ચાલચલણને ઉત્તેજન આપ્યું, અને આ પ્રમાણે તેણે દુન્યામાં સારો બંદોબસ્ત સ્થાપિત કીધો..."[1] જરથોસ્તી ધર્મની નજરે માણુસ અનેક અંશોનું ભેગું મિશ્રણ છે. તેનામાં શરીર તેમજ આત્મા બન્ને ભેગાં મળેલાં છે અને દરેક પોતાની અગત્યતા તરફ ધ્યાન ખેંચે છે અને પોતાનો ભાગ ભજવે છે કે જેથી કરીને જીંદગી સફળ બની શકે છે. શરીર અને આત્મા એ બન્ને માનુષી સ્વભાવ ઉત્પન્ન કરવા માટે અગત્યનાં છે અને આપણા ધર્મ પ્રમાણે બન્નેને અહુરમઝદે પેદા કર્યાં છે. " ઓ અહુરમઝદ ! જ્યારે તેં જીવતાં પ્રાણીઓ પેદા કીધાં અને તેઓ માટે કાયદા પહેલાં જ્યારે તેં ઘડયા ત્યારે તેં તારી મન શકિતમાંથી તેઓને મન શકિત બક્ષી અને તેઓને શારીરીક હીલચાલ કરવાની સમજ આપી, કે જેથી કરીને દરેક માણુસ પોતાની મરજી પ્રમાણે વર્તિ શકે અને સારો માર્ગ અખત્યાર કરી શકે."[2]

આત્મા વિષે ઝંદ અવસ્તા જે સિધ્ધાંત જાહેર કરે છે તેને સમજ શકિત, અનુભવ, અવલોકન અને વ્યવહાર ધોરણનો ટેકો

૧. દા. દી ૩, ફ. ૮-૧૧, પૂ પ. પુ. ૧૮. ૨. યજ. હા ૩૧. ફ. ૧૧.

મળે છે. આ સિધ્ધાંત પ્રમાણે આત્મા વે મનુષ્યની તેમજ પશુઓની જીંદગીના મૂળ નિયમ સમાન છે; મનુષ્ય અને પશુ જીંદગી વચ્ચેના નિયમોમાં તફાવત હોય છે. "જો એક ખાકી શરીર ધરાવનારો શખસ તેના આત્માની આજ્ઞા પ્રમાણે વર્તતો નથી તો તે શારીરીક દેહ ધરાવનાર ગોસ્પંદ અને પશુ મિસાલ રહેશે યાને તે ખરી માનુષી જીંદગી ગુજારી શકશે નહીં."[૧] "આ જીવતું ખાકી બદન ધરાવનાર શખસ (મરણ બાદ) અમર્ગ થશે; પણ તેની અમરગી ગોસ્પંદોની અમરગાથી જુદીજ તરેહની હશે, કેમકે ગોસ્પંદોને સમજશકિત હોતી નથી. પણ જોકે આ સજીવ (માનુષી) બધારણો હોવા છતાં તેઓની અમર્ગ (મીનોઇ) જીંદગી દબદબા વગરની રહેશે. જે શખસ (રવાન)ની અમર્ગ જીંદગી દબદબાભરી હોય છે તે કદી પોતાની આત્મિક વ્યકિતતા તજતો નથી. માટે તે શખસ આ દુન્યામાં અશોઇના માર્ગે ચાલે છે તે (દબદબાભરી) અમરગી પામે છે."[૨]

જેમ મનુષ્યનો આત્મા પશુના આત્માથી જુદો પડે છે તેમ તે તેના આ ખાકી દુન્યાનાં રહેઠાણુ યાને શરીરથી જુદો પડે છે. આત્મા શરીરથી ચઢીયાતા દરજ્જાનો છે. "રવાન યાને આત્મા શરીર ઉપર સત્તા ભોગવે છે. જેમ ઘરધણી ઘર ઉપર અને ઘોડેસ્વાર ઘોડા ઉપર કાબુ રાખે છે તેમ આત્મા શરીર ઉપર કાબુ ધરાવે છે. માટે જ્યારે આત્મા શરીરમાંથી બહાર નિકળી જાય છે ત્યારે શરીર હીલચાલ કરવાને અશક્ત બને છે અને દરૂજ સામે લડવાને લાઇલાજ થઇ પડે છે......જ્યારે આત્મા તેનું ખાકી રહેઠાણુ છોડી જાય છે અને જ્યારે શરીર આત્મા વગર નીર્જીવ બને છે, ત્યારે આત્મા ખાકી દેહ તજી પોતાનાં અસલ મીનોઇ રહેઠાણુ તરફ પાછો ફરે છે..."[૩] "છેવટે શરીર

---

૧. દ. પે. દીન. પુ ૫, પા. ૩૩૪. ૩. દ. પે. દીન. પુ ૧. પા. ૩૫૩ ૩૫૪. અને ૩૫૯.
૨. ઉપલુંજ.

ખાક સાથ મળી જાય છે અને (ભવિષ્યની જીંદગીનો) આધાર માત્ર આત્મા ઉપરજ રહે છે."[૧] "જ્યારે અહેરેમન એક માણસની જીંદગી, ઝન, ફરઝંદ અને દુન્યાનું સુખ લુટી લે છે ત્યારે તેની ઉપર ભારે આફત વરસાવી છે એમ તે વિચાર કરતો નથી; પણ જ્યારે તે એક માણસનો આત્મા ખુંચવી લેય છે અને તેને નીતિ ભ્રષ્ટ કરે છે ત્યારે તે એમ સમજે છે કે તેને તેના ઉપર બરોબર કહેર વરસાવ્યો છે, કેમકે અહેરેમન આ આફત તે માણસ પર તેનાંજ વિચાર અને કામો મારફતે નાખવાને શકિતવાન થાય છે."[૨] "શરીરની ઇચ્છાઓ આત્માની ઇચ્છાઓથી જુદી જાતની હોય છે; શરીર ખોરાકની તેમજ ફાની જહાનની દોલત પાછળ મથે છે; જ્યારે આત્મા અશોઇ પાછળ જીપલાવે છે અને જે બક્ષેશોની તે સખાવત કરે છે, તેથી સંતોષ પામે છે."[૩] "જે શખસ આત્માનો લાભ મેળવી શકતો નથી તે કાંઇપણ મેળવી શકતો નથી; જે શખસ આત્મિક દોલત મેળવી શકનાર નથી તે કાંઇપણ મેળવી શકનાર નથી..."[૪] "અમર્ગ આત્મા બહેસ્તનું સુખ પામે અને અમર્ગ આત્માના દુઃખને દફે કરનાર સુખ અને સગવડ અમને મળે (એવી અમો દોઆ ગુજારીએ છીએ)"[૫] "જેનો આત્મા આરોગ્ય છે તેનું તન દરૂસ્ત રહેશે, જેનો આત્મા રોગીષ્ટ છે તેનું શરીર પણ તેવુંજ થવાનું"[૬] આ લખાણો બતાવે છે કે આત્મા શરીરથી ચઢીયાતો અને શરીરથી સ્વતંત્ર છે. જ્યારે મનુષ્યના સંસારનો આ શિક્ષણ સાથનો સંબંધ તપાસ્યે છીએ ત્યારે આપણને માલુમ પડે છે કે સંસાર વાસનાઓ ઉલટી આત્મા

---

૧. મીનોઇ ખેરદ ૧, ફ. ૨૩. વંદી પરગ. ૭, ફ. ૧ અને ૨.

૨. મીનોઇ ખેરદ ૪૧; ફ. ૩-૫.

૩. પૂ. પ. પુ. દીન. ૩૭; પુ. ૯; પ્ર. ૧૨; ફ. ૨૨.

૪. પૂ. પ. પુ ૪; પા. ૩૭૦.

૫. ઉપલુંજ પુ. પા. ૩૭૩.

૬. દ. પે. દીન. પુ. ૬; પા. ૩૯૫.

સંબંધી ફિલ્સુફી આમાં સમાઇ જાય છે. “જે ખરાં દેલથી અહુરને ચાહે છે અને તેની મરજી મુજબના કામો કરે છે તેને અહુરમઝદ સુખ અને અમરગી આપે છે......”[1] “ઓ અહુર! હું તુને સવાલ કરૂં છું જેનો મને રાસ્ત જવાબ આપજે... (તારા સિવાય) બીજા ઉપર મારા દેલ (મઇન્યેઉશ) ના ધિક્કારથી જોઉં છું”[2]

ઝંદ અવસ્તામાં જે શબ્દનો અર્થ ‘આત્મા’ યા મઇન્યુ (ફારસી માં મીનુ અને પહેલવીમાં મીનોઇ) થાય છે તે માત્ર પદાર્થ (Matter) થી ઉલટી વસ્તુ દેખાડનારો નકારદર્શક શબ્દ નથી. તે શબ્દની મતલબ જુદીજ છે. આપણી ઇંદ્રિયો વડે જોઇ પારખી શકાય એવી હસ્તિ કરતાં એક વધુ ઉચ્ચ પ્રકારની હસ્તિનો ખ્યાલ એ શબ્દ આપે છે. એ શબ્દ જે વ્યકિતતા દર્શાવે છે તે મીનોઇ હસ્તિમાંજ રહી શકે છે કે જ્યાં આત્માબુધ્ધિ અને મુકિત પણ હોઇ શકે છે. જરથોસ્તી મહાન નરો માનતા હતા કે માનુષી આત્મા મીનોઇ છે, તે વ્યક્તિતા ધરાવે છે તેમજ અમર્ગ, સ્વતંત્ર અને સુધારી શકાય એવો છે. “ઓ અહુરમઝદ! હું તુને પુછું તેનો રાસ્ત જવાબ તું મને આપ, કે જેથી હુમો આ દુન્યામાં અષથી સંપૂર્ણતા મેલવ્યે. (યથા અઆ અંઘેઉશ અરમ વયેદ્યાઇ) મારો આત્મા અશોઇથી કેમ વધુ સારો થઇ શકશે તે તું મને સમજાવ.=કા મે ઉર્વા વોહુ ઉર્વાશત આજેમત તા.”[3] “જે કોઇ શખસ જ્ઞાન મેળવવા તારી પાસ આવે તેને તું માથ્ર-સ્પેન્ત શીખવ કે જેથી તેની બુદ્ધિ ખીલે અને તે પવિત્રાઇથી વધુ બળવાન બને.”[4] “જેથી કરીને તે (અહુરમઝદ) તેનાં ભલાં મન સહીત આપણી તરફ આવે અને આપણો આત્મા પવિત્રાઇના રાહ ઉપર આગલ વધે તેને

૧. યજ. હા ૩૧, ફ. ૨૧.
૨. યજ. હા ૪૪. ફ. ૧૧.
૩ યજ. હા. ૪૪. ફ. ૮.
૪. વંદી. પરગ. ૪. ફ. ૪૪ અને ૪૫.

(આત્માને) આ પ્રમાણે આગળ વધવા દો."[૧] "પાપીઓના આત્માને સંપૂર્ણ અશોઇ મળ્યાથી તેઓની નાતવાન સ્થિતિ સુધરે છે અને અશો માણુસોના આત્મા મિસાલ તેઓનો આત્મા અમર્ગી પામી શકે છે,"[૨] "જ્યાં સુધી એક માણુસ બદીની સંગત તજી સુધરતો નથી ત્યાં સુધી તે જોખમમાં રહે છે. અશોઇથી આત્માને પવિત્ર કરીને અને અશોઇ મેળવવાની કોશેશ કર્યાથીજ એક શખસ ગુમરાહી પોતાના આત્મામાંથી નાબુદ કરી શકશે."[૩] જે પોતાની જીંદગી સ્વાર્થ સાચવવાજ ગાળે છે, તે જોતો નથી કે જીંદગી વસંત રૂતુ માફક રંગ-બેરંગી છે અને પોતાના રંગો વારંવાર બદલે છે."[૪] "મનુષ્યનો આત્મા એકુજ ઠેકાણે સ્થિર રહી શકતો નથી; કેમકે તેની પ્રકૃતિ પ્રમાણે તે આગળ વધે છે યાતો પાછળ હઠે છે. તેના વધારા યા વિકાર માટે એમ કહેવામાં આવ્યું છે કે જ્યાં સુધી એક શખસ તેની શારીરીક વાસનાઓને તાબે થતો રહેશે, ત્યાં સુધી તેનો આત્મા પાછળ પડતો જશે."[૫] "આત્માની હસ્તિ અમર છે જો કે આત્માને ચોક્કસ પ્રકારની હદ રહે છે. જે સંજોગોને લીધે આત્મા અમર્ગ રહી શકે છે તે સંજોગો સદાકાળ નિભે છે. માટે આ દેખીતું છે કે બુદ્ધિ ધરાવનાર સજીવ પ્રાણી અમર્ગ જીંદગી ભોગવે છે."[૬]

ઉપલા ફકરાઓ ઉપરથી આપણે જોયું છે કે જેમ અહુરમઝદ પોતાની હસ્તિ કાયમ રાખવા માટે બાકી સૃષ્ટિ ઉપર આધાર રાખતો નથી, તેમ આત્મા પોતાની હૈયાતી માટે બાકી શરીર ઉપર આધાર

---

૧. યજ. હા. ૭૦, ફ ૫
૨. દ. પે. દીન પુ ૨ પા ૮૮
૩ દ. પે. દીન. પુ. ૪. પા, ૨૩૭ અને ૨૩૮.
૪. દ. પે. દીન પુ. ૬ પા. ૩૯૦.
૫. દ. દા દીન પુ ૧૧, પા. ૭૮ અને ૭૯.
૬. દ. પે. દીન. પુ ૫, પા. ૩૦૧

રાખતો નથી. જેમ આ બાકી જગતમાં ખુદા સર્વે ઠેકાણે હાજર રહે છે પણ તે જગત સાથ એકરૂપ નથી, તેમ આત્મા શરીરમાં રહે છે પણ તેની સાથ એકરૂપ નથી. જો કે આત્મા શરીરના ભાગોનો ઉપયોગ કરે છે અને તેઓ પાસ હીલચાલ કરાવે છે તોપણ તે કોઇ ચોક્કસજ શરીરનાં ભાગમાં વસતો નથી યા તેમાં આમેજ થયલો નથી. તે સઘળા ભાગો ઉપર કાબુ ધરાવી શકે છે એટલું તો નક્કી છે; "જેમ સમજ શકિત ધરાવતો આત્મા માનુષી શરીરમાં હીલચાલ ઉત્પન્ન કરે છે, તેમ આ દુન્યામાં માલુમ પડતી લાભકારી હીલચાલો અને ફેરફારો દબદબા ભરેલી, ઝલકતી અને અશો શક્તિઓથી ઉત્પન્ન થવા પામી છે."[1]

માનુષી આત્માનો ખરો સ્વભાવ જે મેં ઉપર જણાવ્યો છે, તે જરથોસ્ત સાહેબ અને અવસ્તાના વિચારવંત ગ્રંથકારોએ લોકોને સમજાવ્યો હતો એમ આપણને સ્પષ્ટ માલુમ પડે છે, કેમકે તેઓને આપણે વારંવાર કહેતા સાંભળ્યે છીએ કે મરણ પછી મનુષ્યનો આત્મા ચીનવદ પૂલ પસાર કરી, પોતાનાં કામનો હિસાબ આપવા, પોતાના સવાબનો બદલો યા પાપની શિક્ષા પામવા અહુરમઝદની સમક્ષ જનાર છે.[2]

ઝંદ અવસ્તા પ્રમાણે ખુદાએ પેદા કીધેલી સર્વે ચીજમાં ખુદાઇ સંપૂર્ણતાનો એક નાનો અંશ સમાયલો રહે છે. દરેક ચીજ મારફતે તે સાહેબ પોતાની શ્રેષ્ટતા જાહેર કરે છે.[3] દેખીતી શારીરીક ચીજોમાં આપણે તે સાહેબના દબદબાનો માત્ર ઝાંખો આકાર જોઇએ છીએ યાતો તે સાહેબના પગલાંનો છાપ ફકત તેમાં જોઇ

૧. દ. પે. દીન. પુ. ૬. પા. ૪૧૦.
૨. વંદી. ફરગ. ૧૯, ૨૬–૩૪; વિસ્તાસ્પ ય. ૩૪, ૨૪; અઓગેમદૅદે પૂ. ૫. પુ. ૪, પા, ૨૭૩; દા. દી. પ્ર. ૧૬, ૨૦, ૨૧, ૨૨.
૩. ય. ૧૯, ૯ અને ૧૦.

શકયે છીએ. અહુરમઝદ એક આત્મિક હસ્તિ હોવાને લીધે આપણા આત્માને કુદરતી રીતે ખુદાઇ સ્વભાવ યા પ્રકૃતિ તરફ ખેંચાણ રહે છે. આપણે ઉપર જોઇ ગયા તેમ આપણો આત્મા અહુરની માફકજ મીનોઇ સમજ ધરાવતો, અમર્ગ અને સ્વતંત્ર છે; છતાં આપણાં ધર્મ સાહિત્યો જણાવે છે કે આપણા આત્માની હદ હોય છે અને તે ખુદાઇ સ્વભાવથી જુદો છે. તે એક ચિતારાએ ચિતરેલી માણસની તસ્વીર સમાન છે. આવાં એક ચિત્ર ઉપરથી આપણે માણસનો ઘાટ, આકાર અને ચામડીનો રંગ વગેરે સમજી શકયે છીએ, પણ જેમ આરસીમાં પડતા પડછાયાથી આ ચિત્ર હંમેશ ઉતરતુંજ લેખાશે તેમ ખુદાઇ સ્વભાવથી આપણો આત્મા ઉતરતી પંકતીનો છે.

આજના જમાનાની સાયન્સ, તેમજ દરેક વિચારવંત શોધક, આત્માના સ્વભાવ વિષે જે અનુમાનો ઉપર આવે છે તેજ આપણા જરથોશ્તી મહાન નરોએ શીખવ્યા હતા. દરેક શખસ જાણે છે કે તેનાં મન અને ઇચ્છાના બદલાતાં રૂપોમાં એક અચળ અને સ્થિર નિયમ હોય છે જે નિયમ આપણાં અસંયુક્ત (simple) આત્માનું મૂળ તત્વ છે, અને ફેરફાર થતા સંજોગો અને રૂપાંતરોમાં આ નિયમ પોતાની એક રૂપતા જાળવી રાખે છે. જુદી જુદી બાબદોમાં જો આ નિયમની એકરૂપતા નહીં રહે તો યાદદાસ્ત શક્તિ તેમજ તર્કશક્તિ જારી રહી શકે નહીં.

પોતામાં મીનોઇ અંશ સમાયલો છે એમ દરેક માણસ પોતાના મનમાં જાણે છે. તેની જીંદગીમાં અનેક આત્મિક બનાવો યા ચમત્કારો નજરે પડે છે, જે માત્ર શરીરના અવયવો યા માંસ હાડકાં વડે હસ્તિમાં આવી શકતા નથી, પણ જેની ઉત્પત્તિ, આપણી ઇંદ્રિયોની હદ ઉપરાંતની અચિંત્ય શક્તિથી થએલી હોવી જોઇએ. આ બનાવો એક મનુષ્યના આચાર વિચાર, તર્ક, નિશ્ચય, અંતઃ

કરણના અવાજ અને તેની મરજીની સ્વતંત્રતામાં આપણે જોઇ શકયે છીએ.

આત્માની હુસ્તિ અને સ્વભાવ સાબેત કરવા આપણને પરિણામ ઉપરથી કારણ ઉપર, અને બનાવ ઉપરથી તે બનાવને હુસ્તિમાં લાવનાર શક્તિ ઉપર જવું પડે છે. યાને, આપણી જાગૃત હુસ્તિમાં મન તેમજ ઇચ્છાના જે ચમત્કારો (phenomenœ) જોઇએ છીએ તે ઉપરથી આપણને તેના મૂળની હુસ્તિ કબુલ કરવી પડે છે અને તે મૂળ તે આત્મા છે. તે બનાવો યા ચમત્કારોના ગુણભાવ ઉપરથી તે ચમત્કાર કરનાર શક્તિ (યાને agent) ના ગુણભાવનો ખ્યાલ કરી શકયે છીએ.

મીનોઇ યા આત્મિક આલમની હીલચાલો પદાર્થ વસ્તુને આભારી છે એમ કહેવું હુસી કહાડવાજોગ છે. આપણે એમ કહીએ કે માત્ર નિર્જીવ પદાર્થ ચોક્કસ નિયમો સમજી શકે છે અને પોતાના સ્વભાવથી ઉલટી મતલબો સાંધવા તેઓ મથે, એ માની શકાય એવું નથી. માટે, મનુષ્ય, પદાર્થ (matter) તેમજ આત્માનો બનેલો છે એમાં કાંઇ શક નથી. માણસને તો મીનોઇ ઉત્પત્તિ લેખવામાં આવી છે. ચોક્કસ હીલચાલોનું મૂળ તે હીલચાલોને અનુસરતુંજ હોવું જોઇએ એ દેખીતું છે. ઇંદ્રિયો વડે જેમ ચોકકસ શારીરીક હીલચાલો થઇ શકે છે તેમ તર્ક શકિતની ઉત્પતિ ઇંદ્રિયો ઉપર આધાર રાખતી નથી. માટે આપણે આજ અનુમાન ઉપર આવી શકયે છીએ કે માણસની વિચાર શકિતનું મૂળ ઇંદ્રિ નથી પણ આત્મા છે જે જીંદગીનું મૂળતત્વ છે અને જે તર્ક શકિતને કામે લગાડવા શકિતવાન છે.

આ તર્ક યા વિચાર શકિતને લીધે મનુષ્ય સ્વતંત્ર બની શકે છે. દરેક માણસ જે પોતાની સમજશકિત અને વિચારોનો ઉપયોગ

કરે છે તે સમજી શકે છે કે તેને પોતાના વિચાર, શબ્દ અને કામોમાં પોતાની મરજી મુજબ ચાલવાની છૂટ છે તેને કોઇપણ જાતનો બહારના સંજોગનો યા ફરજ્યાતને લીધે બાધ નડી શકતો નથી. સીસેરોએ કહયું તેમ, "માણુસ કાંઇ બહારનાં બળને લીધે હીલચાલ કરતો નથી, પણ પોતામાંજ સમાયલી શકિતને લીધે હાલેચાલે છે; આ શકિતને લીધે તે અમર્ગ થયો છે. આ શકિત આત્મા છે જેને તે માણુસને બંધારણોમાંથી છુટા કરવાની તાકાત છે. જો એક માણુસનું અમુક બાબત ઉપર વિચાર કરવાનું દેલ નહીં હોય તો તે ઉપર તેને વિચાર કરવાની કોઇ જબરદસ્તી કરી શકતું નથી."

મનુષ્યોનો આત્મા તેના સ્વભાવે અમર્ગ છે. જે જીવનું બંધારણ પોતામાંજ વિકારનું કારણ નથી ધરાવતું તેને સ્વભાવે અમર્ગ કહી શકાય. જો શરીરના નાશથી કોઇબી રીતે આત્માની હસ્તિનો નાશ થઇ નહીં શકે તો આત્મા અમર કહેવાઇ શકાય. જો એક ચીજના સઘળા ભાગો વિસર્જન થઇ જાય તો તેનો કુદરતી રીતે સમૂળો નાશ થયલો કહેવાય. પણ આપણો આત્મા અ સંયુક્ત (simple) યાને એકજ ચીજનો બનેલો છે, તેની હસ્તિમાં અને હીલચાલમાં તે શરીરથી સ્વતંત્ર છે અને શરીરના નાશ થયા પછી પણ પોતાના જરૂરી કામો તે કર્યો જાય છે. શરીરના નાશ થયા પછી પણ આત્મા તેની વિચાર શક્તિ, યાદદાસ્ત શક્તિ સ્વતંત્ર ઇચ્છાશક્તિ જાળવી રાખે છે. તે માત્ર આ શકિતઓ જાળવી રાખે છે એટલુંજ નહીં પણ શરીરના નાશ પછી તેઓને વધુ ખીળવી પણ શકે છે. તે વધારે અને વધારે સુધરે છે અને છેવટે અહુરમઝદ જે સંપૂર્ણતા પામેલો આત્મા છે તેની નજદીકમાં જઇ પુગવા લાયક બને છે. આ જે બધું મેં ઉપર સમજાવ્યું છે તે વિષેની ચોકકસ માન્યતા આપણાં ધર્મ સાહિત્યોપરથી મળે છે.

આપણે ઉપર જોઇ ગયા તેમ ઝંદ અવસ્તા મનુષ્યનો ખરો દરજ્જો જાહેર કરે છે. તે જણાવે છે કે આપણામાં બે સ્વભાવો, પ્રકૃતિક (Physical) અને આત્મિક આમેજ થયલા હોય છે. ઝંદ અવસ્તા, આત્માને એક અસંયુકત તત્વ યા મીનોઇ નિયમ તરીકે જાહેર કરે છે અને શીખવે છે કે આત્મા વ્યક્તિતા ધરાવે છે, તે સુધરી શકે છે અને અમર્ગ છે. વિદ્વાન કેન્ટ માફક આપણી ઝંદ અવસ્તા એમ નથી શીખવતી કે આત્મા સંગીન હુસ્તિ ધરાવતો નથી પણ માત્ર તર્કશક્તિની ઉત્પત્તિ છે. નીઓ-હેગલીયન (Neo-Hegelian) મત ધરાવનારાઓ માફક ઝંદ અવસ્તા આત્માને માનુષી અને ખુદાઇ અંતર્જ્ઞાનનાં જોડાણ તરીકે ઓળખાવતી નથી. તેમજ એશોસીયાનીસ્ટ, હ્યુમ, હેવીસ અને સલી માફક આત્માને લાગણીઓનું બંદલ છે એમ જણાવતી નથી. લૉક, સ્પૅન્સર, જેમ્સ અને કૉમ્પત જેવા "એગ્નોસ્ટીક" અથવા "પોઝીટીવીસ્ટ" મત ધરાવનારા વિદ્વાનો જેઓ આત્માને પિછાણી નહીં શકાય એમ શીખવે છે, તેઓને આપણું ધર્મ પુસ્તક ટેકો આપતું નથી. તેમજ ટીનડેલ અને હેકલ જેવા અનાત્મવાદીઓ (Materialists) નાં મત મુજબ આત્માની હુસ્તિ નાકબુલ કરતું નથી. પણ સામું ઝંદ અવસ્તા હરેક રીતે આપણાં મગજ ઉપર મજબુત છાપ બેસાડવા માંગે છે કે કે મનુષ્યનો આત્મા અલગ હુસ્તિ ધરાવે છે, તે મીનોઇ તત્વ છે, તેને જાગૃતિ બક્ષવામાં આવી છે જેને લીધે પોતાની આસપાસના સર્વે સંજોગો તે સમજી શકે છે; એટલુંજ નહીં પણ આત્મા અણુદીઠ છે; સુધરી શકે એવો, સ્વતંત્ર અને અમર્ગ છે.

અનાત્મવાદીઓનું કહેવું એમ છે કે આત્મા એ વિચાર કરનાર શખસમાં ઉત્પન્ન થતો ખોટો ખ્યાલ છે; પણ તેવીજ કાંઇ સંગીન વસ્તુ યા શકિત નથી. જોકે તેઓ શરીરની હુસ્તિનો ઇન્કાર કરતા

નથી તોપણ આત્માની હસ્તિનો ઇનકાર કરે છે કેમકે તેઓ તકરાર ઉઠાવે છે કે આત્માને તેઓ જોઇ યા હાથ લગાડી શકતા નથી, પણ શરીરને તો રોજ તેઓ જોઇ તેમજ અડકી શકે છે.

મારા વાંચક! જેની સાથ હું વાત કરૂં છું, તમે તેમજ હું બન્ને આત્માઓ છીએ. હવે, શું હું તમારો યા તમે મારો આત્મા જોઇ શકો છો? તમો કોણ છો અને હું કોણ છું? તમે મારા કામોમાં અને હું તમારાં કામોમાં આપણે અંદરખાનેથી કેવા છીએ, એ આપણે જોઇ શકયે છીએ. આપણાં કામો જે આપણી અંદરનો ભેદ જાહેર કરે છે તે આપણાં રૂપ આકાર વધારે સ્પષ્ટ જાહેર કરે છે. પણ તમે એમ કહી શકો છો કે તમો મારા આત્માને જોઇ શકો છો યાતો તમો મારી નઝદીક હોવો તોપણ હું તમારા આત્માને જોઇ શકીશ? એક આત્મા બીજા આત્માને જોઇ પિછાણી શકતો નથી, કેમકે જોવા પિછાણવાની સાધારણ રીતોથી આત્મા જોઇ પિછાણી શકાતો નથી. આ અપૂર્ણતા દુર કરવાનો એકજ રસ્તો છે અને તે આકીન છે.

એવી તકરાર ઉઠાવવામાં આવે છે કે કોઇ પણ વહાડકાપ કરનાર તબીબ આત્મા શોધી કહાડી શકયો નથી. પણ જ્યાં આત્મા વસ્તો હોય ત્યાંજ તેને માટે શોધખોળ થવી જોઇએ. માસના લોચામાં યા સાંધામાં આત્માની શોધ કરવી એ સૂક્ષ્મદર્શક યંત્રવડે પ્રાણરક્ષક વિર્ય (protoplasm) માંથી જીંદગી શોધી કહાડવાની કોષેશ કરવા જેટલુંજ પ્રેકત છે. આ બાબદમાં આપણે મોટી અને અજાયબીભરેલી શોધની આશા રાખી શકયે નહીં.

વારંવાર એમ કહેવામાં આવે છે કે આત્મા હસ્તિ ધરાવતો નથી કેમકે તેનો ખ્યાલ આપણે આપણા મનમાં કરી શકતા નથી. પણ આપણે પુછીશું કે આપણે ગુરૂત્વાઆકર્ષણ (gravitation)નો

ચિતાર આપણા મનમાં વિચારી શકયે છીએ કે તેની તસ્વીર બનાવી શકયે છીએ ? જો કે આપણે તેમ કરી શકતા નથી તોપણ સઘળે ઠેકાણે તેની હસ્તિ માન્ય રાખવામાં આવે છે.

અનાત્માવાદીઓ એવું કહે છે કે જે ફળ ન્યુટનની વાડીમાં પડયું, તેમજ તેનો કુતરો ડાયમંડ અને ન્યુટને પોતે જીંદગી એકજ મૂળ શરૂઆતથી કરી હતી. જે મૂળ શરૂઆતથી જીંદગી ઉત્પન્ન થવા માંડે છે તેને જીવરક્ષક વિર્ય યા "પ્રોટો પ્લાઝમ" તરીકે ઓળખવામાં આવે છે. આ ધાતુ, જેલી જેવો ચિકણો આકાર વિનાનો પદાર્થ છે, ઇંડાંની સફેદીને મળતો આવે છે અને કાર્બન, હાઇડ્રોજન, ઑક્સિજન અને નાઇટ્રોજનની મેળવણીથી બન્યો છે. હક્સીના મત મુજબ "આ પ્રાણરક્ષક વિર્ય યા પ્રોટો-પ્લાઝમ, તેના સાદા આકારમાં યા ગર્ભઅવસ્થામાં, જીંદગીનાં મૂળ પાયા સમાન છે, તે કુંભારની મટોડી સમાન છે." પશુ, પક્ષી, પેટે ચાલનારાં પ્રાણીઓ, કીડાઓ સર્વે પ્રોટોપ્લાઝમના ગર્ભમાંથી ઉત્પન્ન થયાં છે.

પણ પ્રાણી પ્રાણીમાં તફાવત પેદા કરનાર શું શકિત છે ? શા કારણે એક પ્રોટોપ્લાઝમનું બીજ ન્યુટન તરીકે ખીલી નિકળે છે, બીજું તેના કુતરા ડાયમંડ તરીકે જન્મ લેય છે અને ત્રીજું તેની વાડીમાંના ફળનો આકાર ધારણ કરે છે. કાંઇ ભેદી બળ યા શકિત આ પ્રોટોપ્લાઝમનાં ઝીણા ટીપાં યા બીજમાં દાખલ થયલી હોવી જોઇએ. આ શકિતને માનુષી આંખ જોઇ શકતી નથી, યા મનુષ્યોના શાસ્ત્રો તેની વ્યાખ્યા આપી શકતાં નથી. આ શકિત ન્યુટનના બાબમાં જુદી છે; તેના કુતરા અને તેની વાડી-માંના ફળના બાબમાં અલગ છે. જો કે પ્રોટોપ્લાઝમ હરેકને ઉત્પન્ન કરવા માટે વાપરવામાં આવ્યું છે તોપણ તે શકિતએ તેઓને

જુદા જુદા આકારો આપ્યા છે. આ શક્તિ તે જીંદગી છે. ન્યુટનની આત્મિક જીંદગી યા તેનામાં સમાયલો આત્મિક અંશે તેને કુતરા અને ફુળથી જુદાજ આકારમાં ઘડયો છે.

લોટઝ કહે છે કે, "આપણુને દરેક સુધરેલી પ્રજાઓની ભાષામાં 'આત્મા' શબ્દ મળે છે, અને આ પુરવાર કરે છે કે તેઓને માનવાનાં મુસ્તકીમ કારણો મળ્યાં હશે, કે આપણી જીદગીના ચમત્કારોનો આધાર તેમાં સમાયલા કોઇ ખાસ ગુણની હસ્તિ ઉપર આધાર રાખે છે." મનુષ્યને આત્મા છે એમ તો સુધારાની શરૂઆતથીજ મનુષ્યજાત અંતર્જ્ઞાનનિ દ્રષ્ટિથી જોતી આવી છે. એટલે કે સઘળાં સુધરેલા લોકો એમ માનતાં આવ્યાં છે કે મનુષ્યની અંદર, એક અલગ વ્યક્તિ જે થોડા યા વધારે પ્રમાણુમાં તેઓ સ્પષ્ટ પિછાણી શકે છે, તે હસ્તિ ધરાવે છે અને તેની હસ્તિને લીધે શરીરની હૈયાતી ટકાઇ રહી છે અને તે શરીરથી સ્વતંત્ર છે.

જો કોઇ એક બાબદમાં સાધારણુ રીતે વિદ્વાનો એકમત થાય તો તે બાબદ ખરી હોવી જોઇએ એવું અનુમાન આપણુને કહાડવાની ફરજ પડે છે. આ બાબદમાં, યાને આત્માની હસ્તિ વિષે, આપણે જોઇએ છે કે અનેક વિદ્વાનો જુદી જુદી બાબદોપર મતફેર ધરાવવા છતાં આ બાબદમાં મોટે ભાગે એકમત છે.

તવારીખ જો આપણે તપાસ્યે છીએ તો આપણુને માલુમ પડે છે કે મનુષ્યજાત સદાકાળ પોતાને આત્મિક હસ્તિ તરીકે માનતી આવી છે. કોઇ વખતે આ માન્યતા, અનેક તકરારોને લીધે, મનુષ્યજાતમાંથી નાબુદ થયલી જોવામાં આવે છે પણ એક યા બીજાં રૂપમાં દરેક ભાષામાં એ માન્યતાને જાળવી રાખવામાં આવી છે. મનુષ્યે ઉત્પન્ન કીધેલા સર્વથી પ્રથમ સાહિત્યોમાં તેની હસ્તિ માની લેવામાં આવી છે. આ પ્રમાણે આપણુને ચોક્કસ સાબેતી મળે છે કે માણુસ પોતાને આત્મિક

હસ્તિ યા વ્યક્તિ તરીકે ઓળખતું આવ્યું છે. બારીક અવલોકન આ માન્યતાને ટેકો આપે છે. જેઓ આત્મા અને મીનોઇ શક્તિનો ઇનકાર કરે છે તેઓએ કુદરતનું અવલોકન કરવું જોઇએ. તેઓને તેથી ઉત્પન્ન થતા વિચારોથી ઘણુ શિખવાનું મળશે.

વાએજ માટેની મારી યુરોપ અને અમેરીકા ખાતેની મુસાફરી દરમ્યાન મને કુદરતની અનેક ભવ્ય રચનાઓ જોવાની ટક મળી હતી. કુદરતના અનેક મનોરંજક દેખાવોમાં સર્વેથી વધુ ભપકાદાર દેખાવ નાયાગરા નદીના અતિ મોટા ધોધનો છે જે દોઢસો ફીટની ઉંચાઇએથી નીચે ખીણમાં નખાવી ઘણાજ ઝડપી વેગે ઓન્ટેરીઓ સરોવર તરફ વહે છે. આગલ સદીઓથી જેમ નાયાગરાનાં ધોધના પાણી તે પ્રદેશમાં માત્ર એક વિસ્મયકારક કુદરતી દેખાવનો ઉમેરો કરવા શિવાય બીજું કાંઇ ઉપયોગી કામ કરતાં ન હતાં તેમ આજે તે ધોધના પાણી વ્યર્થ જવા દેવામા આવતાં નથી. અમેરીકા અને કેનેડાના લોકો આ પાણીનાં બળનો ઉપયોગ કારખાના ચલાવવા, આગગાડીઓ, ત્રામ અને અનેક બીજાં વરાળયંત્રો ચલાવવામાં કરે છે. મુંબઇમાં પણ આપણે પાણીના ધોધમાંથી ઉત્પન્ન થતાં વીજળીક બળનાં લાભો સમજવા અને લેવા લાગ્યા છીએ; અને શાહેરના લાભ માટે તેનો વપરાસ કરવાનો શરૂ કીધો છે.

દર વરશે હજારો મુસાફરો અમેરીકાના આ વિસ્મય પમાડનારા દેખાવ જોવા જાય છે. આ નાયાગરાના ધોધનો ખ્યાલ કલમના ચિતારથી આપવો અશકય છે. તેની અનેક પ્રકારની સુંદરતાનું તસ્વીર પાડનાર ચિતારો યા શિલ્પ શાસ્ત્રી પણ વર્ણન આપી શકે એમ નથી.

આ અજાયબ જેવા ધોધને જોતાંજ મુસાફરમાં આશ્ચર્ય અને માનની લાગણી પ્રગટી રહે છે. આ પાણીના ધોધની આસપાસ

ટેકડીઓ ઉપરથી ફરી વળતાં, મુસાફરની નજર વાંકીચુંકી નદી ઉપર પડે છે કે જેના પાણી હુલીમલી રહેલાં જણાય છે અને જુદે જુદે જગે તરેહ તરેહના રંગોનો ભાસ આપે છે. આ નીચે પડતું પાણી તેની નક્કી થયલી જગ્યાએથી વહી જાય છે. આ તરેહવાર દેખાવો જોતાંજ આપણું ચિત ચકિત થઇ જાય છે.

કોઇપણ સ્થળેથી તમો જો આ ધોધને જોશો તો તે ભવ્ય દેખાવ રજુ કરશે. મુસાફરોમાં તે અજબ જેવી ઉશ્કેરણીની લાગણી પેદા કરે છે. તેને જોતાંજ તેના મનમાં ગંભીર અને ઉંડા વિચારો આવે છે. આ દેખાવની સુંદરતા જે જોનારાનાં દીલ અને ચિત જીતી લેય છે, તે તેઓને એક ભેદી શકિતનો ખ્યાલ કરાવે છે અને તેને માટે તેઓમાં માન અને ધાક બરપા કરે છે. અમેરીકામાં મુસાફરો એક બીજાને સદા પુછતાં રહે છે, "શું તમે નાયાગરાના પ્રખ્યાત ધોધ નથી જોયા ?" અને કોઇ કહેશે કે "મેં ગયે સાલે જોયા" અને કોઇ કહેશે કે "મેં ત્રણ સાલ ઉપર જોયા હતા." પણ જોકે તે લોકોની મૂલાકાતને ગમે તેટલો વખત થઇ ગયો હશે પણ જ્યારે તેઓ તે વિષે વાત કરશે ત્યારે જાણે બરાબર તેજ દેખાવને માટે વાત કરતાં હોય એમ બોલશે. ખરૂં જોતાં તો તેઓમાંના કોઇ પણ બે જણે તેજ ધોધ જોયો હોય નહીં. દરેક જણે જુદો દેખાવ અને પાણીનો જુદોજ જથ્થો જોયો હોવો જોઇએ, કેમકે દરેક પળે પાણીનો એક જથ્થો નીચે પડી બીજો તેની પુઠે ચાલુ અટકયા વગર પડયા કરે છે. આ પ્રમાણે નિરંતર બદલાતો પણ એકજ નાયાગરાનો ધોધ સર્વે જુએ છે. આ પાણીઓ સદા નજરે પડે છે. તેઓનો સાધારણ દેખાવ એક સરખોજ નજરે આવે છે. તેનું નામ પણ એકજ રહે છે, અને જેઓ જેઓ તેની મુલાકાત લેઇ આવે છે તેઓ એમજ માને છે કે તેઓ

એકજ ચીજને જોઇ આવ્યાં છે. માટે આપણે સવાલ કરીશું કે આનું કારણ શું છે? જવાબ એટલોજ છે કે નાયાગરાના ધોધમાં જેમ કેટલાક દેખાવો ક્ષણમાત્રના છે તેમ કેટલાકમાં સ્થિરતા પણ છે. એક પાણીનો જથ્થો પહાડ ઉપરથી જીપલાવી, સપાતી ઉપરથી ગુમ થઇ સરોવરમાં વહી જાય છે અને બીજો નવો જથ્થો તેની જગ્યા લેવા આવી પહોંચે છે, જોકે પાણીનો જથ્થો વહયો જાય છે પણ જે પહાડના ખડક ઉપરથી તે નીચે પડે છે તે કાયમ રહે છે, ધોધનાં પાણી સરોવરનાં પાણી સાથ મળી જાય છે, પણ જે ખડકોને લીધે આ ધોધ મનમોહક દેખાવમાં ફેરવાઇ જાય છે તે તો જાહુકના એક જગે રહે છે. આપણે જોઇ શકયે છીએ કે ખડક અને પાણી બે જુદી વસ્તુઓ છે અને જો પાણી સદંતર સુકાઇ જાય તોએ ખડક જે ધોધનું મૂળ કારણ છે તે ત્યાંજ રહેશે.

વહાલા વાંચક! મેં ઉપલી વીગત લખી છે કેમકે આપણી બાબદ, શરીર અને આત્માની સમજ માટે ઉપલા ટીકાઓ યોગ્ય થઇ પડશે. જેમ નાયાગરાનાં ધોધમાં બે જુદી વસ્તુઓ નજરે પડે છે, પાણી તથા ખડક, તેમ માણસમાં બે અલગ વસ્તુઓ જોવામાં આવે છે, શરીર અને આત્મા. આપણું શરીર, ધોધનાં પાણી પેઠે સદા બદલાતું રહે છે, પણ આપણો આત્મા ખડક મિસાલ સ્થિર અને કાયમનો છે.

માણસનાં શરીરની સ્થિતિ ચાલુ બદલાય છે; શરીરના ભાગોમાં ફેરફાર થાય છે; કેટલાક સડી જાય છે અને ખલાસ થાય છે, આ ભાગો વહેતાં પાણી સમાન છે જે વહી જાય છે અને તેની જગ્યા બીજા પાણીનાં જથ્થાને આપે છે. માણસનું શરીર ઘસાતું જાય છે; રજ પછી રજ, અને પરમાણુ પછી પરમાણુ શરીરમાંથી ઘસાઇ જાય છે અને તેની જગે નવી રજો અને પરમાણુઓ આવે છે.

એક પ્રખ્યાત તબીબે કહ્યું છે કે "મોઢાંનાં દરવાજામાંથી તમે નવાં શરીર બાંધવાનો ખોરાક લેવો છો અને તેની વટી તમારા જુનાં ઘસાયલાં શરીરની રજકણો બહાર કાઢી નાખો છો. દરેક વખતે જ્યારે તમે દમ બહાર કાઢો છે, ત્યારે તમો તમારાં નાક, કાન, આંખ, ભેજાં, હ્રદય, અને ટુંકમાં આખાં શરીરની જીણી રજકણો બહાર કાઢી નાખો છો." ડૉ. એડવીન જૉનસન લખે છે કે, "સઘળા પ્રાણી વિદ્યા શાસ્ત્રીઓ કબુલ કરે છે કે આપણી જીંદગી શરીરના રજો ઘસાવાથી અને નવી ઉત્પન્ન થયાથી ટકી રહે છે; હમેશ શરીરમાં જુનું બાંધકામ તોડી પાડવામાં આવે છે અને નવું હાથ ધરવામાં આવે છે." ઉપલોજ તબીબ લખે છે કે, "તમારૂં ઘડીઆળ જે ટક ટક અવાજ કરે છે તેનાં દરેક અવાજ વખતે દુન્યાના એક યા બીજા ભાગમાં એક માણસ જન્મે છે અને એક મરે છે. પણ મનુષ્યને નામે ઓળખાતાં માનુષી બંધારણમાં દરેક પળે લાખો નાની રજકણો વિસર્જન થઇ પસાર થઇ જાય છે અને તેઓની જગ્યા બીજી નવી લાખો રજકણો લેય છે."

મનુષ્યનાં શરીરને લગતી ઉપર દર્શાવેલી બાબત બીલકુલ ખરી છે. તેનાં શરીરમાં નિરંતર આવા ફેરફારો થવા છતાં, માણસ, તેને મહીનાઓ યા વરસો ઉપર કરેલાં કામો અને તેને અનુભવેલી હોંશ અને ઉલટની લાગણીઓ બરાબર યાદ રાખી શકે છે. તે ધારે છે અને કહે છે કે પોતેજ તેજ આસામી છે. તે પોતે એમજ માને છે કે તે કામો સર્વે તેનાંજ હતાં તેમજ તે લાગણીઓ તેને પોતેજ અનુભવી હતી. હવે સવાલ કુદરતી રીતે ઉભો થાય છે કે એની ભૂતકાળની અને હાલની સ્થિતિને જોડનારો શું સંબંધ છે? તેની એકરૂપતા કેમ જળવાઇ રહી છે? અલબતે, આ સંબંધ ચાલુ રાખનાર તેનું શરીર યા જે રજકણોનું તે બનેલું છે તે હોઇ શકે નહીં;

કેમકે તે રજકણો નાયાગરાના ધોધનાં પાણી મિસાલ પસાર થઇ જાય છે માટે આપણને કબુલ કરવાની ફરજ પડે છે કે માણસમાં કાંઇ એવું છે કે જે વરસો સુધી તેની એકરૂપતા યા વ્યક્તિતા (individuality) જાળવી રાખે છે. અને આ જે કાંઇ છે તે તેનાં શરીરનો પદાર્થ હોઇ શકે નહીં. આ કોઇ એવી ચીજ હોવી જોઇએ કે જે મનુષ્યમાં-થી ચાલુ નિકળી જયા કરતી નથી, જેની જગ્યા કોઇ નવી વસ્તુ લેતી નથી અને જે નાયાગરાના ખડક મિસાલ સ્થિર અને જાહુકની છે. એક બોલમાં કહીએ તો આ કોઇ સાદી અસંયુકત (simple) શક્તિ હોવી જોઇએ, આ શકિતને આપણે આત્મા કહીએ છીએ અને તે શરીરથી અલગ અને સ્વતંત્ર છે.

અનાત્માવાદીઓનાં અતિ ગેરવાજબી અને વિચિત્ર સિધ્ધાંતો સામે આપણાં હૈયાત, ધર્મના પવિત્ર દફ્તરોમાં ઘણાં સખત લખાણો મળે છે. આપણા ધર્મ પ્રમાણે નિર્જીવ પદાર્થ સ્વતંત્ર હસ્તિ ભોગવી શકતો નથી. શરીરની હસ્તિ આત્મા ઉપર આધાર રાખે છે અને આત્મા અહુરમઝદ જે સર્વોપરિ શકિત છે તેની ઉપર આધાર રાખે છે.

હવે આપણે મનુષ્યની આત્મિક શકિતઓ અને તેઓનાં કામો ઉપર વિચાર કર્યે. જ્યારે આપણે ખાસ માનુષી ગુણ લક્ષણ દેખાડ-નારાં કામો અને શકિતઓનો ખ્યાલ કર્યે છીએ ત્યારે, મનુષ્ય અને જાનવર વચ્ચેનો મોટો, ખરૂં કહીએ તો અનંત, તફાવત આપણે સમજી શકયે છીએ. વધુ અગત્યનું તો એ છે કે મનુષ્ય અને જાન-વરના નિર્માણ થયલાં છેવટ વચ્ચેનો અતિ મોટો તફાવત આપણે જોઇ શકયે છીએ.

મેં આગલા પાનામાં જણાવ્યું તેમ મનુષ્ય આત્મા અને શરી-રનો બનેલો છે. તે શારીરીક તેમજ આત્મિક શકિતઓ ધરાવે છે. આ બન્ને પ્રકારની શકિતઓની, જરથોશ્તી ધર્મ આપણને સંભાળ

લેવા ફરમાવે છે. પણુ મનુષ્યમાં સમાયલી ઉંચ્ચ શકિતઓને ખીલવી અને વધારી મનુષ્યના સુખમાં ઉમેરો કરવાની આપણો ધર્મ કોશેશ કરે છે. આ ઉંચ્ચ શકિતઓને બે ભાગમાં વહેંચી નાખવામાં આવી છે, મન શકિત અને અંતઃકરણને લગતી શકિત. ઝંદ અવસ્તા પ્રમાણે મનુષ્યનું સુખ આ શકિતઓની ખીળવણી ઉપર મૂળ આધાર રાખે છે. યજ. હા ૪૮, ફ. ૪ અને હા ૪૯ ફ. ૪ માં આપણને ખુલ્લું સમજાવવામાં આવ્યું છે કે મનુષ્યની મનશકિત યાને સમજશક્તિ અને તેની ઇચ્છાશકિત બંને તેના તાબામાં છે. આ શકિતઓ તેને અપાયલી કુદરતની સર્વથી શ્રેષ્ટ બક્ષેશો છે; અને સારાં અને પવિત્ર કામો કરી, એ શકિતઓને ખીળવી અહુરમઝદના કાયદા ( દએન ) સાથ સમઅવસ્થામાં લાવવાની તેની ફરજ છે ( થ્વાહ્મી ખ્રતાઓ અપેમેમનના અંઘહુત.). યશ્ત ૨૨, ૧૪ માં જણાવ્યું છે કે અંતઃકરણને સુંદર અને દેખાવડું ખુદાએ પેદા કર્યું છે, પણુ માણુસ તેને વધારે સુંદર અને ખુબસુરત બનાવી શકે છે. યજ. હા ૩૦, ફ. ૪ અને હા ૬૦, ફ. ૧૧ પ્રમાણે મનુષ્યનું સંપૂર્ણ સુખ, જીંદગીની સંપુર્ણતામાં, મનની શ્રેષ્ટતામાં, આત્માની અશોઇ અને શરીરનિ નિરોગીમાં સમાયલું છે. "તમે જાણો કે અહુરમઝદ પોતે પરોપકારી આત્મા છે, અને ભલાઇમાં સર્વેથી પ્રબળ અને દબદબામાં સર્વેથી આલા છે. બન્ને જહાંનોને જોવા અને બન્ને જહાંનોને લાયકનાં કામો કરવાની શકિત તેણે આત્માને આપી છે. આ જગતમાં તેણે મનુષ્યને, દીલમાં અવાજ કરતું એક અંતઃકરણ આપ્યું છે કે જેથી કરીને તે સારૂ શું છે તે સમજી શકે અને સારાં કામો કરી શકે."[૧] "પોતાના આત્માની પવિત્રાઇ મેળવવા થકી સારાં કામો કરવાની મનુષ્યને શક્તિ આપવામાં આવી

---

૧. દ. પે. દીન. પુ. ૫; પા. ૩૨૮.

છે...તેની સમજશકિત અને સદગુણો તેને સારાં કામોથી સારો સંબંધ સ્થાપિત કરવાને આપવામાં આવ્યા છે."[1] "સમજશકિત, અંતઃકરણ અને ઇચ્છાશકિત જેવી ભીનોઇ શકિત મનુષ્યને બક્ષવામાં આવેલી હોવાથી તે સૃષ્ટિમાં બીજાં બધાં પ્રાણીઓ ઉપર રાજકર્તા સમાન છે."[2]

આ શકિતઓ ઉપરાંત જરથોશ્તી ધર્મ બીજી વધુ શ્રેષ્ટ શકિત વિષે શીખવે છે જેને ફ્રવશી યા ફ્રેરોહર તરીકે ઓળખાવવામાં આવી છે. "ફ્રવશી" શબ્દની ઉત્પત્તિ અવસ્તામાં "ફ્ર"=આગળ, અને "વક્ષ" અથવા "વરેઢ" એટલે વધવું, ઉગવું યા વધારો કરવો, એ શબ્દો ઉપરથી થઇ છે. ઝંદ અવસ્તા પ્રમાણે અહુરમઝદ તેમજ તેના પેદા કીધેલાં જીવતાં પ્રાણી, તેમજ નિર્જીવ વસ્તુ, દરેકની ફ્રવશી હોય છે.[3] આપણા મહઝબની પાક કેતાબોના અભ્યાસ ઉપરથી આપણને ખુલ્લું માલુમ પડે છે કે, ફ્રવશી દરેક ઉત્પન્ન થયલી વસ્તુ યા પ્રાણીમાં સમાયલી તે શકિત છે કે જે તે વસ્તુ યા પ્રાણીને સંરક્ષણ યા વર્ગરક્ષણ સાધક કાર્યો તરફ, તેમજ સુધારા, આબાદી અને વધારો કરનારી ચીજો તરફ દોરવી લઇ જાય છે. દરેક પ્રાણી અને મનુષ્યમાં સંરક્ષણ અને પોતાના વર્ગની વૃદ્ધિ કરવાની પ્રેરણા બુદ્ધિ સમાયલી હોય છે એમ અનુમાન પર આવવાને આપણને ભારે વિચાર કરવો પડતો નથી યા કલ્પક તત્વજ્ઞાનની મદદ લેવી પડતી નથી. આ શકિત (ફ્રવશી) મનુષ્યમાં, જીવતાં યા ગુજર પામેલાં તે દરેક સાથે હાજર હોય છે.[4]

દરેક ઇનસાનની ફ્રવશીને અંતર્જ્ઞાન (intuitive perception) હોય છે, જે તેની તર્કશકિત, અનુભવ અને હિતકારક કુદરતી કાયદાના તેના જ્ઞાનથી તદન સ્વતંત્ર અને નિરાળું છે. આત્મા પોતાની

૧. દ. પે દીન. પુ ૨, પા. ૧૧૩ ૩. ય. ૧૩. અને યજ. હા. ૨૩, ૨૫.
૨. દ. પે. દીન. પુ. ૬, પા. ૩૫૮. ૪. ય. ૧૩.

ફ્રવશીની મદદવડે મનુષ્યની વૃદ્ધિ કરનાર કુદરતના કાયદાઓનું જ્ઞાન મેળવે છે, અને તે મેળવવાને આત્માને પુછપરછ યા તલાસ કરવાની જેહમત ઉઠાવવી પડતી નથી. તે દરેક ચીજ તત્કાળ સમજી જઇ શકે છે. સર્વેજ્ઞાની અહુરમઝદ, જેટલી સાધારણ મનુષ્યની ઇંદ્રિય બુધ્ધિથી શ્રેષ્ટ જ્ઞાન શકિત ધરાવે છે, તેટલેજ દરજ્જે મનુષ્યની ફ્રવશી તેની કલ્પના શકિતથી ચઢીઆતી છે. બલકે, મનુષ્ય જાતનાં હિત, વૃધ્ધિ અને સંપૂર્ણતાની ખીળવણી અને જાળવણી માટે તેની ફ્રવશી એક સર્વેજ્ઞાની શકિત છે. આત્મામાં પણ આ શકિત છે. એજ એક રીતે સાબેત કરે છે કે આત્માની ઉત્પત્તિનું મૂળ તે કીરતાર અહુરમઝદ પોતેજ છે.[1]

આપણી ફ્રવશી, આપણામાં સમાયલાં સર્વે આત્મિક યા ધાર્મીક તત્વો એકત્ર કરી અહુરમઝદની દોસ્તી તરફ લઇ જાય છે; તે આપણી મનશકિતનો દરવાજો ઉઘાડી નાખી સત્યને દાખલ કરે છે જેથી આપણે આપણું હિત સંભાળવાને સામર્થવાન બની શકયે છીએ. અહુરમઝદે આપણા આત્માને સંરક્ષણ માટે જે હથીયાર બક્ષેલું છે તે ફ્રવશી છે, કે જેની મદદ વડે તે દરેક દરૂજી સામે ટક્કર ઝીલી શકે છે. જે જે કામો આપણે આપણાં સંરક્ષણ અને સુધારા વધારા માટે કર્યે છીએ તેનું મૂળ કારણ આપણી ફ્રવશી છે. આપણામાં હંમેશનું સમાયલું આ અસરકારક બળ મનુષ્યજાતને સાર્વજનિક સુધારાઓ તરફ ઘસડી લઇ જાય છે. ફ્રવશીનો આ ગુણ ઘણો મહત્વનો છે.

જરથોસ્તી ધર્મ આપણને શીખવે છે કે ફ્રવશીઓ તમામ ખલકના લાભો ઉપર અને ખાસ કરીને મનુષ્યનાં હિત ઉપર નેઘેહ્બાની રાખે છે,[2] તેઓ હંમેશ મનુષ્યજાતનાં કલ્યાણ અને વૃધ્ધિમાં

---

૧. ય. ૨૬.   ૨ ય ૧૩.

મદદ કરે છે. આ કારણથી ફ્રવશીઓને આરાધવાની, તેઓએ કીધેલી મદદ આભારથી સ્વીકારવાની, તેમજ હરેક ક્રીયા કામોમાં તેઓને માન અને સ્નેહથી યાદ કરવાની ફરજ, જરથોસ્તી ધર્મે હરેક જરથોશ્તી ઉપર નાખી છે.

ફ્રવશી પછીની બીજી અગત્યની, મનુષ્યમાં સમાયલી મીનોઇ શક્તિ તે તેનું મન યા સમજ શક્તિ (અવ. મનંઘ = પહે. મનશ્ની) છે. મનુષ્યની શારીરીક બુદ્ધિવિષયક, ધાર્મીક યા આત્મિક જાળવણી અને ખીળવણીના દરેક તબક્કા, તેની ફ્રવશી અને મનશક્તિને આભારી છે. જરથોશ્તી ધર્મ શીખવે છે કે આ શક્તિઓ સર્વે ચીજ ઉપર સત્તા ભોગવે છે અને ભવ્ય અને ભલાં કામો કરવાના પોતાના ખાસ ગુણ લક્ષણ જાહેર કરે છે. આને લીધે બન્નેની સ્તુતિ કરવા આપણા ધર્મમાં ફરમાવવામાં આવ્યું છે.

આપણો ધર્મ મનશક્તિ ખીળવવાનું ઉત્તમ સાધન છે. અહુરમઝદ અને આપણી મનશક્તિ વચ્ચેનો તે સંબંધ દેખાડે છે.[૧] તે સમજાવે છે કે અહુરમઝદ માનુષી મનશક્તિની ઘણી સંભાળ કરે છે કે જેથી કરીને તે સાહેબનાં શિક્ષણો તે પ્રાપ્ત કરવાને શક્તિવાન રહે. મનશક્તિ એક ઉમદા બક્ષેશ છે; પણ આખર કરેને તે બક્ષેશ માત્રજ છે. તે વોહુમનના પિતા યાને અહુરમઝદ તરફથી મળી છે. અહુરમઝદની વળણ મનુષ્યને ચહાવાની અને તેની સાથ સંબંધ રાખવાની છે; મનુષ્યની વળણ તે સાહેબ સાથનો સંબંધ અને તેનાં શિક્ષણ ગ્રહણ કરવાની છે. અનંત મહાન મનશક્તિ અને માનુષી મનશક્તિ વચ્ચેનો આ પરસ્પર ઘાડો સંબંધ અવસ્તાનું સર્વેથી ઉમદા અને આપણને વારંવાર મળતું શિક્ષણ

---

૧. યજ. હા ૩૧. ફ. ૧૧.

છે. માટે આપણે આપણી મનશકિત તરફ પણ માનની લાગણી વિના જોઇ શકતા નથી.

ઝંદ અવસ્તા પ્રમાણે ગરોથમાન બહેસ્ત તે બીજું કાંઇજ નહીં પણ સર્વેથી શ્રેષ્ટ મન યા વિચારશક્તિ છે. ખરૂં પુછો તો શ્રેષ્ટ વિચાર એજ સર્વેથી શ્રેષ્ટ બહેસ્ત છે.[1] "જેમ સુર્ય પોતાના પ્રકાશ વડે દુન્યામાં અજવાળું ફેલાવે છે, અને જેમ ચેરાગ ઘરમાં રોશની નાખે છે તેમ મનશકિત આપણાં ખાકી ઘર (શરીર)માં તે ઘરના માલેક (આત્મા) ને રાહુબરીનું અજવાળું આપે છે, અને ઘરના ધણીને ઘરની સંભાળ લેવાનું સવળ કરી આપે છે. જ્યારે મનશકિત શરીરમાંથી છૂટી પડે છે, ત્યારે આત્મા મુંજવણમાં પડે છે અને જીંદગી હોવા છતાં શરીર સુધલા વગરનું બને છે..."[2] "એક શખસ જે શરીરે તનદરૂસ્ત હોય પણ મનશકિત વિનાનો હોય તો ખરૂં જોતાં તે તાકાત વગરનો કહેવાય અને કૌવત મેલવવા લાયક પણ ગણાય નહી. સારી મન શકિત એક માણુસને પાપમાંથી મુક્ત અને અશો રાખશે. જે માણુસ સારાં કામો કરે છે તેને ડહાપણ વાળો યા સારી મન શકિત ધરાવનાર સમજવો."[3] મન શકિતનું કામ સચ્ચાઇની શોધ પાછળ જવાનું છે અને યાદદાસ્ત શકિતનું કામ જે કાંઇ મન શકિતએ શોધી કાઢયું હોય તે (સત્ય)ને જાળવી રાખવાનું છે અને સમજ શકિતનું કામ સારાં માંઠાં વચ્ચે તફાવત જોવાનું અને સારૂં રહેવા દઇ માઠું તજી દેવાનું છે."[4] "એક માણસની પ્રમાણિક નિષ્ટા એવા લાયક અને સંગીન કામો કરવાની હોવી જોઇએ કે જેથી કરીને તેની મન શકિતનો

૧. યજ. હા ૩૦. ફ ૪.

૨. દ. પે. દીન. પુ. ૬. પા ૩૫૪.

૩. દ. પે. દીન. પુ. ૪. પા ૧૮૯ અને ૨૦૪.

૪. દ. પે. દીન. પુ. ૧૦; પા. ૧૭.

મરતબો વધે... અને આ પ્રમાણે તેને આત્માની મુક્તિ અને મીનોઇ સંતોષ મેળવવો જોઇએ."[1]

મનુષ્યની ઉન્નતિ અને સંપૂર્ણતા તેના કામોની સંપૂર્ણતામાં સમાયલી હોય છે; જે પ્રમાણમાં એક માણસની કરણીઓ સંપૂર્ણ અને અશો રહે છે તેજ પ્રમાણમાં તેની જીંદગી સંપૂર્ણ અને અશો બને છે. માટે મનુષ્ય તેના વિચાર વડેજ ઉંચી અને મીનોઇ પદવીએ પહોંચી શકે છે અને વિચાર વડેજ ગરોથમાન બહેસ્તનો તેનો માર્ગ ખુલ્લો થાય છે.[2]

જરથુસ્ત સાહેબે અને તેવણના ધર્મે દુન્યાને પહેલીજ વાર જાહેર કર્યું કે માનુષી હસ્તિ માટે સર્વેથી અગત્યની ચીજ તે શુધ્ધિ યા સાવધપણું (બઓધંગ) છે. આત્માને લગતી બાબદોમાં અશો જરથુસ્ત કુશળ હતા. મનુષ્ય અને જનાવરના આત્મા વચ્ચેનો તફાવત તેવણે એમ દેખાડી આપ્યો હતો કે મનુષ્યનો આત્મા પોતાના સંજોગો, અને ભૂતકાળના તેમજ હાલના પોતાનાં કામોથી માહિતગાર હોય છે. તેવણ સાહેબે શીખવ્યું હતું કે અમર જીંદગી મેળવવા માટે આવી શુદ્ધિ યા માહિતી જરૂરની છે. "એક માણસ પોતાની માંદગી દરમ્યાન શુધ્ધ અવસ્થામાં જે કાંઇ (વસીયતનામાની રૂહે) આપે તે મંજુર રહેવું જોઇએ; જ્યારે તે શુદ્ધિમાં હોય નહી (અને આપે) તો તે નામંજુર થવું જોઇએ. જે કોઇ તે પોતાની બેશુધ્ધિ દરમ્યાન બોલે તેની ઉપર એતેકાદ મુકવો ઘટે નહીં, જો કે તેની શુધ્ધિ દરમ્યાન થયલી વાત ઉપર ભરોસો મુકી શકાય. એક માણસ જો તેને માંદગી દરમ્યાન શુધ્ધ અવસ્થામાં પોતાની દુખ્તરને (વારસો) આપી જાય તો તે પણ મંજુર થવો જોઇએ."[3]

---

૧. દ. પે દીન. પુ. ૭; પા. ૪૯૧. ૩. દા દીના. પ્ર. ૫૪ ફ.૭ અને ૮
૨ યજ, હા ૩૦ ફ, ૪.

"જે અશો પુરૂષોને છેતરે છે તેનો છેવટે નાશ થશે. અને ઓ પાપી! આ નાશ, તારૂં પોતાનું વિપરીત અતઃકરણ તારાં પોતાનાં કામો મારફતે તારી ઉપર લાવશે."[૧]

મનુષ્યની મનશક્તિ વિષે બીજી ચીજ જે ઝંદ અવસ્તા અને ખાસ કરીને ગાથાઓ જાહેર કરે છે તે એ છે કે મનશક્તિ બે જાતનાં કામો કરી શકે છે. યાને તેના કામોમાં અને શક્તિઓમાં મન દ્વૈતભાવી (dual) છે. યાને એક મન ચોક્કસ સંજોગો વચ્ચે ચોક્કસ ગુણલક્ષણો બતાવે છે અને તેજ મન જુદા સંજોગો વચ્ચે જુદાંજ ગુણલક્ષણો દેખાડે છે. ટુંકમાં માનુષી મન દ્વૈતભાવી (dual) છે અને દરેક ચીજનો તેના પરસ્પર વિરોધ આકારમાં ખ્યાલ કરી શકે છે, જેમ કે સારી ચીજનો તેમજ બૂરી ચીજનો મનુષ્યને વિચાર આપે છે અને તેના વિચારો તેની શુધ્ધિ (consciousness) નાં એક યા બીજા તબક્કાને લગતા, યા તો સ્પેન્તમન યા અંગ્રેમનને લગતા હોય છે.

"સ્પેન્તમન" શબ્દ, અવસ્તાના બે શબ્દો, "સ્પન"=વધવું, આબાદ થવું અને "મન"= વિચાર કરવો, એ ઉપરથી નિકળ્યો છે. સ્પેન્તમન એટલે સારો, લાભકારી અને વૃધ્ધિ કરનાર વિચાર. ગાથાઓ ઉપરથી આપણે ખુલ્લું જોઇ શકયે છીએ કે સ્પેન્તમન એ માત્ર પવિત્ર મનશક્તિ યા ભલી તર્ક શક્તિ છે જે માણસની અશોઇ વિષેના તેનાં જ્ઞાનને લીધે ઉત્પન્ન થઇ છે. જ્યારે સ્પેન્તમનને બરાબર કેળવવામાં અને ખીલવવામાં આવે છે ત્યારે તેને અપાયલી સહાયતો ઉપરથી તે અચુક અનુમાનો કાઢી શકે છે. ચોક્કસ બાબદોનાં અવલોકનો અને અનુભવોને એકઠા કરી, બરાબર તેના ભાગ પાડી તેમને તપાસી તેઓ ઉપર સત્યના શું નિયમો રચાયલા છે તે શોધી કહાડવાનું કામ મનુષ્યની મન શક્તિનું છે. અનેક બાબદોની વ્યવસ્થિત તપાસ

૧. યજ. હા ૩૧. ૬ ૨૦.

કર્યા પછી ખરૂં ખોટું તપાસ્યા પછી તે (મન શકિત) મનુષ્યને મૂળ સત્યો તરફ લઇ જાય છે. સર્વે ચીજની સાબેતીઓ તપાસી ખરૂં શું છે અને સારૂં અને લાભકારી શું છે તેનેજ અખત્યાર કરવા તે સમજાવે છે. જે શકિતઓ, લાગણીઓ, ઇચ્છા અને વિચારો સ્પેન્તમનની અસર હેઠળ આવે છે તે મનુષ્યને ઉન્નતિ તરફ લઇ જાય છે. મનુષ્યનાં સર્વેથી ઉપયોગી અને લાભકારી કામો સ્પેન્તમન અને ઇચ્છા શકિત (અવસ્તા વઞંગ = પહેલવી. વસ = ઇચ્છા,) નાં ચાલુ સાધારણ લાભકારી કામની રીતિનો પુરાવો આપે છે. તેઓ દેખાડે છે કે એ સ્પેન્તમનની ખીલવાની હંમેશની રીતજ છે. જ્યારે સ્પેન્તમન અને મનુષ્યની ઇચ્છા શકિત એકમત થાય છે ત્યારે મનુષ્ય ઉમદા કામો કરે છે અને પોતે શારીરીક, બુધ્ધિ વિષયક, ધાર્મિક અને આત્મિક ઉન્નતિ તરફ વધે છે.

મનની આથી ઉલટી વૃત્તિને અંગ્રેમન સિવાય બીજું કાંઇપણ નામ આપવું યોગ્ય થઇ પડશે નહીં. અવસ્તા શબ્દો "અંઘ" = કમી કરવું, નાશ કરવો અને "મન" વિચાર કરવો, એ ઉપરથી અંગ્રેમન શબ્દની ઉત્પત્તિ થઇ છે. માટે અંગ્રમનનો અર્થ સારી ચીજ ઘટાડનાર, નાશકારક બૂરો વિચાર, એમ થાય છે. અંગ્રમનનાં ઘણાં નામો છે. ઝંદ અવસ્તામાં જેમ સ્પેન્તમનને વોહુમન કહેવામાં આવ્યો છે તેમ અંગ્રમનને અકોમન = બૂરો વિચાર, અથવા દ્રેગ્વાઓ મઇન્યુ = નાશકારક વિચાર, અથવા તો દ્રુજ = છેતરનાર, જુઠો, ગુમરાહી, અથવા દએવનામ દએવો = દેવોનો દેવ યાને મૂખ્ય દરૂજ કહેવામાં આવ્યો છે. તેનું ચાલુ આવેલું નામ અહેરેમન, દરૂજ યા ગનામીનો છે.

જરથોશ્તી મહાન નરો કે જેઓએ અનેક પાપો અને ગુનાહોની તપાસ કરી છે, તેઓએ એ સર્વે ગુનાહોને એકત્ર કરી કલ્પિત માનસાઇ રૂપ આપ્યું છે અને તેને અંગ્રમનના નામે ઓળખાવ્યો છે.

આવી રીતે અલંકારી રૂપોની મદદથી હરેક જાતના પાપોને, અને હરેક જાતની કુદરતી યા આત્મિક આફતને અંગ્રમનના એક યા બીજા સંતાન યા સાથી સાથ સરખાવવામાં આવી છે. રેલ, મરકી, તંગી, દુકાળ, ભુખમરો, ગરીબાઇ, દરદ, મુર્તિ પૂજન, ઠગાઇ, ગંડી, નાતાબેદારી, મગરૂરી, લોભ, અદેખાઇ, જુઠાપણું, બદગોઇ, અને બીજા બધા દુર્ગુણો અને બદીઓને અંગ્રમનનાં સંતાન યા તેના સંતાનનાં સંતાન તરીકે ઓળખાવવામાં આવી છે. સઘળા બૂરા અને પાપી માણસોને તેની ઉત્પતિ તરીકે ગણવામાં આવ્યા હતા. અંગ્રમને તેઓમાં પેદા કીધેલા બૂરા કામોનાં વિચારો પ્રમાણે ચાલનાર દરૂજો અને દેવો તરીકે તેઓને પિછાણવામાં આવ્યા હતા. "અહુરના કાયદાને નાફરમાન થનારા આત્મા વિષે (એમ જાણવું કે) તેઓ દએવ તરફ વધેલા અને દએવોના કામોને પસંદ કરનારા છે અને તેથી તેઓનો આત્મા દએવ જેવોજ થશે. પાપીના આત્માને દએવની ખસલતનો ગણવામાં આવ્યો છે કેમકે તે દએવોની સંગતમાં ઘણો આવે છે... જે શખસ અકુદરતી વ્યવહાર કરે યા તેને ઉત્તેજન આપે તેનો આત્મા દએવથી પણ ખરાબ સમજવો, કેમકે બીજા પાપીઓ કરતાં તેનો આત્મા દએવોની સંગતમાં વધુ આવેલો હોય છે. ઠગબાજ અશમોગનો આત્મા દએવના રૂપમાં રખડતો જાણાવવામાં આવ્યો છે, કેમકે તે ઉંડા દોજખના પાતાલમાં રખડે છે યાને બદીમાં ઉંડો ઘુટાયલો રહે છે..."[1]

કોઇ ભૂત અને દેવો સંબંધી અભ્યાસ કરનારે અનેક દએવોને અહેરેમને જુદે જુદે દેશે મોકલેલા ચિતારયા. તેઓને સેતાનના એલચીઓની ઉપમા આપવામાં આવી હતી. મેનન, ઇગ્લાંડ ખાતે, બેલફેગોરને ફ્રાંસ ખાતે, મારતીનેટને સ્વિટઝરલૅન્ડ ખાતે, રીમનને

૧. દ. પે. ઠીન. પુ. ૧. પા. ૧૪ અને ૧૫.

રશ્યા ખાતે, હુતઓનને ઇટલી ખાતે અને ચૅન્માને સ્પેન ખાતે મોકલેલા ચિતારવામાં આવ્યા હતા. પણ આ વિચાર માત્ર વહેમ અને અટકલને આભારી હતો.

પણ આપણી ઝંદ અવસ્તામાં આપણે ખરેખર જોઇ શકયે છીએ કે બુરાઇનો રાજા અને પાપ અને બદીનો સરદાર, જે સર્વેથી દુષ્ટ અહિતકારી છે, તે અંગ્રેમનનાં નામ હેઠળ હસ્તિ ધરાવે છે. જે પાપ તે પોતે કરતો નથી તે બીજા પાસ કરાવે છે. જેમ દરેક મનુષ્યમાં સ્પેન્તમનની ભલી શકિત છે તેમ તેનામાં તેને ઘેરનારી બુરી શક્તિ છે જે તેને બુરા વિચાર, વચન અને કામો કરવા લલચાવે છે. માટે સ્પેન્તમન અને અંગ્રેમનને જોડ શકિતઓ તરીકે જણાવી છે. "મનુષ્યમાં મૂળથી બે શકિતઓ છે કે જેને જોડ શકિત તરીકે ઓળખાવવામાં આવી છે. તેઓ પોતાના કામોમાં સ્વતંત્ર છે. વિચાર, વચન અને કામો માટે તેમાંની એક સારી અને બીજી બુરી છે. આ બેમાંથી ડહાપણવાળા આદમીઓ સ્પેન્તમનને પસંદ કરે છે, જ્યારે બુરા માણુસો અંગ્રેમનને પસંદ કરે છે."[1] "આ બે શકિતમાંની જે બુરી શક્તિ છે તે સઘળી બદી પેદા કરે છે જ્યારે જે શક્તિ સારી છે તે અશોઇ અખત્યાર કરે છે..."[2] "જેઓ કાળાં મૂળના (અંગ્રેમનના) હોય છે તેઓ બુરી મનશકિત(વાળાં માણુસો) ના સંગતને લીધે બુરી મનશકિત ધરાવે છે; અને તેઓની આવી સંગતને લીધે તેઓને પાપી ગણુવામાં આવ્યાં છે...જે શખસ બુરી મનશક્તિ ધરાવે છે તે પાપનાં મૂળ સમાન છે. માટે જે સ્વભાવ (યાને મન) પાપી કામો કરે છે તે સ્પેન્તમનને લગતો હોઇ શકે નહીં, પણ ખચિત અંગ્રેમનને લગતો હોવો જોઇએ."[3] "તમારે જાણુવું કે જે શખસના દેલમાં બેહુમન યાને

---

૧. યજ. હા ૩૦. ફ. ૩.
૨. યજ. હા ૩૦. ફ. ૫.
૩. દ. પે. દીન. પુ. ૪. પા. ૨૬૭

સ્પેન્તમન વ્યાપી રહ્યો હોય છે અને જેની મરજી ઉપર અહુરમઝદ હકુમત ચલાવે છે તેના ઘરમાં તમો શાંતિ જોશો. અણદીઠ દુન્યાનું સત્ય તેના વિચારમાં માલુમ પડશે; તેના શબ્દો ડહાપણને અનુસરતા અને તેનાં કામો પાપથી મુકત રહેશે... જો તેનાં દેલમાં અંગ્રેમન સમાયલો હશે તો અણદીઠ અહુરેમન તેનાં મન ઉપર સત્તા ભોગવશે...."[1] "અહુરમઝદના સ્વભાવને મળતા, આ દુન્યામાં તે અશો નરોના સ્વભાવો હોય છે કે જેઓ સારા વિચાર કરનારા છે, પોતાના દેલમાં સ્પેન્ત-મઇન્યુની સેવા યાદ રાખે છે અને સરોશના, (ધર્મ કાયદા તરફ તાબેદારી વિષેના) નિયમો સદા મનમાં રાખે છે,"[2] "બુરા વિચારો જે બુરાં મન તરફથી એક માણસને આવ્યા હોય એવા વિચારોથી તેનો સ્વભાવ અંગ્રેમનનાં જેવો થાય છે... તેથી તે માણસ પાપી વર્તનનો, મોતને આધીન, હાનીકારક અને અશો માણસોને ભય સમાન થઇ પડે છે ... જેને લીધે તેની સમજશકિતથી તે દુઃખ અને નુકસાન ફેલાવનારો થાય છે.... તેના વિચારોથી સારી ચીજોને ગભરાવી નાખનારો તે બને છે, અને તેની ઇચ્છા શક્તિથી તે દરેક માણસને હેરાન કરનારો નિવડે છે."[3] "સ્પેના-મીનો તરફથી મનુષ્ય સારા વિચાર કરતાં શીખે છે; ખરાબ વિચારોની ઉત્પત્તિ ગનામીનોને આભારી છે. મનુષ્યમાં સારા તેમજ ખરાબ વિચારોનું રહેઠાણ છે; જે પ્રમાણમાં તે સારા વિચાર યા બુરા વિચાર ધરાવે છે તે પ્રમાણમાં તેને આલા સુખનું રહેઠાણ યા હલકું સ્થળ મળશે. તેના સારા વિચાર ધરાવનાર મનથી તે શાંતિ પામે છે. જે પ્રમાણમાં તેના વિચાર અપવિત્ર છે તે પ્રમાણમાં તે ભય પામશે. તેની લોકોને ઇજા કરવાની કુદરતી વળણને લીધે

---

૧. દ. પે. દીન. પુ. ૧. પા. ૨૭ અને ૨૮.
૨ દ. પે. દીન. પુ. ૧. પા. ૫૭ અને ૫૮.
૩. ઉપદ્દુંજ. પા. ૫૯.

તે બીક પામશે. જે પ્રમાણમાં એક મનુષ્ય પોતાની તર્ક શકિત ખીલવી, સારા વિચારની મદદથી પોતાનું મન સ્વચ્છ કરે છે તે પ્રમાણમાં તે સુખ પામશે...બુરા વિચારોનું પરિણામ બુરી સમજ શકિતનાં જેટલુંજ દુઃખમાં નીપજતું હોવાથી અશો માણસો આ દુન્યામાં સારા વિચાર કરે છે અને બુરા વિચારોને ધિક્કારે છે. જે બુરી સમજ શકિતનો અને ખરાબ વિચારનો હોય છે તે બુદ્ધિ વગરનોજ લેખાશે અને સારા વિચારોથી સદા અલગજ રહેશે."[1] "પોતાના આત્માની મરજી પ્રમાણે વર્તવું અને તેની ઉન્નતિ માટે સારાં કામો કરવાનું મનુષ્યનાંજ હાથમાં છે. દુન્યામાં (માણસ સિવાય) બીજું એકે એવું પ્રાણી નથી કે જેને આ પ્રમાણે છુટથી વર્તવાની શકિત આપવામાં આવી હોય..."[2] "અંતઃકરણનો મદદગાર ખુદા છે યાને નેક સમજ (સ્પેન્તમન) છે જે માણસને નેક તાલીયત આપે છે અને સારો ધર્મ સમજાવે છે... સ્પેન્તમનની હસ્તિને લીધેજ મનુષ્ય અપને પસંદ કરી શકે છે અને સારા વિચાર, વચન અને કામો ઉપર પોતાનું ચિત લગાડી શકે છે. સ્પેન્તમનની વિરૂદ્ધ જઈ માણસો અંગ્રમનને પસંદ કરે છે અને તેને માટે વિચાર કરે છે, તેને લગતું બોલે છે અને તેને માટે કામો કરે છે.... મનુષ્ય પોતાની સ્વતંત્ર ઇચ્છા શકિતના બળથીજ પોતે દોજખમાં ગીરફતાર થાય છે. જેટલા પ્રમાણમાં મનુષ્યો (દોજખમાંથી) છુટકારો મેળવવાની કોશેશ કરશે તેટલા પ્રમાણમાં તેઓ સંગીન લાભ મેળવશે... જેઓને ખરાબ ધર્મની પસંદગી હોતી નથી તેઓ પોતા ઉપર કાબુ મેળવવા શકિતવાન થાય છે..."[3] "આત્માને બુરી ઇચ્છાઓથી બચાવનાર એક ઇશ્વરી પ્રેરણા બુધ્ધિ છે. જે માણસ (બુરી ઇચ્છા સામે લડવાની) હીંમત બતાવે છે તે આ ઇશ્વરી બુધ્ધિ (સ્પેન્તમન) ને સદાકાળ પોતા સાથ

---

૧. દ. પે. દીન. પુ. ૧. પા. ૬૦ અને ૬૧. ૩. દ. પે. દીન. પુ. ૪. પા. ૨૬૯–૨૭૦.
૨. દ. પે. દીન પુ ૪, પા. ૨૬૮.

રાખી શકે છે અને તેથી વધુ બળવાન અને દબદબાભરેલો બને છે."[૧] "મનુષ્ય સારી તેમજ બુરી ચીજો તરફ ઢળે છે."[૨] "તમારે જાણવું કે જે શખસ બુરાઇ સામે લડવા આગળથી સાધનો યોજી રાખે છે તે સર્વે સાધનો જાણનાર, સ્પેન્તમનનાં તેના સંબંધને લીધે એમ કરી શકે છે. વોહુમન યા સ્પેન્તમન સાથના ચાલુ વસવાટને લીધે અને અંગ્રેમનની બુરી અસર અંતઃકરણમાંથી નાબુદ કર્યાથી એક માણસ (સત્યને) સ્પષ્ટ જોઇ શકે છે."[૩] "સમજશકિત ધરાવનાર દરેક મનુષ્યને બુરાઇ તજી સારાં કામો કરવાની શકિત અપાયલી હોય છે...તેને લીધે આ દુન્યામાં હસ્તિ ધરાવનાર મનુષ્ય પોતાના આત્માને મુકિત મેળવવા સદા સામર્થવાન હોય છે."[૪] "સદગુણથી ઉલટી બદીની ટેવો જેનામાં હોય તે દેવ છે. જે માણસમાં કુટેવો હોય છે અને સદગુણો હોતા નથી તે મનુષ્યના આકાર ધારણ કરેલો દેવ છે..."[૫] આ પ્રમાણે ઝંદ અવસ્તામાં અને ખાસ કરીને ગાથામાં આપણે મનુષ્યને દ્વૈતભાવી (dual) બુધ્ધિવિષયક બંધારણ ધરાવતો જોઇએ છીએ અને તે બે જાતનાં કામો કરતો માલમ પડે છે. તેનું મન તો એકજ છે; પણ તેની કામ કરવાની શકિત અને કામો પોતાની અંદરની અસરો યા બહારની અસરોને લીધે ફેરફારને પાત્ર બને છે. કોઇ વખત કોઇ પ્રકારની તેની હીલચાલ બંધ પડી જાય છે જ્યારે કોઇ વધી પડે છે. પણ આ સઘળું માણસની પોતાની સ્વતંત્ર ઇચ્છા અને મરજીથીજ તે કરે છે. આ ઠેકાણે વાંચકને યાદ દેવાડવાની જરૂર છે કે ઝંદ અવસ્તા પ્રમાણે અહુરમઝદે મનુષ્યને સારો નિવડવાજ સરજ્યો છે. તેને ઘણી ઉમદા શકિતઓની બક્ષેશ

---

૧. દ. પે. દીન. પુ. ૭. પા ૪૬૪.
૨. દ. પે. દીન. પુ. ૪. પા. ૩૩૩.
૩. દ. પે. દીન. પુ. ૬. પા. ૪૧૨ અને ૪૧૪.
૪. દ. પે. દીન. પુ. ૬. પા. ૪૦૫.
૫. દ. પે. દીન. પુ. ૬. પા ૩૬૩.

કરવામાં આવી છે અને તેને આ દુન્યાનું સુખ મેળવવા માટે ઉમદા કામો કરવાની અખત્યારી આપવામાં આવી છે. મનુષ્યમાં એકે શકિત, લાગણી યા બંધારણ એવું જોશો નહીં કે જેનો સારો ઉપયોગ યા વપરાસ થઇ શકે નહીં યા જે સારા અર્થે સરજવામાં નહીં આવ્યું હોય. મનુષ્યના મગજની એકે શકિત એવી નથી કે જેને સાધારણ ચાલુ કામ સોંપવામાં આવ્યું ન હોય યા જે કાંઇ મોટું કામ નહીં કરી શકે. આપણે જોયું તેમ એક જાતના કામો મનુષ્યની શારીરીક, બુધ્ધિ વિષયક, ધાર્મીક અને આત્મિક શક્તિઓ માટે સારાં, લાભકારી અને સહાયકારી નિવડે છે અને તેની એ શકિતઓને તેઓની કુદરતી કાયનાતની પૂરી હદ સુધી ખીલવે છે. આ સઘળાં કામો સ્પન્તમનનાં છે.

આપણે જોયું તેમ અંગ્રેમન નીચ અને હલકાં કામોનું મૂળ છે. તે સર્વેથી કપટી, ફીતુરી, દગાબાજ અને દરેક પળે મનુષ્યને લલચાવનાર તેનો કટ્ટો દુશ્મન છે. અને તેની ઉપર દુઃખ, દરદ અને મોતનો કેહેર વરસાવવા ચુકતો નથી યા તેના આત્માને હંમેશનો જેર કરવાની કોષેશમાં પાછળ પડતો નથી. મનુષ્યના પોતાનાજ પાપી અને બુરા વિચારો તે અંગ્રેમન છે, કે જે તેનાં શરીરમાં ઉછરે છે અને તેને તેમજ તેના આત્માને ઇજા કરે છે. "તમારે જાણવું કે પાપી માણસ પોતાનાં પાપી મનને લીધે પાપી છે. જે શખસ નાપાક જીંદગી ગુજારે છે તેનાં વિચારો તેને બીન જરૂરી ચીજો તરફ લઇ જાય છે; તેથી તેનાં કામો ફ્રેબતના સ્વભાવને અનુસરતાં હોય છે; અને બીન જરૂરી ચીજો મેળવીને અને પોતાના આત્માની ઉન્નતિ સાથ નહીં સંબંધ ધરાવતાં કામો કરીને એવો મનુષ્ય પોતાનો સ્વભાવ અહ્રીમન જેવો બનાવે છે. ફ્રેબત અને અહ્રીમન બન્નેના સ્વભાવો પોતાના કામોમાં પલીદી અને વિચારોમાં

દુષ્ટ હોય છે. જે કોઇ શખસ અશો જીંદગી ગુજારવા માંગે છે, તે પોતાને જરૂરી ચીજો મેળવવા પાછળજ મઠે છે, અને તેના આત્માની ઉન્નતિને લગતાંજ કામો કરે છે અને બીન જરૂરી ચીજો મેળવવાના ફાંફાં મારતો નથી, તેથી તે યઝદોના જેવો અશો સ્વભાવ ધરાવતો થાય છે. જેમ સર્વે અશો વિચારો અને કામોનું મૂળ સ્પેનામીનો છે તેમ સર્વે બુરા વિચારો અને કામોનું મૂળ ગનામીનો છે."[1]

આપણે ઉપર જોયા તે ફકરાઓ પ્રમાણે એક મનુષ્ય પોતાને અપાયલી શારીરીક અને આત્મિક શક્તિઓનો ઘણો ફાયદાકારક યા ઘણો જોખમભર્યો ઉપ્યોગ કરી શકે છે. આ શક્તિઓ સાધારણ તેમજ અસાધારણ કામો કરી શકે છે. શારીરીક અને આત્મિક શકિતઓની અસાધારણ અને અણઘટતી ખીળવણી અને વપરાસ કર્યામાં મોટો ભય સમાયલો રેહે છે. જ્યારે આ શકિતઓનો ખોટો ઉપયોગ કરવામાં આવે છે અને તેઓની અયોગ્ય રીતે ખીળવણી કરવામાં આવે છે ત્યારે તેઓ મનુષ્યને ખરાબ અવસ્થા તરફ ઘસડી જાય છે અને તેનાં શરીર અને આત્માને મોટી હાણી પુગાડે છે.

જો કોઇપણ જાતમાં યા કોઇપણ પ્રકારનાં શારીરીક યા આત્મિક આચાર યા કર્મમાં કોઇપણ ટેવને ચાલુ પંપાળ્યા કરવામાં આવે તો પરિણામમાં કાંઇ પણ શારીરીક યા આત્મિક દુઃખ યા ગેર વ્યવસ્થા આવ્યા વગર રહે નહીં. અને જો તે ટેવને અનિયમિત રીતે ચાલુ રાખવામાં આવે તો તેનું પરિણામ મનુષ્યના શરીરના યા આત્માના અંતમાં આવ્યા વગર રહેશે નહી. આ શિક્ષણ આપણાં ધર્મ સાહિત્યો અને ખાસ કરીને ગાથા ઉપરથી મળે છે અને આપણો એ બાબદનો અનુભવ એ શિક્ષણનાં નિર્વિવાદ સત્યની સાબેતી આપે છે. દાખલા તરીકે ગવઇયાઓ યા વાજંત્રીઓ પોતાની સંગીત શક્તિના અસાધા-

---

૧. દ, પે. દીન. પુ ૫; પા. ૩૪૮.

રણુ વપરાસ અને ખીળવણીને લીધે ખરાબ પરિણામ નીપજવાના ચાલુ ભયમાં રહે છે. કોઇ આ વાતનો ઇન્કાર કરશે નહીં કે સાધારણુ રીતે સંગીતમાં પ્રવિણુ થયલાઓ કડક સ્વભાવના, સહેલાઇથી ઉશ્કેરાય એવા વ્યાકુલ અને અદેખા હોય છે. તેઓ પોતાની સંગીત શકિતને કુદરતી કાયદાની હદ ઉપરાંત અને તેઓની ખીળવણીની કાયનાત ઉપરાંત ખીળવે છે જેનાં પરિણામમાં તેઓનાં શરીર મન અને નીતિ ઉપર ખરાબ અસર થવાનો ભય રહે છે. સાધારણુ રીતે આપણે જીંદગીમાં જોઇએ છીએ કે કેટલાક માણુસો જેવા કે ટાઇપ કરનારા યા છાપાખાનામાં બીબાં ગોઠવનારા, પોતાનાં કામમાંજ ચકચુર બનેલા રહે છે અને પોતાની શક્તિઓનો અસાધારણુ વપરાસ કરે છે જેથી તેઓ પણુ તેવાજ ભયમાં રહે છે. બીજા આવા દાખલાઓ આપવાનું વધુ ઉપયોગી થઇ પડશે નહીં, પણુ જે મૂળ નિયમ આ દાખલાઓ શીખવે છે તે એ છે કે જે કાંઇ કામ મનુષ્યની કોઇપણુ શક્તિને અસાધારણુ વપરાસમાં લેય છે તો તેનું પરિણામ તેની શારિરીક યા આત્મિક સ્થિતિ ઉપર ખરાબ નિપજ્યા વિના રહેશે નહીં યાને તેનાં શરીર અને તેના આત્માને નુકસાન પહોંચ્યા વિના રહેશે નહીં.

મનુષ્યની શારીરીક યા આત્મિક શક્તિના અસાધારણુ વપરાસનું મૂળ અંગ્રેમન છે જેને લીધે અનેક પ્રકારની બદી, દુર્ગુણ, ગુનાહ, દેવાનાપણું, ગંદકી, દુઃખ, નાશ અને મોત હસ્તિમાં આવવા પામ્યાં છે. જે જે વિચારો, મતો અને બાબદો અંગ્રેમન આગળ મુકવામાં આવે છે તે ઉપરથી એ સદા ખોટાં અને તર્કશાસ્ત્રથી ઉલટાં અનુમાનો કહાડે છે. જે અનુમાનો સ્પેન્તામન કહાડે છે તે હમેશાં ખરાં હોય છે જો કે જે વિચારો યા મતો ઉપર એવાં અનુમાનો બાંધવામાં આવ્યાં હોય તે ખરાં પણુ હોય નહીં. ઝંદ અવસ્તા અને ખાસ કરીને ગાથાઓ પ્રમાણે મનુષ્યનાં સઘળાં બુરાં અને

નાશકારક કામો અંગ્રમનને લીધે છે યાને મનુષ્યના પોતાની સ્વતંત્ર ઇચ્છા શકિતના આડા અને બુરા વપરાસને આભારી છે. "તમે જાણજો કે ખરાં ડહાપણવાળો શખસ તે છે કે જે પોતાનાં મને (અંગ્રમને) સુચવેલા પાપોથી અલગ રહે છે અને અપશબ્દો બોલતો નથી. પણ વધુ ડહાપણવાળો શખસ તે છે કે જે પોતાના મનમાં ઉપજતા ખરાબ વિચારો ઉપર ખ્યાલ કરતો નથી. (યાને તેઓને હાંકી કહાડે છે.) સૌથી ડહાપણવાળો શખસ તે છે કે જે પોતાની મનશકિત (વિચારો)ને પાપથી દૂર રાખવાનાં સાધનો અગાઉથી યોજે છે."[૧] "જે માણસની ઇચ્છાઓ ઉપર અહુરમઝદનો કાબુ છે તે શખસ ઉમદા છે...બીજા હાથ ઉપર જે શખસ બુરાં મનનો હોય છે તે પોતાને નુકસાન કરે છે, અને પોતાના બુરા વિચારોને લીધે પોતાના શત્રુઓને મદદ કરે છે. તે એક મૂર્ખ ઘોડેસ્વાર સમાન છે કે જે પોતે મરવા માટે પોતાનો ઘોડો તેના દુશ્મનની નજદીક લઇ જાય છે."[૨] "અહુરમઝદની ભલી પેદાયશો સામે દ્વેષભાવ ધરાવતો દરૂજ સમાન મનુષ્ય પોતાની બુરી મનોવૃત્તિને લીધે જીવતાં પ્રાણીઓને ઘાયલ કરવા, દુઃખ દેવા અને મારવા, આત્માને ઠગવા, બગાડવા અને તેને દોષિત બનાવવાજ હસ્તિ ભોગવે છે. આને લીધે તે અધર્મી માનુપી દેવને દુઃખ ખમવું પડશે અને તે દોજખના ગારમાં ગીરફતાર થશે."[૩] "અંગ્રમનની ખોટી સમજાવટને લીધે મનુષ્ય ગુનાહ કરે છે. આ ખોટી સમજ તેને બદફેલી તરફ લઇ જાય છે..."[૪] "જે માણસ અંગ્રમનના (ખાલી) ઠાઠને પસંદ કરે છે તે પોતે અંગ્રમન જેવોજ હોવો જોઇએ, કેમકે અંગ્રમન તેની ઉપર સત્તા ભોગવે છે અને

---

૧. દ. પે. દીન. પુ. ૬; પા. ૩૯૨.
૨. દ. પે. દીન. પુ. ૭. પા. ૪૫૭.
૩ દ પે. દીન, પુ; ૬. પા. ૪૦૭.
૪. દ. પે. દીન. પુ પા. ૭. ૪૪૩.

અંગ્રમનને અનુસરતી આવાં માણસની વૃત્તિને લીધે બદ વિચારો પેદા થાય છે... જેને લીધે તેનામાં હાનીકારક અને ફિતુરી દેવોનાં ગુણ લક્ષણો આવે છે."[1] "મનુષ્યની ખરાબ વાસનાઓને લીધે દેવો અને દરૂજોને તાકાત મળે છે. અને આ દરૂજો મનુષ્યનો આકાર ધારણ કરનાર દેવ-પરસ્ત રાજકર્તાઓ, વરૂઓ, દૈતો અને દુન્યાને નાશ કરનારા છે."[2] "લોભ, અદેખાઇ, વેરભાવ અને એવા હાનીકારક (દરૂજો) દુર્ગુણો મનુષ્યમાંથી ડહાપણ નાબુદ કરી નાખે છે અને આ દુન્યાની દોલત પાછળ તેનું ચેતક લગાડી મીનોઇ જહાંનના ખજાનાથી તેને બેનસીબ કરે છે."[3] "માટે અંગ્રમન અને તેનાં સંતાનો તે આપણને હરેક આકારમાં ઘેરતી લાલચો છે."[4] વારંવાર વાજબી, તલબના વેશમાં મનુષ્યના મનમાં ખોટા વિચારો પ્રગટી નિકળે છે; આ વિચારો તે લાલચો છે. આવા વિચારો તેની ખરાબ વાસનાઓ, અનિયમીત ઇચ્છાઓ, અને હવસને ઉત્તેજન આપે છે. મગરૂરી, બદી, ઉદ્ધતિ અને જે ચીજો અપ્રમાણિકપણું, અન્યાય, કુસંપ અને ગેરવ્યવસ્થા ઉત્પન્ન કરનારી છે તે તરફ લાલચો મનુષ્યને ઘસડી લઇ જાય છે.

ઝંદ અવસ્તા પ્રમાણે અહુરમઝ્દ મનુષ્યના માર્ગમાં લાલચ મુકતો નથી. મનુષ્યનું મન સ્ત્રીલંપટ, બુરા વિચાર અને બુરી લાગણીઓથી લલચાઇ શકે છે; પોતાની તર્ક શકિતમાં તે ખોટી તસ્વીરો ઉત્પન્ન કરે છે, તેમાંથી પોતાની ઇંદ્રિયોને ખોટો સંતોષ આપે છે અને એવી રીતે પાપ તરફ ઢળે છે. આપણાં ધર્મ સાહિત્યો સમજાવે છે કે માણસના મનમાં વાસના યા લાલચ આવી તો તેથી એમ નથી ઠરતું કે તેણે પાપ કીધું યા તે અપૂર્ણ છે, પણ તેવી લાલચોને મા-

---

૧. દ. પે દીન. પુ. ૫. પા. ૨૬૮.
૨. દ. પે. દીન. પુ ૧. પા. ૪૪.
૩. દ. પે. દીન. પુ. ૨ પા ૮૦.
૪. વંદી. ફરગ. ૧૯. ફ. ૪—૭.

ણુસે મારી હઠાવવી જોઇએ. પોતાના મનમાંથી પસાર થતી હજારો સુચનાઓ અને વિચારોને લીધે મનુષ્ય બેચેન અને આકુળો બને છે. પણ ઝંદ અવસ્તા પ્રમાણે આ બેચેની તે લાલચોની સામે મનુષ્ય ટક્કર ઝીલે છે તેનો અચુક પુરાવો છે. અશો જરથુસ્તનાં મનમાં પણ અનેક લાલચો ઉત્પન્ન થઇ હતી. વંદીદાદની ૧૯ મી પરગ. ૫-૯ માં આપણને કહેવામાં આવે છે કે જરથુશ્ત સાહેબને સાધારણ માણસોની માફક લાલચો સામે લડવું પડતું હતું. અંગ્રમને તેમની સામે પોતાના ચેલા બુઇતી દેવ મારફતે ઘણા હુમલાઓ કીધા હતા. પણ અશો જરથુસ્ત મકકમ અને મુસ્તકીમ રહયા અને તેઓને તાબે થયા નહીં, જે કારણે અંગ્રમન અને તેનો ચેલો હીંમત હાર્યા અને નાસીપાસ થઇ પોતાના ગાર તરફ પાછા ફર્યા. પોતાની ઇચ્છા શકિતના એકજ ઝટકે અશો જરથુસ્ત અહુરેમનને હરાવી શકયા હતા; માત્ર અષના નિયમને વળગી રહ્યાથી તેવણ અંગ્રમનને મારી હઠાવી શકયા હતા. "માટે અંગ્રમનને મારી હઠાવવો એ મનુષ્ય માટે ફત્તેહ મેળવ્યા બરાબર છે. માટે જેઓએ દુઃખ દેનાર અંગ્રમનનાં હાનીકારક કામો નાબુદ કીધાં છે તેઓ ફત્તેહમંદ માણસોમાં લેખાશે, જેઓમાં થોડે અંશે પણ સ્પેન્તમન સમાયલો છે તેઓ તે બળવાન દરૂજ ( અંગ્રમન )ને નુકશાન કરી શકે છે."[1]

આપણે જે ઉપર જોઇ ગયા તે દેખાડી આપે છે કે અંગ્રમનની નબળાઇ કેટલી બધી છે અને તે માણસ સામે કેટલી થોડી હદે માથું ઉંચકી શકે છે, કેમકે માણસની મરજી વિરૂધ્ધ તે તેને લલચાવી શકતો નથી. ઉપલા ફકરાઓમાંથી સ્પષ્ટ માલમ પડે છે કે જો કે અંગ્રમન મનુષ્યને તેની મરજી ઉપરાંત લલચાવી શકતો નથી તોપણ જો મનુષ્ય ચાહે અને મક્કમ વિચાર ધરાવે તો તે અંગ્રમ-

---

૧. દ. પે. દીન. પુ. ૪. પા. ૨૦૩ અને ૨૦૪.

નની ઉપર જીત મેળવી શકે છે. માત્ર એકજ સ્વઇચ્છાનો લાભકારી હડસેલો એક માણસને તેના બેહદ દુર્ગુણ અને નિરંકુશ વાસનામાંથી બહાર કહાડી શકે છે. ઝંદ અવસ્તા પ્રમાણે અંગ્રમન એક સાંકળથી બાંધી રાખેલા કુતરા મિસાલ છે. જેઓ કરડાવવાને જોખમે તેની છેક નજદીક જાય છે તેનેજ તે કરડી શકે છે. આપણે વંદીદાદમાં વાંચ્યે છીએ તેમ ભલે તે ભસે, ગેલ કરે યા ખુશામદ કરે, પણ જેઓ તેને પોતા ઉપર કાબુ મેળવવા દેય છે તેઓ શિવાય તે કોઇ બીજાંને કરડી શકતો નથી.

વળી વંદીદાદમાં જણાવેલી દંતકથા પ્રમાણે આપણે જોઇયે છીયે કે કેવી રીતે અંગ્રમન પોતાની ઠગાઇ ચલાવે છે. તે પોતાના ખુલ્લા ચેહરે આપણી સમક્ષ આવતો નથી. તે રૂપ બદલી નાખે છે, મનુષ્યના ભલું ચાહનાર તરીકે ડોળ ઘાલે છે. વંદીદાદમાં આપણે જોઇયે છીયે કે અંગ્રમને જરથુસ્ત સાહેબને બેહદ ખજાનો આપવાનું અને તે સાહેબને ઘણી પ્રજાઓ ઉપર રાજસત્તા આપવાનું કહ્યું હતું. તેની સઘળી મતલબ એમજ સમજાવવાની હતી કે જો જરથુસ્ત સાહેબ મઝદનો ધર્મ ત્યાગ કરે અને પોતાને તેના હાથમાં મુકે તો તે સાહેબ બહુજ સુખી બને. અંગ્રમને જરથુસ્ત સાહેબને એટલી હદ સુધી લાલચ આપી કે, "જો તું જરથુસ્ત મારી પક્ષમાં આવે તો તુંને સઘળી છુટ મળી શકશે અને તને ખુશી કરવા હું સઘળું કરીશ." વંદીદાદના અનેક ફકરાઓમાં, દેખાવ ઉપરથી કોઇ પણ બાબદમાં મત નહીં બાંધવાની અચ્છી સલાહ મળે છે; અંગ્રમન જે બહારનો દેખાવ આપણી સામે રજુ કરે તેનેથી અંજાઇ જવું નહીં જોઇએ, કેમકે તે સર્વે ખોટું છે અને મનુષ્યને ગુમરાહ બનાવે છે.

અંગ્રમનની ઠગાઇની યુક્તિઓ પારધીની યુક્તિને મળતી આવે

છે. પારધીઓ પક્ષીને પકડીને તેને પીંજરામાં પુરે છે અને તેને છટકી જતું અટકાવે છે; પણ તેઓ તેને પુરતું ખાવા પીવાનું આપે છે જેને લીધે તે સુખી અને ખુશાળ દીસે છે. પણ શામાટે આ એકજ પક્ષીને માટે તેઓ એટલી બધી કાળજી દેખાડે છે? તેઓની મતલબ આ પક્ષીને બીજાં પક્ષીઓને જાળમાં સપડાવવા માટે વાપરવાની હોય છે. હવે, વંદીદાદ પરગ. ૧૯ માં જણાવ્યા પ્રમાણે અંગ્રમનની યુક્તિ પણ આબાદ એવીજ છે. અંગ્રમને જરથુસ્ત સાહેબને અનેક લાલચો દેખાડી હતી. કેમકે તે જાણતો હતો કે જો જરથુસ્ત સાહેબ જેવો એક માણસ તેની તરફનો થશે તો બીજા તેના અનેક ચેલાઓ પણ તેની જાળમાં સપડાશે. આ પ્રમાણે ઉપલી દંતકથા બતાવે છે કે જેમ અંગ્રમન પોતાના ખરાં રૂપમાં બહાર આવતો નથી, તેમ પાપી મનુષ્યો પણ પોતાનો ખરો આકાર જાહેર કરતા નથી. તેઓ બીજું રૂપ ધારણ કરે છે. બહારથી પાપીઓ ભોળાપણાં, પ્રમાણિકપણાં અને માયાના ભંડાર હોવાનું ડોળ ઘાલે છે પણ ભિત્તરમાં તેઓ ઠગાઇ, પ્રપંચ, કપટ અને બદીથી ભરાયલા છે.

આપણાં ધર્મ સાહિત્યો સમજાવે છે કે જે પ્રમાણમાં એક માણસ તેને અહુરમઝદે બક્ષેલી સારી શક્તિઓનો રૂડો ઉપયોગ કરે છે તે પ્રમાણમાં તે ભલી જીંદગી ગુજારી શકશે. "પોતાના પેદા કરનારને પોતાના આત્મામાં સમાવી રાખ્યાથી મનુષ્ય અશો કામ કરવાને શક્તિવાન થઇ શકે છે. સમજ શક્તિ, ધાર્મીક લાગણી અને બીજા સદગુણો જે મનુષ્યમાં મુકાયલા છે તે અશો સંબંધ સાંધવાના સાધન તરીકે અપાયલાં છે... અને એ સદગુણો મનુષ્યને પાપથી દુર રહેવા સમજાવવા પૂરતા છે."[૧] "તેને (અહુરે) મનુષ્યના આત્માને બન્ને દુન્યા માટે સારાં

૧. દ. પે. દીન. પુ. ૨. પા. ૧૧૩.

કામો પિછાણવા અને કરવાની બુદ્ધિ આપી છે."[1] આપણે ઝંદ અવસ્તામાંથી શીખ્યે છીએ કે અહુરમઝદ એકજ સરખી બક્ષેશો, એકજ જાતની શકિતઓ અને વૃત્તિઓ દરેક મનુષ્યને ઓછા યા વધતા પ્રમાણમાં આપે છે; જેને લીધે પોતાના આત્માના લાભની વાત મનુષ્ય ઝટ સમજી શકે છે. દરેક મનુષ્યની નજર સામે કુદરતની એકજ જાતની ખુબસુરતી અને ઠાઠ પંથરાયલાં હોય છે. રોજીંદી જીંદગીનાં સત્યો અને ફરજો, શું આલા કે શુ અદના દરેકને, દીવસનાં અજવાળાં જેવાં ચોખ્ખાં નજરે પડે છે. અહુરમઝદની નજરમાં સઘળાં મનુષ્યો સરખાં છે. એક માણુસને બીજાનાં કરતાં વધુ મહેરબાની મળતી નથી, "અહુરમઝદ પોતે પરોપકારી આત્મા છે અને ભલાઇ અને દબદબાથી ભરપૂર છે...બન્ને દુન્યાઓ જોવાની અને બન્ને દુન્યાની દોલત હાંસલ કરવા કામો કરવાની શકિત આત્માને આપનાર અહુરમઝદ છે."[2] માટે દરેક માણુસને તેનાં સુખ અને આબાદી માટે જોઇતી જરૂરી બક્ષેશો અને મદદ અહુરમઝદ તરફથી તેને મળે છે. "તે સાહેબે મનુષ્યને અંતઃકરણ ધરાવતો આત્મા આપ્યો છે કે જેથી સારૂં શું અને માઠું શું તે તે જોઇ શકે અને ગેતી અને મીનોઇ (નું સુખ મેળવવા) સારાં કામો કરી શકે. અહુરમઝદે પેદા કરેલા સ્પેન્તમનના પવિત્ર સંબંધને લીધે મનુષ્ય સારી મીનોઇ સ્થિતિમાં પહોંચી શકે છે."[3] આ પ્રમાણે આપણુને શીખવવામાં આવે છે કે જુદાં જુદાં મનુષ્યોની વર્તણુકોમાં દેખાતો ફેરફાર, અહુરમઝદની તેઓ તરફની જુદી જુદી વળણુ યા તેઓને બક્ષેશો આપવા માટે ધારણુ કરેલા તે સાહેબના નિયમને આભારી નથી પણ ખુદ મનુષ્યને પોતાનેજ આભારી છે. જો બે માણુસો એક સુંદરીના ચહેરા તરફ જોશે તો તેમાંનો એક બુરી ખુશાલીની લાગણીથી

---

૧. દ. પે. દીન. પુ. ૫. પા. ૩૨૮.
૨. દ. પે. દીન. પુ. ૫. પા. ૩૨૮.
૩. ઉપલુંજ.

ઉશ્કેરાશે જ્યારે બીજો પોતાનો આત્મા શાંત અને પવિત્ર રાખશે. નીચલાં કવિતારૂપ લખાણમાં ગાથાનો ગ્રંથકાર કહે છે કે "બે શક્તિઓમાંથી (અયાઓ મનીવાઓ વસ્તા) જે બુરી શક્તિ હતી તેણે બદી પસંદ કીધી જેનેથી પરિણામ અતિ બુરૂં આવ્યું, પણ અશો શક્તિએ અશોઇનેજ પસંદ કીધી..."[1] આ લખાણ ઉપરથી આપણે જોઇ શકયે છીએ કે મનુષ્યની ઇચ્છાશક્તિ તે સ્પેન્તમન યા અંગ્રમન કોઇનાબી તાબામાં આવી શકે છે. માણસની નજરમાં જે જે ચીજો આવે છે તેનો જે ખ્યાલ તે બાંધે છે તે પ્રમાણે તેની સ્વતંત્ર ઇચ્છાશકિત તેને કામ કરવા લગાડે છે. ગાથા આપણને શીખવે છે કે ઇચ્છાશકિત એ આંધળી, નિરંકુશ શકિત છે અને સમજશકિતની મદદ વિના તે કોઇપણ ચીજ ઉપર સ્થિર રહી શકતી નથી. ઇચ્છાશકિતને પોતાનું અજવાળું (યાને સમજ) નહીં હોવાને લીધે, તે સ્પેન્તમનના અજવાળાં (રાહબરી)થી આગળ વધે છે. શું ચીજને ચહાવી અને શાને ધિક્કારવું એ સ્પેન્તમન તેને શીખવે છે. માટેજ વિદ્વાનો કહે છે કે જે ચીજ આપણે પહેલે જાણયે, પિછાણયે નહીં, તે ચીજ માટે આપણે ઇચ્છા કરી શકતાં નથી. જ્યાંસુધી આપણે એક ચીજને આપણા પ્યારને લાયક પિછાણતા નથી ત્યાં સુધી આપણે તેને ચાહી શકતા નથી; તેજ પ્રમાણે આપણે એક ચીજને પિછાણયા વગર તેને ધિક્કારી યા તેને ધિક્કારપાત્ર ગણી તેથી દૂર નાસી શકતા નથી. માટે આપણી ઇચ્છાશકિત ઉશ્કેરાઇને અમલ કરે તે અગાઉ આપણી સમજશકિતએ સમજવું જોઇએ. "એક સારૂં કામ કરવા માટે મનની બે અવસ્થાની જરૂર છે. પહેલે તો સર્વે બની શકતાં સાધનો વડે આપણે જાણવું જોઇએ કે સારૂં શું છે; અને બીજું તે કરવા માટે ઇચ્છા કરવી જોઇએ...

---

૧. યજ. હા ૩૦. ફ. ૫.

જો કોષેશ કરી આ બે ચીજ એક માણસ કરી શકે તો સારાં કામ માટે તે પ્રશંસા મેળવી શકે. જો એક માણસ સારૂં કામ કર્યું છે તે જાણે છે અને છતાંએ તે કરવાની કોષેશ કરતો નથી, તો જો બીજાં માણસો તે કામ તેને માટે કરે તો તેથી તેને સવાબ મળી શકતો નથી. જે કાંઇ કામ સારૂં છે એમ તે માનતો હોય તે કામ હોંશ અને ઉલટથી તેને પોતાને કરવું ઘટે છે."[૧]

અહુરમઝદે સારી સમજ શકિત યા મન (સ્પેન્તમન) ઇચ્છા શકિત અને તેનાં ધર્મનાં ફરમાનો દએન મારફતે આપ્યાં છે, જેથી કરીને ઇચ્છા કરનાર શખસ અશોઇ પસંદ કરી શકે.[૨] સ્પેન્ત મારફતે અહુરમઝદે જાહેર કરેલી દએન યાને સત્યને વળગી રહેવાથી આત્માની પૂર્ણતા જળવાઇ રહે છે. "ઓ અહુરમઝદ જે શખસ પોતાનું મન વધુ સારી અને પવિત્ર ચીજ (સ્પેન્તમન) તરફ લઇ જાય છે તે શબ્દો અને કામોમાં દએન પ્રમાણે ચાલ્યા વગર રહેતો નથી. અહુરમઝદે પસંદ કરેલી ધર્મને અનુસરતી તેની ઇચ્છા અને તેનાં સિદ્ધાંતો રહેશે અને તારી આજ્ઞાઓ તે અનેક રીતે સમજી શકશે."[૩] માટે, સ્પેન્તમનને ચહાવામાં અને દએનને કબુલ કરવામાં (અહુરમઝદ તરફની) વફાદારી સમાયલી છે. આ વફાદારી સ્વતંત્ર ઇચ્છાથી ઉત્પન્ન થયલો (અહુરમઝદનો) પ્યાર છે. જ્યારે મનુષ્યની ઇચ્છા શકિત સ્પેન્તમન સામે બંડ ઉઠાવે છે અને અંગ્રમન તરફ ઢળે છે ત્યારે તે અહુરમઝદના કાયદા (દએન) યાને સત્ય સામે ફિતુરી બને છે, અને પોતે બગડી અવ્યવસ્થિત બને છે. જરથોસ્તી ધર્મ આપણને ભાર મુકી જણાવે છે કે મનની પવિત્રાઇ જુઠાંપણાંથી ખોવાય છે અને ઇચ્છા શકિતની અશોઇ સ્પેન્તમન અને અહુરમઝદના કાયદા

---

૧. દ. પે. દીન. પુ. ૭ પા ૪૩૩.

૨. યજ. હા. ૩૧. ફ. ૧૧.

૩. યજ. હા. ૪૮. ફ. ૪.

(હએન) સામે ફિતુર ઉઠાવવાથી ભ્રષ્ટ બને છે. તે શિખવે છે કે જેમ મનુષ્ય સામે સ્પેન્તમન, સત્ય, અશોઇ અને નેક જીંદગી હાજર છે તેમ અંગ્રમન, જુઠાપણું, બદી અને મોત પણ છે. આ બન્ને પક્ષ ઇચ્છાશકિતને પોતા તરફ ખેંચે છે. મનુષ્ય બેમાંથી જેબી કાંઇ માગે છે તે તેને મળે છે. જો કે આત્માની શકિતઓ સારાં કામો કરવાનેજ સરજાયલી છે તોપણ આત્માની દરેક શક્તિ પ્રમાણે ઇચ્છાશકિતનો પણ ગેરઉપયોગ અને બુરો વપરાસ કરી શકાય છે જેનાં પરિણામ ઘણાં બુરાં આવે છે.

જરથોસ્તી ધર્મ પ્રમાણે એકુજ માનુષી આત્માની અંદર બે શક્તિ સમાયલી છે યાને બે જાતનાં મનોબળ છે, જેમાંનું એકુ સ્પેન્તમન અને સત્ય તરફ, અને બીજું અંગ્રમન અને જુઠાંપણાં તરફ ઢળે છે. આવી બે જાતની જુદી વૃત્તિઓ એકુજ ઇચ્છાશકિતમાં સમાયલી હોય છે. પહેલી શકિત અહુરમઝદના કાયદા (હએન) અને સત્યને વફાદાર છે અને બીજી શકિત તે સામે બંડ ઉઠાવે છે. આ બે શક્તિ યા નિયમ યા વૃત્તિની પરસ્પર લડતને લીધે એમ નથી ઠરતું કે મનુષ્યની ઇચ્છાશકિત ડબલ છે. મનુષ્યની ઇચ્છાશકિત તો એકુ છે, પણ તેની નજર સામે આવતી ચીજો અનેક છે. યા તો આ ચીજો સારી હોય છે અને તેથી આપણી ઇચ્છાશકિતને તેઓ તરફ દોરવવી ઘટે છે; યા તો તેઓ બુરી હોય છે અને તેઓને તજવાની અને તેઓનો અસ્વીકાર કરવાની આપણી ફરજ થઈ પડે છે. ટુંકમાં જરથોસ્તી ધર્મ સમજાવે છે કે મનુષ્યની ઇચ્છાશકિત બુરૂં વિચારવાને અશકત નથી પણ બીજી કોઇપણ શકિત મિસાલ તેને કેળવી કાબુમાં રાખી શકાય છે. અને એમ કરવા માટે અહુરમઝદે મનુષ્યને અનેક સાધનો આપ્યાં છે. "રાગી (ઇચ્છાશકિત) દરેક માણસમાં મુકાયલી હોય છે જેનામાં રાગી હોય

છે તે જેટલી અહુરમઝદની મદદ માગવા શકિતવાન છે તેટલીજ અહેરેમનની મદદ માંગવા પણ સામર્થવાન છે. તેની મરજી પડે તો તે અહુરમઝદ, તેના માલેક તરફ જઇ શકે છે અને મરજી પડવે અહેરેમનની શોધમાં જઈ શકે છે. જે માણુસ બુરૂં વિચારતો નથી તેને માટે સારો બદલો સરજાયલો છે અને જે બુરૂં વિચારે છે તેને માટે ભારે શિક્ષા નિર્માણ થઇ ચુકી છે..."[1] "ઓ અહુરમજદ! અગર જો મેં મારા વિચારવડે યા ઇચ્છાશકિતવડે, તુંને જાણુ અંજાણુ ગુસ્સે કીધો હોય તો તારી સ્તુતિ કરી દરગુજર ચાહું છું."[2] "સર્વેથી વધુ સ્તુતિપાત્ર અને અશો પેદા કરનારની મરજી અને અશો નરની મરજી એકજ સરખી હોય છે."[3]

આપણે સમજી શકયે છીએ કે જે હોડીમાં આપણે ભવસાગર ઓળંગવાની કોષેશ કર્યે છીયે તેના સુકાન મિસાલ આપણી ઇચ્છાશકિત છે કે જે સુકાનને આપણી આસપાસ ફરી વળેલી તોફાની વાસનાઓનાં વાવંટોળથી પણ આપણા હાથમાંથી ખુંચવી લઇ શકાતું નથી. આપણે વંદીદાદ પરગ. ૧૯. ૪-૯ ની દંતકથાપરથી જોઇ શકયે છીયે કે સાચ્ચું કામ કરવાની ઇચ્છાશકિત, અહુરમઝદને વફાદાર રહેવાનું બળ અને લાલચને વશ નહીં થવાનું કૌવત, તે સાહેબની મહેરથી દરેક ઇનસાનમાં મુકાયલાં છે. સારાં કામમાં જે ચીજ મુખ્ય ભાગ ભજવે છે તે મનુષ્યનો સ્વતંત્ર ઠરાવ, તેની ઇચ્છાશકિતનો નિર્ણય, અને એક યા બીજું કામ કરવાનો, દએનને અનુસરતો નિશ્ચય છે. "....તમારા પોતાનાં બુધ્ધિથી પ્રકાશિત થયલાં દેમાગ વડે વિચાર કરો. તમારામાંનાં દરેકને તમારો ધર્મ પસંદ કરવાનો અખત્યાર છે."[4] "ઓ અહુરમઝદ! જ્યારે તેં તારા

૧. દ. દા. દીન. પુ ૧૦. પા. ૨૪.
૨. યજ. હા. ૧. ફ. ૨૧.
૩. દ. પે. દીન પુ. ૬. પા. ૩૮૫.
૪. યજ. હા ૩૦. ફ. ૨.

ધર્મના કાયદાઓ અમને જાહેર કર્યા ત્યારે તેં આ તારા કાયદાઓ (દએન) ઉપરાંત અમને શારીરીક જીંદગી આપી અને મનશકિત બક્ષી કે જેથી કરીને અમો સારાં બુરાં વચ્ચેનો તફાવત જાણી (અશોઇ પસંદ કરવાનો) નિશ્ચય કર્યે."[૧]

ઝંદ અવસ્તામાં "દએન" (યા દીન) શબ્દ "દી" યાને જોવું, દેખાડવું, એ ઉપરથી નિકળ્યો છે. તેનો અર્થ (અશોઇનો રાહ દેખાડનાર) અહુરમઝદનો કાયદો યા ધર્મ એમ થાય છે. તે શબ્દનો અર્થ મનુષ્યનાં અંતઃકરણમાં સમાયલું મીનોઇ અજવાળું યાને સમજશકિત ધરાવતું અંતઃકરણ એમ પણ થાય છે. દરેક માણસના આત્મામાં અહુરમઝદે અંતઃકરણનો અવાજ મુકયો છે. મનુષ્યને જાહેર થયલા અહુરમઝદની ખુદાઇ મરજી યા કાયદા (દએન) પ્રમાણેનું વર્તન તે સંપૂર્ણ અંતઃકરણની સાબેતી છે. ચોક્કસ કામ ખરૂં યા ખોટું છે, અને તે કરવાનું ફરમાન છે યા બંધી છે એ આપણને તર્ક શકિતનો અવાજ ખુલ્લું જાહેર કરે છે અને જો કે તર્ક શકિત બોલે છે તોપણ અવાજ તો ઇશ્વરીજ છે. "જે અશો માણસોને ઠગે છે તે આયંદે પાયમાલ થશે. તે લાંબો વખત સુધી અંધારા ગારમાં ગીરફતાર રહેશે; તેનું ખાણું ખરાબ, અને તેના શબ્દો હલકા થશે. અને ઓ પાપી! આવી બુરી અવસ્થા તારૂં પોતાનું અંતઃકરણ તારાં બુરાં કામને લીધે તને ભોગવવા લગાડશે."[૨] "દરૂજ સાથની લડતમાં અશો આત્મા જીતે છે, જીતતો આવ્યો છે અને હંમેશ જીતશે."[૩] "જે શખસનું અંતઃકરણ તેને ઉંચ્ચો (અશોઇ) નો માર્ગ દેખાડનારૂં છે, તે શખસ અહુરમઝદની મરજી પ્રમાણે ચાલનાર હોવો જોઇએ."[૪] "અંતઃકરણની આંખો વડે માણસ જોઇ શકે છે યાને અંતઃ-

---

૧. યજ. હા. ૩૧. ફ. ૧૧.
૨. યજ. હા. ૩૧. ફ. ૨૦.
૩. યજ. હા. ૩૯. ફ. ૨.
૪. દ. પે. દીન. પુ. ૧. પા. ૩૩.

કરણ ખરૂં ખોટું શું છે તે તેને દેખાડે છે. તેનાં મનુષ્ય ઉપરના કાબુને લીધે તે અશો અને લાયક બને છે. તેના કાબુને લીધેજ અહુરમઝદની મદદ મળી શકે છે. આ બળને લીધેજ મનુષ્ય દરૂજોની લડતમાં બળવાન રહી શકે છે. મનુષ્યનો મદદગાર ખુદાઇ સમજશકિત છે, જે તેને સારા ધર્મના નીતિ નિયમો શીખવે છે."[1] "દરેક માણસમાં અંતઃકરણ હોય છે. જ્યાં સુધી માણસનું અંતઃકરણ પવિત્ર અને સંગીન રહે છે ત્યાં સુધી સારી મતલબ સાંધવાનું તે એક સાંધન છે; પણ જ્યારે એથી ઉલટું થાય છે ત્યારે તેનો નાશ થાય છે અને સારી ઉમેદો (પાર પડયા વગરની) રહે છે."[2]

ત્યારે, આ પ્રમાણે ઝંદ અવસ્તા શીખવે છે કે મનુષ્યને અંતઃકરણ અપાયલું હોય છે અને ચોક્કસ સંજોગો વચ્ચે તેને શું કરવું જોઇએ તે તેને સમજાવે છે અને દેખાડે છે. તે એટલી તો પવિત્ર અને અચૂક સત્તાથી શિક્ષણ આપે છે યા માર્ગ બતાવે છે કે તેની સત્તાની સામે થવાને કોઇ હીંમત કરી શકે નહીં. અહુર સિવાય કોઇ પણ આવો મક્કમ અને અચૂક હોકમ બહાર પાડી શકે નહીં. તે સાહેબ માત્ર એવા અનુપમ કાયદા (હોકમ) નો બનાવનાર છે કે જે દરેક મનુષ્યના અંતઃકરણમાં સ્પષ્ટ સંભળાય છે. ઝંદ અવસ્તા પ્રમાણે, માણસે સારૂં કામ કીધું કે નથી કીધું તેની દેખરેખ અંતઃકરણ રાખે છે, તેમજ તેની ગવાહી આપે છે. સારૂં કામ કરવાની અને બુરાંથી દૂર રહેવાની તેની સદા આજ્ઞા છે. જે પાપ જાણી બુજીને એક માણસે કીધું હોય તો તેને માટે તેનું અંતઃકરણ તેને સજાવાર ઠેરવે છે, પણ અંજાણપણે થયલા ગુનાહો માટે તેને ઠપકામાંથી મુકત કરે છે. માટે અંતઃકરણ શાક્ષી, રેહબર અને ન્યાયાધીશ એમ ત્રણેનાં કામ કરે છે.

---

૧. દ. પે. દીન. પુ. ૪. પા. ૨૬૯. ૨. દ. દા. દીન પુ. ૧૧. પા. ૫૫.

જરથોશ્તી ધર્મ ઇનસાનને ભાન કરાવે છે કે જે કોઇ જાણી જોઇને અહુરમઝદનો કાયદો (દએન) તોડશે તેને એક દીવસે અહુરમઝદ આગળ તે વિષેનો હિસાબ આપવો પડશે. આપણો ધર્મ વધુ એમ શીખવે છે કે મનુષ્યનું અંતઃકરણ તેના કામો ખરાં છે યા ખોટાં છે તેટલુંજ માત્ર કહેતું નથી, પણ આ દુન્યામાં તેમજ તેનાં મરણ પછી બીજી દુન્યામાં, અહુરમઝદ તેનાં અંતઃકરણ વડે, અશો માણસને બદલો આપે છે અને પાપીને તેનાં પાપની શિક્ષા ભોગવવા લગાડે છે. "ઓ પાપી શખસ! તુને પેલી જહાંનમાં તારાં પોતીકાં કામો, અને તારૂં પોતાનું અંતઃકરણ દોજખને હવાલે કરે છે."[1] "મરણ પછી પાપીઓનો આત્મા, બુરૂં બોલનાર, ખરાબ અંતઃકરણ ધરાવનાર પાપીઓનેજ જઇ મળશે, અને એવા પાપી આત્માઓને ખરાબ ખોરાક મળશે અને ખચ્ચિત જુઠું બોલનાર દરૂજ સાથજ દોજખમાં તેનો ઠાર થશે."[2] "જ્યારે ચીનવત પુલ ઉપર પાપીઓનો આત્મા, અશો આત્માઓની માફક અશોઇના રાહપર ચાલવાની કોષેશ કરશે અને (તેમાં નહીં ફાવ્યાથી) ગભરાટમાં પડશે ત્યારે અશો નરોનો આત્મા તેઓને ચગડી નાંખશે."[3]

જરથોશ્તી ધર્મનું આત્માને લગતું શિક્ષણ તેને હંમેશ પવિત્ર રાખવા શીખવે છે, કેમકે આત્માનો સંતોષ એક મોટા દીલાસા સમાન છે. જીંદગીની ખરી ખુશી અને ખુશાલીનો તે ઝરો છે. બહારની ચીજથી મનુષ્ય શ્રેષ્ટાઇ મેળવી શકતો નથી. માણસે પોતાના અંતઃકરણની સંભાળ કરવી જોઇએ અને તેને અપવિત્ર બનાવનારી ચીજોથી તેનું રક્ષણ કરવું જોઇએ. ઝંદ અવસ્તા પ્રમાણે આત્માની અપવિત્રાઇનું પરિણામ કડવાસ, અતિ ભારે પશ્ચાતાપ, દુઃખ અને સંકટમાં આવે છે. જે શખસ પોતાના અંતઃકરણના કહ્યાસર ચાલે

---

૧. વંદી. ફરગ. ૫. ફ. ૬૨, ૬૩.
૨. યજ. હા ૪૯. ફ. ૧૧.
૩. યજ. હા. ૫૧. ફ. ૧૩.

છે તે અશો માણસ છે અને આયંદે સુખી થશે. જે શખસ અધર્મી હશે તે અંતઃકરણના અવાજની પરવાહ કરશે નહીં પણ છેવટે પોતાનાંજ કામોથી પોતા ઉપર આવી પડેલાં સંકટોથી દુઃખી થશે.[1]

મનુષ્યને બક્ષવામાં આવેલી બીજી બધી શકિતઓ માફકજ અંતઃકરણને પણ કેળવી, ખીળવી અને સુધારી શકાય છે. શરૂઆતથીજ તે સુંદર અને સારૂં સરજવામાં આવ્યું છે, પણ આપણે તેને વધુ સુંદર અને સારૂં બનાવી શકયે છીએ.[2] બીજી કોઇપણ આત્મિક શકિત માફકજ અંતઃકરણ ખોટી કેળવણી અને આસપાસના ખરાબ સંજોગોથી બગડી જઇ શકે છે. આને લીધેજ જુદા જુદા માણસો જુદી જુદી જાતનું અંતઃકરણ ધરાવે છે. જેમ એક વાજીંત્ર વગાડનારને ચાલુ મહાવરો સંગીતમાં પ્રવિણ બનાવે છે તેમ અંતઃકરણની ચાલુ સલાહ લેવાનો મહાવરો એક મનુષ્યને તેના કહ્યાસર ચાલવામાં કુશળ બનાવે છે. જો એથી ઉલટું, તેના હોકમોનો અનાદર કરવામાં આવે છે તો તેની અસર નબળી પડતી જાય છે અને છેવટે અંતઃકરણનો અવાજ બંધ પડે છે.

દરેક સ્ત્રી, પુરૂષ, ઉપલી બીનાથી થોડે ઘણે દરજ્જે માહીતગાર હોય છે; કેમકે ભણેલા તેમજ અભણ માણસોમાં પણ અંતઃકરણ હોય છે. નીચલી રમુજી વાર્તા અજ્ઞાન અને અભણ માણસો ઉપર અંતઃકરણ કેટલી સત્તા ધરાવે છે તેનો ખ્યાલ આપે છે. એક આફ્રીકાના હબસીએ એક દીવસે તેના ગોરા પાડોશી પાસ જઇ થોડો તમાકુ માગ્યો. હાજર રહેલાઓમાંના એકે તેને મુઠી ભરીને છુટો તમાંકુ આપ્યો. એક બે દીવસ પછી તે હબસી તેને તમાકુ આપનાર શખસની શોધખોળ કરતો આવ્યો અને કહેવા લાગ્યો કે તેને તમાકુમાંથી અરધા ડૉલરનો સિકકો મળ્યો હતો. જે શખસોને

---

૧. વંદી. પરગ. ૧૯, ફ. ૨૯-૩૪. ય. ૨૨. ૨. ય. ૨૨. ફ. ૧૪.

એ પુછતો હતો તેઓએ કહ્યું કે જ્યારે આપનાર શખસે તેને અડધો ડૉલર આપ્યો તો પછી તે રાખવામાં તેને કશો વાંધો હતો નહીં. તે હબસીએ પોતાની છાતી બતાવી ભાંગી તુટી અંગ્રેજી ભાષામાં કહ્યું કે, "મારી અંદર, અહીંઆ, બે માણસો છે, એક સારો માણસ અને બીજો બુરો માણસ. સારો માણસ મને કહે છે કે: 'આ ડૉલર તારો નથી માટે તે આપનાર ધણીને પાછો આપવો જોઇએ.' ત્યારે તે બુરો માણસ કહે છે, 'શામાટે, પાછો આપવા જાય છે એને તુને આપ્યો છે માટે તું એ રાખ' તો સારો માણસ કહે છે કે, 'તમાકુ તારો છે પણ એ પૈસા તારા કહેવાઇ શકે નહીં.' ત્યારે પેલો બુરો માણસ કહે છે કે, 'એ સારો માણસ જે કાંઇ કહે તેનું સાંભળ નહીં; જા, અને મજાહ કર.' ત્યારે ફરી તે સારો માણસ કહે છે કે 'નહીં, ખબરદાર, તારે તેમ કરવું જોઇએ નહીં.' માટે મને ઘણી બેચેની ઉપજી છે. તે સારાં માણસ અને બુરાં માણસ વચ્ચે આખો વખત એટલી રકજીક ચાલ્યા કીધી કે મને એક પળ પણ ઉંઘ આવી શકી નહીં યા જરા પણ શાંતિ મળી શકી નહીં."

સારાં અને માઠાં વચ્ચેનો તફાવત એક યા બીજી રીતે તમામ મનુષ્યજાત સમજી શકે છે અને એવી એકે પ્રજા હસ્તિ ભોગવી ગઇ નથી કે જેને ખરાં અને ખોટાં વચ્ચેના તફાવતનો સહેજે ખ્યાલ ગયો નહીં હોય. દરેક સુધરેલી પ્રજામાં આપણે ફરજ અને બંધનનો ખ્યાલ પ્રવેશ થયલો જોઇએ છીએ. અસલ ઇરાનના જરથોસ્તી મહાન નરો કરતાં કોઇએ પણ એ ખ્યાલ લોકોમાં મજબુત બેસાડવાને વધુ કીધું નથી.

જરથોસ્તી નીતિનિયમના સંગ્રહને દરેક બુધ્ધિશાળી પુરૂષનો ટેકો છે. અભ્યાસીઓ અને વિદ્વાનો, જેઓએ આ ધર્મનો અભ્યાસ કર્યો છે તેઓ એક મતે કહે છે કે જરથોસ્તી ધર્મના નીતિનિયમો

એટલા તો બુલંદ છે કે તે તરફ માણસોએ આંધળી તાબેદારી દેખાડવી ઘટે છે અને આવી તાબેદારી દેખાડયાથી પણ માણસને બુદ્ધિ વિષયક, સંસારી અને આત્મિક બાબદોમાં લાભ થશે.

જ્યારે આપણે જરથોશ્તી મહાન નરોનાં જીવન ચરિત્રોનો અભ્યાસ કર્યે છીએ ત્યારે આપણે જોઇ શકયે છીએ કે તેઓના નીતિ અને સદગુણોને લીધેજ તેઓ પોતાનાં કામની નેમ અને મતલબ પરિપૂર્ણ કરવા શકિતવાન થયા હતા; જ્ઞાન મેળવવા, તેનો વપરાસ કરવા અને તેનો ફેળાવો કરવા માટે આ સદગુણોની ઘણી જરૂર છે. જરથુશ્ત સાહેબની જીંદગીમાં વિશેષ ચિન્હ શું માલુમ પડે છે? શું આ ચિન્હ તે સાહેબની નિષકલંક ચાલચલણ નથી? જરથુસ્ત સાહેબ અને તેમના ચેલાઓને તમે ગમે તે દરજ્જો આપો પણ તમને કબુલ કરવું પડશે કે તેઓની ઉત્તમ વર્તણુક, તેઓની બીન સ્વાર્થ વૃત્તિ, મોટાં ભલાં કામો માટે તેઓની જાનફેશાની, તેઓની નિષકલંક અશોઇ એજ તેમને ખુદા તરફથી અપાયલી બક્ષેશોમાંથી સર્વેથી ઉત્તમ બક્ષેશો હતી. અહુરમઝદને તેમજ મનુષ્યજાતને શા કારણે જરથુશ્ત સાહેબ અને તેમના ચેલા એટલા બધા વ્હાલા હતા? એ સાહેબ અને એવણના ચેલાઓ પોતાની સુનીતિ, આત્મિક પવિત્રાઇ અને અશોઇ માટે અચૂક માનને લીધે અહુરમઝદ તેમજ તમામ મનુષ્ય જાતની પ્રશંસા મેળવવા પામ્યા હતા. પોતાની ઇચ્છા શકિતની સંપૂર્ણ અશોઇને લીધેજ એવણ સાહેબને આ જહાનમાં પયગામ આપી મોકલવામાં આવ્યા હતા. અને એને લીધેજ એ સાહેબ સર્વેથી શ્રેષ્ટ ગરોથમાન બહેસ્ત મેળવી શકયા હતા. જરથુશ્ત શાહેબનો મૂળ હેતુ સઘળાં મનુષ્યોને અશોઇની રાહ ઉપરજ ચલાવવાનો હતો એમ આપણને વારંવાર ગાથાઓમાં તેમજ ઝંદ અવસ્તામાં સમજાવામાં આવે છે. જરથોશ્તી ધર્મ અશોઇ પ્રમાણે

ચાલવા સમજાવે છે; માટે જ્યાં અશોઇ જળવાઇ ત્યાં જરથોશ્તી ધર્મનું સાર્થક સફળ થયલું સમજવું, એ કરતાં બીજું કયું શિક્ષણ આપણી ઝંદ અવસ્તામાં વધુ સ્પષ્ટ સમજાવવામાં આવ્યું છે?

ઝંદ અવસ્તા પ્રમાણે મનુષ્યની ઇચ્છા શકિત અને સ્પેન્તમન ઉપર સદગુણોનો પાયો રચાઇ શકે છે.[૧] મનુષ્યને સમજ શકિતની રોશની (સ્પેન્તમન) આપવામાં આવી છે' અને કુદરતી રીતે તેની વળણુ સારૂં કરવા માટે સરજાયલી છે. આ બે ચીજ વડે સારાં કામની શરૂઆત થાય છે. જરથોશ્તી ધર્મ ખુલ્લું આપણને શિખવે છે કે દરેક સદગુણ, સ્પેન્તમન અને મનુષ્યની ઇચ્છાશકિતને સ્વાભાવિક યા અનુસરતો છે.

અલબતે, આત્માની બીજી શકિતઓ ઇચ્છાશકિતને તાબે છે અને ઇચ્છા શકિતના અમલથી તેઓને કામે લગાડી શકાય છે. આત્માની શક્તિઓએ કેમ વર્તવું તે નક્કી કરનાર ઇચ્છા શકિત છે. સમજ શકિત પણ ઇચ્છા શકિતનાં હોકમેજ કામ કરી શકે છે, સત્યની પાછળ શોધમાં જઇ શકે છે અને સત્યો શોધી કાઢયા પછી તેને વળગી રહે છે.[૨] સ્વતંત્ર ઇચ્છાશકિતનો સારો વપરાસ તે સદગુણ છે. મનુષ્ય કે જે પાપ કરવાને શકિતવાન છે પણ જેને પાપ નથી કીધાં, જે બદીમાં પડવાને સામર્થવાન હોવા છતાં બદીમાં નથી ફસ્યો, એવા મનુષ્યને આપણાં ધર્મ સાહિત્યો પ્રશંસા લાયક ઠેરવે છે.[૩] જરથોશ્તી ધર્મ પ્રમાણે અષ મનુષ્યની સ્વતંત્ર ઇચ્છાશકિતમાં સમાયલો છે. તે ઉપરાંત જરથોસ્તી ધર્મ શીખવે છે કે ખુદાઇ ઇચ્છા અને મનુષ્યની ઇચ્છા વચ્ચેનો સંબંધ, અશોઇ મેળવવા માટે ઘણો અગત્યનો છે; "(ઓ

---

૧. યજ. હા. ૩૦, ફ. ૩-૬

૨. યજ. હા. ૩૦. ફ. ૩-૬; હા. ૩૧. ફ.૧૧.

૩. વંદી. પરગ. ૫, ફ. ૨૫ અને તે ઉપરની સરેહ.

અહુર) તારી મરજી પ્રમાણે સઘળી ચીજો બને (એવું અમો ઇચ્છયે છીએ)."[૧]

જરથોસ્તી ધર્મ પ્રમાણે મનુષ્યની ઇચ્છાશકિત એ તેની સ્વતંત્ર પસંદગીનું મૂળ છે.[૨] મનુષ્યને સ્વતંત્ર ઇચ્છાશકિત અને પસંદગી કરવાની છુટ અપાયલી હોવાથી તેને માથે જવાબદારી નાખવામાં આવેલી છે. સ્વતંત્ર ઇચ્છાશકિત અને જવાબદારી બન્નેની હસ્તિને લીધે નીતિ અને વ્યવસ્થા જળવાઇ રહે છે. આપણો ધર્મ કહે છે કે પોતાના ગુણ લક્ષણ અને ચાલચલણ ઉપર મનુષ્ય કાબુ ધરાવી શકે છે. તે પોતાના વિચારો અને કામો માટે જવાબદાર છે અને તે જેમ સારાં યા માઠાં હોય છે તે પ્રમાણે તેને બદલો મળે છે. ટુંકમાં, સારા યા ખરાબ નિવડવું એ એક મનુષ્યના પોતાનાજ હાથમાં છે એમ ઝંદ અવસ્તા ઘણીજ અસરકારક રીતે સમજાવે છે.

માનુષી ઇચ્છાશકિતનો દરેક વાજબી અને સારો વપરાસ તે સદગુણ છે, અને દુર્ગુણ એટલે તેની ઇચ્છા શકિતનો માઠો અને ગેરવાજબી વપરાસ છે. ઇચ્છા શકિતનો સારો ઉપયોગ કરવા અહુરમઝદનો[૩] કાયદો (દએન) શીખવે છે અને ભલી ચીજો તરફજ જવા માણસને ઉત્તેજન આપવાની તે કાયદાની મતલબ છે. જ્યારે ઇચ્છા શકિત દએનને અનુસરીને ચાલે છે ત્યારે તે નેક ઇચ્છા હોય છે; પણ દએનની વિરૂધ્ધ જવાથી તે બગડે છે અને બદીમાં ફસે છે.

અહુરમજદની ઇચ્છા, કાયદા યા દએનએ (દીને) મનુષ્યને દરેક કામમાં અષ જાળવવાનો ખુદાઇ ફરમાન જાહેર કર્યો છે.[૪] ઝંદ અવસ્તા પ્રમાણે જે શખસ અષ યાને અશોઇ ઉપર રચાયલી વ્યવસ્થા યા પવિત્રાઇના નિયમ પ્રમાણે વર્તે છે તે અહુરના આશીષ

૧. યજ. હા. ૨૯. ફ. ૪.
૨. યજ. હા. ૩૦. ફ. ૩-૬; હા. ૩૧. ફ. ૧૧.
૩. ય. ૩૧. ફ. ૧૧; અને ૪૮. ફ. ૪.
૪. યજ. હા. ૩૦, ફ. ૫.

પામે છે.[૧] જરથોશ્તી ધર્મનું મૂળ ફરમાન અષને ખાતર તમામ ચીજોનો ભોગ આપવાનું છે. વળી આપણો ધર્મ ફરમાવે છે કે અશો રવાનોની પવિત્ર યાદમાં સર્વેથી ઉત્તમ યાદગારીઓ અર્પણ થવી જોઇએ અને જરથુશ્ત, ગુસ્તાસ્પ, જામાસ્પ, ફરશોસ્તર, મેઢિયોમાહ, હુવોવી, હુતઓસ અને એવાં અષને ઉત્તેજન આપનારા અને તે પ્રમાણે ચાલનારાઓની પવિત્ર યાદ આપણા અંતઃકરણમાં સદા માન સહિત જાળવી રાખવી જોઇએ.[૨] માટે આપણી તવારીખમાં, સાહિત્યોમાં, આપણાં ક્રિયાકામો અને પવિત્ર ભણતરોમાં આપણે તેઓનાં નામ અને અષ માટે તેઓએ આપેલા સ્વભોગો ભક્તિભાવથી યાદ કર્યે છીએ.

આપણે ઝંદ અવસ્તામાં જોઇએ છીએ કે અષ વિષેનો ખ્યાલ કાંઇ મનુષ્યે પોતાનાં મનમાં ખરપા કરેલો વિચાર માત્ર નથી પણ કુદરત મારફતે ખુદા તરફથી જાહેર થયલો ખ્યાલ છે. તમામ કુદરત જાણે અષ ઉપર વિવેચન કરતી હોય એમ આપણને લાગે છે; આકાશ, ધરતી, સુરજ, ચંદ્ર, તારા, તોફાન, વાદળાં અને કુદરતની અનેક રચનાઓ પોતાની વ્યવસ્થિત હીલચાલથી આપણને એક સર્વોપરી સત્તાનો ખ્યાલ કરાવે છે, કે જે સત્તા અષ અને સદગુણ ઉપર રચાયલી વ્યવસ્થાને સદા ટેકો આપતી રહે છે.[૩] ઝંદ અવસ્તા આપણને સમજાવે છે કે ખલકમાં નજરે પડતી વ્યવસ્થિત હીલચાલ મનુષ્યજાતને જાહેર કરે છે કે તે તેની જીંદગી અષ ઉપર રચાયલી વ્યવસ્થિત અવસ્થાથી છૂટી પાડી શકતો નથી, મનુષ્યે માત્ર કુદરતની ક્રમવાર અવસ્થા વખાણી બેસી રહેવાનું નથી, પણ પોતાની જીંદગીને તેજ પ્રમાણે ક્રમવાર અને નિયમીત બનાવવાની છે. નેકી

---

૧ યજ. હા. ૩૦ ફ. ૯-૧૧ ૩. યજ. હા. ૪૪, ફ. ૨-૭; હા. ૫૦. ફ. ૧૦.
૨. યે. ૧૩.

( અર્ષતાત ), સચ્ચાઇ ( મીથ્ર ), અદલ ઇન્સાફ ( રશનુ ) તાબેદારી (સરોશ)—આ સદગુણો અવસ્તા પ્રમાણે ઇનસાનની ચાલચલણ અને સુનીતિ ઉત્તમ પ્રકારનાં બનાવે છે જેથી તે આ જગતમાં તેમજ મીનોઇ જહાનમાં સુખ અને મરતબો મેળવવા પામે છે.[૧] નેકી, સચ્ચાઇ, ઇનસાફ અને તાબેદારી જેટલા સાર્વજનિક ગુણો છે તેટલાજ તે અમર ગુણો છે. મનુષ્ય આ સદગુણોને પોતાની સાથ ચિનવત પુલ ઉપર પણ લઇ જાય છે. બેહેસ્ત મેળવવા માટે આ ગુણો અતી ઉપયોગી છે.[૨]

હવે અનેક સવાલો ઉભા થાય છે કે અષ શું શકિતઓને વપરાસમાં લેય છે? અષની ઉત્તપતિ શા ઉપરથી થઇ છે? તે કેમ જાહેર થાય છે? હાલના જમાનાની સાયન્સ આ બાબદ વિષે ઘણું જાણુતી નહીં હોવાથી આ સવાલોનો સંતોષકારક જવાબ વાળી શકે એમ નથી. આપણને સંતોષકારક ખુલાસો તો આપણો જરથોસ્તી મહજબ માત્ર આપી શકે છે. અષ, શારીરીક તેમજ આત્મિક શકિતઓનો ઉપયોગ કરે છે. "આપણાં ખાકી શરીરની તાકાત અને શકિતથી આત્મા અશોઇ પ્રાપ્ત કરી શકે છે. આત્માની અશોઇને કારણેજ આપણી ખાકી દેહ કીંમતી ગણી શકાય છે."[૩] "જ્યાં સુધી આત્માની અશોઇ શારીરીક હીલચાલોથી જાહેર થાય નહીં ત્યાં સુધી તેને અશોઇ તરીકે ઓળખી શકાય નહીં.[૪]

હવે સવાલ ઉભો થાય છે કે અષની ઉત્પત્તિ શાની ઉપરથી થઇ? હુમત, હુખ્ત અને હુવર્શતના અનુપમ નિયમ ઉપરથી થઇ છે. સારા વિચાર, વચન અને કામો મારફતે અષ જાહેર થાય છે.

---

૧. યજ હા ૩૩. ફ. ૪–૬ અને ગાહ ૫, ફ. ૭–૧૦; અએોગેમઇદે ૭ ૯.

૨. પૂ ૫. પુ. ૪, અઓગેમઇદે ૬–૧૬.

૩. દ. પે. દીન. પુ. ૪, પા. ૧૯૧–૧૯૨.

૪. દ. દા દીન. પુ. ૧૧. પા. ૯૭

અષ, એટલે વિચાર, વચન, અને કામોની અશોઇ, ગેતી તેમજ મીનોઇ જહાનમાં સર્વેથી ઉંચ્ચો દરજ્જો ધરાવે છે.

હુમત, હુખ્ત અને હુવર્શત–આ કેવો બુલંદ અને પ્રબળ નીતિ નિયમ છે! જરથોશ્તી ધર્મ સાહિત્યોમાં સર્વેથી કીંમતી અને સર્વેથી ઉમદા આજ નિયમ છે. આ નિયમ સર્વેથી પહેલાં ગાથામાં નજરે પડે છે; ત્યાર પછીનાં અવસ્તાનાં પુસ્તકોમાં તેને આમેજ થયલો જોઇએ છીએ; તે ઉપરાંત પહેલવી અને પાઝંદ સાહિત્યોમાં તેને જગેજગ આલા પદવી આપેલી જોવામાં આવે છે. આ બુલંદ અર્થ-સૂચક અને ભારે ગૌરવવાળા નિયમનો વિસ્તાર, પહોળાઇ યા ઉંડાણુ માપી યા વર્ણવી શકાય એમ નથી. આ નિયમ ભલાઇની વ્યાખ્યા સમાન છે; તેમાં વિચાર, વચન અને કામમાં માયા અને ભલાઇ ફરમાવેલી જોવામાં આવે છે. મનુષ્યને સંપૂર્ણતા મેળવવાનું એજ મૂળ સાધન છે. દુશ્મત, દુજુખ્ત, દુજવર્શત જે આપણા પવિત્ર સાહિત્યો પ્રમાણે મનુષ્યના ગેતી તેમજ મીનોઇ દુન્યાનાં સુખ માટે નુકસાનકારક છે, જેની મનુષ્ય ઉપરની ભયાનક અને હાનીકારક અસર વિષે આપણુને વારંવાર સ્પષ્ટ ઇસારો આપણાં પવિત્ર પુસ્તકોમાં મળે છે, અને જે તકોબરી, જુઠાપણું, નાફરમાનબરદારી, બખીલાઇ, અંતસ, વેર, કપટભાવ, બદગોઇ અને બીજા દુર્ગુણો સાથ એકરૂપ છે, તેની સામે હુમત, હુખ્ત અને હુવર્શતનો નિયમ ભારે વિરોધ બતાવનારો છે. આપણા રોજીંદા ભણતરમાં આપણે ભણીએ છીએ કે, "વિસ્પ હુમત, વિસ્પ હુખ્ત, વિસ્પ હુવર્શત, બઓઘો-વર્શત, વિસ્પ દુશમત, વિસ્પ દુજુખ્ત, વિસ્પ દુજુવર્શત નોઇત બઓઘો-વર્શત; વિસ્પ હુમત, વિસ્પ હુખ્ત, વિસ્પ હુવર્શત વહીશ્તેમ અંઘુહીમ અશએત, વિસ્પ દુશમત, વિસ્પ દુજુખ્ત, વિસ્પ દુજુવર્શત અચિશ્તેમ અંઘુહીમ અશએત, વિસ્પનામચ હુમતનામ, હુખ્તનામ, હુવર્શતનામ વહિસ્ત

અંધુહી આઅત હુચ ચીથ્રેમ = સઘળા સારા વિચારો, સારાં વચનો અને સારાં કામો જે (આપણે) જાણીજોઇને કર્યાં હોય અને સઘળા બુરા વિચાર, બુરાં વચન અને બુરાં કામો જે આપણે અંજાણપણે કીધાં હોય......આવા સઘળા સારા વિચારો, સારાં વચનો અને સારાં કામો આપણને બહેશ્ત તરફ લઇ જાય છે અને બુરા વિચારો, બુરાં વચનો અને બુરાં કામો આપણને દોજખ તરફ ઘસડી લઇ જાય છે. માટે સર્વે સારા વિચાર, સારાં વચન અને સારાં કામોનો બદલો બહેશ્તમાં મળે છે."

હુમત, હુખ્ત, હુવર્શત જેવા બુલંદ અને પવિત્ર ધર્મ ફરમાનમાં સમાયલો ભલાઇ અને અશોઇનો ગુણ ઇનસાન જો પ્રાસ કરવાનો પકકો વિચાર કરે, જો સદા ભલું વિચાર કરાવનાર, બોલાવનાર અને કરાવનાર અને બુરાઇથી દૂર રાખનાર આ નિયમને ઇનસાન પોતાની જીંદગીના સર્વોત્તમ, અચળ અને રાહુબરી કરનાર નિયમ તરીકે કબુલ કરે, અને જો તે તે પ્રમાણે ચાલે તો ટુંક વખતમાં તે કહેવાને શક્તિવાન થશે કે "ખરે, દુન્યા દીનપર દીન સુધરતી જાય છે અને વસવાટ લાયક બનતી જાય છે. આખર કુરેને જીંદગી કુદરતની ભોગવવા લાયક બક્ષેશ છે." હું ફરીથી કહું છું કે ઇનસાનને આ સર્વે ઠેકાણે વખાણ પામેલા પવિત્ર ભણતરનો ખરો જુસ્સો પ્રાપ્ત કરવા દો; તેઓને તે પ્રમાણે પૂર આસ્થા અને વેગથી વર્તવા દો અને તમે જોશો કે મનુષ્ય જાતમાં ભાઇચારો ફેલાવનાર મંડળીઓની ઝાઝી જરૂર રહેશે નહીં તેમજ જાનવરો ઉપર ગુજરતાં ઘાટકીપણાંનો અટકાવ કરનારાં મંડળોનો ખપ રહેશે નહીં. આ પવિત્ર ભણતર અને ધર્મ ફરમાનમાં સમાયલા ધર્મ જુસ્સાને પ્રતાપે હજારો બીકટ સવાલોનો ઝટ ફડચો થઇ જશે. દરેક ચીજનું રૂપ આ ધર્મ નિયમ સહેજ

વારમાં બદલી નાખશે અને માનુષી સ્વભાવની નબળાઇઓ અને ખામીઓ દૂર કરી તેને શ્રેષ્ટ બનાવી શકશે.

હુમત, હુખ્ત, હુવર્શ્ત એ ધર્મ નિયમ સર્વે તરફ માયા દયા અને સ્નેહભાવ બતાવવાનું શિક્ષણ આપે છે; શું જવાન કે શું ઘરડા શું વડા કે શું અદના, શું શેઠ કે શું નોકર, શું દોસ્ત કે શું દુશ્મન, શું ઇનસાન કે શું જાનવર, સર્વે તરફ આ બુલંદ ધર્મ ફરમાન સદાકાળ માયા બતાવવા શીખવે છે. જો તમે સવાર, બપોર અને રાત સર્વે તરફ માયા અને સ્નેહભાવથી વર્તશો તો તમારા અંતઃકરણ અને આત્મા ઉપર તે માયા અને ભલાઇનો અચૂક છાપ ઉંડો કોતરાયલો રહેશે. તમારાં શરીરને અને આત્માને તે માયા અજબ જેબ આપશે.[1] મનુષ્યના ચહેરાના ઘાટ અને અંતઃકરણને ખુબસુરત બનાવવા માટે માયા જેવું બીજું કોઇપણ હુથીયાર નથી.

હુમત, હુખ્ત અને હુવર્શ્તનો ધર્મ નિયમ પહેલે તો આપણને મૂળ વાતથી વાકેફ કરે છે કે આપણા વિચારોને પહેલે તો શબ્દોના સહાયામાં સજ કરવા પડે છે. જો વિચાર ઉંચ્ચા અને લાયક હુશે તો તેમને બરનો તેવોજ ઉંચ્ચો અને સુંદર (શબ્દોનો) પોશાક તેઓ ધારણ કરી શકશે. સારા શબ્દો, સારાં કામો તરફ આપણને લઇ જશે. જો આપણી ગુજરેલી જીંદગી તરફ નેગાહ કરતાં આપણને એમ માલુમ પડે કે આપણા સારા વિચારોએ કદી પણ સારા શબ્દોનો આકાર ધારણ કર્યો નથી યા સારાં કામોમાં ફેરવાયા નથી તો આપણને અસંતોષ અને દુઃખ ઉપજ્યા વિના રહેશે નહીં કે આપણી જીંદગી નાસિપાસી અને નિષ્ફળતાથી નિરાળી રહી નથી. જે માણસો બોલે છે પણ કામો કરતા નથી, યા કામો કરે છે પણ બોલતા નથી, યા વિચાર કરે છે પણ વર્તતા નથી

1. વંદી. પરગ. ૧૯, ફ. ૨૯–૩૨; ય. ૨૨.

થા તો કામ કરે છે પણ વિચાર કરતા નથી, તેઓની જીંદગીનાં પરિણામમાં નાઉમેદી અને નિષ્ફળતાજ આવશે.

ઉપલાં પવિત્ર ધર્મ ફરમાન પ્રમાણે, કાંઇ ઘણી ચીજો કર્યાથી આપણે સંપૂર્ણતા મેળવી શકતા નથી. પણ જે પાક નિષ્ટાથી આપણે કામો કર્યે છીએ તેનેથીજ સંપૂર્ણતા મેળવી શકાય છે. પરોપકારી જીગર અને સારા વિચાર સદા ધરાવવાનું દરેક જરથોશ્તીને તેના ધર્મનું ફરમાન છે. સારા વિચાર કરવાથી અને બુરા માણસો અને ચીજો માટે પણ સારો વિચાર ધરાવવાથી માણસો સખી વૃત્તિ પ્રાપ્ત કરી શકે છે. સારૂં મન સારી ચીજ તરફ અને બુરૂં મન બદી તરફજ ઢળે છે.[1] કહેવત છે કે, "મધમાંખ ફુલ પાછળ અને માખી ઘુમડાં પાછળ ભમતી રહે છે."

હુમત, હુખ્ત અને હુવર્શતનાં ત્રેવડાં ધર્મ ફરમાન પ્રમાણે માણસજાતે સદા સારા શબ્દો વાપરવા જોઇએ. ખચ્ચિત, આપણે જાણ્યે છીએ તેમ સારા શબ્દો આપણી દુન્યામાં અજબ, બળવાન અને અસરકારક માલુમ પડે છે. અસરકારક પરિણામો નિપજાવવા માટે જેટલું બળ સારા શબ્દો ધરાવે છે તેટલું બળ આપણે કોઇ પણ રસાયણોની મેળવણીથી ઉત્પન્ન કરી શકયે એમ નથી. સારા શબ્દોથી કજીયા કંકાશ નાબુદ કરી શકાય છે, વાતચીતમાં મીઠાસ ભેળી શકાય છે, ઉપરીઓ તેમજ હાથ નીચેનાઓ સાથ મિલનસાર બની શકાય છે, અને એ પ્રમાણે મનુષ્યોમાં મંડળીઓમાં અને નાતજાતમાં શાંતિ, સ્નેહભાવ, સંપ અને આબાદી ફેલાવી શકાય છે. અલબતે, ઘણી વખત એમ બને છે કે આપણા સારા શબ્દોના પરિણામમાં તેના પડઘા સિવાય બીજું કશું નજરે પડતું નથી. પણ એનું કારણ એટલુંજ કે તે સારા શબ્દો પાછળ

1. યજ. હા ૩૨. ફ. ૧૦–૧૩

પાક નિષ્ટાનો ટેકો હોતો નથી જેથી તેનાં પરિણામમાં સારાં કામો થઇ શકતાં નથી.

વળી આ ત્રેવડું ધર્મફરમાન એમ પણ શિખવે છે કે જ્યારે સારા શબ્દો તેમાં સમાયલી કાંઇ સંગીન બાબદ જાહેર કરે છે ત્યારેજ તેઓને કીંમતી લેખી શકાય, યાને શબ્દો કોઇ સત્ય જણાવનારા હોવા જોઇએ યા તો કોઇ સારાં કામની ઉત્પત્તિ કરનારા હોવા જોઇએ. બીજું આપણને એમ જાણવાનું મળે છે કે ખરો પરોપકાર માત્ર સારા બોલો બોલી, બહારથી સ્નેહભાવનું ડોળ ઘાલવામાં સમાયલો નથી, પણ તે ઉપરાંત ચોક્કસ કામો કરવામાં સમાયલો છે. આપણાં પવિત્ર ધર્મપુસ્તકો પ્રમાણે માણસે માત્ર સારા વિચાર કરવાના નથી, પણ સારા વિચાર અને સારા શબ્દો નક્કર રૂપ ધારણ કરે યાને સારાં કામમાં ફેરવાય તેટલા માટે કોશેષ કરવાની છે, કેમકે કામ એજ સદગુણની ખરી કસોટી છે. માટે સારા વિચાર, વચન અને કામોમાં જે કાંઇ સર્વે ફાયદાકારક છે તેને પૂર બહારમાં આવવા ઉત્તેજન આપવાનું જરથોશ્તી ધર્મનું ફરમાન છે. કુટુંબના, નિશાળના અને યુનિવર્સિટીનાં તમામ શિક્ષણ અને કેળવણીનો મૂળ હેતુ આ ત્રેવડાં ધર્મ ફરમાન પરિપૂર્ણ કરવા માટે તેના શિષ્યોને તાલીમ આપવાનો હોવો જોઇએ.

આપણાં ધર્મ સાહિત્યો વધુ એમ જણાવે છે કે અગરજો આપણાં કામોની નેમ સારી હોય નહીં તો આપણાં કામો વખાણ પાત્ર ગણી શકાય નહીં.[1] જેમ એક ઇમારત બાંધતાં આપણે એક પણ પત્થર ઓળંબાની દોરીની મદદ લીધા વિના ગોઠવતા નથી, તેમ એક પણ કામ અહુરમઝદની મરજીના અચૂક નિયમની મદદ લેયા વિના કરવું નહીં જોઇએ. દરેક કામમાં "જેવી

૧ યજ. હા. ૪૩. ફ. ૪. અને ૫.

તુંજ માલેકની મરજી" એ નિયમની સહાય લેવી ઘટે છે.[1] પ્રાણી વિદ્યા શાસ્ત્રીઓનું કહેવું છે કે જ્યારે ગરૂડ પક્ષીને શંકા પડે છે કે પોતાના માળામાંનું બચ્ચું તેનુંજ છે કે કોઇ બીજાં પક્ષીનું, ત્યારે તેને તે પોતાનાં પંજામાં પકડી હુવામાં લઇ જાય છે અને સુરજનાં અતિ તેજસ્વી કીરણો સામે તેની આંખો ટાંકી રાખે છે; જો તે બચ્ચું સુરજ ગમ સ્થિર નજરે જોય તો ગરૂડ તેને પોતાનું બચ્ચું છે એમ માની લેશે, પણ જો તે આંખ ફફડાવે તો પોતાનું નથી એમ માની જમીન ઉપર તેને નાખી દેય છે. તેજ મુજબ જે શખસ ખરેખર અહુરમઝદનું બાળક છે તે સદા તે સાહેબ તરફ પોતાની નજર ટાંકી રાખે છે, સદા પોતાના કામોમાં તે સાહેબને યાદ કરે છે અને પોતાનાં દેલમાં તે સાહેબની મરજી મુજબના કામ કરવા સિવાયનો બીજો કશો ઇરાદો રાખતો નથી.

જે શખસ ખુદા તરફ સદા નજર રાખી કામો કરે છે તેનાં કામો, જરથોસ્તી પવિત્ર મહાન નરોનાં મત મુજબ, દરૂસ્ત અને સંપૂર્ણ હોય છે અને તેની જીંદગી સફળ થયલી ગણાશે. કેમકે અહુરની નજરમાં માણસની જીંદગી વરસની સંખ્યામાં નહીં પણ તેણે કીધેલાં સારાં કામોની સંખ્યામાં ગણાય છે. માટે જે એક દહાડે આપણે અહુરની મરજી મુજબના ભલાં કામો કીધાં હોય તેનેજ આપણી જીંદગીના દહાડા સમાન ગણવો. (યાને બાકીની જીંદગી વ્યર્થ ગુજરેલી સમજવી.) જ્યારે, ઉપર જણાવ્યા મુજબ આપણાં કામો ભલાં, દરૂસ્ત અને સંપૂર્ણ હોય છે ત્યારેજ ટુંક વખત દરમ્યાનમાં આપણે લાંબી જીંદગી ભોગવેલી લેખાશે અને અહુરમઝદની નજરમાં વખાણુપાત્ર સવાબ હાંસલ કરેલાં કહેવાશે.

આપણાં ધર્મ સાહિત્યો આપણને માત્ર બુરા વિચાર (દુશમત)

---

૧. યજ. હા ૨૯. ફ. ૪.; હા. ૩૧. ફ. ૧૬ અને ૨૨; યજ. હા. ૪૮. ફ. ૪.

બુરા શબ્દો (દુજુખ્ત) અને બુરાં કામો (દુજવર્શત) થી દૂર રહેવા ફરમાવતા નથી, પણ ખાસ ભલાઇ કરવા, યાને ભલા વિચાર, વચન અને કામો કરવા ફરમાવે છે. ઉપર જણાવેલાં ત્રેવડાં ધર્મ ફરમાન અને આપણાં રોજીંદા ભણુતરો જે સારાં કામો કરવા આપણને ફરમાવે છે, તે જો નહીં કર્યે તો તે બુરાં કામ કરવા બરાબર છે. કવિ ડાન્ટેએ પોતાની કવિતામાં જે શખસોએ આ દુન્યામાં ન સારાં, ન માઠાં કામો કીધાં હોય એવાઓને દોજખના ઉપલા વર્ગમાં સબડતા ચિતાર્યા હતા, અને તે માટે ટીકાકારોએ એને ઠપકો આપ્યો છે. પણ એ પ્રમાણે ચિતારવામાં તે કવિ, માત્ર જે શિક્ષણ જરથોશ્તી ધર્મ ભારે ઉત્સાહથી શિખવ્યું હતું તે દાખલા યા દ્રષ્ટાંત રૂપે સમજાવતો હતો. માટેજ આપણી ઝંદ અવસ્તામાં સખાવત માટેનું શિક્ષણ વારંવાર અને ગંભીરપણે આપવામાં આવેલું જોઇએ છીએ. એ ઉપરથી, સખાવતને આપણા અંતઃકરણમાં વાસો આપવો ઘટે છે એમ સમજાશે. હુમત, હુખ્ત, હુવર્શતના ધર્મ નિયમમાં સમાયલા ઉદારતાના બોધ ઉપર માયા અને પરસ્પર સ્નેહભાવની ઇમારત ઉપાડી શકાય એમ છે. આ ધર્મ નિયમમાં સમાયલાં ફરમાન બજા લાવવા સીવાયનું બીજું એકે કામ મનુષ્યજાતના લાભ અર્થે વધુ ઉપયોગી નથી. ઉદારતા, સખાવત વગર કઇ કોમ કે પ્રજા પોતાની હસ્તિ કાયમ રાખી શકે છે? જો તમે ઉદારતા, સખાવત અને તે ઉપર રચાયલો સ્નેહ સંબંધ એક મંડળી યા સંસ્થામાંથી કહાડી નાખો તો તેના કામકાજમાં ગેરવ્યવસ્થા અને ઘોંટાળા સીવાય બીજું નજર પડશે નહીં. મનુષ્ય જાતની સંસારી તેમજ ધાર્મીક ઉન્નતિ માટેનું મૂળ સાધન ઉદારતા અને સખાવત, તેમજ તે ઉપર રચાયલો સંપ છે, કે જે વિષેનું સુંદર વર્ણન આપણી રોજીંદી બંદગી વિસ્પ હુમતમાં જોવામાં આવે છે. જે શખસ આ ભણુતરના

શબ્દો પોતાના મનમાં ઉંડા કોતરી રાખે છે અને તે પવિત્ર શબ્દોનો માએનો બરાબર સમજે છે અને તે પ્રમાણે વર્તે છે, તે પોતા સાથ, પોતાનાં ભાઇબંધ સાથ અને પેદા કરનાર અહુરમજદ સાથ સદા શાંતિમાં રહેશે.

આપણે ઝંદ અવસ્તામાં વાંચ્યે છીએ કે મનુષ્યનાં અંતઃકરણમાં સ્પેન્તમન યાને ભલાઇ અને અંગ્રમન યાને બદી વચ્ચે ચાલુ તકરાર થાય છે. વારંવાર અષ વહીસ્ત યાને અશોઇ ઉપર રચાયલી વ્યવસ્થા પ્રમાણે તેને ચાલવાનો વિચાર થાય છે અને કેટલીક વખત તે પ્રમાણે કામ કરવાને બદલે તેની સામે થવાની તેને લાલચ થાય છે. આ બે પરસ્પર વિરૂધ્ધ વિચારો વચ્ચે માણુસ સપડાયલો હોવાને લીધે હુમત, હુખ્ત અને હુવર્શતના પવિત્ર કલામોમાં સમાયલી માયા અને ઉદારતાનાં બળની મદદની તેને જરૂર રહે છે.

જરથોશ્તી ધર્મ પ્રમાણે સખાવત યા ઉદારતા એક શખસના પોતાના, તેના ભાઇબંધ અને ખુદા માટેના ચાહમાં સમાયલી છે. "તમે જાણો કે સર્વેથી અશો માણુસ તે છે કે જે સારા ધર્મનાં જ્ઞાનની મદદથી પોતાને પિછાણતાં અને પોતાના આત્માને ચહાતાં શીખે છે. જો તે પોતાને ચહાતો નથી તો તે પોતાને નુકશાન કરે છે; પોતાને નુકશાન પુગાડવાથી તે અહુરમઝદને નારાજ કરે છે; અહુરમઝદને નાખુશ કર્યાથી તે પોતાના પેદા કરનાર સાથનો સંબધ તોડી નાંખે છે જેને લીધે અહુરમઝદનું તેને મળતું રક્ષણ બંધ પડે છે.....પોતાને પિછાણવા માટે બુલંદ ધર્મની મદદ લેવી પડે છે જેથી એક માણુસ પોતાને ઓળખી શકે છે અને પોતાને ખુદને ચહાવાની તેની ફરજ છે એમ સમજી શકે છે.....જો એક શખસ પોતાને ખુદને નુકશાન કરતો નથી તે અહુરમજદને નારાજ કરતો નથી; ખુદાને ખુશી રાખ્યાથી

તેની સાથનો સંબંધ ઘાડો બને છે અને તેનાં રક્ષણને તે માણસ મેળવવા પામે છે; આ રક્ષણને લીધે તે આ દુન્યાનું તેમજ મીનોઇ જહાનનું સુખ મેળવી શકે છે."[૧] આપણે જોયું તેમ દરેક માણસને ફ્રવશી, સ્પેન્તમન અને સ્વતંત્ર ઇચ્છાશક્તિની અહુરમઝદે બક્ષેશ કરી તેને સંરક્ષણ અને પોતાની વૃધ્ધિ માટે પ્રેરણાબુદ્ધિ આપી છે. માટે ખુદાએ બક્ષેલી આ ત્રણ બક્ષેશોને લીધે મનુષ્યમાં પોતાને માટેનો સ્નેહ કુદરતી રીતેજ હોવો જોઇએ. પણ જરથોશ્તી ધર્મ શીખવે છે કે માણસે પોતાનો પોતા માટેના પ્યારને, તેના ભાઇબંધ અને અહુરમઝદના પ્યારને આધીન કરવો જોઇએ. પોતા માટે ખોટું અભિમાન રાખવું એ માનુષી સ્વભાવની મૂખ્ય નબળાઇ છે. ઝંદ અવસ્તા પ્રમાણે પોતા માટે બેહદ પ્યાર યા સ્વાર્થ એ ખરા સ્નેહભાવથી ઉલટોજ ગુણ છે. પોતામાં સમાયલા હલકા ગુણો ઉપર કાબુ મેળવવા અને દુન્યાની લાલચો સામે થવા અહુરમઝદની દએન, અલબતે, મનુષ્યની સમજશકિત તેજસ્વી બનાવે છે અને તેની ઇચ્છાશકિતને બળવાન કરે છે. પણ એ દએન તે માણસને તેનાં સંસાર સંબંધ અને ભાઇબંધમાંથી અલગ કરવાને બદલે, મનુષ્યજાત માટે તેનામાં પ્યાર મુકે છે અને તેનાં દેલમાં ઉદારતા અને સખાવત માટે ઉત્સાહ બરપા કરે છે, કે જે ઉત્સાહને લીધે તમામ ખલક અસંખ્ય ફાયદાઓ મેળવવા પામી છે.

જે શખસ જરથોશ્તી ધર્મ શિક્ષણ પ્રમાણે ઉછરયો હોય, તેને હીંદુ અને સુફીઓના પંથે ફરમાવેલા, અકુદરતી શારીરીક અને મનને લગતા પ્રયોગો, યાને સમાધિ, સન્યાસ, બ્રહ્મચર્ય (celebacy) અને ઉપવાસ જેવા ફરમાનો સામે તિરસ્કાર ઉપજ્યા વિના રહેશે નહીં. "જેને સંસારી દોલત જોઇએ, તે ભલે તે મેળવે; જેને

૧. દ. પે. દીન. પુ, ૬. પા, ૩૫૯.

પરણવું હોય તો ભલે તે પરણે; જેને જ્ઞાન મેળવવું હોય તે ભલે માથ્રવાની શીખે.... પરણેલા શખસનો દરજ્જો કુંવારા શખસથી ઉંચો છે; જે કુટુંબવાળો હોય અને ઘરબારવાળો હોય તે ઘરબાર વગરના શખસ કરતાં ચઢીઆતી પદવીનો ગણાવો જોઇએ; જે શખસને બચ્ચાં નથી તે કરતાં બચ્ચરવાળ શખસ વધારે ઉંચો દરજ્જો ભોગવે છે; તવંગર ગરીબ કરતાં ચઢીઆતો છે......જે માણસ માંસ ખાનાર હોય છે તેનું વોહુમન (યાને મનશક્તિ) માંસ નહીં ખાનાર કરતાં વધુ બળવાન પ્રકારની હોય છે, કેમકે માંસ નહીં ખાનાર બીનતાકાત રહે છે..."[1] "જે ધરતી ઉપર એક ધર્મી શખસ ઘર બાંધે છે કે જેમાં ધર્મગુરૂ, જન ફરઝંદ અને સદગુણ સદા રહી શકે છે અને જ્યાં ઢોરો અને જાનવરોને વસવાટ માટે જગા મળી શકે છે, તે ધરતી સદા આબાદ થતી જશે."[2] ઉપર જણાવ્યા પ્રમાણેની પ્યારભરી સંસારી જીંદગી જરથોસ્તી ધર્મ ગુજારવા ફરમાવે છે અને તેને ઉત્તેજન આપે છે. આપણે આગળ જોઇશું તેમ જરથોસ્તી ધર્મ, દરેક શખસને, તેની મહોરદાર, ફરઝંદ, સગાંવહાલાં, દોસ્તો, ભાઇબંધ અને દેશબંધુઓ માટે અખૂટ પ્યાર ધરાવવા કહે છે. તેઓ માટેનો આ પ્યાર માનુષી આત્માની સર્વથી પવિત્ર અને અશો લાગણીઓમાંની એક છે. એક ખરો જરથોસ્તી બચ્ચો પોતાની જીંદગી બ્રાહ્મણ યા બુદ્ધ ધર્મ પાળનારા માફક સ્વાભિમાનમાં ગુજારતો નથી. બ્રાહ્મણ તેમજ બુદ્ધ ધર્મ પાળનારા માનુષી પ્યાર અને સંસારી જીંદગી સાથના સર્વે પ્યારભર્યા સંબંધને કચડી નાખી પોતા માટે નિર્વાણ મેળવવા મથે છે અને આ પ્રમાણે કર્યાથી પોતા માટેના અભિમાન સિવાય તેઓનાં સ્વભાવમાં કાંઇપણ બીજી સારી વૃત્તિને તેઓ રહેવા દેતા નથી.

---

૧ વંદી. પરગ. ૪. ફ. ૪૪-૪૮. ૨. વંદી પરગ. ૩. ફ. ૨ અને ૩.

અહુરમઝદ મનુષ્યજાત માટે કેવો બુલંદ પ્યાર ધરાવે છે અને મનુષ્યજાતે પાક અહુર માટે કેવો ઉમદા પ્યાર ધરાવવો જોઇએ, એ જરથોસ્તી ધર્મે ઘણીજ ખાત્રીપૂર્વક રીતે આપણને સમજાવ્યું છે. એક માણસે બીજા પોતાના ભાઇબંધ તરફ માયા અને ઉદારતા બતાવવી ઘટે છે. "ઉશ્તાઅહ્માઇ યહ્માઇ ઉશ્તાકહ્માઇ ચીત = તે માણસને સુખ હોજો કે જેને વડે બીજાને સુખ હોય છે."[1] જરથોશ્તી ધર્મ પ્રમાણે ઉદારતાની આ ઘણી સારી વ્યાખ્યા છે. જે કેળવણીની સંસ્થાઓ, પુસ્તકખાતાઓ, પ્રયોગશાળાઓ, દવાખાનાઓ, મરીઝખાનાઓ, યતીમખાનાઓ, ધર્મશાળા અને દિવાનશાળા અનેક પરોપકારી જરથોશ્તીઓએ ઠેરઠેર આ દેશમાં જરથોશ્તી તેમજ જુદદીનનાં લાભ અર્થે સ્થાપી છે તે જરથોશ્તી ધર્મે શીખવેલા ઉદારતાના બુલંદ બોધનાં ચૂપ પણ સંગીન પુરાવા છે. ઉદારતા અને સખાવતના બાબમાં જરથોશ્તી ધર્મ નાતજાતના તફાવત ઉપર ધ્યાન આપતો નથી. આ ઉંચ્ચ ખ્યાલને લીધેજ સાર્વજનિક સખાવતના નિયમે જરથોસ્તીઓમાં ઉંડુ મૂળ ઘાળેલું છે. "ખરા સખી આદમીઓ તે છે કે જેઓ પોતાના પ્યાર અને ઉદારતાથી બીજાઓને સુખ આપે છે."[2] ન્યાતજાતનો તફાવત નહીં રાખવા વિષે જરથોશ્તી ધર્મનું શિક્ષણ એટલું બુલંદ અને સાર્વજનિક છે કે એક ઠેકાણે કહ્યું છે કે, "એક યાહુદી માત્ર યાહુદી તરીકે જન્મ પામવાને લીધેજ પાપી યા બુરો નહીં ગણાવો જોઇએ. જો કોઇ શખસો જુદદીન અને હલકી વર્ણના ધર્મમાં પેદા પડયા હોય તો તેટલા માટેજ તેઓને અધર્મી નહીં લેખવા જોઇએ."[3] "જે શખસ ગરીબનાં દુઃખો ટાળે છે, તે અહુરમઝદની સર્વોપરિ સત્તાને ટેકો આપે છે."[4] "જે ઓરત-

---

૧. યજ. હા ૪૩, ફ. ૧.
૨. દ. પે. દીન. પુ. ૭; પા. ૪૫૩.
૩. દ. દા. દીન. પુ. ૧૨ પા. ૩૧.
૪. પ. પ. પુ ૪; પા. ૨૫૧.

જાત યા બાળકો પોતાની વય યા નાતવાનીને લીધે એક શખસનો આશરો યા મદદ શોધતાં આવે તો તે શખસે તેમને તે આપવાં."[૧] "રોગો અને ઉપદ્રવો મટાડવા માટે ગામો અને શહેરોમાં ઇસ્પીતાલો સ્થાપવાં જોઇએ... અને શહેર સુધરાઇ અને શહેરની આબાદી માટે ઘટતા ઉપાયો લેવાવા જોઇએ."[૨] આ પ્રમાણે જરથોશ્તી ધર્મે શીખવેલી ઉદારતા અને સખાવત માત્ર લાગણી દર્શાવનારા શબ્દોમાં સમાયલી નથી, પણ સાર્વજનિક સખાવતનાં કામો કરવામાં સમાયલી છે.

પણ જરથોશ્તી ધર્મ પ્રમાણે સર્વેથી ઉમદા પ્રકારનો પરોપકાર યા સખાવત શું છે? અહુરમઝદ વિષે મનુષ્યજાતને અનેક સત્યો સમજાવવાં; મનુષ્ય જાતમાં સારા વિચાર અને સદગુણો ફેળાવવા અને સમાજની કેળવણી અને નીતિ સુધારવા માટે કોષેશ કરવી એજ સર્વથી ચઢતા પ્રકારનો પરોપકાર છે. "જો એકજ ધર્મ પાળનારા શખસો એવા અનુમાન પર આવે કે પોતાનાં ભાઇબંધ તરફથી તેઓને જ્ઞાન સંપાદન કરવાનું બની શકે એમ છે અને તેઓને જ્ઞાન (વિગેરે) મેળવવાની ખાહેશ હોય તો તેઓને માથ્રના કલામો શીખવો કે જેથી તેઓની મગજ બુધ્ધિ પુખ્ત થાય અને તેઓ પવિત્રતાઇ અખત્યાર કરે."[૩] "જો કોઇ શખસ પોતાની મન શકિત યા ધન શકિતને લીધે બીજા કોઇ નિર્ધન યા અણસમજુ શખસને (અહુરના) બુલંદ ધર્મનું જ્ઞાન આપવાને શકિતવાન હોય તો તેને ખંતથી પોતાની મન શકિત અને ધન શક્તિ વાપરી એવાને ધર્મ ડહાપણ શીખવવું ઘટે છે, કે જેથી તે શીખવનાર શખસને બન્ને દુન્યામાં બદલો મળવા પામે, અને દુન્યાના લોકોમાં સુધારો અને વધારો

---

૧. દ. પે. દીન. પુ. ૧. પા. ૪૧.
૨. ઉપલુંજ.
૩. વદી. પરગ. ૪, ફ. ૪૪ અને ૪૫.

થવા પામે."[૧] "જે ડહાપણ વડે એક માણસ મીનોઇ ફરેશ્તાઓની મરજી જાણી શકે છે તે ડહાપણ બુલંદ ધર્મ છે, કે જે પવિત્ર ધર્મમાં મીનોઇ શક્તિઓ વિષેનું જ્ઞાન સમાયલું છે, જે શાસ્ત્રોમાં અનુપમ શાસ્ત્ર છે, જે ફરેશ્તાઇ શિક્ષણ શીખવનાર છે અને સર્વે જ્ઞાન અને શાસ્ત્રનું મૂળ છે."[૨] "જે શખસ મઝદ-પરસ્તોના ધર્મમાં મુસ્તકીમ છે, જે બીજાઓને પરાયા ધર્મ અને અધર્મીપણાથી બંચાવે છે, જે શખસ બીજાઓને પોતાનો ધર્મ ત્યાગ કરી બુદદીન બનતા અટકાવે છે અને મઝદ-પરસ્તોના ધર્મ તરફજ તેઓનું આકીન સ્થાપિત કરે છે, તેવા શખસનાં (પરોપકારી) કામો યઝદોની નજ-રમાં ઘણા ઉમદા અને પ્રશંસાને પાત્ર ઠરે છે. પોતાનાં સારાં કામોના સબબે એવો શખસ કીર્તિ અને દબદબો મેળવે છે, તેને પૂરો બદલો મળે છે, બહેસ્તનો માર્ગ તેની અશોઇને લીધે ખુલ્લો થાય છે, તે આશાવંત બને છે અને તેનો આત્મા અનુપમ સુખ ભોગવે છે, અને જે કામો, તેને લીધે પરાયા ધર્મમાં જતા અટકેલા શખસો કરે છે, તે કામો માટે પણ સવાબ તેનેજ હાંસલ થાય છે, કેમકે તેઓનાં સારાં કામની શરૂઆત તેણેજ કીધેલી લેખાય છે અને તેને માટે વખાણને પાત્ર તેજ ગણાય છે. આથી તેની અશોઇ વધુ કીર્તિ પામે છે, દુન્યામાં તેનો મરતબો વધે છે અને તે લોક તરફથી વખાણ અને માન મેળવે છે."[૩]

જરથોસ્તી ધર્મનો સારાંશ અને મૂળ તત્વ સખાવત છે. મનુષ્ય મનુષ્ય વચ્ચેના, અને મનુષ્ય અને અહુરમઝદ વચ્ચેના પ્યારને જે અગત્યતા આપણો ધર્મ આપે છે તેમાંજ આપણાં ધર્મનું કૌવત અને ડહાપણ સમાયલું છે. જેમ મેં આગળાં પ્રકરણમાં જણાવ્યું

---

૧. દ. પે. દીન. પુ ૧, પા. ૩૮.
૨. શા. દીની. પ્ર. ૪, ફ. ૩.
૩. શા. દીની. પ્ર. ૪૨. ફ.૧-૫.

તેમ, "માણુસ પોતાની મન શક્તિ અને ઇચ્છાશકિત વડે અહુરમઝદ સાથનો પોતાનો સંબંધ જાળવી શકે છે. આ સંબંધ ખાસ કરીને તે સાહેબ તરફના પ્યાર મારફતે કાયમ રાખી શકાય છે. અહુર સાથેનો સંબંધ જારી રાખવા માટે તે સાહેબ તરફનો પ્યાર એજ ઉત્તમ સાધન છે. માટેજ જરથોશ્તી ધર્મની નેમ અને ઇરાદો મનુષ્યને ભલો યાને બીજાં તરફ પ્યાર અને ઉદારતા બતાવતો બનાવાનો છે." પણ જ્યારે એક માણુસ સારા વિચાર, વચન અને કામો કરે ત્યારેજ તે ભલો યા ઉદાર બની શકે છે. જ્યારે આ પ્રમાણે તે વર્તે છે ત્યારે તે સ્પેનીશ્તા યાને સ્પેન્તોતેમો (અહુરમઝદ) જે સર્વેથી ભલો છે તેને પહોંચી શકે છે. અહુરમઝદ પોતે સખાવત અને પરોપકારનો ભંડાર (સ્પેનતોતેમો) છે. તે સાહેબની જીંદગી અને સંપૂર્ણતાનું તત્વ પરોપકાર છે. તે સાહેબ સખાવતનો અને ઉદારતાનો આકાર છે. અહુરમઝદના અનેક ગુણલક્ષણોમાં સર્વેથી ઉમદા અને સર્વેથી શ્રેષ્ટ ગુણ ઉદારતાનો છે. તેજ કારણે જરથોસ્તી અશો નરોને, અહુરમઝદને પોતાની જીંદગી અને આત્મા અર્પણ કરતાં આપણે જોઇએ છીએ.[૧]

આપણે જોયું તેમ જરથોશ્તી ધર્મ પ્રમાણે ઉદારતા, સખાવત યા પ્યાર તે એક મનુષ્યનો પોતા માટેનો, તેના ભાઇબંધ માટેનો અને અહુર માટેનો પ્યાર છે. આ ત્રણ જાતના પ્યાર જ્યારે યોગ્ય પ્રમાણુમાં મળી એક થાય છે ત્યારે ઉદારતા યા સખાવતની ઉત્પત્તિ થાય છે. આવા પ્યાર અને આવી ઉદારતાથીજ જીંદગી ખરી મીનોઇ જીંદગી બને છે અને તેની ગેરહાજરીને લીધે બદી અને નાપાકી હસ્તિમાં આવે છે.

શ્રેષ્ટતાઇ અને અશોઇમાં ઉદારતા યા ભલાઇ સર્વેથી આલા

---

૧. યજ. હા. ૩૩. ફ. ૧૪.

દરજ્જાને ભોગવે છે, બીજા સદ્દગુણોને સંપૂર્ણ બનાવે છે અને તેઓ ઉપર લાભકારી અસર કરે છે. ભલાઇ સર્વોપરિ સદ્દગુણ છે અને બીજા સદ્દગુણો તેનેથી ઉતરતા દરજ્જાના છે અને આ સદ્દગુણ વડેજ તેઓ ખીલવા પામે છે. જે સદ્દગુણો આપણને આપણાં છેવટના અંત માટે તૈયાર કરે છે અને સીધ્ધા પાક કીરતારની હાજરીમાં જવા સામર્થવાન બનાવે છે તેમાં ઉદારતા અને મનુષ્યજાત માટેનો પ્યાર (રાઇતીસ) સર્વેથી અગત્યનો છે.

પણ જ્યાં સુધી એક શખસ તાબેદારી (યાને સ્રઓશ) પ્રાપ્ત કરે નહીં ત્યાં સુધી તેની પાસેથી, અષ પ્રમાણે ચાલવાની આશા રાખવી ખોટી છે. જરથોશ્તી સદ્દગુણોનું સ્રઓશ મૂળ તત્વ છે. આ ગુણ અષનો માર્ગ ખુલ્લો કરે છે. તે વગર અષ હોઇ શકે નહીં.

આપણે ઝંદ અવસ્તામાં જોઇએ છીએ કે બે જાતની પવિત્ર તાબેદારી હસ્તિ ધરાવે છે. પહેલી તાબેદારી તે અહુરમઝદ અને તેની પવિત્ર દએન (દીન) તરફ છે. અહુરની દએન યા દીન મારફતે જાહેર થયલી તે માલેકની મરજીને આધીન થવું, ભલાઇ (સ્પેનતોતેમો)નાં પવિત્ર શિક્ષણ પ્રમાણે આપણી ચાલચલણ ઘડવી અને દએન અને કુદરતે રચેલા અશોઇના માર્ગ ઉપર ચાલવું—એ મનુષ્યની ગેતી હસ્તિનો મૂખ્ય ઉદ્દેશ છે. "તારી (અહુર)ની આજ્ઞા બર આવો."[૧] આ વાક્ય નાનો છે પણ ઘણાંજ ગૈરવવાળો અને સઘળા વખાણુલાયક ગુણ દર્શાવનારો છે. એ આપણને જણાવે છે કે દરેક સાચ્ચા જરથોશ્તીનો મૂખ્ય જીંદગી નિયમ અહુરમઝદની મરજીને પોતાની મરજી આધીન કરવાનો હોવો જોઇએ. અહુરમઝદની મરજી પ્રમાણે વરત્યાથી માણસ ખુદાઇ ડહાપણ મેળવી શકે છે અને રાસ્તીથી પોતાની મરજીને

૧. યજ. હા. ૨૯. ફ. ૪.

ચોક્કસ અને અચૂક બનાવી શકે છે. "જે અતિ પરોપકારી અહુર-મઝદે મને કહ્યું તે હું તમને જાહેર કરીશ; અને તે એ કે (દએન, દીન) યા માથ્ર સઘળા મનુષ્ય માટે ઉપયોગી છે. જે શખસો મને (યાને મારી દએન)ને ધ્યાનથી સાંભળશે તેઓ સુખ અને અમર્ગી પામશે."[1]

બીજી જાતની તાબેદારી તે દુન્યામાં સ્થાપિત થયલી અનેક પ્રકારની સત્તા તરફ માનપુર્વક ફરમાનબરદારી છે. ઘર, સમાજ, કોમ અને દેશના વડાઓ તરફની તાબેદારી એ બીજા પ્રકારની તાબેદારી છે. અસલના ઇરાનમાં એવું એકે ઘર, ગામ, શેહેર યા દેશનો વિભાગ નહીં હતો કે જ્યાં મુલકી યા ધાર્મીક વડાઓની સત્તા જામી ન હોય. જેમ રાજ્યકારોબારમાં સઘળાઓ રાજ-કર્તા યા હાકેમોની સત્તા માન્ય રાખતા હતા તેમ ધર્મ સંસ્થાઓમાં લોકો વડા યા નાયબ ધર્મગુરૂઓ (જરથુસ્ત્ર યા જરથુસ્ત્રતેમો) ને માન આપતા હુતા. "....ઓ અહુરમઝદ! તું અમને એવા એક સરદારના પનાહ હેઠળ મુક કે જે ગેતી તથા મીનોઇ જહા-નમાં અમારો રાહબર બને."[2] "જે કાયદો (દએન) અહુર-મઝદ અને જરથુશ્તનો છે તે પ્રમાણે વિચાર, વચન અને કામો કરવા, હું, જરથુસ્ત, ઘર, ગામ, શેહર અને પ્રાંતના વડાઓને આગ્રહ કરીશ."[3] "જ્યાં સરદારી હોય છે. યાને જ્યાં સત્તા જામેલી હોય છે ત્યાં સદગુણ જોવામાં આવે છે; સત્તાની ગેરહાજરીમાં ગેર-વ્યવસ્થા અને અંધેર જોવામાં આવે છે."[4] "એક સારો રાજકર્તા આ દુન્યામાં સરોશરાય સમાન છે. માટે તેને તાબેદાર રહેવું એ ધર્મ ફરમાનને તાબેદાર રહ્યા બરાબર છે."[5] માટે દરેક આફ્રીન-

---

૧. યજ. હા. ૪૫. ફ. ૫.
૨. યજ. હા ૪૪. ફ. ૧૬.
૩ યજ. હા ૮, ફ. ૭.
૪. દ. દા. દીન. પુ. ૧૨. પા. ૪૩
૫. દ. દા. દીન. પુ. ૧૩. પા. ૧૬.

ગાનની ક્રીયામાં, ચોક્કસ ભણતરોમાં રાજકર્તા પાદશાહ તરફ વફાદારી અને તેની ઉન્નતિ માટે દોઆ જરથોશ્તી મોબેદોને ગુજાર-વાનું ફરમાન છે. આ રોજીંદા ભણતરો એક જરથોશ્તી બચ્ચામાં તેના પાદશાહ માટે માન અને તેની તરફ વફાદારી તેનામાં ઉત્પન્ન કરે છે.

આપણો ધર્મ ફરમાવે છે કે આ દુન્યામાં તેમજ મીનોઇ જહાનમાં સરોશને આપણા સદાના સાથી, રાહબર અને રક્ષણ કર્તા તરીકે ગણવો જોઇએ; આપણી રોજીંદી બંદગીમાં સરોશ યઝદને યાદ કરવાનું અને ગુજર પામેલાં તેમજ જીવતાં સંબંધી ક્રીયા કામોમાં હરહંમેશ તેને આરાધવાનું ફરમાવવામાં આવ્યું છે, કે જેથી ફરી (સરોશ) તાબેદારીનો ઉત્તમ ગુણ સદા આપણી નજર સામે રહે. આ પ્રમાણે, જરથોસ્તી પવિત્ર નરો પોતા તેમજ સઘળા માટે સરોશની રાહબરી માટે તલબ કરતા હતા અને શીખવતા હતા કે ફક્ત શારીરીક દેહને જડ અને કઠોર બનાવ્યામાં યા ચાલુ ભારે મહેનત અને જેહેમત ઉપાડવામાં, યા શાસ્ત્રની પ્રવિણતા યા મગજશક્તિની અકુદરતી ખીળવણીમાં, સુનીતિની સંપૂર્ણતા સમાયલી નથી, પણ ધાર્મીક, સંસારી, સમાજ અને મુલકી સત્તાને સંપૂર્ણ તાબેદારી બતાવવામાંજ સમાયલી છે. માટે, આપણી જીંદગીમાં આપણી સ્થિતિ, અવસ્થા, દરજ્જો અને કામકાજ કાંઇ પણ હોય, આપણે ગરીબ યા મુફલીસ હોઇએ, આપણે ધર્મ તરફ યા સંસાર તરફ ઢળેલા હોઇએ, આપણે રાજકર્તા યા પ્રજા હોઇએ, ગુરૂ યા ચેલા અથવા ધર્મોપદેશક યા ધર્મ અભ્યા-સી હોઇએ, તો સર્વે વખતે આપણી ફરજ પ્રજાની સંસારી અને ધાર્મીક ઉન્નતિ કરનાર સત્તાને તાબે થવાની છે. આપણી તન શકિત અને મન શકિતને સદા અહુરમઝદની દએન અને અષ પ્રમાણે

વાળવાં જોઇએ. આ પ્રમાણેની તાબેદારી કેટલી બધી મુશ્કેલીઓ, બેચેની, કજીયા કંકાશ અને સંકટો દૂર કરશે તેનો આપણને પૂરો ખ્યાલ આવી શકે નહીં. "તારાં (અહુરનાં) સર્વેથી ઉત્તમ મન અને અષ ઉપર રચાયલાં તારાં રાજ્યમાં વસવાત મેળવવા માટે, હું, સ્રઓશ (તાબેદારી) જે સર્વેથી ઉત્તમ પ્રકારની મદદ છે, તેની શોધમાં છુ"[૧]

આપણી આજુબાજુ શું બને છે તેની ટુંક માહિતી ઉપરથી ઝટ સમજી શકાશે કે આપણી તેમજ બીજી કોમો અને પ્રજાઓની ઉન્નતિ અને આબાદી સંસારી સ્વાર્થ અને આપમતલબીપણાંનાં ફેળાવાને લીધે મોટા ભયમાં આવી પડે છે. આ આપમતલબીપણું ધર્મ નિયમોને નાતાબેદારી અને તેઓ તરફની બેદરકારીનું પરિણામ છે. સર જેમ્સ સ્ટીવન અને યુનાઇટેડ સ્ટેટસના આગલા પ્રેસિડન્ટ રૂઝવેલ્ટ જેવા પ્રસિદ્ધ થયલા મહાન નરો પણ આ વિષે એજ મત ધરાવે છે. તેઓએ જાહેરમાં ભાર મુકીને જણાવ્યું છે કે ધર્મ નિયમો તરફ બેદરકારીને લીધે મનુષ્યોમાં સંસારી આપમતલબીપણું નિરંકુશ વધ્યું જાય છે અને આયંદે પ્રજાની નીતિ અને સંસારી આબાદીનો નાશ કરે છે. માટે જો આપણે આપણી કોમ અને દેશનાં હીત માટે ખરી પરવાહ કરતા હોઇએ તો અહુરમઝદના કાયદા (દએન) અને અષ તરફ તાબેદારી શીખવવા અને તે માટે લોકોમાં ખરી ખંત ઉત્પન્ન કરવા જેવું કાર્ય બીજું કાંઇ નથી.

દુન્યામાં યા જીંદગીમાં એવી એકે વ્યવસ્થા નજરે નહીં પડશે કે જેમાં અધિકાર અને તાબેદારીની જરૂર હોય નહીં. જેમ અસલ ઇરાન દેશમાં, તેમ આપણાં આ વતનમાં આપણે લોકોને હાકેમો, સુબાઓ, કલેકટરો અને તેમના મદદનીશોને તાબે થતા જોઇએ છીએ; આ સત્તાધિકારીઓ દેશના રાજકર્તા શહેનશાહને તાબેદાર

---

૧. યજ. હા. ૩૩. ફ. ૫.

રહે છે. તેજ મુજબ ધાર્મીક સંસ્થાઓમાં લોકો તેઓના ધર્મગુરૂઓને, અને ધર્મગુરૂઓ તેઓથી વડાઓને તાબેદાર રહે છે. દુન્યામાં સૌથી મોટું લશકર એકુજ સપેહસાલારની સત્તા ઉપર આધાર રાખે છે. એકુજ કપ્તાન લડાઇનાં આખાં બારકસ ઉપર અધિકાર ભોગવે છે. સમજશક્તિ નહીં ધરાવતાં પક્ષીઓમાં પણ આપણે જોઇએ છીએ કે મધમાખો પોતાનો રાજકર્તા ચુંટી કહાડે છે અને બગલાંઓ પોતાના માર્ગદર્શકની રાહબરી પ્રમાણે સામટાં ઉડે છે. આપણે વધુ શું કહીએ. શું આકાશમાં તારાઓ અહુરમઝદે નિર્માણ કરેલી ગતીમાં નથી જતા ?

રોમ્યુલસે પોતાના ભાઇને મારી નાંખી રોમ શહેર વસાવ્યું હતું. એની ઘાટકી રીત પ્રમાણે તેણે બતાવી આપ્યું હતું કે એક દેશમાં બે સત્તા યા રાજકર્તા રહી શકે નહીં. ગ્રીક ફીલસુફ પાઇથાગોરાસ માટે તેના ચેલાઓમાં એટલું માન હતું અને તેની સત્તા એટલી નિર્વિવાદ ગણાતી હતી કે શિષ્યો વચ્ચેના મતભેદનો તેનું મત ઝટ નીવેડો લાવી દેતું. "તેણે (પાઇથાગોરાસે) એમ કહ્યું—" આજ શબ્દ સર્વે તકરારનો અંત લાવવા પુરતા હતા. તવારીખનવેશ થુસીડ્ડીડીસ આપણને જણાવે છે કે લેસ્ડીમોનની પ્રજામાં એવો એક કાયદો હતો કે જવાન વયના શખસોએ દેશની રાજદ્વારી બાબદમાં ભાગ લેવો નહીં યા તો દેશના કાયદા સારા છે કે માઠા તે બાબે તકરાર કરવી નહીં.

ખચ્ચીતજ, જે શખસો અંતઃકરણપુર્વક તાબેદારી કરનારા હોય છે તેઓ પોતાના ધર્મના, ઘરના, સમાજના અને દેશના કાયદાઓને માન આપી ચાલ્યા વિના રહેતા નથી. ડહાપણવાળા સર્વે શખસો કબુલ કરે છે કે જ્યારે આવા કાયદાઓને આધીન થઇ પોતાના નિરંકુશ જુસ્સાઓ ઉપર એક માણસ કાબુ મેળવે છે ત્યારે

તેનો આત્મા ખરેખર સુખ અને શાંતિ પામે છે. માટે શાંતિ મેળવવા ખાતર માણુસે તાબેદારીનો સદગુણ ખીલવવો ઘટે છે. તાબેદારી અને શાંતિ એકબીજાના જાની મિત્રો સમાન છે; જે શખસ તાબેદારીને ચહાતો નથી તેને શાંતિ ચાહી શકશે નહીં. યજ હા. ૫૫. ફ. ૫ માં જરથોસ્તી મોબેદ બંદગી કરે છે કે, "આ ઘર અને કુટુંબમાં, નાફરમાનબરદારી (અસ્રુશ્તીમ) ઉપર તાબેદારી (સ્રઅશ) ફત્તેહ પામો; અશાંતિ (અનાક્ષતીમ) ઉપર શાંતિ (અક્ષતીશ) ફત્તેહ મેળવો; લોભ (અરાઇતીમ) ઉપર ઉદારતા (રાઇતીમ), તકોબરી (તરોમઇતીમ) ઉપર નમનતાઇ (આરમઇતીસ) અને જુઠાપણાં (મીઠઅઓખ્તેમ વાચેમ) ઉપર સચ્ચાઇ (અર્શુખ્ધ-વક્ષ) ની ફત્તેહ થાવો." ઉપલા ફકરામાં આપણે જોઇએ છીએ કે સ્રઓશની પાછળ ઝટ "આક્ષતી" (શાંતી) વિષે બોલવામાં આવ્યું છે. "આક્ષતી"નો અર્થ (પહે. આશ્તી; પાઝંદ આતષી) શાંતી, મીત્રાચારી, સુલેહ અને નિખાલસ દોસ્તી થાય છે. જો લોકો એકજ ધર્મ (દએન યા દીન) માં માને તો તેઓ સઘળાંનાં અંતઃકરણ અને આત્મા એકરૂપ હોવાં જોઇએ.

પ્રાચીન ઇજીપ્તની પ્રજામાં "લીયર" નામનાં વાજીંત્રને સંપ, સંયોગ યા ઐકયતાનાં ચિન્હ તરીકે ગણવામાં આવતું હતું; કેમકે જયારે આ વાજીંત્રનાં બીજા તારો પહેલા સાથ એકસુર હોય છે ત્યારેજ તેમાંથી મીઠો સરોદ નીકળે છે, નહીં તો માત્ર બેસુર સંગીત ઉત્પન્ન થાય છે. તેજ પ્રમાણે જયારે એક કોમમાં ધાર્મીક બાબદો ઉપર સઘળા એકમત થાય છે, ત્યારે સુલેહ અને શાંતિ જોવામાં આવે છે; પણ જયારે મતફેર પડે છે ત્યારે સંપ અને ઐકયતામાં ભંગાણ પડે છે. પોતાનાં મગજની શાંતિ મેળવવામાં મનુષ્યને જે પહેલી મોટી મુશ્કેલી માલુમ પડે છે તે તેની નાતાબેદારી, તકોબરી

જુઠાપણા અને સ્વાર્થી વૃત્તિને આભારી છે. આ કારણોને લીધેજ મનુષ્ય નાસ્તિક, અધર્મી, બદફેલી, બની ખુહાર થાય છે. માટેજ પવિત્ર શખસો બંદગી કરી ઠરાવ કરે છે કે, "હવેથી હું નાતાબેદારી, બદ મનશની, સ્વાર્થ, મારાં સગાંવહાલાં તરફ તકોબરી, મારા ભાઇબંધ તરફ જુઠાપણું, યા મારા હાથ નીચેના તરફ ધિક્કાર સદા તજી દઇશ."[૧]

અભિમાન, અંહકાર અને તિરસ્કારથી ઉલટો નમનતાઇનો સદ્‌ગુણ છે. નમનતાઇ અષ ઉપર રચાયલી વ્યવસ્થાનો પાયો છે અને તેનેથીજ ધાર્મીક અને આત્મિક બળ સચવાયલું રહે છે. "...મારાં દેલની અશોઇથી હું બંદગી કરૂં છું કે મને ઉત્તમ મન અને નમનતાઇનો સદ્‌ગુણ પ્રાત્પ થાય કે જેથી હું અહુરના મહાન રાજ્યનું (બેહેસ્તનું) સુખ પામું અને દરૂજનાં જુઠાપણાંનો નાશ કરૂં"[૨] "ઓ અહુર! તું મને નમનતાઇની મારફતે કૌવતની બક્ષેશ કર..."[૩] "ઓ સ્પેન્ત આરમઇતી (પરોપકારી નમનતાઇ)! તું મને મારા ધર્મનું જ્ઞાન મેળવવામાં સહાય થા."[૪] "અશો અને ડહાપણ વાળા શખસો આરમઇતી (નમનતાઇ) ને દરેક ભલી પેદાયશની ઉત્પત્તિ કરનાર તરીકે ગણે છે."[૫]

નમનતાઇના સદ્‌ગુણને લીધે એક માણસ પોતાની લાયકાતની વાજબી કીંમત આંકતાં શીખે છે યાને તે મગરૂર બનતો નથી. "સુખ મળવાથી તારે મગરૂર થવું ઘટતું નથી, કેમકે દુન્યાનું સુખ માત્ર ચોમાસાંની મોસમના વાદળાં મિસાલ છે; તે સદા ટકી શકતું નથી. "તારે દુન્યામાં બધાનો વાંક કહાડવો ઘટતો નથી કેમકે જે શખસ દોષ શોધનારો હોય છે તે પોતાના આત્માને હલાકી પહોંચાડે

---

૧. યજ. હા. ૩૩. ફ. ૪.
૨. યજ. હા. ૩૧. ફ. ૪.
૩. યજ. હા. ૩૩. ફ. ૧૨.
૪. યજ. હા. ૩૩. ફ ૧૩.
૫. યજ. હા. ૩૪. ફ. ૧૦.

છે. "ધન, દોલત માટે તારે ગરૂરી રાખવી ઘટતી નથી કેમકે આયંદે સઘળું તને છોડી જવાનું છે. "માત્ર દુન્યાના માન અને મરતબાની તકોબરી તારે રાખવી ઘટતી નથી કેમકે દુન્યાના લોકની વખાણુ મીનોઇ જહાનમાં કામ લાગતી નથી. "તારા લાગવગ અને વંશ ઓલાદની ગરૂરી તુને રાખવી છાજતી નથી કેમકે તારી પોતાની કીંમત તારાં પોતાનાં કામોથીજ અંકાશે. "તારી હૈયાતીની કુમક ઉપર તકોબરી કરતો ના, કેમકે છેવટે તને મોતને આધીન થવાનું છે."[૧] જરથોશ્તી ધર્મ પ્રમાણે નમનતાઇનો ગુણુ આપણુને સદા અહુરમઝદ ઉપર આધાર રાખવાને શીખવે છે. દરેક બાબદમાં અહુર ઉપર આધાર રાખવાની આપણી સ્વભાવિક વળણુ, ઉપલું નમનતાઇ વિષેનું ધાર્મીક ફરમાન સ્પષ્ટ જણાવે છે.

માત્ર જરથોશ્તી ધર્મ શિક્ષણુમાંજ આપણુને નમનતાઇના સદગુણુનો ખરો ભાસ મળી શકે છે. આપણી પોતાની રાજી ખુશીથી અહુરમઝદને આપણી તમામ હુસ્તિ આધીન કરવી, એજ જરથોશ્તી ધર્મ પ્રમાણે ખરો નમનતાઇનો સદગુણુ છે. "તારાં રાજ્યમાં, ઓ અહુર! અમો આવી પહોંચ્યે, અને તું સદા અમો ઉપર નેગેહબાન રાજકર્તા થા... તું અમને મદદ કર...કે જેથી અમો તારા વખાણુ ગાનારા અને માથ્ર ભણુનારા થઇએ."[૨] નમનતાઇ (આરમઇતી) થી ખુદાને પિછાણી શકાય છે; તેની પિછાણુ ઉપરથી ધાર્મીક માન્યતાઓ ઉત્પન્ન થાય છે; આને લીધે આપણા આત્માને આપણે બરાબર ઓળખી શકયે છીએ અને આપણે સારાં કામો કર્યે છીએ; સારાં કામો વડે આપણો આત્મા મુકિત મેળવી શકે છે."[૩] "જો એક શખસ પોતાના હાથ નીચેનાઓને પોતાના બરાબરના ગણે,

૧. મીનોઇ ખેરદ. પ્ર. ૨, ૯૮–૧૧૦.

૨. યજ. હા. ૪૧. ફ. ૨–૫.

૩. દ. દા. દીન. પુ. ૧૨; પા. ૬૫.

અને પોતાના બરાબરનાને તેના ઉપરી દાખલ ગણે, અને તેના ઉપરીને તેના માલેક સમાન લેખે, તો આ તેની નમનતાઇ તેની ચાલચલણમાં સર્વેથી સરસ સદગુણ લેખાશે."[૧]

વિશાલ ખલકની સરખામણીમાં એક મનુષ્ય શું બીસાદમાં છે? તમામ કુદરત અને દરેક બાબદમાં તેની કીંમત નજીવી છે. જ્યારે આપણે આતશબહેરામ વિગેરેમાં જઇએ છીએ ત્યારે આપણાં કપાલે રાખની ટીલી કરવાનું આપણું ધર્મ ફરમાન છે. આનો અર્થ એટલોજ કે આપણને યાદ રાખવાનું છે કે ખાકમાંથી આપણે ઉત્પન્ન થયા અને છેવટે ખાક સાથે મળી જવાનું છે. આ રિવાજ પ્રમાણે આપણે ઘરના આતશ આગળ પણ વર્તયે છીએ; કેમકે આતશને આપણે અહુરમઝદના દેખીત ચિન્હ દાખલ ગણયે છીએ, કે જે સાહેબના પ્રતાપેજ તમામ દુન્યામાં અજવાળું અને જ્ઞાન પેદા થવા પામ્યું છે. આપણા પવિત્ર આતશને આપણે જે માનની નજરે જોઇએ છીએ તેને લીધે આપણામાં નમનતાઇનો ગુણ બરપા થાય છે; આપણામાં અહુરમઝદની સર્વોપરિ સત્તા, મોટાઇ, ડહાપણ અને પરોપકારનો ખ્યાલ પેદા થાય છે અને તે સાહેબના ગુણો સમજતાં આપણે પોતાનું કમીનાપણું, અજ્ઞાનતા, મુફલેસી અને ગીરદેશી ઝટ સમજી શકયે છીએ.

પણ જે નમનતાઇ જરથોશ્ત સાહેબ અને તેમના ચેલાઓએ શીખવી છે તેનો અર્થ એમ નથી થતો કે મનુષ્યે મંદ અને સુસ્ત વળણ અખત્યાર કરવી, બલકે નમનતાઇના ગુણમાં માણસે હીંમત અને મક્કમ નિશ્ચય જણાવવાનો છે. નમનતાઇનો અર્થ એમ નથી થતો કે મનુષ્યે પોતાનો યોગ્ય દરજ્જો દુન્યામાં ભોગવવો નહીં, યા તો તેની સ્થિતિ પ્રમાણે જેમ ટેક રાખવા તેને વર્તવું જોઇએ તેમ

---

૧. દ. દા. દીન. પુ. ૧૦; પા. ૧૪.

વર્તવું નહીં. જરથોશ્ત સાહેબ અને તેમના ચેલાઓ પણ પોતાનો ટેક, મરતબો અને દરજ્જો જાળવતા હતા. પણ આ પ્રમાણે ચાલવામાં એઓનો હેતુ ઘણો પવિત્ર હતો. પોતાના વિચાર, શબ્દ અને કામોમાં જે ચીજો તકોબરી અને ગરૂરી પેદા કરવાને સંભવીત હોય તે સઘળી તેઓ ત્યાગ કરતા હતા. તેઓ પોતાના મહાન કાર્ય પાછળ, માત્ર પોતાની નામના, કીર્તિ અને લોકપ્રિયતા વધારવા માટે મથ્યા ન હતા; તેઓનો હેતુ અહુરમજદની મરજી, તેનો ધર્મ અને બુલંદ ફરમાનો ફેળાવવાનો હતો. ઝંદ અવસ્તાના કેટલાક ફકરાઓમાં આપણે જોઇએ છીએ તેમ અહુરમઝદે તેઓની નમનતાઇનો સંપૂર્ણ બદલો તેઓને આપ્યો હતો.

ઝંદ અવસ્તામાં "સ્પેન્તોમદ" યા "સ્પન્દાર્મદ"નો અર્થ "પરોપકારભરેલી નમનતાઇ" યા "પરોપકાર (લાભ કરી આપનાર) ધરતી" કરીને થાય છે. નમનતાઇના સદગુણને સઘળો બોજો ઉપાડનાર ફળદ્રુપ ધરતી સાથ સરખાવવામાં આવ્યો છે, કે જે ધરતી આકાશ ઉપર (વરસાદ માટે) આધાર રાખે છે, જેને કમીના મનુષ્યો મહેનત કરી ખેડે છે, જેને વરસાદ નરમ બનાવે છે, જેને દવનો ભીનાશ તાજગી બક્ષે છે અને સુરજનો તડકો ગરમી આપે છે અને જે મનુષ્યની મહેનતથી અને કુદરતની લાભકારી બક્ષેશોથી અહુરમઝદે પેદા કરેલી દરેક પેદાયશની પાલનહાર માતા બને છે. માટેજ નમનતાઇના સદગુણને પાલનહાર ધરતીની ઉપમા આપવામાં આવી છે.

સચ્ચાઇ યા અશોઇ વિષે હું જરથોસ્તી ધર્મ નીતિ ઉપર બોલતાં કહી ગયો છું, માટે હું અત્રે એટલુંજ કહીશ કે ઝંદ અવસ્તામાં ઠેકાણે ઠેકાણે કહયું છે કે નીતિ અને ધાર્મીક ચાલચલણની સંપૂર્ણતાનો પાયો સચ્ચાઇ અને અશોઇ છે. ઝંદ અવસ્તા જાહેર

કરે છે કે સમજશકિતની મતલબ સચ્ચાઇ યાને સત્ય અને જ્ઞાનની શોધખોળ કરવાની છે. સમજશકિતનું કામ એ ચીજો પ્રાપ્ત કરી જાળવી રાખવાનું છે. સમજશકિતની સંપૂર્ણતા અને શોભા સત્ય પાછળ મંડવામાં સમાયલી છે. તેથી સચ્ચાઇ પ્રમાણે ચાલનારા પવિત્ર લોકો માટે 'વહીશ્તેમ-મનો' યાને સર્વેથી શ્રેષ્ટ મન છે કે જે શ્રેષ્ટ પ્રકારનાં જ્ઞાન અને તે જ્ઞાન વડે મેળવેલાં સત્યોથી ભરપૂર છે.[1] ઝંદ અવસ્તા પ્રમાણે મનુષ્યની સર્વે શકિતઓમાં શ્રેષ્ટ સમજ શકિત છે કે જેનું કામ સત્ય પાછળ રહેવાનું અને નજરે પડતી હરેક વસ્તુનું ખરૂં અનુમાન કહાડવાનું છે. "સમજશકિતનું કામ સત્યો ખોળી કહાડવાનું છે; યાદદાસ્ત શકિતનું કામ એવાં સત્યોને જાળવી રાખવાનું છે અને ડહાપણનું કામ સત્ય અને અસત્ય વચ્ચેનો તફાવત પારખવાનું છે."[2] "સચ્ચાઇ પ્રમાણે વર્તયાથી અને ડહાપણ ભર્યું સત્ય ઉચ્ચાર્યાથી મનુષ્યનો દબદબો વધે છે અને મનુષ્ય જાતમાં સુધારો થવા પામે છે."[3] "અગર જો કોઇપણ વખતે પવિત્ર માણસને અસત્ય બોલવું જોગવાઇ ભરેલું થઇ પડે તોએ તેઓએ અસત્ય બોલવું ન જોઇએ. સચ્ચાઇ ઉપર રચાયલા ધર્મનું એ ફરમાન છે કે અગર જો સાચ્ચું બોલ્યાથી પવિત્ર અને નિર્દોશ માણસોને નુકશાન પુગતું હોય તોપણ તેની દરકાર ન કરતાં સાચ્ચુંજ બોલવું. એ પ્રમાણે સાચ્ચું બોલનાર શખસ વખાણને પાત્ર છે. અગર જો જુઠું બોલ્યાથી પવિત્ર શખસોને એક શખસ ફાયદો કરે તોપણ તે માણસનું જુઠાપણું ધિક્કારને પાત્ર છે."[4] "મનુષ્યની જીંદગીની શરૂઆતથીજ તેને સાચ્ચું બોલવાની અને અદલ બનવાની ટેવ પાડવી જોઇએ કેમકે એના જેવી બીજી કોઇપણ સારી ટેવ નથી.

---

૧. યજ. હા. ૩૦, ફ. ૪.
૨. દ. દા દીન. પુ. ૧૦. પા. ૧૭.
૩. દ. દા. દીન. પુ. ૧૨. પા. ૬૯.
૪. દ. પે. દીન. પુ. ૧. પા. ૨૭.

અહુરમઝદે પેદા કરેલી ગેતી તેમજ મીનોઇ દુન્યા સત્ય ઉપર રચાયલી છે. સત્ય ( નો બદલો વાળવા ખાતર ) રસ્તાખીઝની જરૂર છે. જ્યાં સત્ય યા સચ્ચાઇ હોતી નથી ત્યાં કીર્તિ વાસો કરતી નથી. એવું ( ખુદાએ ) જાહેર કરેલું કહેવાય છે કે જુઠું બોલનારા દુન્યા ભરીને શખસો કરતાં સાચું બોલનાર એક શખસ વધારે કીમતી છે. દંતકથા પ્રમાણે જ્યારે અહેરેમને સત્યનાં બળ વિષે સાંભળ્યું ત્યારે તે ત્રણ હજાર વરસ સુધી બેભાન સ્થિતિમાં પડી રહેલો કહેવાય છે. સત્યની ધાસ્તીથી તે કદી પોતાના ખરા આકારમાં આ દુન્યામાં આવતો નથી...”[1] “અસલની ઇરાની પ્રજાની ચઢતી સચ્ચાઇને આભારી હતી.”[2] “અનીતિનું મૂળ ખોટું જ્ઞાન છે અને ખોટું જ્ઞાન અંગ્રમનની બુરી શક્તિને આભારી છે.”[3] “અંગ્રમનની બુરી શકિતને લીધે મનુષ્યો ખોટાં કામો કરે છે, જેનાં પરિણામમાં તેની જીંદગી કંગાળ બને છે.”[4]

જો આપણું મન કોઇ પણ વસ્તુ કે જેની ઉપર તે વિચાર ચલાવે છે તેનો ખરો સ્વભાવ પામી શકતું નથી તો પરિણામમાં અજ્ઞાનતા આવે છે; કેમકે જ્ઞાનનો અર્થ કોઇપણ ચીજને સત્ય જાણવી યા ઓળખવી એમ થાય છે. પણ તેથી એમ નથી ઠરતું કે જો એક માણસ દરેકે દરેક વસ્તુની ખરી પિછાણ કરી ન શકે તો તે અભણ કહેવાય, કેમકે આપણી ટુંક કાયનાતને લીધે આપણે સર્વ ચીજો યા બાબદો સમજી શકયે એમ નથી. પણ જે ચીજ આપણે જાણી શકયે અને જે બાબદો આપણે જાણવી જોઇએ તેઓથી અંજાણ રહેવું એ ખરી અજ્ઞાનતા છે.

વારંવાર આપણે ઝંદ અવસ્તામાં જોઇયે છીયે કે આપણા પયગામર

---

૧. સદર પ્ર. ૬૨ ફ. ૧–૭.
૨. દ. પે. દીન. પુ. ૯, પા. ૬૦૦.
૩. દ. પે. દીન. પુ. ૭. પા. ૪૪૨.
૪. ઉપલુંજ પા. ૪૪૩.

સાહેબ તેમજ મહાન જરથોસ્તી નરો અહુરમઝદની બંદગી કરી અજ્ઞાનતામાંથી મુક્તિ ચાહતા હતા કેમકે તેઓ અજ્ઞાનતાને પાપ સમાન અને જ્ઞાનને સદગુણ અને પવિત્રતાઇ સમાન ગણતા હતા. "ઓ અહુરમઝદ! તારા મહાજ્ઞાની મનનું અજવાળું પામેલા તારા વખાણ ગાનારા કયાં છે, કે જેઓ અમને પોતાના જ્ઞાનના તેજથી ધર્મ સિધ્ધાંતોનાં બેમૂલાં ગૌહરો આપે."[૧] "ઓ અહુરમઝદ! જે શખસોને તું જ્ઞાની સમજતો હોય, જેઓ પોતાની પવિત્રાઇને લીધે તારાં બુલંદ અને પવિત્ર મનને અનુસરતું કામ કરતા હોય, તેઓની તમામ ખાહેશો અને ઉમેદો તું બર લાવ; કેમકે તારી આજ્ઞાઓ મીનોઇ છે, તારાં શિક્ષણો ફત્તેહમંદ છે અને મનુષ્યની અભિલાષાને લાયકના છે."[૨] "મનુષ્યમાં સમાયલી બે વિરોધ (લડતી) શકિતઓમાંથી જ્યારે ભલી શકિત જય પામે છે અને મનુષ્યને જે ખુશાલી તે વખતે ઉપજે છે, તેવીજ ખુશાલી, ઓ મઝદ! તું અમને આપ; અને તારી જબાન વતી શબ્દો ઉચ્ચાર કે જેથી અમો (સત્ય) જોઇ શકયે અને લોકોને (તુંજમાં) માનનારા બનાવ્યે."[૩] ઉપલા ગાથાના ફકરાઓ આપણને શીખવે છે કે મનુષ્યની સમજશકિત જ્ઞાનનું અજવાળું પામ્યા પછી, તે જ્ઞાનનાં પ્રમાણમાં સંતોષ અને ખુશાલી પામે છે અને સુખી રહે છે. માટે આપણે યશ્ત. હા. ૬૦. ફ. ૫. માં જોઇએ છીએ કે જરથોસ્તી મહાન નરો, પોતાની બંદગીમાં સત્ય અને બીજા સદગુણો સહીત સંતોષ યા શાંતિ (આક્ષતી) માટે પણ દોઆ ગુજારે છે.

અહુરમઝદની ઇચ્છા એ છે કે મનુષ્યે તેને અને તેની પેદાયશને સારી રીતે ઓળખવી જોઇએ. આ કારણે, જે શખસમાં અહુ-

---

૧. યજ. હા ૩૪. ફ. ૭.
૨. યજ. હા ૨૮ ફ ૧૦ અને ૧૧.
૩. યજ. હા. ૩૧. ફ. ૩.

રમઝદ વિષેનું જ્ઞાન ફેળાવાની હોશીયારી હોય છે તેને સર્વેથી શ્રેષ્ટ સલાહકાર ગણવામાં આવ્યો છે. જે શખસ લોકોમાં અહુર વિષેનું જ્ઞાન ફેલાવા આતુર હોય છે તેને અહુરમઝદ તે કારણસર જ્ઞાનનું કૌવત બક્ષે છે.[૧] જ્ઞાની પુરૂષો આ દુન્યામાં અમર થઇ જાય છે. તેઓ દરેક બાબદમાં ખરૂં અનુમાન કહાડી શકે છે, અને ભૂતકાલ તેમજ ભવિષ્યની બાબદોમાં અચુક તર્કો બાંધી શકે છે.[૨] "ભલાઇ જ્ઞાનમાં સમાયલી છે; ડહાપણ અને ભલાઇ એકરૂપ છે; ડહાપણથી દુન્યા આબાદ બને છે. જ્ઞાન મેળવ્યાથી ડહાપણ આવે છે; ડહાપણથી મનની વૃત્તિ સુધરે છે, મનની વૃત્તિ સુધર્યાથી સ્વભાવ વધુ સારો બને છે જેથી સારાં કામો તરફ એક શખસ વધુ ઢળે છે; સારાં કામોની મદદથી દુજ યા અંગ્રમનની બદી આ દુન્યામાંથી હાંકી કઢાય છે. જ્ઞાનની મદદથીજ એક શખસ સારાં કામો કરવાની કોશેશ કરે છે અને બદીથી દૂર રહેવા પામે છે."[૩] "જેટલા પ્રમાણમાં વધુ માણસો જ્ઞાન મેળવે છે તેટલા પ્રમાણમાં દેશ સુધરેલો કહેવાય છે એ વાત સૌ કોઇ જાણે છે."[૪] "કેળવણી અને જ્ઞાનથી દરેક માણસે પોતાની સ્થિતિ સુધારવાની ફરજ છે."[૫] "નીચલી વાતોથી સર્વે શખસોએ વાકેફ થવાની જરૂર છે અને જે શખસ એ બાબદોની માહીતી મેળવતો નથી તે બુરો ગણાશે. દરેક શખસે જાણવું જોઇએ કે, હું કોણ છું? હું મનુષ્ય છું કે દરૂજ છું? હું કયાંથી આવ્યો? મારે શાની ઉપર આધાર રાખવો જોઇએ? મારે કોણની પાછળ જવું જોઇએ? છેવટે હું કયાં જઇ પુગીશ?"[૬]

---

૧. દ. પે. દીન. પુ. ૭. પા. ૪૪૪ અને ૪૪૫.
૨. દ પે. દીન. પુ. ૬. પા. ૪૦૧-૪૦૨; દ. દા. દીન. પુ. ૧૨. પા. ૪૧.
૩. દ. દા. દીન. પુ ૧૨. પા. ૬૪ અને ૭૩; પુ. ૧૩. પા. ૧૨.
૪. દ. દા. દીન. પુ. ૧૧. પા. ૭૯.
૫. દ. પે. દીન. પુ. ૯. પા. ૫૮૫.
૬. દ. દા. દીન પુ. ૧૨. પા. ૧૩.

"જ્ઞાનની નેમ મનુષ્યનાં બદનમાં વોહુમનની સત્તા સ્થાપિત કરવાની અને દુન્યાની પવિત્રાઇ વધારવાની છે."[૧] જરથોસ્તી ધર્મ પ્રમાણે જ્ઞાન અને પવિત્રાઇ અને અજ્ઞાન અને બદી સદા સાથે જતાં માલુમ પડે છે. "જ્ઞાન વગર પવિત્રાઇ હસ્તિ ધરાવી શકે નહીં: અજ્ઞાનતા અભણ માણસોને પાયમાલ કરે છે; આજ પ્રમાણે બન્યું છે અને હવે પછીથી બનતું રહેશે."[૨]

મનુષ્યની સર્વેથી ઉંચ નેમ સંપૂર્ણ સુખ મેળવવાની હોય છે.[૩] પણ પોતાની ખુદની સંપૂર્ણતા શિવાય કાંઇ પણ ચીજ એક માણસને ખરેખર સુખી બનાવી શકશે નહીં.[૪] સંપૂર્ણતા એટલે મનુષ્યના તમામ સ્વભાવની અને તેની વૃત્તિઓની સરખા અને યોગ્ય પ્રમાણમાં ખીળવણી સમજવી, કે જે ખીળવણીને લીધે તેનામાં સમાયલી સર્વે ઉમદા શક્તિઓ બીજી બધીઓ ઉપર કાબુ મેળવી શકે છે અને બીજી શક્તિઓને બરાબર અંકુશમાં રાખી તેઓને સોંપાયલાં કામો તેઓ પાસ બરાબર કરાવે છે. આવી સમ પ્રમાણની ખીળવણીથી શરીર તનદરૂસ્ત અને સુંદર બને છે, તેમજ આત્મા અને તેની શક્તિ તેજસ્વી અને બળવાન થાય છે. જ્ઞાનની મારફતે આત્માની સર્વે શકિતઓ સમ પ્રમાણમાં ખીળવવામાં આત્માની સંપૂર્ણતા સમાયલી છે.[૫]

સઘળા શોષ્યંતો કુદરતના અને મીનોઇ કાયદાઓ સમજનારા અને તે વિષેના સત્યો જાહેર કરનારા બુદ્ધિશાળી પુરૂષો હતા. આવા સંપૂર્ણ જ્ઞાન પામેલા અને પવિત્ર નરો દુન્યાના સુધારા અને આબા-

---

૧. યૂ. પ. પુ. ૪૪. દીન. પુ. ૯. ફ. ૨૦.

૨. યૂ. પ. પુ. ૪. ૫૧-૩૪૭. અને ૩૭૯.

૩. યજ. હા. ૩૩. ફ. ૧૦.

૪. યજ. હા. ૪૪. ફ. ૮.

૫. યજ. હા. ૬૦ ફ. ૧૧; હા. ૩૦. ફ. ૪.

દીમા મુખ્ય ભાગ ભજવતા હતા અને મહાન સુધારકોમાં લેખાતા હતા. આવા મહાન નરોજ છેવટનો સુધારો આ જહાનમાં દાખલ કરશે: "(ઓ અહુર!) કયારે આ દુન્યાનું મીનોઇ સુખ વધારવા સંપૂર્ણ બુદ્ધિવાળા શોષ્યંતો આવશે...."[1] "કયારે આ સંપૂર્ણ સમજશકિતવાળા નરો પેદા પડશે અને આ દુન્યામાંથી શરાબથી થતી પાયમાલી દૂર કરશે."[2] "સમજુને સમજુ શખસ સાથ વાત કરવા દો... ઓ અહુરમઝદ! તું અમને અજ્ઞાનોથી છેતરાતા બચાવ અને તારાં ભલા મનનો અચૂક પુરાવો તું અમને આપ."[3] "સઘળી બક્ષેશોનો તે પરોપકારી દાતાર, મહાજ્ઞાની સાહેબ, તેનાં શિક્ષણો અને ભેદી વાતો જ્ઞાન પામેલા શખસોને સમજાવે છે. જે શખસ અહુરમજદના અશો મનનાં વિચારો પામી જાય છે તે અહુરમઝદ જેવો થઇ શકે છે."[4]

ઝંદ અવસ્તામાં અને ખાસ કરીને ગાથામાં આપણને જણાવવામાં આવ્યું છે કે અહુરમઝદ સદા ધર્મી પુરૂષોને જ્ઞાન પ્રાપ્ત કરાવવા આતુર રહે છે અને કોષેશ કરે છે. તે સાહેબ મનુષ્યજાતને તેના પોતા માટે, તેની મનુષ્ય પેદાયશ માટે અને તેની ખલક માટે બધી બાબદો સમજાવવા તત્પર રહે છે. મનુષ્યની મનશક્તિની આસપાસ તે સાહેબના જ્ઞાનનું અજવાળું, અંદર પ્રવેશ થવાનો લાગ શોધતું, સદા ફરી વળેલું રહે છે. આપણાં ધર્મ સાહિત્યો પ્રમાણે ખરૂં જ્ઞાન એક અમૂલ્ય વસ્તુ છે, પણ જે માણસ જ્ઞાની થવા ચાહતો હોય તેને પોતાના જુસ્સાઓ ઉપર કાબુ મેળવી પહેલે પોતાને પવિત્ર કરવો ઘટે છે, કેમકે એક અશો પુરૂષજ ખરૂં જ્ઞાન હાંસલ કરી શકે છે. જેમ એક માણસ વધુ પવિત્ર બનતો જાય છે તેમ તેને

---

૧. યજ. હા. ૪૬. ફ. ૩.
૨. યજ. હા. ૪૮. ફ. ૧૦.
૩. યજ. હા. ૩૧. ફ. ૧૭.
૪. યજ. હા. ૪૮. ફ. ૩.

વધુ મીનોઇ ડહાપણ આવતું જાય છે. આ ડહાપણ કાંઇ તેની પવિત્રાઇના માત્ર બદલા તરીકે તેને નથી અપાતું, પણ અશોઇથી તેની મનશકિત વધુ અને ઝડપથી જ્ઞાન ગ્રહણ કરવાની શકિત ધરાવતી થાય છે. "અશો માણુસ માટે તેની અશોઇને લીધે તેને સર્વેથી શ્રેષ્ટ મનની બક્ષેશ થાય છે."[૧] "જે શખસ ડહાપણવાળો હોય છે અને અવલોન કરે છે તે મીનોઇ બાબદો ઝટ સમજી શકે છે. આવા શખસો પોતાનાં ભલાં મનના બળ વડે પોતાના શબ્દો અને કામોમાં અષ પ્રમાણે વર્તે છે અને ઓ અહુર! તેઓ તારા બળવાન મદદગાર પોતાને પુરવાર કરે છે."[૨] "બે લડાયક શકિતઓમાં (સ્પેન્તમન અને અંગ્રમન વચ્ચે) ડાહ્યા માણુસો સારી શકિતને પસંદ કરે છે પણ પાપીઓ તેમ કરતા નથી."[૩] "(અષ પ્રમાણે ચાલ્યાથી) આપણા વિચારો સદા ડહાપણ તરફ ઢળશે."[૪]

ઝંદ અવસ્તા પ્રમાણે ડહાપણ (ખ્રતુ, ખેરત, ખેરદ) અહુરમઝદના અનેક ગુણ લક્ષણોમાંનું એક છે. તે સાહેબ સાથે તે લક્ષણ અનંત હસ્તિ ધરાવે છે. અહુરમઝદના ગરોથમાન બહેસ્તમાં ડહાપણ સર્વોપરિ રાજકર્તા તરીકે સત્તા ભોગવે છે. તે સાહેબને તેની પેદાયશ કરવામાં અને તેની ખલકની વ્યવસ્થા જાળવવામાં તે મદદ આપે છે. જ્યાં જ્યાં મનુષ્ય જાય છે ત્યાં ત્યાં મીનોઇ ડહાપણ તેની પાછળજ જાય છે અને તેનાં દેમાગમાં પ્રવેશ થવા તેની આસપાસ ફરી વળે છે. ઝળકતા સુર્ય, ચંદ્રમાં, આકાશમાં અને તમામ ખલકમાં ડહાપણ નજરે પડે છે. ભલા અને દાનેશમંદોની ચાલચલણમાં તે નજરે આવે છે. ડહાપણ એ અહુરમઝદ તરફથી વહેતો ઝળકતો ઝરો છે કે જેમાં આપણે તે સાહેબની ખુબી અને ભલાઇના પડછાયા

૧. યજ. હા. ૩૦. ફ. ૪.
૨. યજ. હા. ૩૧. ફ. ૨૨.
૩ યજ. હા. ૩૦. ફ. ૩.
૪ યજ. હા. ૩૦. ફ. ૯.

જોઇએ છીએ. ડહાપણ મનુષ્યને સંપૂર્ણતા અને સુખ તરફ લઇ જાય છે.[1]

આપણાં ધર્મ સાહિત્યોમાં ડહાપણને એક ગુણ, વ્યક્તિ વગરની પેદાયશ યા ખ્યાલ તરીકે પણ ચિતારવામાં આવ્યું છે. તે અહુરમઝદ તરફથી વહે છે અને તેની સઘળી પેદાયશોને આપવામાં આવે છે. જે ડહાપણ અહુરમઝદે પેદા કીધેલું છે તેને દરેક અશો શખસમાં વાસો કરવાનું ફરમાન કરવામાં આવ્યું છે. મનુષ્યમાં બે જાતનાં ડહાપણ છે; એક કુદરતી ડહાપણ (આસ્ન ખ્રતુ) અને બીજું મહેનત કરી પ્રાપ્ત કીધેલું ડહાપણ (યાને ગોશો સ્રુત ખ્રતુ). દરેક પ્રકારની નીતિની સુંદરતા આ બન્ને જાતનાં ડહાપણ ઉપર આધાર રાખે છે. મનુષ્યના વિચારોમાં જે કાંઇ ભલું અને સાચ્ચું હોય છે તેની ઉત્પત્તિ ખ્રતુથી થયલી જાણવી.[2]

ડહાપણ ઉપરાંત બીજો પણ એક ગુણ છે જે જરથોશ્તી ધર્મ આપણને પ્રાપ્ત કરવા અને તે પ્રમાણે ચાલવા ફરમાવે છે. આ ગુણ દુરઅંદેશીનો છે. જરથોશ્તી ધર્મ પ્રમાણે આ ઘણો અગત્યનો ગુણ છે કે જેને માત્ર મનુષ્યની જીંદગી વ્યવહાર સાથેજ લાગતું વળગતું નથી, પણ જે આપણને સમજાવે છે કે મનુષ્યે કદીબી અષને ભુલી જવો જોઇતો નથી. "તમો જાણો કે જે શખશનાં મનમાં બુરો વિચાર આવ્યા છતાં બુરા શબ્દો ઉચ્ચારતો નથી તે ખરો દુરઅંદેશ માણસ છે, વધુ દુરઅંદેશ માણસ તે છે કે જેને વાસના ઉપજ થતાં તે ઉપર બૂરા વિચાર કરતો નથી. પણ સૌથી દુરઅંદેશ માણસ તે છે

---

૧. યજ. હા. ૪૫. ફ. ૩ અને ૬; હા. ૪૮. ફ. ૧૧; હા. ૧. ફ. ૧.

૨. મીનોઇ ખેરદ. પ્ર. ૧, ફ. ૧૦-૧૩ અને ૪૫-૬૧. યજ. હા. ૩૯. ફ. ૨૩. હા. ૫૭. ફ. ૧૮-૨૧. વિગેરે.

કે જે પોતાની ઇચ્છાશકિતને પાપ તરફ જતી અટકાવવા પહેલેથીજ સાંધનો ચોજે છે."[૧]

જરથોસ્તી ધર્મની નજરમાં ધર્મઆસ્થા યા એતેકાદ ઉપર જણાવેલા સખાવત, તાબેદારી, નમનતાઇ અને સચ્ચાઇના ગુણ જેટલોજ અગત્યનો છે. આપણે જરથોસ્તીઓએ કબુલ કરવું જોઇએ કે ધર્મ એતેકાદ અગત્યનો ગુણ છે અને આપણા સ્વભાવમાં સર્વેથી બળવાન શકિત એજ છે. "...જે શખસો પોતાના ધર્મઆસ્થા એતેકાદ પ્રમાણે સારાં કામો કરી અહુરને રાજી રાખે છે તેઓ ઉપર પરોપકારી (મીનોઇ) શકિત પ્રસન્ન છે."[૨] "ઓ અહુર! હુ તુંને વિનંતી કરૂં છું કે જે જે ધર્મ સર્વેથી શ્રેષ્ટ છે, જે અષ ઉપર રચાયલી વ્યવસ્થા સાથ હંમેશ જોવામાં આવે છે, જે મારા દેશને આબાદ કરનાર અને મારાં કામોને અશોઇ તરફ લઇ જનાર હોય તેવા ધર્મને મને તું જાહેર કર"[૩] "ઓ મઝદ! જે શખસ ભલી અને અશો ચીજો તરફ પોતાનું ધ્યાન લગાડે છે તે પોતાના શબ્દો અને કામોમાં દએન પ્રમાણે ચાલનારો હોય છે. તેની મરજી અને ઇચ્છા તેને પસંદ કીધેલાં ધર્મ પ્રમાણેની હોય છે..."[૪] "ઓ મઝદ! જે શખસ પોતાના સારાં મનને લીધે, દએનને સર્વેથી શ્રેષ્ઠ ગણે છે તે શખસ અમને સુખી અને આબાદ બનાવશે..."[૫] "જે ધર્મગુરૂઓનાં ધર્મમાં મીનોઇ ડહાપણનાં શિક્ષણો નજર પડતાં નથી અને અહુરમઝદનો ખ્યાલ માલુમ પડતો નથી તેઓ બુરી શકિતના તાબેદાર અને દરૂજ (અંગ્રેમન) ના નોકર મિસાલ છે."[૬] "પોતાનાં ધર્મજ્ઞાનથી એક શખસ મનુષ્યોમાં ઉંચ્ચો દરજ્જો મેળવી શકે છે...

૧. દ. પે. દીન. પુ. ૬. પા. ૩૯૨; દ. દા. દીન. પુ. ૧૧. પા. ૯૦. યજ. હા. ૩૦. ફ. ૩.
૨. યજ. હા. ૩૦. ફ. ૫.
૩. યજ. હા. ૪૪. ફ. ૧૦.
૪. યજ. હા. ૪૮. ફ. ૪.
૫ યજ. હા. ૪૯. ફ. ૫.
૬. દ. પે. દીન. પુ. ૭. પા ૪૫૮ અને ૪૫૯.

તેનાં આ જ્ઞાનથી તે બેહેસ્ત પામી શકે છે."[૧] "ધર્મી શખસને તેના ધર્મની બરકતથી કૌવત મળે છે."[૨] "ઓ અહુર! હવે હું તુંને સવાલ કરૂં છું કે તારાં મન અને ચિત્તમાં શું છે તે મને સ્પષ્ટ જણાવ કે જેથી કરીને પવિત્ર દએન, જે તું અહુરમઝદની પોતાની દએન છે, તે પ્રમાણે હું શબ્દ ઉચ્ચારૂં."[૩] "તમારે જાણવું કે એક શખસ અનેક રીતે પવિત્ર બની શકે છે. જો ખાસ કરીને તે અહુરમઝદના ધર્મ ઉપર આસ્થા રાખશે તો તે પોતા અને પોતાના પેદા કરનાર વચ્ચે સારો સંબંધ ધરાવી શકશે. જે પ્રમાણમાં એક શખસ ધર્મ ઉપર આસ્થા રાખશે તેટલો તે વધુ પવિત્ર બનશે."[૪] "પવિત્ર શખસોમાંનો એક ભાગ પવિત્ર ધર્મને પોતાના વિચાર વચન અને કામોથી કૌવત આપે છે. આ અશો માણસોનો વર્ગ ધર્મી શખસોના વહેમો સત્તાવાર ખુલાસા આપી દુર કરનાર છે અને પવિત્રાઇ વધારનાર છે.... અશો નરોનો ચોથો વર્ગ તે શખસોનો બનેલો છે કે જેઓ અહુરમઝદ ઉપર વિશ્વાસ રાખનારા છે, અને પોતાના ધર્મ પાળનારાઓને પવિત્ર વિચાર વડે રાહબર સમાન છે."[૫] "તમારે જાણવું કે જે શખસ પોતાના પવિત્ર વિચારો ઉપર વિશ્વાસ રાખે છે તેને પોતાની પવિત્ર ચાલચલણને લીધે મીનોઇ જહાન વિષે વધુ અને વધુ વિચારો આવે છે."[૬] આ પ્રમાણે આપણે ઝંદ અવસ્તામાં જોઇએ છીએ કે ધર્મની ખરી અગત્યતા મનુષ્યને પેદા કરનાર અહુરનાં મન સાથ સાંધવાની છે. ઉપર ટાંકી બતાવેલા ફકરાઓનો ભાવાર્થ તેમજ તમામ ઝંદ અવસ્તાનો સાર એટલોજ છે કે મનુષ્યે પોતાની મરજી અને ઇચ્છાઓ અહુરની મરજી અને ઇચ્છાઓને આધીન કરવી જોઇએ; આ તાબેદારી અજ્ઞાનતાને લીધે આંધળી યા

૧. દ. પે. દીન. પુ. ૭. પા. ૪૫૪.
૨. દ. પે. દીન. પુ. ૭. પા. ૪૭૬.
૩. યજ. હા. ૪૯. ફ. ૬.
૪. દ. પે. દીન. પુ. ૧. પા. ૫૫.
૫. ઉપદુંજ. પા. ૬૪.
૬. દ. પે. દીન. પુ. ૨. પા. ૬૮.

જોરજબરીને લીધે મરજી વિરૂદ્ધની હોવી નહીં જોઇએ, પણ દૂર-અંદેશીભરેલી, રાજીખુશીની, સંતોષી અને અંતઃકરણપૂર્વક હોવી જોઇએ. તે સાહેબની ઉપર અને તેની દએન ઉપર વિશ્વાસ રાખવો એટલે તે સાહેબે જરથોસ્ત મારફતે મોકલેલાં સત્યો અને શિક્ષણો સંપાદન કરવાં અને તે પ્રમાણે ચાલવું, કે જેથી જીંદગી પવિત્ર બની શકે. જ્યારે આ સત્યો અને શિક્ષણોને આપણી જીંદગીનો નિયમ આપણે બનાવ્યે અને તે પ્રમાણે ચાલ્યે ત્યારેજ અહુરમઝદ અને તેનાં શિક્ષણો ઉપર આપણે ખરો વિશ્વાસ મેળેલો કહેવાશે. એ વિશ્વાસનો અર્થ એમ છે કે અંદરખાનેથી આપણને ખાત્રી રહેવી જોઇએ કે આ શિક્ષણો પ્રમાણે ચાલ્યાથી આપણે સંપૂર્ણતા મેળવી શકીશું. આ વિશ્વાસનો અર્થ એ કે વિશ્વાસ ધરાવનાર શખસે સ્પષ્ટ માનવું જોઇએ કે આ શિક્ષણો પ્રમાણે વર્તયાથી અશો શખશો અહુરને જોઇ શકશે; અને એ વિચારથી જ્યારે એક શખસ પોતાનું અંતઃકરણ સાફ કરે છે ( યાને તેને પવિત્ર બનાવે છે ) ત્યારે તેણે ધર્મ ઉપરનો વિશ્વાસ સાબેત કરેલો કહેવાય છે. જો એક શખસ એમ માને કે અહુર પાસે માગ્યું સર્વે મળશે અને ખરાં દીલથી અહુરની મદદ માંગવા તે દોરવાય તો તેના ધર્મ ઉપર તેની આસ્થા ખરી છે એમ મનાય. માટે જરથોસ્તી ધર્મ દરેક જર-થોસ્તીને ખુદા ઉપર વિશ્વાસ રાખવા ફરમાવે છે અને એ વિશ્વાસને તેના ચાલચલણના બેમૂલ ગૌહર તરીકે ગણવા જણાવે છે, કેમકે એ વિશ્વાસથી મનુષ્ય લાલચ અને બદી સામે થવા વધુ શકિતવાન બને છે અને જે સંપૂર્ણતા અહુરમઝદના ગુણલક્ષણોને ઝળઝળીત બનાવે છે તેવી સંપૂર્ણતા મેળવવાની કોષેશ કરવા લલચાય છે.

જરથોસ્તી ધર્મનાં આ મૂળ અને અગત્યનાં ફરમાનો છે. ગાથાના લખાણોથી અર્દાવિરાફ સુધી અને તે પછીનાં લખાણોમાં

પણ ધર્મ શિક્ષણની મૂળ નેમ મનુષ્ય જાતને સખાવત, તાબેદારી, નમનતાઇ, સચ્ચાઇ, ધર્મ આસ્થા અને મગજની શાંતિના ફાયદા અને શ્રેષ્ટાઇ બતાવવાની છે. વધુ, ધર્મ આપણને જણાવે છે કે બખીલી, નાફરમાનબરદારી, તકોબરી, જુઠાપણું, વહેમ, અને મગજની બેચેની મૂર્ખાઇ ભરેલાં છે અને નિરાશા અને સંકટ ઉત્પન્ન કરનારાં છે. જરથોશ્તી ધર્મ પ્રમાણે જીંદગી ગુજારવી એટલે તે ધર્મે જણાવેલા સારા નિયમો મુજબ વર્તવું. પણ વારંવાર મનુષ્યને તેમ કરવા ગમતું નથી; પણ સંપૂર્ણતા અર્થે તેમ કર્યા વિના તેનો છૂટકો નથી. ઝંદ અવસ્તાનાં ઉપલાં લખાણો જે અગત્યની બાબદ જાહેર કરે છે તે એ છે કે જરથોશ્તી મહજબ પ્રમાણે સુનીતિ અતિ મહત્વની છે. આ (સુનીતિ) ની બક્ષેશ આ બુલંદ ધર્મની મદદથી મનુષ્ય જાત મેલવવાને શક્તિવાન થઇ છે. જરથોશ્તી ધર્મ ઇનસાન ઉપર અંદરખાનેથી સારી અસર કરે છે. જરથોશ્તી ધર્મની નેમ ઇનસાનનાં મન, આત્મા અને ચાલચલણ ઉપર સારો છાપ બેસાડવાની છે અને આ અસરકારક છાપ એજ જરથોશ્તી ધર્મની કીર્તિ અને બુલંદીની સાબેતી છે. સચ્ચાઇ, સદગુણ, ભલાઇ, અહુર અને મનુષ્ય જાત માટેનો પ્યાર, યાને એક શબ્દમાં કહીએ તો "અશોઇ" આજ જરથોશ્તી ધર્મનું સર્વેથી ઉત્તમ શિક્ષણ છે. મનુષ્ય જાતને આ શિક્ષણ આત્માની મુક્તિનો માર્ગ સુચવે છે. "યઝદાઓ મશ્યાઇ અઇપી ઝાંથેમ વહીશ્તા= મનુષ્ય માટે તેના જન્મથીજ અશોઇ સર્વેથી વધુ ફાયદાકારક અને ઉત્તમ આશીર્વાદ છે; ઓ જરથોશ્ત! આ પવિત્રાઇ તે છે કે જે એક મનુષ્ય સારા વિચાર વચન અને કામોથી પોતાનું અંતઃકરણ સાફ કરી સંપાદન કરી શકે છે."[1]

મેં ઉપર જણાવ્યું તેમ દુન્યામાં જ્યાં આદમજાત વસે છે ત્યાં

---

૧. વંદી. ફરગ. ૫. ફ. ૨૧; યજ. હા. ૪૮. ફ. ૫.

નીતિનિયમ હોવોજ જોઇએ. તેથીજ સારી બુરી શકિતઓ વચ્ચે જે વીરોધ મનુષ્યમાં સ્વાભાવિક છે તે પણ હંમેશ નજરે પડવો જોઇએ. જ્યાં પણ માનુષી મનશકિત કામે લાગેલી આપણે જોઇએ છીએ ત્યાં ચાલુ લડાઇ યા વિરોધ આપણુને માલમ પડશે; સિદ્ધાંતો સામે સિદ્ધાંતો, રાજદ્વારી કૃતવાઓ સામે બીજા પ્રકારના રાજદ્વારી કૃતવાઓ, તવારીખનાં સત્યો સામે અસત્યો, હાકાર સામે નકાર અને એક બાબદ વિરૂદ્ધ બીજી સદા માલુમ પડે છે. મનુષ્યને ઇચ્છાશકિત અને તર્કશકિતની એટલી બધી તો સ્વતંત્રતા આપવામાં આવી છે કે તેથી તે કુદરત અને સમજ શકિત તેમજ દુન્યાના શારીરીક અને આત્મિક યા ધાર્મીક બંધારણો સામે પણ થઇ શકે છે.

તમારે જોઇએ ત્યાં તમે મુસાફરી કરો, તમારે જોઇએ એવા પુસ્તકો તમો વાંચો, અને તમને માલુમ પડશે કે આત્માની લડત માત્ર તમારા એકલાનાં બાબમાં જોવામાં આવતી નથી, પણ દરેક સમાજમાં, દરેક દેશ અને પ્રજામાં, અને દરેક અભણ આસામીમાં પણ તે તમે જોશો. આફ્રીકાના હબસીની વાર્તા હું ઉપર જણાવી ગયો છું. તમો આપણું ગાથા વાંચશો તો તમે જાણશો કે મહાન જરથોસ્તી અશો નરો, અને આપણા અશો પયગામબર સાહેબને પણ, પવિત્ર રહેવા માટે અને દુન્યામાં પવિત્રાઇ વધારવા માટે બદી અને લાલચો સામે ટક્કર લડવી પડતી હતી. આપણી તવારીખ અને ધર્મ સાહિત્યો તમને કહેશે કે જ્યાં સુધી મનુષ્યમાં માનુષી ખવાસ હસ્તિમાં રહેશે ત્યાં સુધી સારી અને બુરી શક્તિઓ વચ્ચેની લડત મનુષ્ય જાતમાં સદા ચાલુ રહેશે, જો કે જમાને જમાને મનુષ્ય જાત બદલાતી જશે. અશોઇ માટે જીજ્ઞાસા અને તેના નિયમો પ્રમાણે વર્તવાની ખાહેશ અને આતુરતા મનુષ્ય જાતના સ્વભાવમાં કુદરતી અને અમર કોતરાઇ રહી છે. આપણાં ધર્મ સાહિત્યો અને ખાસ કરીને ગાથા બતાવે છે

કે આ દુન્યામાં આપણી જીંદગી સદા ચપળ, ચંચળ, બદીના ભયમાં અને બદી સાથ લડત કરતી રહે છે, પણ એવાં સંજોગો છતાં મનુષ્યે મહાન કામો કરવાનાં છે. મનુષ્યની જીંદગીની આ અવસ્થા દ્રષ્ટાંત રૂપી સમજાવામાં આવી છે કે જેથી કરીને આપણે તે ઝટ સમજી શકયે.

આપણું પવિત્ર પુસ્તક પ્રમાણે જે લડત એક માણસે પોતાના (હલકા ખવાસ) સામે ચલાવવી પડે છે તેનેથી બીજી કોઇબી લડત વધુ ભયભીત અને કાતીલ નથી. આ લડતમાંથી કોઇ પણ મુકત નથી. જરથોશ્ત સાહેબના અશો આત્માને પણ તેની પવિત્રાઇ જાળવવા અર્થે એ લડતમાં જીપલાવવું પડયું હતું.[1] અપવિત્ર આત્મા ધરાવનારે પણ આ લડતમાં સામેલ થવું જોઇએ કે જેથી તે પોતાને બદીમાંથી મુકત કરી શકે. આ લડત મનુષ્યે પોતાના સ્વભાવ સામે ચલાવવાની નથી યા માનુષી સ્વભાવના કોઇ ગુણલક્ષણ સામે ચલાવવાની નથી, કેમકે મનુષ્ય સ્વભાવે સારો નિવડવાજ સરજાયો છે. "આ લડત માટે મનુષ્યે કમર કસવી જોઇએ, અંગ્રમનને મારી હઠાવવા પોતાની સારી મનશકિત યાને સ્પેન્તમનની મદદ લેવી જોઇએ. સ્પેન્તામીનોની હીંમત અને તેનાં કૌવતથી તે ગનામીનોને સીકશ્ત આપી શકશે. ગનામીનો સાથની આ લડત તેને તેના જીંદગીનાં છેડા સુધી ચલાવવી પડે છે."[2]

આપણે ઝંદ અવસ્તામાં અને ખાસ કરીને તેના અસલના લખાણો ઉપરથી જોઇએ છીએ કે એકજ મન (mind) બે પ્રકારની દેહ શુધ્ધિ (consciousness) ધરાવે છે. આ સ્પેન્તમન અને અંગ્રમન છે. પણ તેઓને પરસ્પર શાંતિમાં રહી શકવાના ગુણલક્ષણો આપવામાં આવ્યાં નથી માટે તેઓ કદીપણ સૂલેહ કરી શકે નહીં. એકજ મનની આ બે વૃત્તિઓ યાને સ્પેન્તમન અને અંગ્રમન

---

૧. વંદી. ફરગ. ૧૯. ફ. ૪–૯. ૨. દ પે. ફીન. પુ. ૯. પા. ૬૦૨.

વચ્ચેની લડત, બીજા શબ્દોમાં કહીએ તો સમજશકિત અને લાલચ વચ્ચેની લડત દરેક સાધારણ મનુષ્યમાં ચાલુ જોવામાં આવે છે.

ઉપર જણાવ્યા પ્રમાણે આપણે જોયું કે ઝંદ અવસ્તા પ્રમાણે માણસની જીંદગીમાં બે બળવાન શકિતઓ સ્પેન્તમઇન્યુ અને અંગ્રમઇન્યુ નિરંતર કામ કરે છે. સ્પેન્તમઇન્યુ આપણા સારા વિચાર, સારો હેતુ, સારી ઇચ્છાઓ, સારી માન્તાઓ, સારા શબ્દો અને સારાં કામોનું મૂળ છે. બુરા વિચારો, ખરાબ હેતુ, દુષ્ટ ઇચ્છાઓ અને માન્યતાઓ તેમજ અપ શબ્દ અને બુરા કામોનું મૂળ અંગ્ર-મઇન્યુ છે. "તમે દૂર દેશાંતરથી મને સાંભળવાને આવ્યા છો તો હું તમને સ્પષ્ટ જણાવીશ કે જ્યારે આ જોડ શકિતઓ દુન્યામાં હસ્તિમાં આવી ત્યારે વૃધ્ધિ કરનાર સ્પેન્તમઇન્યુએ નાશકારક અંગ્રેમઇન્યુ-ને કહયું કે, આપણા વિચારો, શિક્ષણો, બુધ્ધિ, મત, કાર્યો, અંતઃકરણ અને આત્મા એક બીજાથી ઉલટાં છે."[1] સ્પેન્તમન અને અંગ્રમન માણસના દરેક કામ વેળાએ હાજર રહે છે, અને તેની ઉપર સરસાઇ મેળવવા માટે એક બીજા સાથ હરીફાઇ કરે છે. દરેક તેને એક બીજાથી ઉલટે માર્ગે દોરવવાની કોષેશ કરે છે. અંગ્રમન તેને નાશકારક માર્ગ તરફ ઘસડવાનો પ્રયત્ન કરે છે; બીજા હાથ પર સ્પેન્તમન તે હાનિકારક માર્ગ દર્શકની પાછળ જવાની હેમાકત અને ભયથી તેને વાકેફ કરે છે. સ્પેન્તમન તેને અંગ્રમનની લાલચો સામે થવા ઘટતી બુધ્ધિ આપે છે, અને ઉત્તેજન આપે છે. યજ. હા. ૪૫. ફ. ૨ જા પ્રમાણે માણસની વિચાર શકિત અને વાસનાઓ વચ્ચે ચાલુ વિરોધ હોય છે; સારા આત્મા અને ખરાબ આત્માને હુંમેશાં પરસ્પર વિરોધ હોય છે. તેજ પ્રમાણે સારી અને માઠી બુધ્ધિ, સારા અને ખરાબ વિચાર, સારાં અને બુરાં અંતઃકરણ,

---

૧. યજ. હા. ૪૫. ફ. ૧ અને ૨.

સારા અને માઠા હેતુ, અને સારાં અને નઠારાં કામો વચ્ચે હંમેશની લડાઇ હોય છે. ટુંકમાં મનુષ્યની અંદર સ્પેન્તમન અને અંગ્રમનને તાબેદાર ઉલટા સુલટી બે શક્તિઓ વચ્ચે ચાલુ ઝગડો થાય છે.[1] "માઝદીયસ્ની ધર્મને માનનારા અસલના મહાન પુરૂષો એમ માનતા હતા કે ઇનસાનમાં ઉત્પન્ન થતા વિચારોમાં જેમ સ્પેન્તમનનો અવાજ છે તેમ અંગ્રમનનો પણ છે. અને જેમ શબ્દોમાં તેમજ વિચારમાંથી દરેક ઉત્પન્ન થતાં કામોમાં સ્પેન્તમન અને અંગ્રમન બન્ને ભાગ ભજવે છે. આપણા વિચાર દર્શાવવામાં જેમ વોહુમન (સ્પેન્તમન) ની હાજરી છે તેમજ અકોમન (અંગ્રેમનની) ની પણ હસ્તિ છે. આપણાં અંતઃકરણમાં પેદા થતી ઇચ્છાઓમાં જેમ સરોશની હાજરી છે તેમ તેવાં અએશ્મ (ક્રોધ) ની પણ હસ્તિ છે. અને ઇચ્છામાંથી ઉત્પન્ન થતા વિચારોમાં જેમ સ્પેન્તોમદ (નમનતાઇ) ની હસ્તિ માલુમ પડે છે, તેમ તરોમત (મગરૂરી) પણ માલુમ પડે છે. અને વિચાર દર્શાવવા જે શબ્દો આપણે ઉચ્ચાર્યે છીએ તેમાં જેમ ડહાપણનું તત્વ હોય છે તેમ ખરાબ વાસના પણ માલુમ પડે છે. આ જુદા જુદા માર્ગોમાં અને બાબદોમાં મનુષ્યને દરૂજ સાથે હંમેશનો વિરોધ હોય છે અને જે શખસને આમાંથી મુક્તિ મળી તેને સર્વે બાબદમાં મુક્તિ મળેલી સમજવી, અને જેઓ લાલચને વશ થાય છે અને દરૂજના બુરા સકંજામાં સપડાય છે તે પોતા ઉપર કાબુ રાખી શકતો નથી અને અંગ્રમનના કહેવા પ્રમાણે વર્તે છે. માટે ઇનસાન માત્રની ફરજ છે કે તેને ખુદાઇ રાહપર ચાલવાને તત્પર રહેવું જોઇએ કે જેથી તે દરૂજોની ગુમરાહીમાં ફસ્તો બચે."[2]

જ્યારે ઉલટા સુલટી સ્વાર્થ દર્શાવનારા સવાલો એક માણસ

---

૧. યજ. હા. ૪૫. ફ. ૨; હા. ૩૦ ફ. ૨-૯.

૨. દ. દા. દીન. પુ. ૧૦. ૬. પા. ૧-૨.

સામે રજુ થાય છે, જ્યારે તેના પોતાના ફાયદાને લગતા સવાલો યા તેનાં કુટુંબ, કોમ યા દેશ પ્રત્યેની ફરજના સવાલોનો વિચાર તેના મનમાં આવે છે ત્યારે પરસ્પર વિરોધ લાગણીઓ અને વાસના-ઓને શાંત પાડવા અને તેઓને અંકુશમાં રાખવાની લડત તેનાં દેલમાં ચાલુ થાય છે. દરેક સાધારણ મનુષ્યની સરજતમાં, તેની ફરજ અને વાસના વચ્ચેની અને ખરાં અને ખોટાં વચ્ચેની લડત અનુભ-વવાનું સરજાયું છે. "કોઇપણ માણુસ એવો જન્મ પામ્યો નથી કે જેની સરજતમાં નીચલી છ શકિતઓ વચ્ચે લડત થતી અનુભવ-વાનું નહીં લખાયું હોય. આ છ બાબત નીચલી છેઃ— સારૂં મન અને બુરૂં મન, નીતિ અને વાસના, સ્વમાન અને તિરસ્કાર."[૧] સાધારણ રીતે આ લડત મનુષ્યના અશો સ્વભાવને નાશ કરતી નથી પણ ઉલટી મનુષ્યના આત્માની પવિત્રાઇ, ઉન્નતિ અને આબાદીમાં મદદ કરે છે. "તે સદગુણ શ્રેષ્ટ છે જે વડે એક મનુષ્ય દરૂજ સામે લડી શકે છે અને કોઇપણ દુર્ગુણો અને ખાસ કરીને લોભ, અદેખાઇ અજ્ઞાનતા, વાસના અને બદગોઇના દુર્ગુણો પોતાના સ્વભાવમાં પ્રવેશ થવા દેતો નથી."[૨]

ઝંદ અવસ્તા પ્રમાણે માણુસનું મન અને આત્માને અંકુશોને આધીન કરી નિયમીત બનાવી શકાય છે. આત્માની દરેક શકિતઓ જેવી કે સમજશકિત, અંતઃકરણ, ઇચ્છાશકિત વિગેરેમાં ફેરફાર કરી શકાય અને તેઓને સુધારી શકાય એમ છે.[૩] આપણી તર્ક શકિત, અનુભવ અને ઇંદ્રિયોની લાગણીઓને અનુસરીને યા તેનેથી ઉલટી રીતે આપણે આત્મિક શકિતઓ ઉપર અંકુશ મેળી શકયે

---

૧. દ. દા. દીન. પુ. ૧૦. ૬. પા. ૨૧.

૨. દ. દા. દીન. પુ. ૧૦. પા. ૭.

૩. યજ. હા. ૩૪. ફ. ૧૫. હા. ૪૪. ફ. ૮. હા. ૪૮. ફ. ૪; હા. ૪૯. ફ. ૪. ય. ૨૨. ફ. ૧૪.

છીએ.[1] જે જે વિચારો અને શિક્ષણોનો છાપ આપણાં મન ઉપર પડે છે યા આપણું મન તેનાં અંતર્જ્ઞાનને લીધે પ્રાપ્ત કરે છે, તે સર્વેને તે બરાબર આપણા વપરાસ અર્થે ગોઠવી રાખે છે, પણ વારંવાર આપણી મનશકિત આપણી ઇચ્છાશકિતની વિરૂદ્ધ જતા વિચારોને ધ્યાનમાં લેવા સારૂ ઇનકાર કરે છે. એક સવાલની તરફેણની અને વિરૂદ્ધની દલીલો આપણું મન આપણી સામે રજુ કરી શકવાને શકિતવાન છે પણ વારંવાર તે પોતાને ન રૂચતી દલીલો તપાસવાનું અખાડા કરે છે.[2]

ખાસ કરીને આપણે ગાથામાં જોઇએ છીએ કે એકુજ મનની બે શકિતઓ યા વૃત્તિઓ, સ્પેન્તમન અને અંગ્રમન એક બીજાને અંકુશમાં રાખી શકે છે. વળી આપણે યજ. હા. ૩૦. ફ. ૨ અને ૩ માં જોઇએ છીએ કે સ્પેન્તમન તરફથી ઉત્તેજન પહેલું મળે છે અને પછીથી અંગ્રમનનો નકારનો અવાજ સંભળાય છે. અંગ્રમન ઉપર સ્પેન્તમનને સરસાઇ ભોગવવા દેવાની આપણી ફરજ છે. "જે શખસ પોતાના પવિત્ર વિચાર અને સમજશકિતથી અશોઇ તરફ જાય છે તેની સમજશકિત અશો વિચારોથી સદા ભરપૂર રહે છે. અને જેની સમજશકિત બુરા અને પાપી વિચારોથી ભરપૂર છે તે પાપ અખત્યાર કરે છે. જે શખસો વોહુમનની રાહબરી પ્રમાણે ચાલે છે તેઓ વખાણને પાત્ર છે અને અહુરમઝદ તરફથી પોતાની અશોઇનો બદલો મેળવે છે. સારા વિચારના પરિણામમાં અશોઇ આવે છે અને સારી સમજશકિત પાપ તરછોડી અશોઇ પ્રાપ્ત કરે છે. જે માણસ પોતાના બુરા વિચારોને લીધે ઉત્પન્ન થતી મનની બુરી વૃત્તિને પંપાળે છે તે પાપી બને છે અને પોતાના બુરા વિચારોને લીધે બનેલી વિપરીત મનશકિતની રાહબરી પ્રમાણે દોરવાય

---

૧. યજ. હા. ૪૫. ફ. ૨. ૨. યજ. હા. ૩૦. ફ. ૨, ૩, ૫, ૬ અને ૯.

છે... અશો માણુસો પોતાના પવિત્ર વિચારોને લીધે ઉંચ સમજશકિત ધરાવે છે અને પવિત્રાઇ અખત્યાર કરે છે. બુરા વિચારોને લીધે થતાં પાપો સાથ તેઓ કાંઇપણ સંબંધ ધરાવતા નથી, અને પાપી યા ભ્રષ્ઠ વિચારો માટે તેઓને કાંઇપણ પસંદગી હોતી નથી."[૧]

આપણું પવિત્ર પુસ્તક આપણુને શીખવે છે કે સ્પેન્તમન અને અંગ્રમન વચ્ચેની લડતમાં મનુષ્ય અંગ્રમનના બળથીજ આઝાર થઇ જતો નથી, યાને અંગ્રમન મનુષ્યમાં સમાયલા સ્પેન્તમનને કુચડી નાખવા જેવું ભારે કૌવત ધરાવતો નથી: "જે શખસની વળણુ બીજાં લોકોને દુ:ખી કરવાની હોય તેને પરોપકારની લાગણી (સ્પેન્તમન) જે તેનામાં સમાયલી છે તેને પ્રબળ બનાવવી જોઇએ. જે માણુસની વળણુ બીજાઓને છેતરવાની હોય તેને સારાં કામો કરવાના વિચારો ચાલુ કરવા જોઇએ જેથી કરીને ભલાં કામ કરવાની તેની વૃત્તિ મજબુત થવા પામે અને મનુષ્યોને છેતરવાની તેની વળણુ મંદ પડે."[૨] "જે શખસના દેલમાં સ્પેન્તમન સદા રહેઠાણુ કરે છે તેની અચૂક નિશાની એ છે કે તે શખસ સદા સદગુણી રહે છે અને ભલાઇ અને શાંતિમાં સદા વિશ્વાસ રાખે છે..."[૩] આ પ્રમાણે મનુષ્ય દરૂજ યા અંગ્રમન ઉપર ફતેહ મેળવી શકે છે અને તેને એટલો મંદ બનાવી શકે છે કે સ્પેન્તમન તેની (દરૂજની) ઉપર સહેલાઇથી સરસાઇ ભોગવી શકે છે. વંદીદાદ પરગ. ૧૯, ૪-૯માં જણાવેલી દષ્ટાંતરૂપી કથા અને ઉપર જણાવેલા ફકરાઓ ઉપરથી આપણે સમજ્યે છીએ કે જે સર્વોપરિ સત્તા એક માણુસ પોતાની વાસના અને હવસો ઉપર ભોગવે છે તેનેથી વધુ ચઢીયાતા પ્રકારની સત્તા કોઇ એકે નથી. આપણે વંદીદાદની ૧૯મી પરગરદમાં જોયું

---

૧. દ. પે. દીન પુ. ૯. પા. ૫૫૬. ૩. દ. દા. ઠીન. પુ. ૧૦ ૬. પા. ૨૧.
૨. દ. પે. ઠીન. પુ. ૭. પા. ૪૪૬.

તેમ જરથોસ્તની દરૂજ ઉપરની ફત્તેહ તે તે સાહેબની સ્વતંત્ર ઇચ્છા-શકિતનીજ ફત્તેહ હતી. જે જે પાપોને મનુષ્યજાત પોતાના નિરંકુશ વિચારો અને વાસનાઓને લીધે આધીન થાય છે તે સઘળાંમાંથી એ સાહેબ પોતાના આત્મા સંયમ (self-mastery) અને આત્મા સ્વનિષ્ટા (self-conquest) ને લીધે બચવા પામ્યા હતા. ઉપર જણાવેલાં સઘળાં લખાણો આપણને આપણી ઇચ્છાને અંકુશમાં રાખવા શીખવે છે; આપણે આપણી મરજી યા ઇચ્છા શકિતના ખરા માલેક થવા જોઇએ; સ્પેન્તમનને આપણા શબ્દો અને કામોમાં રાહબરી કરવા દેવી જોઇએ અને દરૂજ (અંગ્રમન) સામે સદા લડત ચાલુ રાખવી જોઇએ. સર્વેથી પવિત્ર નર, અશો જરથોસ્તે જણાવ્યું છે કે આ સદગુણી ટેવ હાંસલ કરવા માટે આપણી ઇંદ્રિઓને સદા કાબુમાં રાખવી ઘટે છે. આ સદગુણ દરેક બીજા સદગુણનો મૂળ પાયો છે. "મારે માટે બોલતાં, હું જણાવીશ કે હું શા માટે અહુરમઝદ તરફથી આ જહાનમાં આવ્યો છું. હું દરૂજનો દોર નાબુદ કરવા આવ્યો છું અને ત્યાર પછી હું પાછો અહુરમઝદ તરફ ફરીશ."[1]

મનુષ્યમાં સમાયલા સ્પેન્તમનનું કામ આ લડતમાં હારજીત કોણને મળશે તે નક્કી કરવાનું છે. સ્પેન્તમન આત્માની અદાલત સમાન છે. જેવી તેને કેળવણી, શિક્ષણ મળ્યાં હોય, જેવી તેની ખીળવણી થઇ હોય, તેવી તેની કાયનાત પ્રમાણે તે ચુકાદા આપશે. જે પ્રમાણમાં સ્પેન્તમન અંગ્રમન કરતાં વધુ જોર ધરાવે છે તે પ્રમાણમાં તેનો ચુકાદો પોતાની તરફેણમાં અને અંગ્રમનની સામે જશે. જેવો આ ચુકાદો આવ્યો તેજ પ્રમાણે માણસ વર્તણુ ચલાવશે. આ ચુકાદાઓનો સામટો સરવાળો તે મનુષ્યની ચાલચલણ સમજવી.

---

૧. દ. દી. દીન પુ. ૧૨. પા. ૮૭.

આપણે ઉપર વારંવાર જોયું તેમ સ્પેન્તમન મનુષ્યમાં સમાયલી ભલી શકિત છે. જેમ એક મચ્છીને પાણીમાં તરવા ગમે છે, જેમ એક પક્ષીને ઉડવા અને એક બાળકને તેના નાના અંગમાં ઉછળતા જુસ્સાને લીધે દોડધામ કરવા ગમે છે, જેમ એક ચિતારાને તેનાં મનમાં ઉપજેલા આકારો ચિતારવાની તલબ થાય છે, તેમ એક અશો માણસને તેનામાં સમાયલી સ્પેન્તમનની શક્તિને કામે લગાડવામાં ખરી ખુશાલી માલુમ પડે છે. જ્યાંસુધી આ શકિત વપડાસમાં આવતી નથી ત્યાં સુધી તે અધીરી રહે છે. તેથી માણસને એ શકિતને વપરાસ કરવાની જરૂર જણાય છે અને એને સંપૂર્ણ બનાવાની કોષેશ કરવામાં તે તેનું ખરૂં સુખ સમજવા લાગે છે. આપણા પયગામબર જરથોશ્ત અને તેવણુના શાગીર્દોમાં સ્પેન્તમન સર્વોપરિ શકિત તરીકે વસ્તી હુતી જેથી તેઓની જીંદગી સુખી અને ખુશાલ, ભલાઇ, નમનતાઇ, સંતોષ અને સદગુણોથી ભરપુર બની હુતી.[1]

જ્યારે સ્પેન્તમન મનુષ્ય ઉપર સરસાઇ ભોગવે છે ત્યારે તેની સમજશકિત અને અંતઃકરણ પવિત્ર અને સ્વતંત્ર બને છે. તે ચોક્કસ કુદરતી અને આત્મિક કાયદાઓને પોતા ઉપર સત્તા ચલાવવા દેય છે કે જે કાયદા દરેક મનુષ્ય માટે ઘડાયલા છે, જે તેને તેનાં શારીરીક સુખ અને આત્મિક ખીળવણી તરફ લઇ જાય છે અને બદીથી અલગ રહેવા ચેતાવે છે. જ્યારે એક માણસ સ્પેન્તમનને પોતા ઉપર હુકુમત ભોગવવા દેય છે, યા અંગ્રમન ઉપર આ શકિતને ફત્તેહમંદ બનાવે છે ત્યારે તે પોતામાં પોતાના ભાઇબંધ અને તમામ ખલકમાં સુંદરતા, ઉપયોગીપણું અને પરોપકાર જોઇ શકે છે.[2] તેની આસપાસના સંજોગો તેને પસંદ પડતા અને અનુસરતા તેને માલુમ પડે છે. તેના દોસ્તો તેને માયાળુ, દાઝ ધરાવનારા અને પરો-

૧. યજ. હા. ૪૩. ફ. ૧૫-૧૬. ૨ યજ. હા. ૪૩. ફ. ૧૪-૧૬.

પકારી માલુમ પડશે, તેનું કુટુંબ તેને સર્વેથી શ્રેષ્ટ માલુમ પડશે. કોઇપણ એવો મનુષ્ય તેને નહીં જણાશે કે જેની સાથે તે મિત્રાચારી બાંધવા ના પાડશે. તેની જીંદગી તેને સુખ સમાન જણાશે. તેના આત્માની ઉંડામાં ઉંડી લાગણી અહુરમઝદ અને તેની પેદાયશ તરફ આભાર દર્શાવનારી હશે. "આ ઘરની, તેમાં રહેતાં શખસો અને પ્રાણીઓની આબાદી માટે, સઘળા સારા વિચારો, વચનો, કામો, હોમ, જઓથ્ર, ભેટો, વખતો વખતની બંદગી, અમો વખાણ અને માન સહીત અહુરમઝદને, સરોશને, પવિત્ર આત્માઓ અને ફ્રવશીઓને અને અહુરમઝદના આતશને અર્પણ કર્યે છીએ. આ સઘળું અમો સર્વે આતશો, સર્વે આબ, મકાનો, મેદાનો, પાણીના ચશ્મા સાથનાં રહેઠાણો, નદીઓ, ઘરતી, ઝાડપાન, પૃથ્વી, આકાશ, પવન તારા, ચંદ્ર, સુરજ, સ્પેન્તમઇન્યુની સર્વે ભલી પેદાયશ અને તમામ મનુષ્યજાતને, માન અને વખાણ સહીત અર્પણ કર્યે છીએ."[1] "અહુરમઝદ અને તેના પરોપકારી અમેશાસ્પંદોનો નમસ્કાર હોજો. વૃદ્ધિ કરનાર મીથ્રનો નમસ્કાર હોજો. સુરજ, ગાય ગોસપંદ, હાલમાં હસ્તિ ધરાવનારા, હાલમાં જન્મ પામનારા અને હવે પછીથી પેદા થનાર તમામ મનુષ્યજાતને નમસ્કાર હોજો, અને ઓ અહુરમઝદ! તું અમારી વખાણ ભરી બંદગીના જવાબમાં, અમને તારાં ઉત્તમ મન, સર્વોપરિ સતા અને અશોઇથી, યાને વોહુમન, અષ અને ક્ષથ્રવઇર્યની મદદથી મુક્તિ આપજે."[2] ય. ૧૯ મીના પવિત્ર ગ્રંથકાર પણ આવાજ ભલા વિચારો અને આભારની લાગણીઓ પોતે સ્પેન્તમનના હકુમત તળે હોવાને લીધે ધરાવતા હતા, કે જે વિચારો તેણે નીચલા શબ્દોમાં દર્શાવ્યા છે. "અહુરમઝદની પેદાયશો, ઘણી અને ભલી

---

૧. યજ. હા. ૪. ફ. ૧, ૨, ૫, ૧૭, ૨૧ અને ૨૬.

૨. યજ. હા. ૬૮. ફ. ૨૨ અને ૨૩.

છે, ઘણી અને સુંદર છે, બીસ્યાર અને અજાયબ જેવી છે, અનેક અને આબાદ છે, બેશુમાર અને શ્રેષ્ટ છે."[૧] "તમારે જાણવું કે સારા વિચારોનું મૂળ વોહુમન છે અને તેની શકિત મીનોઇ બક્ષેશોની પિછાણ કરવાને લીધે છે. બુરા વિચારનું મૂળ અકોમન છે અને તેની શકિત મોટી ભૂલો નીપજાવે છે. ડહાપણની મદદથી એકને સુધારી અને બીજાને મંદ પાડી શકાય છે. જે શખસ સ્પેન્તમન પ્રમાણે ચાલે છે તે સદગુણ મેળવવા પાછળ રહે છે અને ખોટો દેખાવ કરતો નથી; જે બુરા વિચાર ધરાવનાર શખસ હોય છે તે પોતાની ખામીઓ છુપાવતો ફરે છે અને બીજાંઓમાં વાંક શોધે છે."[૨]

જ્યારે એક માણસમાં અંગ્રમન સ્પેન્તમન ઉપર સરસાઇ મેળવે છે ત્યારે માણસને બધું ઉંધુંજ નજરે પડે છે. તે પોતામાં અને તમામ ખલકમાં સર્વે ચીજો બેડોળ આકારની જુએ છે, પોતાની તર્ક શકિત અને ઇચ્છાશકિતના ગેરઉપ્યોગને લીધે તે બેચેની અનુભવે છે અને પોતાને તેમજ તમામ દુન્યાને શ્રાપ દે છે. તે માત્ર આ દુન્યાને બદ દોઆ દેતો નથી પણ સુર્ય, ચંદ્ર, તારા વિગેરે વિષે પણ માઠું બોલવા ચૂકતો નથી. "આવો શખસ મારા નિયમો અને સિધ્ધાંતોની પાયમાલી કરશે. તેના મત મુજબ પૃથ્વી અને સુર્ય બેડોળ છે અને તે દેવ પરસ્તોની માફક દેવોને આરાધે છે. અને ઓ અહુર! છેવટે તે ખેતરની આબાદીનો દુકાળથી નાશ કરે છે અને તારા અશો નરો સામે બંડ ઉઠાવે છે. આવા બુરા શખસો મારી જીંદગીનો નાશ કરશે; કેમકે તેઓ બુરાઓ સાથ પ્રપંચમાં છે."[૩] પણ જ્યારે જીંદગીને છેડે, મરણ કાંઠેનો તે અનુભવ મેળવે છે અને પોતાની જીંદગીની બારીક

---

૧. ય. ૧૯. ફ. ૧૦.

૨. દ. પે. દીન. પુ. ૬. પા. ૪૦૩.

૩. યજ. હા. ૩૨. ફ. ૧૦ અને ૧૧.

તપાસ કરે છે, અને જે જે ચીજોને તેણે શ્રાપ દીધા હતા તે તરફ નીઘાહ કરે છે ત્યારે તે સમજે છે કે વાંક સુર્ય, ચંદ્ર, તારાનો યા દુન્યાનો હતોજ નહીં પણ વાંક તેનો પોતાનોજ હતો, તેની પોતાની કરણીનેજ આભારી હતો, કેમકે તે ખરે માર્ગે ચાલી પોતાની ફરજ અદા કરી, તેને માટે નિર્માણ થયલાં છેવટ પર જવાને બદલે ઉલટે રાહે ગયો હતો.

જ્યારે મનુષ્ય પોતાનું નસીબ સેતારાઓને આધીન છે એમ માને છે અને પોતાની મુશ્કેલીઓ પોતાની સ્વતંત્ર ઇચ્છાશકિતને લીધે ઉત્પન્ન થઇ છે એમ માનવાને બદલે નિર્જીવ વસ્તુઓને લીધે તેને ખમવું પડે છે એમ સમજે છે ત્યારે તે પોતાને છેતરે છે. નિર્જીવ વસ્તુઓ યા સેતારા કાંઇ તેની મુશ્કેલીઓનાં કારણ નથી. તેની મુસીબતો તેની કરણીનાં પરિણામ છે. ઝંદ અવસ્તા આપણને આ શિક્ષણ ઘણીજ અસરકારક રીતે સમજાવે છે. એક જુગારીને વિષે એવું કહેવામાં આવ્યું છે કે દરેક ચીજને તે, "આ ઉપર પણ શરત લગાડી શકાય" એવી નજરથી જોતો હતો; તેજ પ્રમાણે એક બુરો શખસ સર્વે ચીજને પોતાની મુશ્કેલી અને દુઃખનાં કારણ તરીકે ગણે છે. તે એમ સમજે છે કે તેની આસપાસ સરજાયલી ચીજ તેને દુઃખ દેવા માટેજ સરજવામાં આવી છે. પણ જે બદી તે તેની આસપાસ જુએ છે એ તેના બુરા વિચાર, અજ્ઞાનતાના અંધકાર અને અંતઃકરણની પાપી વૃતિનેજ આભારી છે.

ત્યારે આપણે ઝંદ અવસ્તામાં જોઇ શકયે છીએ કે શા માટે કેટલાક લોકો મીનોઇ જીંદગીના સૌથી ઉંચે તબકકે પહોંચી શકતા નથી. અહુરમઝદે દરેકને એકજ સરખી શક્તિઓ, ભલા વપરાસ માટે બક્ષેલી છે. "છેવટનું અમર સુખ મેળવવાની કોષેશ કર્યાથીજ એક માણસ નાપાક અહેરેમનથી બચવા પામે છે, અને તેમ કર્યા-

થીજ તે અહરેમન ઉપર ફત્તેહ મેળવી શકે છે."[૧] જ્યારે એક માણસ ઉપર અંગ્રમન હકુમત ભોગવવા શક્તિવાન થાય છે ત્યારે જે જે ચીજો અહુરમઝદે દુન્યામાં મનુષ્યના લાભ અને આબાદી અર્થે પેદા કીધી છે, જે જે સંજોગો અને સ્થિતિઓ એ અર્થે તે સાહેબે સરજ્યાં છે તે સર્વે તેની અને તેના સુખની વચ્ચે આડે આવેલાં તે જોય છે. "જ્યારે સ્પેન્તમન અને અંગ્રમનની જોડ શક્તિ હૈયાતીમાં આવી, જ્યારે સ્પેન્તમને જીંદગીને આબાદ અને અંગ્રમને જીંદગીનો નાશ કરવા વિચાર્યું, અને જ્યારે સ્પેન્તમને અશો નરો માટે બહેશ્ત અને અંગ્રમને બુરાઓ માટે દોજખ નિર્માણ કર્યું, ત્યારે પાપીઓએ પાપ પસંદ કીધું અને અશો અને પરોપકાર મન ધરાવનારાઓએ અષનો રાહ અખત્યાર કરવાનું દરૂસ્ત ધાર્યું."[૨]

આ દુન્યામાં દરેક શખસ મોત અને પાપને પાત્ર છે. જોહાક કે જે ખુદાઇ ધર્મજ્ઞાનથી વાકેફ હતો તેનો જાણવાજોગ દાખલો મોજુદ છે. તેપણ પાપ અને મોતને આધીન થયો હતો. તેને જાણીબુજીને લોકોની જીંદગી કંગાળ બનાવી હતી.[૩] મનુષ્યની વળણ, વારંવાર તેના કુદરતી યા આત્મિક કામો તરફ બેપરવાહ બનવાની છે. આવી વળણને લીધે એક શખસ નીચો પડે છે, તેનો દરજ્જો હલકો પડે છે, તેની સમજશક્તિ આંધળી થાય છે અને તેની ઇચ્છા-શક્તિ ગાફેલ બને છે. જેમ શરીરના ભાગો કસરત વગર ખીલ્યા વગરના અને નબળા પડે છે, તેજ પ્રમાણે અહુરમઝદનો કાયદો છે. જે મનની યા આત્માની શક્તિનો ઉપયોગ થતો નથી તે વપરાસ વગર નબળી પડવા માંડે છે. આવી બેપરવાઇ શારીરીક તેમજ

---

૧. દ. પે. દીન. પુ. ૭. પા. ૪૪૧.
૨. યજ. હા. ૩૦, ૪ અને ૫.
૩. દ. પે. દીન. પુ. ૭. પા. ૪૬૨.

આત્મિક હૈયાતી માટે અતી નુકસાનકારક છે. આત્મિક બાબદોમાં બેપરવાઇને લીધે આત્મિક શક્તિઓ નબળી પડે છે અને છેવટે મનુષ્યમાં અશોઇ અખત્યાર કરવાની તાકાત વટીક રહેતી નથી.

આપણી આત્માની નજરશકિતને અગરજો આપણે વપરાસ વગર પડત મેળ્યે તો નબળી પડશે અને આપણે આત્મિક અંધકારમાં અથડાતા રહીશું. પણ જો આ નજરને ખીળવવામાં આવે તો તેવડે આપણે અહુરમઝદને પણ જોઇ શકીશું. તેજ પ્રમાણે સમજો કે આપણા આત્માને સાંભળવાની શકિત છે. જો આને વપરાસમાં નહીં લેશો તો તમે કાંઇ પણ સાંભળશો નહીં; પણ તેને ખીળવ્યાથી તમો અહુરમઝદને સાંભળી શકશો; તેમજ કયે રસ્તે આ શકિત ખીળવવી તે પણ તમે જાણી શકશો. તેજ પ્રમાણે સમજો કે આત્માની એક પ્રકારની રૂચી યા શોખ છે; આ શોખ જ્ઞાન અને સત્ય પાછળ શોધમાં જવાનો છે. આ શોખને તમે ખીળવ્યા વગર જો પડતો મેળો તો તમામ ખલકમાં તમે અંધકાર પંથરાયલો જોશો, અને દરેક ચીજ તમને ઝાંખીજ નજરે પડશે. પણ જો આ શોખ તમો આગળ વધારશો તો તમામ ખલકને તમે તેના ખરા આકારમાં જોશો. તેજ પ્રમાણે આત્માને સ્પર્શ કરવાની લાગણી હોય છે, જેને આપણે ધર્મ આસ્થા તરીકે પિછાણ્યે છીએ અને જેની વીજળીક અસરને લીધે મનુષ્ય સ્વતંત્ર અને શાંત જીંદગી ગુજારી શકે છે. જો તમે આત્માની આ શકિતને વપરાસ વગર રાખી મુકો, યાને જો તમે તમારો ખુદા ઉપરનો ભરોસો કમી થવા દો, તો તમારાં મગજને શાંતિ મળી શકશે નહીં અને શાંતિ વિના તમને ખરૂં સુખ હાંસલ થઇ શકશે નહીં. જે શખસ પોતાની શકિતઓનો અતિ ઘણો ઉપયોગ કરે છે યા જે શખસ તેઓને વપરાસ કર્યા વિના પડત રાખી મુકે છે, એ બન્ને ઉપર

કુદરત વેર લેશેજ. ઝંદ અવસ્તા પ્રમાણે કુદરતની કોઇપણ બક્ષેશને જાણીજોઇને પડત રાખી મુકવામાં આવે તો એવું કાર્ય ઠપકા અને શિક્ષાને પાત્ર છે:— "ઓ અહુર! જે શખસ પોતાની જીંદગીની ઉન્નતિ માટે કોષેશ નથી કરતો અને દરૂજને મદદ કરે છે તેને માટે શું શિક્ષા તેં નિર્માણ કીધી છે...."[1] "જે અશો નરોને છેતરે છે તે આયંદે પાયમાલ થાય છે."[2] જે શખસ જાણીબુજીને અજ્ઞાન રહે છે તેને શિક્ષાને લાયક ગણવામાં આવ્યો છે. "ઓ અહુરમઝદ! જેઓ જાણે છે કે આરમઇતી તુંજને વહાલી છે અને તે છતાં તેઓ તારા વોહુમનને પિછાણુતા નથી, એવાઓ આગળથી જેમ મનુષ્ય આગળથી ખરફ્સ્તરો દૂર નાસે છે, તેમ આરમઇતી દૂર નાસે છે."[3] "જેઓ બુરા મનની અસરને લીધે જીંદગીનો નાશ કરવાનો પ્રયત્ન કરે છે એવાઓનું કામ અહુરમઝદ સત્યથી વેગળું ગણે છે."[4] આ પ્રમાણે બીનકેળવાયલાં મનને ઝંદ અવસ્તામાં ઠપકાપાત્ર ગણવામાં આવ્યું છે; કેમકે મનની બેપરવાઇથી એક માણસ કાંઇપણ જોઇ શકતો નથી યાતો તેને ઝાંખું જુએ છે. આવી રીતે મગજ પોતાનું ખરૂં કામ કરતું નથી અને પોતાની નેમ (સત્ય સ્પષ્ટ જોવાની) બર લાવી શકતું નથી. આવું મગજ એક આંખ મિસાલ છે કે જે જુએ છે, પણ શું જુવે છે તે સમજી શકતું નથી યાતો માત્ર ખોટા દેખાવો જુએ છે. આવી એક ઇંદ્રિય યાતો બીલકુલ નકામી લેખાય યાતો તેની ભૂલભરેલી નજરશકિતને લીધે જોખમભરી ગણાય.

અગર જો તમે અભ્યાસી હોવો અને ધર્મની બાબદોને હસી કહાડનાર હોવો યાતો ખુદા તરફ સંપૂર્ણ માનની નજરે જોનારા ન હોવો, તો શાને લીધે આવી વળણ તમારામાં દાખલ થવા

---

૧. યજ. હા. ૩૧. ફ. ૧૫.
૨. યજ. હા. ૩૧. ફ. ૨૦.
૩. યજ. હા. ૩૪. ફ. ૯.
૪. યજ. હા. ૩૨. ફ. ૧૩.

પામી? કદાચ જે શાસ્ત્રનો તમે અભ્યાસ કરો છો અને જે અહુરમઝદને માટે તમારામાં માન, ગંભીરતા અને ઉંડો વિચાર પેદા કરવાને શકિતવાન છે, તેજ શાસ્ત્રના અભ્યાસને લીધે પણ હોય. યાતો તમે કામદાર આદમી હશો કે જે પોતાના કામથી કંટાળેલો હોય; પણ બનવા જોગ છે કે એ કામ તમને સંતોષ અને સુખ આપવાને માટે નિર્માણ થયું હોય, યા તો તમારા પૈસાને લીધે તમારામાં મગરૂરી ઉત્પન્ન થઇ હોય અથવા તો તમે 'ફેશનેબલ' જીંદગી ગુજારી મોજશોખી અને આપમતલબી તમારા સાથીઓના સંગતમાં બન્યા હોવો કે જે સંગતથી ખુદાએ તમને બીનસ્વાર્થી અને મીલનસાર બનાવવા ચહાયાં હોય. તમારામાં અનેક શકિતઓ મુકાયલી છે કે જે તમને સારા બનાવી શકે, છતાં તમો બુરા નિવડો છો; આ શકિતઓની મુળ નેમ તમારા આત્માને સંપૂર્ણતા તરફ લઇ જવાની છે પણ તે શકિતઓના ખોટા વપરાસ અને ગેરઉપયોગથી તમે તમારી જીંદગીની સંપૂર્ણતા મેળવવાનો માર્ગ બંધ કરી દેઓ છો.

અહુરમઝદે તો મનુષ્યને સારો અને ભલો નિવડવાજ સરજ્યો છે. ઝંદ અવસ્તા ભાર મુકીને ઉપલી વાતથી આપણને વાકેફ કરે છે. તે જણાવે છે કે મનુષ્યની પાપ તરફ જવાની વિપરીત વૃત્તિ એક દરદ સમાન છે અને ખરો તનદરૂસ્ત શખસ તે છે કે જે પાપ અને બદીથી આંચકો ખાઇ પાછો હઠે છે. મનુષ્યના આત્મા અને બદીની વચ્ચેના ચાલુ ઝગડા વિષે ઝંદ અવસ્તા વારંવાર ઇસારો કરે છે અને સ્પષ્ટ જાહેર કરે છે. આ બે પરસ્પર વિરોધ રાખતા આવ્યાં છે અને સદા રાખશે, પણ આપણને વંદીદાદ ફરગ. ૧૯. ફ. ૪-૯માં અને યજ. હા. ૪૫. ફ ૧ લામાં જણાવવામાં આવ્યું છે કે અંગ્રમન ઉપર મનુષ્યના આત્માની ફત્તેહ છેવટમાં ચોક્કસ છે, જો કે તે મેળવવા અગાઉ અનેક મુશ્કેલીઓ અને નાસીપાસીઓ મનુષ્યને મળશે.

જરથોસ્ત સાહેબ અને તેમનાં અતલગનાં ચેલાઓની ખુશાળી અને આશા દર્શાવનારા શબ્દોમાં પણ આપણે દલગીરીનો થોડો અંશ સમાયલો જોઇએ છીએ. આપણે ગાથામાં વાંચ્યે છીએ તેમ એઓની જીંદગી ભલાઇ પાછળ જવા માટેની એક ચાલુ લડત હતી. તેઓ પોતાના દુશમનો, લાલચો અને વાસનાઓની વચ્ચે જીંદગી ગાળતા હતા. જરથોસ્ત સાહેબ અને તેમનાં ચેલાઓની જીંદગીમાં તેઓને કેવી મુશ્કેલીઓ અને દુઃખો ખમવા પડયાં અને કેવાં ભયમાં તેઓને રહેવું પડતું હતું? પણ તેઓએ પોતાની અશોઇનાં બળથી એ સર્વે ચીજ ઉપર જીત મેળવી હતી. જે લડાઇ તેઓ ધીરજ અને ખંતથી લડયા અને જે જીતીને તેઓએ મોટાઇ અને કીર્તિ મેળવી, તેમાંથી કાંઇપણ મુશ્કેલી તેઓને પાછળ પાડી શકી નહીં. મુશ્કેલી, નાસીપાસી અને દલગીરી ત્રણ રીતે ઉપયોગી થઇ પડે છે. શિક્ષા તરીકે, સુધારાનાં સાધન તરીકે અને આધીનતાનો ગુણ શીખવવા માટે આપણા આત્માની કેળવણી માટે મુશ્કેલી અને દુઃખોના જેવી બીજી કોઇએ નિશાળ નથી. ચઢતીના વખતમાં મેળવેલા ગુણો ઝટ વિસરાઇ જાય છે; પણ પડતીના વખતમાં પ્રાત્પ કરેલા સદગુણો મનુષ્યના સ્વભાવમાં જાવેદાન કોતરાઇ રહે છે.

આપણી ઝંદ અવસ્તા કેટલેક ઠેકાણે જણાવે છે કે આપણી જીંદગીનાં દુઃખો અને સંકટોની નીચે એટલા બધા કચડાઇ જવું ન જોઇએ કે આપણો સ્વભાવ તદન કરડો અને ઉદાસ બને કે જેથી આપણે પોતાને ઇજા કર્યે અને બીજાને અણગમતા થઇએ. સુખ અને દુઃખ અહુરમઝદનાં મોકલેલાં છે કે જેની મારફતે અહુરમઝદ પોતાનાં પ્રાણીઓનું ભલું કરવાનો ઇરાદો રાખે છે. જ્યારે દુઃખનાં કાંટા મનુષ્યને ખુંચે છે ત્યારે તે પોતાની જાતી પરિક્ષા લેવા લલચાય છે અને ખુદાને યાદ કરે છે. "ઓ, અહુર! જ્યારે મારી

વિપતીઓ મને દુઃખી કરે છે ત્યારે (તારી સહાય માટે) હું તારા તરફ ફરૂં છું."[1] ઝંદ અવસ્તા આપણુને સમજાવે છે કે ભલાં કામો ઉજમથી કરવાં કરતાં, દુઃખ, હલગીરી, મુશ્કેલી, નાસીપાસી અને માંદગી વેળાએ ધીરજ ધર્યામાં સ્વભાવની સંપૂર્ણતા વધારે માલુમ પડે છે. આફતોને લીધે મનુષ્ય ધીરજવાન અને ખુદાને આધીન બને છે.

ગાથાઓ શીખવે છે કે દુઃખ અને આફત મનુષ્યની ચાલચલણ ઘડે છે. દુશ્મનાઇ, લાલચો, નાસીપાસી, આફતો અને દુઃખે જરથોશ્ત સાહેબ અને તેમના ચેલાઓની સુનીતિની સંપૂર્ણતા અને બુલંદી ખીલવી, તે જગ આશકારા અને અમર બનાવી. ખરો બેનસીબ માણસ તે છે કે જેને ફાલે કાંઇપણ આફત આવી ન હોય. આફત એક મહાન શિક્ષક છે. આપણે કોઇ વેળા સંગીતના ઉસ્તાદને દમ અને ઉત્સાહ વિનાનું સંગીત યા વાજીંત્ર વજાડતા સાંભળ્યે છીએ; તેનું કારણ એ છે કે તેની તમામ જીંદગી આબાદ ગઇ હોવી જોઇએ, પણ જો તેની ઉપર સંકટ આવી પડે તો તેનાં વાજીંત્રમાંથી પહેલાજ સ્પર્શે હૃદય પીગળાવનારો, શોકાતુર સુર બહાર પડશે.

છતાં આપણુને ઘણાં એવા વિલાપ કરતાં મળશે કે, "અરે, મારી પાસ ધનદોલત, તનદરોસ્તી, વકતાબાજી યા સંસારી મરતબો હુતે, તો હું કેટલું બધું કરી શકતે." પણ તવારીખ આપણુને કહે છે કે ઘણા મહાન પુરૂષો શરૂઆતમાં માંદગી, ગરીબાઇ, યા મીસ્કીન માબાપોને પેટે અવતરવા છતાં આગળ વધ્યા હુતા. અનેક સભાઓને પોતાની વકતાબાજીથી જીતવા પહેલાં દેમોસ્થનિસને પોતાની લઠડતી જબાન જીતવા માટે મહા મહેનત કરવી પડી હુતી. આફતને લીધે જોન બનીયન વધુ ઉંચ્ચ પ્રકારના વિચારો કરવાને શકતીવાન થયો હુતો. આફતોને લીધે બીશપ હોલ વધારે ફત્તેહમંદ

[1] યજ હા. ૪૬. ૧ અને ૨.

વકતાબાજ નિવડયો હતો અને આફતથીજ હેવલોક વધુ સારો સીપાહ બન્યો હતો. દુન્યાનો મહાન શોધક કોલમ્બસ મીસ્કીન અવસ્થામાંથી ઉછર્યો હતો. તે માત્ર એક વહાણુકારનો પુત્ર હતો.

આપણે ઝંદ અવસ્તામાં જોઇએ છીએ તેમ જે બાબદ સંસાર વ્યવહારમાં ખરી છે તે વધુ દરજ્જે ધાર્મીક યા આત્મિક બાબદમાં ખરી છે. આપણું પવિત્ર પુસ્તક કહે છે કે જે જે દુઃખો અહુરમઝદ મનુષ્યને આપે છે તેમાં ઘણો ઉંડો ભેદ સમાયલો છે. એ આપણુને શીખવે છે કે જો તમે ગોલાબ મેળવવા ચહાતા હોવો તો તમારે કાંટાથી બીહવું ન જોઇએ. જ્યારે એક તબીબ જળો વળગાડી દરદીનું લોહી બહાર કાઢે છે ત્યારે જળો તો તેનું સઘળું લોહી ચુસી જવાની ઉમેદમાં રહે છે, પણ તબીબનો ખ્યાલ તો દરદીનું બગડેલું લોહી કાઢી નાંખી તેને સારો બનાવવાનો હોય છે. તેજ મુજબ આપણા તરફ દુઃખ મોકલવાનો અહુરમઝદનો હેતુ પણ એવોજ છે. અને જો તે દરદી જળોના લોભનો માત્ર ખ્યાલ કરે અને તે તબીબના ભલા હેતુનો વિચાર કર્યા વિના પોતાના શરીરમાંનું બગડેલું લોહી નહીં કાઢવા દે તો તેનો મોટો વાંક કહેવાશે. તેમ જ્યારે આપણી ઉપર કાંઇપણ આફત વરસે, જો કોઇપણ પ્રાણી યા નિર્જીવ વસ્તુથી આપણુને સહન કરવું પડે તો આપણુને એ પ્રાણીઓ યા વસ્તુનો ખ્યાલ ન કરતાં તે મહાન તબીબ (અહુર) નો ખ્યાલ કરવો જોઇએ કે જેની નેમ આ પ્રાણી યા વસ્તુઓને જળો મિસાલ વાપરી આપણી આત્મિક શકિતઓને સંપૂર્ણ અને તનદરૂસ્ત બનાવવાની છે.

એવા કેટલા પુરૂષો આ દુન્યાએ આબાદીને લીધે ગુમાવ્યા છે કે જેઓ પડતીમાં પોતાની શકિતઓ ખીલવી, દુન્યાને ઉપયોગી થઇ પડયા હતે? શું આબાદીને લીધે જમશીદે શરૂઆતમાં સારી રીતે ચાલી આયંદે પોતાની જીંદગી પાયમાલ ન કીધી હતી? જ્યારે

એને પોતે પોતામાં તાકાત, કૌવત અને આબાદી જોયાં ત્યારે ગરૂરીથી તે મસ્ત બની ગયો, તકોબરીથી અહુરને નાફરમાન થયો, તે સાહેબની પરવા નહીં કીધી અને અહુરને અને તેણે આપેલી અમૂલ્ય બક્ષેશોને બીલકુલ વીસરી ગયો હતો.

અહુરમઝદે શાહ જમશીદને ઉંચ્ચી પદવી ખાસ મહેરબાનીની રાહે આપી હતી. તેણે તેને ઇરાન સરજમીન અને બીજા દેશોનો શહેનશાહ બનાવ્યો. તેની રૈયતને તેની તરફ વફાદાર બનાવી.[1] તે ઉપરાંત અહુરમઝદે તેને ચેતાવ્યો હતો કે તેનાં કામમાં તે સાહેબ સલાહ આપશે અને આફતમાંથી તેને બચાવી લેશે; જો તે અહુરમઝદને વફાદાર રહે તો તેનું તાજ અને તખ્ત સદા સલામત રહે; તે મોતને પણ આધીન થાય નહીં.[2] ટુંકમાં તેની દરેક નેક મુરાદ પાર પાડવાનું તે સાહેબે કબુલ કર્યું હતું.

જમશેદે લાંબો વખત રાજ કર્યું, પણ તે દરમ્યાન તે જેટલો અહુરમઝદને ધિક્કારતાં શીખ્યો તેટલો કોઇપણ તેનાં પ્રાણીને પણ ધિક્કારતો હતો નહીં. કોઇને પણ એ, અહુરમઝદને જેટલો બેવફા અને નાતાબેદાર નિવડયો હતો, તેટલો નિવડયો હતો નહીં. તેણે એક જાહેર ઢંઢેરો બહાર પાડયો કે લોકો અહુરમઝદ, પેદા કરનાર અને સર્વોપરિ રાજકર્તાને નહીં માનતાં અને આરાધતાં તેને પોતાને માનવો અને પૂંજવો. આવી યુકિતથી તેને પોતાની રૈયતના ચોકકસ ભાગને અહુરની સ્તુતિમાંથી પાસતાં કીધાં. ઝંદ અવસ્તામાં જણાવ્યા પ્રમાણે આવી રીતે જમશીદ પાદશાહ અને તેની રૈયત મૂર્ખ, નાપાક અને ધિકકારને પાત્ર બની હતી.

પાદશાહ જમશીદનાં જીંદગી વૃત્તાંત ઉપરથી અને તેના બુરા અંજામ ઉપરથી ઝંદ અવસ્તા જે આપણુને શીખવે છે તે એ છે કે

---

૧. ય ૧૯. અને વંદી. ૫૨ગ. ૨. ૨. વંદી ૨. પહેલવી તરેહ.

એ એક મહાન પાદશાહ થઇ ગયો, કે જેને પોતાના બળથી ઇરાનને આબાદ બનાવ્યું હતું, જ્યારે તે ગરૂરી અને તકોબરીથી મસ્ત બન્યો ત્યારે તે કહેવા લાગ્યો, "શું આ મારી શહેનશાહતનો ભપકો અને કીર્તિ મારાં પોતાના બળથી મેં નથી વધાર્યાં? હું કેવો મહાન પુરૂષ છું? હું મનુષ્ય કરતાં વધું છું. હું પોતે ખુદા છું અને માણસોની આરાધના અને સ્તુતિને લાયક છું.[1] આવી ખોટી તકોબરી, જુઠાપણાં, નાફરમાનબરદારી અને અદેખાઇને લીધે તેની પડતી અને દુર્દશા થઇ. જીંદગીની ખરી નેમ અને તેનો ખરો અર્થ સમજવામાં એક માણસને પોતાની તકોબરી અને સ્વતંત્રતાનો ખોટો ખ્યાલ આડે આવે છે. એસકાઇલસના શબ્દોમાં કહીએ તો, "અહંકારનો પાક ખોટા ખ્યાલોમાં ઉભરી નીકળે છે અને કાપણી વેળાએ તો માત્ર આંસુઓજ હાથ આવે છે." મગરૂરી આંસુઓનો મોટો ઝરો છે. સુખ અને ગરૂરી સાથે કદી રહી શકતાં નથી.

મગરૂરીને લીધેજ યમનાં (જમશીદ) દેલમાં નાફરમાનબરદારી, જુઠાપણું, ખોટો ભપકો, ખોટી કીર્તિ અને પોતાને પેદા કરનાર અને ભલું કરનાર અહુર માટે અદેખાઇ બરપા થઇ. જમશીદની મગરૂરી એને એવો તો ખોટો સંતોષ આપતી હતી કે તેનો આત્મા ભ્રષ્ટ બન્યો અને અહુરમઝદથી વેગળો ગયો, જ્યારે તે તો જાણુતોએ ન હતો કે કેવી આફત તે પોતા ઉપર હોરી લેતો હતો. તેની મગરૂરી અને હુંપણાંને લીધે ઉત્પન્ન થતી બદીઓ તેની નજરથી એટલી છૂપી રહી હતી કે માત્ર જ્યારે તેની પડતી અને જાવેદાનની નામોશી આવી ત્યારેજ તે બદીઓને બરાબર જોઇ શકયો. મગરૂરી મનુષ્યને અંધ્રમનની સંપમાં નાંખે છે, માટે જેમ આપણે જમશીદના બાબમાં જોયું તેમ, મગરૂર શખસ દરેક ચીજને

1. વંદી પરગ. ૨; ય. ૧૯; અને શાહનામું.

બેડોળ આકારમાંજ જુએ છે. શાહ જમશીદની જીંદગીનો વૃતાંત આપણને સમજાવે છે કે અહુરમઝદનો શત્રુ તે તકોબરી છે; તે સદગુણથી ઉલટો દુર્ગુણ છે અને મનુષ્યોને પણ શ્રાપ સમાન છે. ઝંદ અવસ્તા પ્રમાણે બેવફાઇ, મગરૂરી અને નાતાબેદારી વિના હોઇ શકે નહીં. મગરૂરીનું કુદરતી પરિણામ મનુષ્યની સમજશકિતને ગુંચવાડામા નાખવાનું અને તેનામાં ખોટા તર્કો ઉત્પન્ન કરવામાં આવે છે, જેને લીધે તે એવો ખોટો ખ્યાલ લઇ જાય છે કે જેટલી હદે સત્તાથી સ્વતંત્ર બની શકે તેટલી હદે તે છુટાપણું ખરેખર ભોગવી શકે છે.

૧૯ મી યસ્ત, વંદીદાદ પરગ. ૨ જી અને શાહ જમશીદ ઉપર પહેલવી ખુલાસાઓ આપણને શીખવે છે કે જે માણસ અહુરમઝદથી વેગળો જઇ, બદીનો માર્ગ અખત્યાર કરે છે, અને ખોટી સ્વતંત્રતા મેળવવા મઠે છે તેને માટે ઘણો બુરો અંજામ નિર્માણ થયલો હોય છે. આ ધર્મ સાહિત્યો સમજાવે છે કે ગરૂરીને લીધે નમનતાઇનો સદગુણ જતો રહે છે અને અહુરમઝદ ઉપર આધીનતાની લાગણી નાબુદ થાય છે. આવા માણસો પોતાના પેદા કરનારને ભુલી જાય છે અને યાદ રાખતા નથી કે પોતે માત્ર પેદા થયલા નાચીજ પ્રાણી છે. કોઇ બીજા સદગુણની હરીફાઇ વગર મગરૂરી તેઓના અંતઃકરણનો સંપૂર્ણ કબજો લેય છે. નમનતાઇ તેમજ ખુદાઇ બક્ષેશ સ્પેન્તમન— જે ખુદાને યોગ્ય શું છે અને મનુષ્યને લાયકનું શુ છે તે સમજાવે છે—એઓમાંથી નાબુદ થયાથી તેઓ કુદરતને કુદરતના બનાવનાર સાથ ભેળી નાખે છે અને આ વિચિત્ર ખ્યાલ તમામ જગતને સમજાવે છે.

આપણે જોયું તેમ અહુરમઝદનો એક કટ્ટો વેરી દરૂજ (જુઠાપણું) છે. અહુર અને તેના બેહેશ્ત મુકામથી મનુષ્યને જુદા

પડવાનું એક મૂળ કારણ જુઠાપણું છે. શાહ જમશીદ ઉપર ખુદાઇ કેહેર ઉતરવાના અનેક કારણોમાંનું મૂળ કારણ તેનું જુઠાપણું હતું. જ્યારે તેને તેની રૈયતને કહયું કે તે પોતે ખુદા છે અને પેદા કરનાર અહુરમઝદની સ્તુતિ નહીં કરતાં તેઓએ તેની સ્તુતિ કરવી ત્યારે તે ઘણુંજ જબુન અને ગુનાહ ભર્યું જુઠું બોલ્યો હતો. આ જુઠાપણાંને લીધે જમશીદ અને તેની રૈયતના અંતઃકરણમાં અહુર સામે વિરોધ પેદા થયો અને એ પ્રમાણે મનુષ્યજાતની આત્મિક હસ્તિને પ્રાણઘાતક ફતકો પડયો. આપણને ઝંદ અવસ્તામાં કહેવામાં આવ્યું છે કે જેવો શાહ જમશીદ મગરૂરીથી ફુલાયો, તેવુંજ તેનાં-માથી અને તેની રૈયતમાંથી મોટાઇ, કીર્તિ, દબદબો અને અમરગી-પણું જતાં રહ્યાં. આ પ્રમાણે જુઠાપણાંથી મનુષ્યની પાયમાલી થાય છે. જુઠું બોલવું, કોઇને છેતરવો યા સત્ય સામે થવું એ ઘણો જબુન ગુનાહ છે. જુઠાંપણાંથી મનુષ્યની શ્રેષ્ટાઇ જતી રહે છે અને જુઠાપણું મનુષ્યને તેની કીર્તિ અને આબાદીનાં ઉંચાણ પરથી દુઃખ અને આફતનાં ખોહમાં ગબડાવી દે છે.

સમજ શકિત વગર મનુષ્યની કીંમત શું છે? અને સચ્ચાઇ વગર સમજ શકિતની કીંમત શું છે? સમજ શકિત વગરનો માણસ પશુથી વધુ ઉંચ્ચ દરજાનો નથી. સમજ શક્તિ ધરાવતો પણ સત્યથી વેગળો મનુષ્ય પોતા માટે ભયાનક અવસ્થા પેદા કરે છે. તે સદા આફતના ઉંડા ગારમાં વધુ અને વધુ ફસ્તો જાય છે. માટે ઝંદ અવસ્તાના અશો અંથકારો જુઠાપણાંને હંમેશ ધિકકારતા આવ્યા છે. નિર્જીવ બાબદોમાં જ્યાં જુઠાપણું ચલાવી લેવા જોગ માલુમ પડે, ત્યાં પણ જરથોસ્તી ધર્મ અસત્યને ધિક્કારે છે.

ઝંદ અવસ્તામાં મળતાં શાહ જમશીદની જીંદગીનાં વૃત્તાંત ઉપ-રથી આપણે સમજ્યે છીએ કે મગરૂરી અને જુઠાપણાંને લીધે એક

મનુષ્ય સત્ય પિછાણી શકતો નથી અને ધર્મ આસ્થા પ્રાપ્ત કરી શકતો નથી. તે શીખવે છે કે જુઠાપણાં, નાતાબેદારી, બેવફાઇ, બખીલાઇ, અંતસ અને મગરૂરીમાં જ્યારે એક માણસ ખોટી મોજ મેળવતો થાય છે ત્યારે તેની સમજ શકિત મીનોઇ જહાનમાં પ્રવેશ કરવાને અશકત બને છે અને તેનો આત્મા અહુરમઝદનો સંપૂર્ણ અને મીનોઇ સ્વભાવ સમજવાને અશકત બને છે. શાહ જમશીદનો દાખલો આપણને જણાવે છે કે 'થીયોસોફી'ના હિમાયતીઓ માફક વારંવાર મનુષ્ય ભૂલથાય ખાય છે, અને પોતાનાં હુંપણાં અને ગરૂરીમાં મનુષ્યના આત્માને ખુદાઈ પદવી આપે છે અને ખુદાને ઇનસાન અને કુદરત સાથ એકરૂપ ગણી ઉતરતી પદવી આપે છે અને એ રીતે ખુદા તેમજ તેની કુદરત બન્ને વિષે ભુલભરેલા સિદ્ધાંતો યોજી કહાડે છે. જે પોતાનેજ ખુદાઇ પદવીપર ચહડાવે તે ખુદામાં કેમ માની શકે?

અસલના જમાનામાં શાહ જમશીદે કીધું તેમ, તકોબરીને લીધે મનુષ્યો પોતાના આત્માને અહુરમઝદની પદવી આપે છે. આથી કરીને તેઓની તર્કશકિત એટલી વિપરીત બને છે કે ખ્યાલી બાળકો મિસાલ તેઓ પહાડ અને વનમાં, ગુફા, નદી, નાળાં અને ઝાડપાનમાં ખુદાઇ તત્વ જુએ છે અને છેવટે અસલના અનેક દેવતાઓને માનનારા અને મુર્તિપૂજકો મિસાલ તેઓ ધરતી અને આકાશ વચ્ચે નજર પડતી સઘળી વસ્તુ ખુદાઇ તત્વ ધરાવે છે એમ માનવા લાગે છે. તેઓનાં તુરંગમાં દરેક ચીજ ખુદાનાં રહેઠાણુ તરીકે દેખાય છે. પણ તેઓની વિચિત્ર મનશક્તિ અત્રેજ થોભતી નથી. ખુદા વિષેના ખોટા ખ્યાલને લીધે તેઓ હીંદુ અને બુદ્ધ ધર્મમાં માનનારા મુજબ મુર્તિને પણ પૂજવા માંડે છે.

આપણા પવિત્ર સાહિત્યોમાં જણાવેલાં શિક્ષણો પ્રમાણે, સઘળી

પેદાયશ અહુરમઝદની છે અને તે સાહેબની કારીગરી સર્વે પેદા-શમાં નજરે પડે છે. શું એઓની ચાલચલણ આ શિક્ષણથી બીલ-કુલ ઉલટી નથી? સઘળી મુર્તિઓ તેમજ જે શખસો પોતાના આત્માને ખુદા સમાન ગણે છે તેઓના આત્મા, ઝંદ અવસ્તામાં ખુદાને બદલે દેવ સમાન ગણવામાં આવ્યાં છે.

જેવી સમજશકિત ખુદાની સામે બંડ ઉઠાવે છે કે તરતજ મનુષ્યની હલકી લાગણીઓ તેના મીનોઇ સ્વભાવ સામે બંડ ઉઠાવે છે. મનુષ્યનાં ભીત્તરની ગરૂરી તેના બાહેરના કામ-કાજમાં ઝટ જાહેર થાય છે. જે શખસ અહુરને આધીન હોતો નથી તેની વાસનઓ તેની મીનોઇ ખસલતને આધીન થતી નથી. જ્યારે ખુદાનો ખ્યાલ મનુષ્યમાંથી નીકળી જાય છે ત્યારે તે પોતેજ બધું કરે છે એમ માનવા લાગે છે; અને જ્યારે મનુષ્ય ખુદા તરફની જવાબદારીનું ભાન ખોહી દે છે ત્યારે તે ફક્ત પોતા-નેજ જવાબદાર છે એમ માનવા લાગે છે. અને ત્યાર પછી એવી કઇ શરમીંદગીભરી ચીજ છે કે જે તે છુપાઇને કરવા નહીં ચુકશે?

શાહ જમશીદની જીંદગીના વૃત્તાંત ઉપરથી અને તેની રૈયતની પડતીની તવારીખ ઉપરથી આપણને બીજી નસીહતો મળે છે. પહેલું તો એ કે જ્યારે મનુષ્યનું અંતઃકરણ ગુમરાહ બને છે ત્યારે તે પોતાની જીંદગીમાંથી શાંતિ મેળવી શકતો નથી. આપણે સમજી શકયે છીએ કે ધન દોલત માત્ર મનુષ્યને સુખી કરી શકશે નહીં. જો કે શાહ જમશીદને તાબે થનાર, માન આપનાર અને વખાણ કરનાર લાખો ઇરાનીઓ હતા, પણ પોતાનાં દેલની તકોબરીને લીધે એ ખરેખર સુખી હતો નહીં. આપણે વધુ એમ શીખ્યે છીએ કે અભિમાન અને પાપ હંમેશ સાથેજ હોય છે, અને ખુદા અભિમાની પુરૂષને તેની તકોબરીની ટોંચપરથી નીચે નાંખે છે.

અહંકારે ભલા ભલાનાં માન મુકાવેલાં છે; ખુદાઇ કાયદાને તોડનાર શખસ પોતાનાં રાજપાટ અને સત્તાને લીધે, શિક્ષામાંથી બચી શકતો નથી. જ્યારે એક માણસ ખોટું કરે છે ત્યારે તેનો નતીજો તેને તેમજ તેની આસપાસનાંને ખમવો પડે છે. માટે દરેક માણસ પોતાની તેમજ તેની આસપાસનાની સ્થિતિ માટે જોખમદાર છે.

માટે આપણે જોયું કે શાહ જમશીદે પાપ કર્યાથી અને બદી ઉત્પન્ન કર્યાથી જે કાંઇ તેનાંમાં સારૂં અને શ્રેષ્ટ હતું તે સઘળું ખોયું. ઝંદ અવસ્તામાં, ખ્રિસ્તી ધર્મનાં જેવો વિચિત્ર ખ્યાલ શીખવવામાં આવ્યો નથી કે દરેક શખસ તેનાં જન્મથીજ પાપી અવસ્થામાં, પહેલા આદમને લીધે અવતર્યો છે, અને દરેક બાળક તેનાં પાપના શ્રાપ તળે જન્મ લેય છે માટે "બેપ્ટીઝમ"ની ક્રીયા થવી જોઇએ કે જેથી તે બાળકનો આત્મા પાપથી મુકત થઇ ફરી જન્મ લેય.

જરથોસ્તી ધર્મ પ્રમાણે દરેક બદી અને પાપ મનુષ્યની સ્વતંત્ર ઇચ્છાશકિતમાંથી ઉત્પન્ન થાય છે. આપણાં પવિત્ર પુસ્તકોમાં પાપને, હાલનાં તત્વજ્ઞાનની કેટલીક ચોપડીઓમાં ભલાઇના એક હલકા પ્રકારના દરજ્જા તરીકે ચિતારવામાં આવ્યું છે, તેમ ચિતારવામાં આવ્યું નથી. ભલાઇ અને સચ્ચાઇથી પાપ ઉલટીજ ચીજ છે. તેજ પ્રમાણે પાપને ભલાઇ યા સચ્ચાઇના કુદરતી યા જરૂરી રૂપાંતર યા આકારભેદ તરીકે ઓળખાવવામાં આવ્યું નથી; યા તો પાપને મનુષ્યની ટુંક કાયનાતનાં યા અપૂર્વ સ્વભાવના પુરાવા તરીકે જણાવવામાં આવ્યું નથી.

મનુષ્યના શારીરીક સુખના કહેવાતા દાવાઓના બહાણાં હેઠળ યા તો વાસનાઓની અનિવાર્ય લાલચોના દબાણના ઓથાં હેઠળ, અથવા તો મનુષ્યના સ્વભાવની માફ કરી શકાય એવી નબળાઇનું

કારણ બતાવી, પાપ યા બદીની ગંભીરતા ઓછી કરવાનું આપણાં ધર્મનું શિક્ષણ નથી. આપણને આપણો ધર્મ ખુલ્લું સમજાવે છે કે સમાજ યા કુટુંબ યા તો જે શખસ બદીમાં ફસે છે, તે દરેકના બાબમાં પાપનું સેવટ અસંખ્ય દુઃખો અને કંગાળીયતપણાંમાંજ આવશે માટે ઇંદ્રિયના (sensuality) ને આપણો ધર્મ દુર્ગુણ તરીકે ઓળખે છે અને તેને ઠપકા પાત્ર ઠેરવે છે.

જરથોસ્તી ધર્મ આપણને સ્પષ્ટ સમજાવે છે કે જે જીંદગી નિયમીત, મિતાહારી અને વાસનાના અતિષય સંતોષથી નિરાળી હોય છે તે સહેલાઇથી બદફેલી અને લાલચો સામે ટક્કર ઝીલી શકે છે. કામવાસનામાં સર્વેથી સખત પ્રકારનો અંકુશ આપણા પોતા ઉપર રાખવા આપણો ધર્મ શીખવે છેઃ "એમ કહે છે કે જે શખસ ઇંદ્રિયનું સુખ હદ ઉપરાંત ભોગવે છે તેની નીતિ ભ્રષ્ટ બને છે, માટે ઇંદ્રિયનું સુખ તેટલીજ હદ સુધી જવું જોઇએ કે જેથી નીતિને યા આત્માને નુકસાન પુગે નહીં. અસલના જ્ઞાની પુરૂષોએ શારીરીક દોલતની નાપાયદારી જ્યારે જોઇ અને મીનોઇ દોલતની અમર્ગી જ્યારે પિછાણી ત્યારે તેઓ એવાં અનુમાન ઉપર આવ્યા કે જો હદ સુધીમાં મનુષ્ય પોતાનું શારીરીક સુખ ભોગવે નહીં તો જરૂર તેની આત્મિક ખીળવણીને નુકસાન પહોંચે, માટે હદ ઉપરાંતના શારીરીક સુખ તજવાની તેઓની સલાહ હતી... તેઓનાં મત મુજબ આ પ્રમાણે ચાલવા માટે એકજ રામબાણ ઇલાજ અને સિધ્ધાંત હતો અને તે પવિત્રાઇનો ખ્યાલ હતો... તેઓ કહેતા હતા કે જેમ મધ્યમસરનું ખાવું શરીરને ફાયદાકારક છે તેમ મધ્યમસરનું બોલવું આત્માને લાભકારી છે."[૧] "તેઓ એટલે હદ સુધી કહેતા હતા કે કંઇ પણ ચીજ યોગ્ય ઉપરાંત યા યોગ્ય જોઇએ એથી ઓછી કરવાને લીધે પાપની શરૂઆત થાય છે

---

૧. દ. દા. દીન, ૧૩. પુ ૯. પા ૪ અને ૫.

જ્યારે મિતાહારપણું સદગુણનું મૂળ છે,"[1] "જ્યારે એક શખસ પોતાના ધર્મ પાળનારાને બીજો પંથ જાણી જોઇને અખત્યાર કરવા લગાડે છે અને તેને આડે માર્ગે લઇ જાય છે ત્યારે તે પેશોતનનાં પાપ માટે સજાવાર ઠરે છે."[2] "જે શખસ પાપી કામો કરવા ચહાતો નથી તેને ઘણો ફાયદો થાય છે, જે શખસ બુરાઇ તરફ ઢળે છે તેને માટે દુઃખ સરજાયલું છે."[3] "બુરાઇનું બાળક દુર્ગુણ છે અને દુર્ગુણને લીધે લોભ, ગુસ્સો, અદેખાઇ, અંતસ, જુઠાપણું, બખીલાઇ, નગુણાપણું, જુલ્મ, દગલબાજી, કંગાળીયતપણું, ઠગબાજી, દુઃખ અને નાશ વિગેરે બદીઓ હસ્તિમાં આવે છે."[4] ખરાબ વિચારો મનમાં રાખવાની અને બુરી ઇચ્છાઓ ઉપર મનન કરવાની જરથોશ્તી ધર્મ પ્રમાણે મનાઇ છે: "ઓ હોમ, જે બુરી સ્ત્રી પોતાનું શરીર મનુષ્યની વાસના સંતોષવા અપર્ણ કરે તે સામે તારો ગુરજ તું ફેંક!"[5] "જો એક જવાન મરદ એક જવાન ઓરત સાથ મુલાકાત કરે અને તેની સાથ માત્ર ખાઇ પી સંતોષ પામે છે. પણ તે સ્ત્રી માટે કામાતુર થતો નથી તો તે ખરો પવિત્ર શખસ છે."[6] "જે સ્ત્રીએ કોઇની પણ સારી સલાહ નહીં મળવાને લીધે કોઇ બીજા શખસ સાથ વ્યભિચાર કીધો હોય તો તે સ્ત્રીને તેનો ગુનાહ માફ છે અને તે નિર્દોષ ગણાવી જોઇએ."[7] આ ફકરાઓ દેખાડે છે કે અસલના અશો નરો પતિવ્રતપણાંને કેટલો આલા દરજ્જો આપતા હતા.

ઝંદ અવસ્તાના અનેક ફકરાઓમાં આપણે પાપ અને ગુનાહ સામે અહુરમઝદને વિરોધ દર્શાવતાં જોઇએ છીએ. આ પુસ્તકમાં

---

૧. દ. દા દીન. ૧૦. પુ. ૬. પા. ૧૧.
૨. વંદી. ૫રગ. ૧૫. ફ. ૨.
૩. દ. દા. દીન. પુ. ૧૦. પા. ૨૪
૪. દ. પે. દીન. પુ. ૫ પા. ૩૨૬.
૫. યજ. હા ૯. ફ. ૩૨.
૬. દ. દા. દીન. ૧૩. પુ. ૬. પા. ૧૧.
૭. દ. પે. દીન. પુ. ૭. પા. ૪૪૧.

આપણે વાંચ્યે છીએ કે સઘળી વસ્તુઓનું મૂળ કારણ અહુરમઝદ છે; પણ બદી અને નાપાકી તેનેથી ઉત્પન્ન થઇ નથી અને તે સાહેબ ગુનેહગારોને સદા ધમકી અને સજા ફરમાવતા રહે છે. અસલના પાક અને અશો ગ્રંથકારોનાં મત મુજબ દરેક આત્મિક અને શારીરીક બદી મનુષ્યની કપટી અને નાપાક ઇચ્છા શક્તિને આભારી છે. "સર્વે પાપી શખસો દરૂજ યા અંગ્રમનના સ્વરૂપ મિસાલ છે; તેઓ સચ્ચાઇને ધિક્કારનારા થાય છે; સચ્ચાઇ સામેની તેઓની શત્રુતાને લીધે તેઓ અહુરમઝદ સામે બંડ ઉઠાવનારા ગણાય છે. જે શખસો તે માલેક (અહુર) સામે વિરોધ બતાવે છે તેઓ અધર્મી અને નાસ્તિક છે; તેથી તેઓ મોતને પાત્ર છે."[1]

ઝંદ અવસ્તામાં જણાવેલી બદીઓમાંની નીચલી ગંભીર પ્રકારની છે અને તેને પાપ તથા ગુનાહની ઉપમા આપવામાં આવી છેઃ નાપાકી;[2] બખીલાઇ[3] આપમતલબીપણું;[4] લોભ,[5] વ્યાજખોરી;[6] અદેખાઇ, અંટસ; નગુણાપણું;[7] મગરૂરી, ગર્વ, તકોબરી, હુંપણું, આપવડાઇ, શેખી;[8] નાતાબેદારી અને બેવફાઇ;[9] જુઠાપણું, અસત્ય, ઠગબાજી તથા ભુતપિશાચવિદ્યા, જાદુ, ઇલમ, મંતર અને વહેમી માન્યતાઓ અને કાર્યો;[10] અપ્રમાણિકપણું, વિશ્વાસઘાત, બેવચની થવું, ખોટા સોગંદ

---

૧. વંદી. પરગ. ૧૯. ફ. ૧૮.

૨. ઉપલુંજ.

૩. વંદી પરગ. ૧૮. ફ. ૩૪-૩૭.

૪. વંદી. પરગ. ૧૮, ફ. ૩૪-૩૭.

૫. દ પે દીન. પુ. ૫. પા. ૩૧૪ અને ૩૨૬.

૬. વંદી પરગ. ૩. પા. ૪૧

૭. દ. પે. દીન. પુ. ૫. પા. ૩૨૬.

૮. યજ. હા. ૩૩. ફ ૪; હા ૬૦. ફ. ૫.; ય. ૩, ફ ૮; મીનોઇ ખેરદ પ્ર. ૨૧, ફ. ૪૦.

૯. ઉપલુંજ.

૧૦. ઉપલુંજ અને વંદી. પરગ. ૧ અને ૨; દ. પે. દીન. પુ. ૭. પા. ૪૪૫ અને ૪૪૬.

આવા, ગેરઇનસાફ, બીજાના માલનો ખોટો કબજો લઇ તેને નુકસાન પુગાડવું, લુટફાટ, ચોરી;[1] હલકાઇ, કપટ, વેર, ગુસ્સો, નીંદા, બદગોઇ તથા ચુગલી;[2] જાણીજોઇને અજ્ઞાન રહેવું; બેદરકારી, ધાર્મિક, સામાજીક યા ઘર તરફની ફરજોમાં બેપરવાહ રહેવું;[3] અધર્મીપણું, પરાયા ધર્મ તરફ ઢળવું, નાસ્તિકપણું, ધર્મઆસ્થા નહીં રાખવી, કુદરતપરસ્તી અને મુર્તિપૂજન;[4] જોર જુલમ અને મનુષ્ય તથા જાનવર પ્રત્યે ઘાતકીપણું;[5] સન્યાસ લેવો, યા શરીરને કઠોર બનાવવું, અપવાસ કરવો, ભુખમરો સહેવવો, કુંવારા રહેવું યા રાજીખુશીથી ગરીબાઇ અખત્યાર કરવી;[6] આળસાઇ, બીનઉત્સાહ રહેવું, આબાદી ફેલાવવા યા દોલત મેળવવામાં પછાત પડવું, અને ભીખ માગવી;[7] અયશઆરામ, ઉડાઉપણું અને બરબાદી;[8] જુદદીન લગનો, નાસ્તિકો યા જુદદીનોને લગનમાં બાળકો આપવાં, એકથી વધુ બાયડી રાખવી, સ્ત્રીલંપટ, બદફેલી, વ્યભિચાર, અકુદરતી વ્યવહાર કરવો; હમેલ તોડવા યા કસુવાવડ

---

૧. ય ૧૦ ફ. ૨; વંદી. ૫રગ. ૪ ફ. ૧-૧૬; દ. દા દીન. પુ. ૧૨. પા. ૪૭ વીગેરે

૨. ય. ૩. ફ. ૮; દ. પે. દીન. પુ. ૫. પા. ૩૨૫; દ. દા. દીન. પુ. ૧૨. પા. ૪૯ અને ૪૭; વંદી. ૫રગ. ૨, ફ. ૨૬; ૨૦, ફ. ૪૩; વીગેરે.

૩. મીનોઇ ખેરદ પ્ર. ૫૮. ફ. ૧૭; ૫૯, ૬-૧૦.

૪. વદી. ૫રગ. ૧૫, ૨; દ. દા. દીન. પુ. ૧૨. પા. ૪૫ ૪૬; મીનોઈ ખેરદ ૩૬, પ્ર. ૧૬-૧૯; ૪૨, ફ. ૮ અને ૯; સીકંદ ગુમાની વીજાર પ્ર.૧૦, ફ. ૫૭-૬૦ વીગેરે.

૫. વંદી. ૫રગ. ૪, ફ. ૪૮; ૧૫, ફ. ૩-૮; ૧૩, ફ. ૧૦-૧૨; દ. દા. દીન. પુ. ૧૦, પા. ૨૧; દ દા. દીન. પુ ૧૨, પા. ૪૮; દ. પે. દીન. પુ. ૧, પા. ૨૧; દ પે. દીન. પુ ૫. પા. ૩૨૫; મીનોઇ ખેરદ પ્ર. ૫૯, ફ. ૮ વીગેરે.

૬. વંદી. ૫રગ. ૩, ૩૩; ૪, ફ. ૪૪-૪૮; દ. પે. દીન. પુ. ૧, પા. ૨૩, સદર પ્ર. ૮૩.

૭. વંદી. ૫રગ. ૩, ફ. ૨ અને ૩, ૨૪-૩૨; પ્ર. ૧૮, ૧૫-૩૫; દ. પે. દીન પુ. ૨, પા. ૭૪.

૮. વંદી. ૫રગ. ૫. ફ. ૫૯-૬૧; દ. પે. દીન. પુ. ૧. પા. ૩; પુ. ૫. પા. ૨૮૫ વીગેરે

કરવી;[૧] આરોગ્યતાના નિયમોનો અનાદર કરવો, ગલીચી રાખવી, અસ્વચ્છ અને મના કરેલી ચીજો ખાવી, ચેપી રોગવાળાં સ્ત્રી પુરૂષો સાથ સમાગમમાં આવવું, અસ્વચ્છ યા રોગીષ્ટ સ્ત્રી પુરૂષો સાથ સ્પર્ષ કરવો, હુવા, પાણી, આતશ, જમીન, ઝાડપાણ, ખોરાક, સામાન, મકાન, ખેતર, કપડાં વીગેરે સારી વસ્તુઓને સીધી યા આડકત્રી રીતે, ગલીચ, ખરાબ રોગીષ્ટ વસ્તુ યા નસા સાથ (અણધાર્યા સંજોગ શિવાયમાં) એક કરવી;[૨] જોરજબરી, ખુનામરકી, ખુન કરવું યા આપઘાત કરવો,[૩] એક માણસનાં મરણ ઉપર રડવું, માહેતમ કરવું યા વિલાપ કરવો.[૪]

ઝંદ અવસ્તામાં જણાવેલી સઘળી બદીઓની ટીપ બનાવવા જતાં આ ચોપડીમાં ઘણી જગા રોકાઇ જાય એમ છે. માટે ઉપર જણાવેલી અવસ્તામાં માલુમ પડતી બદીઓ વર્ણવી હું સંતોષ પકડીશ. જરથોસ્તી ધર્મ મુજબ પાપ અને ગુનાહ શું ચીજ છે તે આ ઉપરથી સ્પષ્ઠ માલુમ પડી શકે છે. પણ પાપ યા ગુનાહનો ખરો ભાવાર્થ શું છે તે દર્શાવવા હું ટુકમાં એટલુજ કહીશ કે જો એક શખસ જાણી બુજીને ખરાબ વિચારો તેનાં મનમાં પેસવા દે, જો તે બુરા શબ્દો ઉચ્ચારે યા બુરાં કામો કરે, જો તે જાણી જોઇને અહુરમઝદની મરજી અને કાયદા વિરૂધ્ધ વર્તે, જો તે સીધી યા આડકત્રી રીતે તેની પોતાની યા બીજાની જીંદગીને નુકશાન પહોંચાડે યા તેનો

---

૧. વંદી. પરગ. ૧૮. ફ. ૬૧–૬૫; પરગ, ૧૫ ફ. ૯ ૧૯; યજ. હા. ૯. ફ. ૩૨, દ. પે. દીન. પુ. ૧. પા. ૧૫ અને ૫૫; પુ. ૨, પા. ૭૪, ૯૦ અને ૯૧; પુ. ૫. પા. ૩૧૫, પુ. ૯, પા. ૮૨; મીનોઇ ખેરદ, પ્ર. ૩૬, ફ. ૨૭; સદર પ્ર. ૯, ફ. ૧ અને ૨; પ્ર. ૬૩, ફ. ૧, ૨ અને ૭ વીગેરે.

૨. વંદી. ૫. ફ.૫ થી ૧૦.

૩. વંદી. પરગ. ૪, ફ. ૧૭–૪૩ અને પરગ. ૧૫, ફ. ૧૨ વીગેરે.

૪. દ. દા. દીન. પુ. ૧૭, પા. ૨૨; દ. દા. દીન. ૧૨, પુ. ૬. પા. ૪૭. મીનોઇ ખેરદ પ્ર. ૬, ફ. ૧૩ વીગેરે.

અંત લાવે યા તો સજીવ યાતો નિર્જીવ વસ્તુને, અથવા તો શારી-રીક યા આત્મિક વસ્તુ યા શક્તિને જો તે જાણી જોઇને હાણી પુગાડે યા તેનો ગેરઉપયોગ કરે તો તેણે ગુનાહ કીધેલો કહેવાય અને આ તેમજ પેલી જહાનમાં શારીરીક તેમજ આત્મિક શિક્ષાને પાત્ર બને છે.

દરેક પાપીને તેની શિક્ષા નિર્માણ કરનારાઓમાં અહુરમઝદ પ્રથમ છે. તે સાહેબ દરેક પ્રકારની શિક્ષા મુકરર કરે છે.[1] તે સાહે-બની પછી જરથુશ્ત્રોતેમો યાને જરથોશ્ત પયગામબર, દીનના સ્થાપક તરીકે આવે છે. તેવણ પછી સઓશ વેરેઝો યાને પાપ નિવેદન (confession) કરાવનારા ધર્મઉપદેશકો આવે છે અને ત્યાર પછી ન્યાયાધીશો અને સત્તાધિકારીઓ આવે છે.

પાપના પ્રમાણમાં યાને તેના મહત્વ અને ગંભીરતાના પ્રમા-ણમાં શિક્ષા ફરમાવામાં આવી છે. આવી શિક્ષા પાપી શખસો, સ્ત્રીઓ, સમાજ યા બદીમાં ગરકાવ થયલી કોમ યા પ્રજાને પણ ફરમાવામાં આવે છે. એ શિક્ષા અનેક સાધનો મારફતે બજા લવાય છે; દંડ, સખત કેદખાનુ આપ્યાથી, યા ચાબુક, લાઠી, ગુરજ, તલવાર, ભાલા, તીર, છરી યા એવા હથીયારવડે શરીરપર ઘા કર્યાથી, અથવા ખરાબ ખોરાક, પાણી, હવા, મકાન, અંધારા ગારમાં મનુષ્યને સબડાવ્યાથી; યા બળજબરીથી તેની જીંદગીનો અંત લાવ્યાથી, પુરૂષ સ્ત્રીને સજા કરી શકાય છે; કુદરતી આફતો, જેવી કે કીડી, તીર, કરોળીઆ, સાપનાં ટોળાં દેશમાં છોડી મેળાને, યાતો દુકાળ, રેલ, સખત શિઆળો, અનાવૃષ્ટિ, ભૂખમરો, રોગ, મરકી, મરણ અને આબાદીની પાયમાલી જેવા કુદરતી ગજબથી, અહુરમઝદ એક પાપી પ્રજાને શિક્ષા કરે છે; તેમજ મનુષ્યના આત્મા મારફતે, તેની આત્મિક અમર્ગી નાબુદ કરીને તેને શિક્ષાએ પહોંચાડે છે.

---

૧. ગાથાઓ અને વંદીદાદ જુઓ.

અહુરમઝદે યમ (જમશીદ) ને અમર્ગ બનાવ્યો અને ઇરાન સરજમીનના શહેનશાહોમાં તેને સર્વેથી શ્રેષ્ટ, દબદબાભર્યો અને આબાદ બનાવ્યો. તેની રૈયતને અતિ સુખી, આબાદ, નિરોગી અને અમર્ગ બનાવી. પણ આપણે જોયું તેમ જમશીદ પાદશાહે પાપ કીધાં અને તેમાં તેની રૈયતે સામેલ થઇ તેને મદદ કીધી જેથી તેની અને તેની રૈયત ઉપર અહુરનો કેહેર, પાયમાલી, નાશ અને મોતનાં આકારમાં ઉતર્યો હતો. શાહ જમશીદની મોટાઇ અને કીર્તિ જતાં રહ્યાં; તેની સત્તા અને અમર્ગી ગુમ થઇ ગઇ; અને દુકાળ, સખત શિઆળા, રેલ, તોફાન, અનાવૃષ્ટિ, ભુખમરો, ઉપદ્રવો, મોત અને નાશ જેવી કુદરતી આફતોમાં તેની રૈયત સપડાઇ. શાહ જમશીદ અને તેની રૈયતમાં તેઓનાં પાપી વર્તણુને લીધે કેવા ભયાનક અને ઓચીંતા ફેરફારો થયા હતા![1]

ઝંદ અવસ્તા આપણને શીખવે છે કે મનુષ્ય પર અને પ્રજા પર પડતી આફતો તેઓનાં પાપને લીધેજ છે. શાહ જમશીદ અને તેની રૈયતને તેઓના પાપ માટેજ યોગ્ય શિક્ષા થઇ હતી. પણ જે જે પાપો અને બદીઓ મનુષ્યો કરે છે તેનો જો આપણે ખરો ખ્યાલ લઇએ તો તેઓ માટે ફરમાવેલી સજા ઘણી ઓછી આપણને માલુમ પડશે.

જેમ અવાજનો પડઘા પડે છે તેજ મિસાલ મનુષ્યનું સુખ યા કંગાળ્યતપણું તેનાં સારા યા બુરા કામોના પડઘા સમાન છે. "અકેમ અકાઇ વંઘુહીમ અશીમ વંઘહુવે=બુરા શખસને માટે દુઃખ અને અશોને માટે સારા આશીર્વાદ."[2] આતો એક મહત્વનો અને નિર્વિવાદ નિયમ છે કે મનુષ્યની સારી યા બુરી કરણી તેનાં સુખ યા

૧. વંદી. ૫૨૪. ૨. અને તેની ઉપરની પહેલવી સરેહ; ૫. ૧૯.

૨. યજ. હા. ૪૩. ફ. ૫; હા. ૩૦. ફ. ૫, ૧૦, ૧૧.

તેની આફતના આકારમાં તેની તરફ પાછી ફરે છે. ઉપર જણાવેલા અવસ્તાના ફકરાઓ આપણને જણાવે છે કે નેકી અને બદી વચ્ચે, અશોઇ અને પાપ વચ્ચે ચાલુ વિરોધ હોય છે. અશોઇ અને બદફેલી વચ્ચે, પ્રમાણિકપણું અને ચોરી વચ્ચે, ખંત અને આળસ વચ્ચે, ધર્મઆસ્થા અને નાસ્તિકપણાં વચ્ચે, પ્રકાશ અને અંધકાર વચ્ચે યા બહેશ્ત અને દોજખ વચ્ચે કદીપણ હમશરીકત બની નથી અને કદીબી બનશે નહીં. આપણા ધર્મ પુસ્તક પ્રમાણે એક મનુષ્ય સુખી યા દુઃખી, પોતાના મનની અશોઇ યા બદી તરફની વૃત્તિ પ્રમાણે થશે. જો તેની વૃત્તિ બદી તરફજ હોય તો તે સુખનો હિસ્સો મેળવવાનો દાવો કરી શકે નહીં. કોઇપણ સત્તા બુરા શખસને સુખી કરી શકવા જેટલું બળ ધરાવતી નથી. "બુરાને માટે દુઃખ" સરજાયું છે એવી જે ધમકી ઝંદ અવસ્તામાં આપવામાં આવી છે તે માત્ર ખોટો દમ નથી. એ વિષેના અચુક પુરાવા આપણને ઇતિહાસ ઉપરથી ઘણા મળે છે. શું વંદીદાદનાં પહેલાં પ્રકરણમાં આપણે જોઇ શકતા નથી કે ઇરાનની સુંદર જમીન ઉપર અને બીજા અનેક દેશો ઉપર કુદરતનો કોપ કેમ વરસ્યો હતો? સખત અને લંબાણુ શિઆળા વિષે, તીર અને કીડીનાં, જાનવર, ઝાડપાન અને પાક નાશ કરનારા ટોળાંઓ વિષે, મનુષ્યો પ્રજાઓ અને જાનવરોમાં ફેલાયલા રોગ અને મરકી વિષે, શું આપણે એ પુસ્તકમાં વાંચતા નથી? વંદી. ૨ માં અને ય. ૧૯ માં શું આપણે નથી જોઇ શકતા કે શાહ જમશીદનું રાજપાટ રૈયત, રેલ, હીમ, તોફાન, અનાવૃષ્ટિ, દુકાળ, ભૂખમરા દુઃખ અને મોતથી કેમ પાયમાલ થઇ ગયાં? એક વખતની સુખી, સુંદર, મોટી વસ્તીવાળી આ મહાન સલતનતનો, ઉપદ્રવ, આફત અને પાયમાલીમાં સપડાવાથી, કેવો ભયાનક અંજામ આવ્યો! યજ. હા. ૩૦, ફ. ૫, ૧૦, ૧૧, અને હા. ૪૩. ફ. ૫ માં જણાવેલી ગંભીર ચેતવણીના સ્પષ્ટ અમલ સિવાય આ બીજું શું હતું?

પણ જે આફતો શાહ જમશીદની તમામ રૈયત, સઘળાં જનાવરો, ઝાડપાન વિગેરે ઉપર વરસી તેનો આપણે શું ખુલાસો કરીશું? શું તેનાં રાજ્યમાં કોઇ પણ નિર્દોષ સ્ત્રી, પુરૂષ કે બાળકો નહીં હતાં? શું જનાવરો, ઢોરો, ઝાડપાન શાહ જમશીદ અને તેની રૈયતનાં પાપ માટે જવાબદાર હતાં? આપણા જમાનાના બનાવો ઉપર અગરજો આપણે ખ્યાલ કરીશું તો તે જમાનાના બનાવો આપણને અજાયબી ઉપજાવશે નહીં. ય. ૧૯ માં અને વંદી. ૧ અને ૨ માં જણાવેલી ખરી વિગતો આપણાં પોતાના હાલનાં જ્ઞાન અને અનુભવ પરથી સાબેત થાય છે. આપણે જાણ્યે છીએ કે ખુદાએ જરમનોને શું શિક્ષા કીધી છે. તેઓએ લડાઇ કરાવનાર બુરા આસામીઓ ઉપર આંધળો વિશ્વાસ રાખ્યો હતો. પોતાની કરણી માટે જરમની દેશને ઘણું ખમવું પડયું છે, હજી તે દેશ તે માટે ઘણું ખમે છે અને હજી વધુ શિક્ષા ખમવાને લાયક છે. ગ્રેટબ્રીટન અને તેના મિત્ર દેશોને જરમનીએ ભારે દંડ આપવાનો છે અને તેના બોજા હેઠળ આ દેશ કચડાઇ જશે અને ગરીબાઇ અને કંગાળ્યતપણાંમાં સબડશે. જરમનીના જુદા જુદા ભાગોમાં બંડની અગ્નગાર લાગી રહી છે. એક વખતના મહાન સામ્રાજ્યમાં સ્થળે સ્થળે ભડકા સળગી ઉઠયા છે. પણ જરમન પ્રજા ઉપરની આ સઘળી આફત તેની બુરી કરણીનું પરિણામ છે અને તેની બદીની વાજબી શિક્ષા છે. જરમન પ્રજામાં જે શખસો નિર્દોષ હોય તેવા માટે આપણને દયા ઉપજશે; પણ વધુ દયા તો લડાઇને લીધે ખમનાંરા બીજા દેશો ઇંગલાંડ, ફ્રાંસ, બેલજીયમ, ઇટલી, અમેરીકા, ઑસ્ટ્રેલીઆ અને હિન્દુસ્થાનમાં વસતા નિર્દોષ લોકોને માટે આપણને ઉત્પન્ન થયા વગર રહેશે નહીં; કેમકે તેઓના વાંક યા ગુનાહ વગર તેઓને ખમવું પડયું હતું. ખરૂં જોતાં તમામ આલમને આ ગમખાર લડાઇને લીધે સહન કરવું પડયું છે.

જ્યારે એક મહાન પ્રજા કાંઈપણ આફત યા સંકતમાં સપડાય છે ત્યારે તમામ દુન્યા થોડે યા ઘણે ભાગે દુઃખ પામે છે. છેલ્લી લડાઇમાં ભાગ લેનારાં રાજ્યો, ઇંગલાંડ, ફ્રાંસ, બેલજીયમ, ઇટલી, રશ્યા, અમેરીકા, ઑસ્ટ્રેલીઆ અને હિન્દુસ્થાનની આફતોને લીધે દુન્યાના સઘળા ભાગોમાં આફતનાં છાંટા ઉડયા છે અને સર્વે ઠેકાણે મંદીની અસર માલુમ પડે છે. ફ્રાંસ, ઇટલી, રશ્યા વિગેરે દેશો ઇંગલાંડના કરજદાર બન્યા છે. જો આ કરજ ભરપાઇ કરવામાં તેઓ નિષ્ફળ નિવડે તો ઇંગલાડને ખમવું પડે એમ છે. અને જો ઇંગલંડ પોતાનું દેવું અમેરીકાને ભરપાઇ નહીં કરી શકે તો અમેરીકાને સહન કરવું પડશે. આ ઉપરથી જણાશે કે દુન્યાની આબાદી દરેક દેશની આબાદીમાં સમાયલી છે.

ય. ૧૯ અને વંદી. ૧ અને ૨ માં જણાવેલાં સત્યોના પુરાવા છેલ્લી મહાન લડાઇ પુરો પાડે છે. આ યુદ્ધ ખુલ્લી રીતે આપણને સમજાવે છે કે એક શહેનશાહ અને તેની રૈયતનું ભવિષ્ય તેઓની ચાલચલણ અને વર્તણુક ઉપર આધાર રાખે છે. તેઓમાં સમાયલાં આત્મિક તત્વ ઉપર સઘળો આધાર રહે છે અને આફતના વખતમાં આજ તત્વ લાંબો વખત ટકી રહે છે. હાલનું જરમની આની અર્થ સુચક ગવાહી આપે છે. જરમનીમાં સંસારી સુધારાઓના વેગે ધર્મ સંબંધી સુધારાઓ થયા ન હતા. આ દેશે સંસારી બાબદમાં જે અજાયબ જેવો વધારો કીધો હતો તેને પરિણામે લોકોનુ ચિત ધર્મ તરફથી વેગળું જઇ સંસાર વહેવારમાં વધુ અને વધુ લપટાતું ગયું. કયસર અને તેની પ્રજા ખુદાને ભુલી ગઇ અને વ્યવસ્થિત બળ માત્ર સર્વે શકિતમાન છે એમ માનવા લાગી. આ બળની અસર દુન્યાને જાહેર કરવાનું તેને સુજ્યું પણ તેના પ્રયત્નમાં શરમભરી રીતે નિષ્ફળ નિવડવાથી તેને મિત્રો રાજ્યોના નામોશી

ભર્યા કરારો કબુલ કરવા પડયા. તેઓની સ્થિતિ હવે ઘણી તંગ બની છે. વરસો સુધી આવી સ્થિતિમાં તેઓને સબડવું પડશે અને પોતાની આત્મિક બળ તરફની બેદરકારી માટે, પોતાનાં નાસ્તિકપણાં, મગરૂરી, અહંકાર, ગેર ઇનસાફ, જોર જુલમ, ઘાતકીપણાં, ખુનરેજી અને બીજાં ઘોર કુકર્મો માટે તેઓને ભારે દંડ આપવો પડશે. શાસ્ત્રોમાં પ્રવિણ થયલી એક પ્રજાને આવી સ્થિતિમાં સબડતી જોવી ઘણું દુઃખ ભર્યું છે; પણ જે શખસો પોતાનો કીંમતી મીનોઇ ખજાનો દુન્યાની તકલીદી નિર્જીવ વસ્તુ સાથ અદલ બદલ કરે તેનો આજ ફેજ આવે છે.

પાપીઓ માટે મુકરર થયલી શારીરીક શિક્ષાઓ માટે આપણે પુરતું વિવેચન કીધું છે. પણ હવે, અશારીરીક (incorporeal) યા આત્મા વડે થતી શિક્ષા વિષે ઝંદ અવસ્તામાં શું લખાણ મળે છે તે ઉપર વિચાર કરીએ. આપણાં ધર્મ સાહિત્યો કહે છે કે અશો લોકો માટે સર્વેથી ઉત્તમ બદલો સારૂં અંતઃકરણ છે. એક સારાં અંતઃકરણ કરતાં વધુ ખુશકારક, આરામ આપનાર અને સલામત બક્ષેશ બીજી કોઇ નથી. જે શખસનું અંતઃકરણ સાફ હોય છે તે આ દુન્યામાં તેમજ મીનોઇ જહાનમાં યાતો દુન્યાની કોઇપણ સ્થિતિમાં સુખી અને ખુશાલ રહી શકે છે. પોતાની જીંદગીની કોઇપણ અવસ્થામાં તે સંતોષ પકડી શકે છે.[૧] પણ પાપી અંતઃકરણ ધરાવનાર બુરા શખસની કેવી ખરાબ સ્થિતિ હોય છે? અંતઃકરણના ડંખને લીધે દલગીરી, ગમગીની અને સર્વેથી ખરાબ પ્રકારની બેચેની ઉત્પન્ન થાય છે. એવા શખસને શાંતિ, આરામ કે ચેન પડતું નથી અને તે મોટા ભયમાં સદા રહે છે. "જે શખસ અશો નરોને છેતરે છે તેનો આયંદે નાશ થશે. તે અંધકારના ગારમાં સબડશે, તેનું

૧. વંદી. ૧૯. ૨૯-૩૪; ય. ૨૪, ફ. ૫૪.૬૪; અઓગેમદએ (જુદો ભાગ) ૫-૨૪

ખાનું ખરાબ થશે અને તેની જબાન ભ્રષ્ટ બનશે. અને ઓ પાપી શખસ! આવી કંગાળ જીંદગી તું તારા અંતઃકરણ મારફતે ભોગવશે."[૧] તે સુખી દીવસ ગુજારે છે એમ કદી કોઇ કહી શકશે નહીં, અંગ્રમન તેને દોલત યા શાંતિ ભોગવવા દેતો નથી, અને મરણને કાંઠે જ્યારે દીલાસાની અતિ ભારે જરૂર તેને પડે છે ત્યારે અંગ્રમન તેનાં અંતઃકરણને જાણે કાણુસ વતી ઘસી નાખે છે. "ઓ તું વિનાશી શરીર, સારા વિચાર, વચન અને કામો કર અને દુન્યાનાં પેટાંમાં અંગ્રમને બનાવેલા ભયાનક, ત્રાસદાયક, અંધારા, ભુલાવો ખવાડનારા ગારમાં મને ના નાંખ."[૨] ઝંદ અવસ્તા આપણને ઘણું અગત્યનું સત્ય શીખવે છે કે આ દુન્યામાં દંખ દેતાં અંતઃકરણથી ખરાબ શિક્ષા કરનાર બીજું કાંઇ નથી. અગર જો પાપમાંથી બચવાને આપણે આપણી ઉપર બીજો કાંઇપણ અંકુશ મુકયે નહીં તોપણ પાપીનો ફેજ શું આવે છે તે આપણું અંતઃકરણ આપણને દેખાડવાને અને પાપમાંથી મુકત રાખવાને પુરતું સાધન છે. પાપથી અંતઃકરણનો કેમ નાશ થાય છે અને તેને કેવું ભારે નુકશાન પહોચે છે તે ઝંદ અવસ્તા ખુલ્લું સમજાવે છે.

બાળકને જનમ આપતી વખતની માતાની વેદના અતિ ભારે હોય છે. પણ જનમ આપ્યા પછી એક માતા બન્યાના ખ્યાલથી તે સ્ત્રી એટલી ખુશી થઇ જાય છે કે પોતાનું સઘળું દુઃખ તે ભુલી જાય છે. ઝંદ અવસ્તા જણાવે છે કે જ્યારે એક આત્મા પાપને જનમ આપે છે ત્યારે તેનો મામલો એથી ઉલટોજ છે. પાપને જનમ આપતી વખતે એક પાપી શખસ મજાહ મેલવે છે પણ તે પછીના પશ્ચાતાપ, દુઃખ અને મનની વેદના એવી ભારે હોય છે

---

૧. યજ હા. ૩૧. ફ. ૨૦.

૨ પૂ. પ. પુ. ૪. પા. ૭૭૬. અઓગેમઇદે.

કે તેને મેળવેલાં પળભાર સુખનો ખ્યાલ તે તદન ભુલી જાય છે. જ્યારે એક શખસ પાપને આ જગતમાં જનમ આપે છે ત્યારે તે, એક બાળકને જનમ આપતાં જે દુઃખ એક માતા ભોગવે છે, તેનેથી અતિ વધુ દુઃખ તે પોતે પેદા કરેલાં પાપના દેખાવથી પામે છે.

દેશનિકાલની સજા ઘણી દુઃખદાયક છે, છતાં પાપી અંતઃકરણનાં દંખને બદલે એ દુઃખ વેઠવાનું ઓવીડે વધુ પસંદ કીધું. અંધાપો ખરેજ કમનસીબી છે, છતાં પ્રેસ્ટીસે ખરાબ દંખના અંતઃકરણને બદલે તે પસંદ કીધો હતો. નાટક કર્તા પ્લાઉતસે શું કહ્યું હતું? તેણે કહ્યું હતું કે, "જે શખસ પોતાનાં પાપનાં દંખથી પીડાતો હોય તેનેથી વધુ કંગાળ બીજો દુન્યામાં કોઇએ શખસ નથી." પ્લુતાર્ક, સીનેકા, પ્લેટો અને બીજા નીતિ ઉપદેશકોનાં લખાણો ઉપરથી શું આપણે જોઇ શકતા નથી કે તેઓનાં મત મુજબ, પોતાના અંતઃકરણનાં દંખ કરતાં વધુ સખત શિક્ષા એક શખસને બીજી કોઇપણ ચીજ કરી શકતી નથી. આપણી પ્રસંશા પામેલા મહાન જરથોશ્તી નરોએ પાપની કંગાળ અવસ્થાનો અચ્છો ચિતાર આપણને આપ્યો છે. ગ્રીક અને રોમન ફીલસુફોની હૈયાતિની ઘણો વખત અગાઉ તેઓ મનુષ્ય જાતને શીખવી ગયા કે પાપી અંતઃકરણના વીંધી નાખનારા ઠપકા કોઇપણ મનુષ્ય ખમી શકતું નથી.

ઝંદ અવસ્તામાંથી મળતા ફકરાઓ ઉપરથી આપણે જાણી શકયે છીએ કે જરથોશ્તી ધર્મ પ્રમાણે પાપ અને અનીતિની શિક્ષા, બુરા માણસો તેઓનાં મરણ પછીજ નહીં પણ આ દુન્યામાં પોતાની હૈયાતિ દરમ્યાન પણ ભોગવે છે. આ દુન્યામાં એક દુષ્ટ માણસ પોતાનું શરીર બળ અને આત્માબળના ઘટવા સાથે દુઃખ ભોગવે છે. એવો માણસ માત્ર ખુદાથી અને તેના મિત્રોથીજ સજા પામતો નથી પણ ખુદ પોતાનાં અંતઃકરણના દંખથી શિક્ષા પામે છે. પોતાનાં

દુષ્ટ અને પાપી કામો, આ દુન્યામાં તેઓને ઐજે નહીં પહોંચાડશે એવા ખોટા ખ્યાલથી માણસો પોતાને ઠગવાની કોશેશ કરે છે. પણ જરથોસ્તી ધર્મ તો આપણને ખુલ્લું દેખાડે છે કે ઇનસાનનું અંતઃકરણ ન્યાયાધીશની પોઠી મિસાલ છે જેમાં તે સર્વોપરિ ન્યાયાધીશ અહુરમઝદ દરેક પાપની નોંધ લેય છે. એક દીવસે તે સર્વોત્તમ ન્યાયાધીશ પાસે દરેક માણસે પોતાની કરણીનું તોલ કરાવા જવાનું છેજ; પણ તેટલાં આ દુન્યામાં, તેની હૈયાતિ દરમ્યાન તેના કામોનું તોલ તેનું અંતઃકરણ કર્યું જાય છે. અંતઃકરણ પોતાનું આ કામ નિરંતર કરે છે. આપણાં પાપોની શિક્ષા આપણાં મરણ વખતેજ થવા માટે (આપણી હૈયાતિ દરમ્યાન) એક કોરે મેળાયલી રહેતી નથી; પણ તે સદા આપણે આપણી સાથેજ આપણાં અંતઃકરણમાં લઇને ફર્યે છીએ. અલબતાં ઝંદ અવસ્તા આપણને સ્પષ્ટ દેખાડે છે કે મરણ પછીની જીંદગીમાં આપણાં પાપોની શિક્ષા પરિપૂર્ણ થશેજ. છતાં, અહુરમઝદ પાપી આત્માને આ દુન્યામાં પણ તેનાજ અંતઃકરણ મારફતે દોજખનો પૂર્વાનુભવ ચખાડે છે.

આ ચેતવણી આપનાર ઉપદેશક કયાંથી આવ્યો? આપણે જોયું તેમ તે અહુરમઝદ તરફથી આવેલો છે. અંતઃકરણ મારફતે અહુરમઝદ સત્કર્મોનો બદલો આપે છે તેમજ પાપની પણ શિક્ષા કરે છે; અને તે માત્ર આજ દુન્યામાં નહીં પણ બીજોઇ દુન્યામાં પણ પાપીઓ સહન કરે છે. જરથોસ્તી ધર્મ પ્રમાણે, ત્યારે, માણસનું અંતઃકરણ તેના કામોની નીતિ યા અનીતિનુંજ તોલ નથી કરતું પણ તે સાથે તેને શિક્ષાએ પહોંચાડે છે. અંતઃકરણના અવાજને નાતાબેદાર થવાનું પરિણામ, શોક અને હૃદય કોતરી ખાનાર પશ્ચાત્તાપમાંજ આવે છે. અને જ્યાં જ્યાં પણ તે પાપી રખડે છે ત્યાં ત્યાં ખેદ અને પશ્ચાત્તાપ તેની પાછળજ લાગેલા હોય છે.[1] કવી બાયરન

---

૧. યજ, હા. ૩૧. ફ. ૨૦. ય ૨૨. વંદી. પરગ, ૧૯, ફ. ૨૯–૩૪ અમોગેમઘદે

કહી ગયો છે તેમ, "ઇનસાનની અંતરમાં સમાયલાં આ દોજખનું બ્યાન કોઇએ સાંભળ્યું નથી યા તે કોઇ વર્ણવી શક્યું નથી."

હવે, આપણે પાપીઓ માટે મુકરર થયલી છેવટની ભારે શિક્ષા ઉપર વિચાર કરીએ. ય. ૧૯ મીમાં આપણને કહેવામાં આવે છે કે જ્યાં સુધી શાહ જમશીદ પાપ તરફ ઢળ્યો ન હતો, ત્યાં સુધી તેનાં રાજ્યમાં બુઢાપો યા મરણ જેવું કશું હતું નહીં. વંદી. ૨ અને તેની ઉપરના પહેલવી ખુલાસાઓ પરથી આપણે જોઇ શકીયે છીએ કે પોતાના પાપોને લીધે અને ખાસ કરીને પોતાના પેદા કરનાર અને પાળન કરનાર અહુરમઝદ તરફ બેવફા થવાને લીધે, પાદશાહ જમશીદ અને તેની રૈયતની કીર્તિ અને અમરગી જતાં રહ્યાં હતાં. ઉપલાં પવિત્ર પુસ્તકોમાં મરણનો અર્થ આત્મિક મરણ યાને મનુષ્યના આત્માનો નાશ એ પ્રમાણે થાય છે તે આપણને ખુલ્લું માલુમ પડે છે.

આત્માના મરણ વિષે હું ઉંડાણમાં સમજાવું તે અગાઉ, જરથોસ્તી ધર્મ પ્રમાણે આત્માની જીંદગી શામાં સમાયલી છે તે હું ખુલાસાવાર અત્રે જણાવીશ. જરથોશ્તી ધર્મ, એ ધર્મના પાળનારાઓના આત્માની રાહબરી અર્થે સરજાયો છે અને તેઓને આત્મિક કૌવત અને મીનોઇ જીંદગી આપવા માટે સ્થપાયો છે. આ ધર્મનાં શિક્ષણો યા સિદ્ધાંતોમાં, અથવા તો તેના ક્રીયા કામોમાં એવું કશું નજરે પડતું નથી કે જેથી અહુરમઝદ અને આત્મા એ જુદી વ્યક્તિઓ છે કે જે એકમેકના ધાડા સંબંધમાં નથી એવું અનુમાન કહાડી શકાય.

આત્મિક જીંદગીની ફરજો બજા લાવવાને જો એક માણસ પછાત પડે છે તો બુરી શક્તિઓ તેના ઉપર એવી તો આફતો અને સંકટો નાખશે કે બળવાન મનુષ્ય પણ તેના બોજા હેઠળ

કુચડાઇ જશે. જે શખસ જરથોશ્તી ધર્મનાં શિક્ષણો માન્ય રાખે છે તેને આત્મિક જીંદગી ગુજારવી સહેલ અને ખુશકારક લાગે છે; કેમકે આ ધર્મ મનોરંજક સત્ય વાતોથી ભરપૂર છે. ગંભીરતાથી અને ખરાં અંતઃકરણની આત્મિક જીંદગીની સંપૂર્ણતા મેળવવા આ ધર્મનાં ફરમાનો આપણને સમજાવે છે. માટે આત્મિક જીંદગીની સંપૂર્ણતા શામાં સમાયલી છે તે આપણને પહેલે જાણવાની જરૂર છે.

કેટલાક લોકોને, જરથોશ્તી ધર્મ પ્રમાણે આત્મિક સંપૂર્ણતા શામાં સમાયલી છે તેનો ખરો ખ્યાલ નહીં હોવાને લીધે એમ સમજે છે કે, અપવાસ પાળ્યાથી, ભારી કસરતો કરવાથી, શરીરને દુઃખ દેખાડયાથી અને એ પ્રમાણે જીંદગીને કઠોર અને શરીરને સખત બનાવ્યાથી આત્મિક સંપૂર્ણતા મેળવી શકાય છે. બીજા કેટલાકો એમ માને છે કે ખરી આત્મિક સંપૂર્ણતા રોજ લાંબી લાંબી બંદગીઓ કરવામાં સમાયલી છે. વળી કેટલાક જરથોશ્તીઓ એમ માને છે કે આત્મિક જીંદગીની સંપૂર્ણતા વારંવાર આતશબહેરામમાં જઇ ઘણું સરખું સુખડ આતશપર બાળવામાં સમાયલી છે. બીજા કેટલાકો એમ સમજે છે કે જો તેઓ પોતાના ધર્મની ક્રીયાઓ ઘણીસરખી કરે યા તો કોઇ પાસ કરાવે તો જરથોશ્તી ધર્મ પ્રમાણે આત્મિક જીંદગીની સંપૂર્ણતા મેળવેલી ગણાય. પણ આ સઘળાઓના ખ્યાલ તદન ભૂલભરેલા છે. જેઓ આ બહારની ક્રીયાકામોમાં તમામ વિશ્વાસ મેળે છે તેઓ ઘણું કરીને જીંદગીની સંપૂર્ણતા અને સુખને જોખમમાં નાખે છે; કેમકે તેઓનું ચિત્ત બહારની ક્રીયાઓમાં એટલું બધું લાગી જાય છે કે તેના પરિણામમાં તેઓ પોતાના આત્માને ખરી ખીળવણી વગર પડત મેલે છે. આવા શખસો પોતાના આત્માને કેવો ગંભીર ભૂલાવો ખવાડે છે અને સંપૂર્ણતા મેળવવાના ખરા માર્ગથી કેમ વેગળા

જાય છે એ તેઓનાં કાર્યો ઉપરથી આપણુને સમજાય છે. તેઓ આગળ ચાલતાં એમજ માની લેય છે કે આ પ્રમાણે ક્રીયાકામ ઉપર ધ્યાન આપ્યાથી તેઓ અહુરમઝદની સંગતમાં રહે છે. તે સાહેબ સાથ અને બીજી અણુદીઠ શક્તિઓ સાથ વ્યવહાર રાખે છે. માટે જેઓ પોતાની ખરી સ્થિતિ પિછાણુવા ચહાતાં હોય અને પોતાના ચિત્તભ્રમ ધર્મઆસ્થાનો પાયો કેવો લુલો છે તે જાણુવા માગતાં હોય તેઓએ જરથોસ્તી ધર્મ પ્રમાણે આત્મિક જીંદગીની સંપૂર્ણુતા શામાં સમાયલી છે તેનો અભ્યાસ કરવો ઘટે છે.

જરથોસ્તી ધર્મના શિક્ષણોમાં પહેલું શિક્ષણુ જે જરથોસ્તી-ઓને મળવું જોઇએ તે એ છે કે પયગામ્બર જરથુસ્ત સાહેબનું ગેતી જહાનમાં મૂળ કામ મનુષ્યજાતને ખરી મીનોઇ યા આત્મિક જીંદગી ગુજારતા શીખવવાનું હતું. આ કામ બર લાવવા અહુરમઝદે એ સાહેબને પયગામ આપી આ જહાનમાં મોકલ્યા હતા કે જેથી કરીને તેવણુ મનુષ્યને આત્મિક અમર્ગીનું ભાન કરાવે. તે સાહેબ આ પયગામ અતિ ફત્તેહમંદ રીતે બજા લાવ્યા તેનો અચૂક પુરાવો એવણુના શિક્ષણો અને ચરિત્ર ઉપરથી આપણુને મળે છે. તે સાહેબે મનુષ્યોને શીખવ્યું કે સમજશક્તિ ધરાવનાર માનવી માટે, આ દુન્યામાં, તેના આત્માની જીંદગી કરતાં બીજી કોઇ પણુ ચીજ વધુ વહાલી હોઇ શકે નહીં. તમામ કુદરત અને ખલક કરતાં મનુષ્યનો આત્મા તેને વધુ કીંમતી હોવો જોઇએ. શારીરીક અને ઇંદ્રિય સુખ ભોગવવા ઉપર કાબુ રાખવા, આત્માને સંપૂર્ણુ બનાવવા, અને તેને ખરી મીનોઇ જીંદગી ગુજારી સુખ મેળવવા દેવાનો જરથોસ્ત સાહેબનો મનુષ્યજાતને બોધ હતો. "....દરેક કામ જે મનુષ્ય કરે છે તે તેના આત્માને વધુ બળવાન અને સારો બનાવે છે યા નબળો અને ખરાબ બનાવે છે. આત્માની ખીળવણી માટે સર્વે કામો

ઇનસાન કરે છે. માટે સદા આપણે આજ વિચારથી ચાલવું જોઇએ કે આપણે આપણા આત્માનું સુખ, અને નહીં કે દુઃખ ચાહીએ છીએ."[1] "મનુષ્યનો આત્મા સ્થીર રહેતો નથી. તે આગળ વધે છે યાતો તે પાછળ હઠે છે." આત્માની ખીળવણી યા તો બગાડા વિષે એમ કહેવાયું છે કે, "જ્યાં સુધી એક શખસ પોતાની મીનોઇ ખાહેશો સંતોષે છે ત્યાં સુધી તેનો આત્મા આગળ વધે છે; જ્યારે તે શારીરીક ઇચ્છાઓ સંતોષવામાં લીન્ન થઇ જાય છે ત્યારે તેનો આત્મા પાછળ પડવા માંડે છે."[2] "આત્માની કિંમત, તેની સારાં કામો કરવાની શકિતનાં પ્રમાણમાં થાય છે, પણ દુન્યાની દોલત કાંઇ આ શક્તિનું પ્રમાણ દર્શાવી શકતી નથી. જેટલા પ્રમાણમાં એક આત્મા સારાં કામો કરે છે તેટલા પ્રમાણમાં તે આ શક્તિ પ્રાપ્ત કરી શકે છે."[3] "દુન્યાની દોલતને હદ કરતાં વધારે મનુષ્યે ચહાવી નહીં જોઇએ, કેમકે જે શખસ સંસારી દોલત મેળવવા પાછળ મથે છે તે મીનોઇ દોલત ગુમાવે છે."[4]

આત્મિક જીંદગી (યાને જીંદગી કે જેમાં આયંદે આત્મા મુક્તિ યા મોક્ષ પામે તે) માટે ત્રણ ચીજ અગત્યની છે. તેમાં પહેલું, બંધારણ યાને આત્મારચના (organism) છે; બીજું, તે બંધારણ આસપાસની યોજના (environments) છે; ત્રીજું, પહેલાં અને બીજાની વચ્ચેનો સંયોગ છે. આત્મિક જીંદગી માટે જરૂરનો, પહેલો તો મનુષ્યનો આત્મા છે, પણ આત્મિક સંપૂર્ણતા માટે, આત્મા જોઇતી ચીજોમાંથી અરધીજ પુરી પાડે છે. બીજી ચીજ, યાને બંધારણ આસપાસની યોજના તે અહુરમઝદ પોતે છે. આત્મિક સંપૂર્ણતા માટે અગત્યનો બીજો અર્ધો ભાગ આ છે.

---

૧. દ. દા. દીન. પુ. ૧૧, પા. ૯૫.
૨ ઉપલુંજ. પા. ૭૯.
૩. ઉપલુંજ. પા. ૬૨.
૪. ઉપલુંજ. પા. ૪૯.

અહુરમઝદ અને મનુષ્યના આત્મા વચ્ચેનું જોડાણ તે સંપૂર્ણ આત્મિક જીંદગી માટે જોઇતી ત્રીજી અગત્યની વસ્તુ છે.

ઝંદ અવસ્તામાં સર્વેથી સ્પષ્ટ શિક્ષણ અહુરમઝદ ઉપર મનુષ્યના સંપૂર્ણ આધાર વિષેનું છે યાને તે સાહેબની મદદ અને કૌવત વિના મનુષ્ય બીલકુલ લાઇલાજ રહે છે. માટે અહુરના મીનોઇ રાજ્યમાં દાખલ થવા માણુસે પોતાની લાચારી અને કમીનાપણું સમજવું જોઇએ અને અહુરમઝદ ઉપર ભરોસો રાખવો જોઇએ.

આપણે ઝંદ અવસ્તામાં જોઇએ છીએ કે માણુસ પોતાની સમજ શકિતને આધારે અહુરમઝદને સવાલો કરે છે:[1] "અષ, અશોઇ ઉપર રચાયલી વ્યવસ્થા અને સત્યનો પિતા અને મૂળ કોણ છે?" તે બીજો સવાલ એમ કરે છે કે, "ભલાઇ અને વોહુમનનો મૂળ ઝરો કોણ છે?" વધુ સવાલ તે એમ કરે છે કે "તે સાહેબ કયાં છે કે જેને હું મારી નાસીપાસી અને આફતો વખતે દીલાસા માટે વિનંતી કરૂં?" યજ. હા. ૪૬. ફ. ૧ અને ૨ માં ઝંદ અવસ્તાનું મૂળ તત્વ સમાઇ જાય છે એમ કહેવું ખોટું નથી. આ ફકરાઓ જણાવે છે કે અહુરમઝદના સંગમથીજ મનુષ્યની પોતાની વ્યકિતને સંપૂર્ણ કહી શકાય અને તે સાહેબ વિના મનુષ્ય અપૂર્ણ અવસ્થામાંજ ગણાય. આ ફકરાઓ મનુષ્યને તેની અશકિત, લાચારી અને અપૂર્ણતા સ્પષ્ઠ જણાવે છે. માણુસ જાતને અહુરમઝદની મદદની એટલી બધી જરૂર રહે છે અને તે સાહેબ ઉપરના આધારનું તેને એવું અચૂક ભાન થાય છે કે તે પોતાની ગરજો સારવા અહુરની મદદ ખુલ્લા શબ્દોમાં ચાહે છે.

આ સઘળા સવાલો જે માનુષી આત્મા પુછે છે તેનો ઝંદ અવસ્તા એકજ ઉત્તર આપે છે: 'અહુરમઝદ.' ઝંદ અવસ્તા સમ-

---

૧. યજ. હા. ૪૪. વિગેરે.

જાવે છે કે અહુરમઝદના જેવો ભલો, પવિત્ર, અશો, ઇનસાફી અને બળવાન બીજો કોઇએ નથી. આપણે આ પુસ્તકમાં વાંચ્ચે છીએ કે તે સાહેબ સર્વેથી પરોપકારી, દુન્યાઓનો પેદા કરનાર અશો માલેક અને સર્વોપરિ સાહેબ છે જે લાયક શખસોને તેઓને ઘટતી મદદ સદા ખુશીથી આપે છે.[1]

આપણને ધ્યાનમાં રાખવું જોઇએ કે જરથોશ્તી ધર્મ પ્રમાણેની જીંદગી કાંઇ અશોઇ પાછળ જવાની અનર્થ કોશેષો કરવામાં સમાયલી નથી યા તો કોઇ યોજના રહિત છેવટ તરફ જવા માટે મિથ્યા ફાંફાં મારવામાં સમાયલી નથી. જરથોશ્તી ધર્મ, કાંઇ આશાઓ, અભિલાષાઓ, બંદગી અને આંધળા વિશ્વાસનો માત્ર ગુચવાડાભર્યો ઢગલો યા જથ્થો નથી. જરથોશ્તી ધર્મ એક નમુનેદાર નિયમ શીખવે છે કે જે માનુષી ઉન્નતિ, ચાલુ શ્રમ અને સાહસ કર્મ માટે અગત્યનો છે. જે શખસોની જીંદગી ક્રમવાર હોય છે તેઓ પોતાની નજર સામે અમુક નમુનારૂપ નિયમ ( ideal ) રાખે છે. આવા નિયમને લીધે મનુષ્યની ઇચ્છાશક્તિ બુરાઇથી વેગળી જઇ, સ્વચ્છંદી જીંદગીને પવિત્ર બનાવી શકે છે. જરથોશ્તી ધર્મમાં માનનારા તેમજ તે ધર્મમાં નહીં માનનારાઓએ પણ એકે અવાજે કબુલ કરવું પડશે કે જરથોશ્તી ધર્મ આવો એક નિયમ અતિ બુલંદ આકારમાં રજુ કરે છે અને તે નિયમ ( ideal ) અહુરમઝદ છે. આ નમુનેદાર નિયમને આપણે પહેલે પિછાણવો જોઇએ કે જેથી તેને અનુસરતી આપણી જીંદગી આપણે બનાવી શકયે. ઘણાઓ જોકે આ બુલંદ નિયમને બરાબર સમજે છે પણ પોતાનું વર્તણ તેને અનુસરતું બનાવતા નથી. ઘણાઓ અહુરમઝદને સંપૂર્ણ અને સર્વોપરિ વ્યક્તિ તરીકે માન્ય રાખે છે પણ તે સાહેબના કાયદાને માન આપતા નથી.

---

[1] ખાસ ગાથા જુઓ.

હવે એક મોટો સવાલ ઉભો થાય છે કે એક જરથોશ્તી બંચ્ચાએ સર્વેથી શ્રેષ્ટ નિયમ, અહુરમઝદને અનુસરતી જીંદગી બનાવવા શું રાખવો જોઇએ. આ નમુનેદાર નિયમનું જ્ઞાન જે આપણને ઝંદ અવસ્તામાંથી મળે છે તે માત્ર આપણને એક નેમ (ideal) પૂરી પાડે છે. તો પછી આપણી જીંદગી અહુરના નિયમને અનુસરતી કેમ બનાવવી? મનુષ્યની આત્મિક જીંદગી સંબંધી જરથોશ્તી ધર્મ, ખ્રિસ્તી ધર્મે શીખવેલા "માનુષી અશકિત" ના સિધ્ધાંત જેવો કોઇપણ સિધ્ધાંત શીખવતો નથી. આ સિધ્ધાંત પ્રમાણે ઇસુ ખ્રિસ્ત અને "પવિત્ર આત્મા" (Holy Ghost) મનુષ્યના આત્માની મુકિત મેળવી શકે છે. જેમ પોતાનાં શરીરમાં મનુષ્ય પોતાની મહેનતે એક રજકણ પણ ઉમેરવાને અશકત છે તેટલોજ અશકત તે પોતાની આત્મિક ઉન્નતિ અને મુકિત મેળવવાને છે.

જરથોશ્તી ધર્મે આવાં શિક્ષણને મનુષ્યની નીતિ અને આત્મિક ઉન્નતિ અને આબાદી માટે ધાસ્તી ભરેલો ગણ્યો છે. પોતાનાજ હાથે સારાં કામો કરી પોતાના આત્માની મુકિત મેળવવા અને સર્વેથી શ્રેષ્ટ નમુનેદાર નિયમ, અહુરમઝદની મરજી પ્રમાણે ચાલી પોતાની જીંદગી નમુનેદાર બનાવવાનું દરેક જરથોશ્તીને જરથોશ્તી મહજબનું શિક્ષણ છે. "ઓ મઝદ! હું તુંને આ સવાલ કરૂં છું કે જે અશો શખસોએ બુધીશાળી અને ભલાં કામો કરી ઘર, શહેર અને દેશમાં અષ વડે, તારી સત્તા સ્થાપિત કીધી હોય, તેઓ કેવાં કામો કરી તારા (થ્વાવાંસ) જેવા થઇ શકે?"[1] "ઓ મઝદ! તારી મીનોઇ સલતનત શા ઉપર રચાયલી છે; તારી મરજી શું છે; તારી આજ્ઞાઓ શું છે તે તું મને સમજાવ કે સારાં કામો કરી હું સદા તારી દોસ્તી કાયમ રાખું અને તેં પેદા કીધેલાં ગરીબોની પરવરેશ કરૂં...."[2] "ઓ

---

૧. યજ. હા. ૩૧. ફ. ૧૬. ૨. યજ. હા. ૩૪. ફ. ૫.

અહુર! હું પુછું છું તેનો સત્ય ખુલાસો મને કર, કે હું તારી દોસ્તી અને મહેરબાની કેમ મેળવું, તારા જેવી સંપૂર્ણતા કેમ પ્રાપ્ત કરૂં કે જેથી મારી મુરાદો બર આવે અને રાસ્તીના માર્ગ પર લઇ જનાર માથ્ર વડે હું મીનોઇ સુખ અને અમર્ગી મેળવવાની આશા રાખી શકું."[૧] આ પ્રમાણે જરથોસ્તી ધર્મ આપણને શીખવે છે કે ઇનસાનજાત પોતાની આત્મિક જીંદગી સુધારવા માટે લાઇલાજ નથી; પણ આગળ વધવાની શકિત તેને બક્ષવામાં આવી છે. જે શખસ સારા વિચાર, વચન અને કામો કરતો નથી તે અહુરમઝદની મીનોઇ સલતનતમાં પ્રવેશ કરી શકતો નથી. સમજ શકિત, ઇચ્છા શકિત અને અંતઃકરણ મનુષ્યમાં મુકાયલાં છે; પણ અહુરમઝદની મરજી મુજબ આપણી ઇચ્છા શકિતને દોરવવાનું આપણાં હાથમાં સોંપવામાં આવ્યું છે. જેમ શારીરીક જીંદગી ગુજારવાનું અને ખીલવવાનું મનુષ્યના હાથમાં છે તેજ મુજબ આત્મિક હસ્તિની ઉન્નતિ કરવાનું પણ તેનાજ હાથમાં છે.

જીંદગી ગુજારવી એટલે પરસ્પર વ્યવહારમાં રહેવું એમ એનો અર્થ થાય છે, યાને આ બે બાબદ એકરૂપ છે. શાસ્ત્રમાં યા ધર્મ બાબદમાં આ વાતનો કોઇ ઇનકાર કરી શકે એમ નથી. જરથોસ્તી ધર્મ પ્રમાણે જે શખસ અહુર સાથ સંબંધ ધરાવે છે તે ખરી અને અમર જીંદગી ભોગવે છે; પણ જે શખસ અહુર સાથ વ્યવહાર રાખતો નથી તે ખરી જીંદગી ભોગવતો નથી. જે જે ચીજો મનુષ્યનાં શરીરનો નાશ કરી શકે છે તે તેની આત્મિક હસ્તિ અને આત્મિક શકિતઓનો નાશ કરી શકતી નથી. દુઃખ, જુલમ, દુકાળ ભૂખમરો, ભય યાતો હથિયાર મનુષ્યના આત્મિક જીવનને હાની પુગાડી શકનાર નથી. એ તો કુદરતી છે કે મનુષ્યના આત્મા

૧. યજ. હા. ૪૪. હા. ૧૭.

બંધારણને તેની આસપાસની યોજના (Environments) જોઇતી સર્વે મદદ આપે છે.

હાલના શાસ્ત્રો મુજબ આસપાસની યોજનાની અસર ઘણી બળવાન હોય છે. અનેક બંધારણો ઉપર આસપાસના સંજોગો અને યોજનાઓ શું અસર કરે છે, તેઓને કેમ ખીલવે છે અને તેઓમાં શું ફેરફારો કરે છે, તથા તેઓના કાર્યો મુકરર કરવામાં શું ભાગ ભજવે છે તે ઉપર અત્રે બોલવાની જરૂર નથી. માનુષી શરીરમાં આસપાસના સંજોગો ઘણી ઉંડી અસર કરી શકતા નથી પણ આપણા આત્મામાં આવી અસરોથી ઘણી ઝડપથી ફેરફાર થાય છે. યુલાઇસીસે કહ્યું હતું કે "જે સઘળા સાથ મને પરિચય થયો તેનો હું માત્ર એક ભાગ છું;" આ મત સાથ આપણે મળતા થયા વિના રહી શકતા નથી,

જે શખસ અહુરમઝદ સાથ સંબંધ ધરાવે છે તેના આત્મિક સ્વભાવ ઉપર આસપાસની યોજનાની (યાને અહુરની) ઘણી ઉંડી અસર થાય છે, તેની આત્મિક શક્તિઓ ચંચળ બને છે. અહુરમઝદના પરિચયથી તે દરરોજ કાંઇ નવું શીખે છે અને એ જ્ઞાનથી તેમજ તે અશો સાહેબના સંબંધને લીધે તે વધુ અને વધુ પવિત્ર બને છે.

પરિણામ વાદીઓ (evolutionists) નું મત એમ છે કે આસપાસનાં સંજોગોની અસરને લીધે કેટલાંક જળચર પ્રાણીઓએ જમીન પર જીંદગી ગુજારવા માટે જરૂરી અવયવો ખીલવ્યા છે. ચુંઇ વાટે જે જળચર પ્રાણીઓ દમ લેતાં હતાં, તેઓએ જમાનાના વહેવા સાથ ફેફસાંનાં બંધારણો ખીલવ્યાં. એમજ જો છે, તો શું કોઇ પણ પરિણામવાદી આ વાતનો ઇનકાર કરવાની હીંમત કરશે કે અહુરમઝદ જેવી એક પરમ આત્મિક શક્તિના ચાલુ સમાગમમાં આવ્યાથી

માનુષી આત્મા આત્મિક ખીલવણીની ટોચે પુગી શકે છે? પોતાની આસપાસના દેખીત અને અનદીઠ સંજોગોથી, સમાજની સુનીતિથી, પોતાની સંગતથી, પોતાના ધંધાથી, તે જે ચોપડીઓ વાંચે છે તેની અસરથી, જે વાતાવરણમાં તેના વિચારો ઘડાય છે તેનેથી અને રોજની સાધારણ ચીજોમાં તેની પસંદગીઓથી, એક શખસની નીતિ અને આત્મિક ખીલવણી ઉપર કેવી ઉંડી અસર થાય છે એ સહેલાઇથી સમજી શકાય એમ છે.

આસપાસના ફેરવાતા જતા સંજોગોને લીધે આપણું શરીર તે સંજોગો સાથ પોતાનો સંબંધ રાખતું બંધ પડે એ પણ બનવાજોગ વાત છે. આપણા આત્માની આસપાસનું વાતાવરણ યા યોજના (યાને અહુરમઝદ) જેની વચ્ચે તે કામ કરે છે અને જેની સાથ તે સંબંધ ધરાવે છે, તે અચળ અને સ્થિર છે. જેથી આત્મા અને તેની વચ્ચેનો સંબંધ તુટયા વિના ચાલુ અને સલામત રહી શકે છે. અપૂર્ણતાનું પરિણામ મરણમાં આવે છે. અપૂર્ણ સંબંધને લીધે આપણી જીંદગી અપૂર્ણ અને અચોક્કસ બને છે. હર્બર્ટ સ્પેન્સરના મત મુજબ "સંપૂર્ણ સંબંધ એજ સંપૂર્ણ જીંદગી છે." માટે મોતને મહાત કરવા સંપૂર્ણતાની જરૂર યાને અપૂર્ણતા નાબુદ કરવાની જરૂર છે. અપૂર્ણતા નાબુદ કરવાનો જે રસ્તો આપણો ધર્મ શીખવે તે એ છે કે અહુરમઝદ સાથેનો આપણાં આત્માનો સંબંધ ઘાડો કરવાની દરેક તકનો લાભ આપણે લેવો. આ સંબંધ, નિયમિત અને ફતેહમંદ જીંદગીની ભેદી ચાવી છે.

આસપાસના સંજોગોનું કામ જીંદગીને માત્ર બદલવાનું અને તેમાં ફેરફાર કરવાનું નથી પણ જીંદગીને ટકાવી રાખવાનું છે. દરેક સજીવ પ્રાણીની જીંદગી ટકાવી રાખવા અને ખીલવવા તેની આસપાસની યોજનામાં હવા, ઉજાસ, ગરમી અને પાણીની હાજરીની

જરૂર છે. એ ઉપરાંત તેને ચાલુ ખોરાક પૂરો પાડવાનું સાધન હોવું જોઇએ. આ સઘળું જાણવા પછી આપણે સમજી શકયે છીએ કે સજીવ બંધારણની આસપાસની યોજના વગર તે જીંદગી નીભાવી શકે એમ નથી.

શારીરીક બંધારણ ઉપરાંત આપણું મીનોઇ બંધારણ યાને આત્મા પણ છે. આત્મામાં એક જાતનું આત્મિક જીંદગી ટકાવી રાખવાનું સાધન યા બંધારણ છે; પણ તે તેની આસપાસની યોજનાની મદદ વિના પોતાની મેળેજ જીવી યા ટકી શકતો નથી. તેને આત્મિક વાતાવરણની જરૂર છે. જેમ માછલી પાણી વગર રહી શકે નહીં તેમ આપણો આત્મા આ તેની આસપાસના વાતાવરણ, સંજોગ યા યોજના (અહુરમઝદ) વગર જીવી શકતો નથી. આ આત્મિક યા મીનોઇ વાતાવરણ શું ચીજ છે? તે અહુરમઝદ પોતે છે. અહુરમઝદના સંબંધ વગર આત્મામાં જીવન શકિત હોઇ શકે નહીં. જે શકિત માનુષી આત્મા, સારાં કામો કરવામાં ખર્ચે છે તે અહુરમઝદ સિવાય કોઇપણ પાસથી તેને મેળવી નથી. આપણે આ પ્રકરણની શરૂઆતમાં જોયું તેમ ઝંદ અવસ્તા પ્રમાણે મનુષ્ય પોતાને પેદા કરનાર યા ટકાવી રાખનાર નથી. અહુરમઝદ તેને પેદા કરનાર અને તેને ચાલુ કૌવત અને શકિત આપનાર છે. માટે અહુરમઝદ સાથનો સંબંધ તર્ક શાસ્ત્રના નિયમ પ્રમાણે એક અગત્યતા છે. આ દુન્યાની લાલચો સામે તેની લડાઇમાં આ સંબંધ જેવી મદદ બીજું કોઇપણ ચીજ તેને કરતી નથી. જેમ શારીરીક ઉન્નતિ શરીરની આસપાસના શારીરીક સંજોગો ઉપર આધાર રાખે છે તેમ મીનોઇ યા આત્મિક જીંદગીની ઉન્નતિ આત્માની આસપાસના મીનોઇ યા આત્મિક સંજોગો યાને અહુરમઝદ ઉપર આધાર રાખે છેઃ "ઓ, અહુરમઝદ! કોઇપણ વખતે મારા આત્માએ તારી સિવાય કોઇની પણ મદદ યા મહેરબાની

માગી યા મેળવી છે કે?...ઓ તું સાહેબ! મને જણાવ કે મારે માટે તારા પોતા સિવાય, તારી અષ ઉપર રચાયલી વ્યવસ્થા સિવાય અને તારાં ભલા મન સિવાય બીજું શું છે?..."[1] "ઓ, અહુર! હું તુંને સવાલ કરૂં છું તેનો મને રાસ્ત જવાબ આપે કે જેથી તારાં જાહેર કરેલાં સત્યો ઉપર હું પુખ્ત વિચાર કરૂં...અને તારા અષને આધારે જીંદગીની સંપૂર્ણતા મેળવવા પામુ. કેવી ભલાઇથી મારો આત્મા ખુશાલ અને સંતોષી બનશે (તે મને તું જણાવ)"[2] અહુરમઝદથીજ માનુષી આત્મા પોતાની આબાદી, ખીલવણી અને સંપૂર્ણતા જોતો અને મેળવતો આપણને વારંવાર ઝંદ અવસ્તામાં નજરે પડે છે. અહુરમઝદ જાણે આત્માનો પ્રાણવાયુ છે. અસલનાં ધર્મ સાહિત્યોમાં તેમજ ત્યારપછીના સાહિત્યોમાં આપણે બુદ્ધિશાળી પુરૂષોને, અહુરમઝદને આત્માની આસપાસના વાતાવરણ મિસાલજ ચિતારતાં જોઇએ છીએ. આ બુલંદ શિક્ષણથી ગાથાઓ અને જરથોશ્તી ભણતરો ભરપૂર છે. જ્યારે આપણે આ ભણતરો વાંચ્યે છીએ ત્યારે આપણે ગાથાના ગ્રંથકારોની અહુરના સંબંધ માટેની આતુરતા સમજી શકયે છીએ. તે સાહેબની શોધમાં જવાનું તેઓને મનથી કેવું મોટું સુખ હતું! કેટલાં નિર્દોષપણે તેઓ તે સાહેબને બંદગી કરતા હતા કે "અમને તારાં મીનોઇ રાજ્યમાં લે અને અમને તારી પનાહમાં આશરો આપ. "ઓ અહુરમઝદ! તુંને, તારી અષને, તારા ભલાં મીનોઇ રાજ્યને અમો સ્તુતિ, ભક્તિ અને વખાણ અર્પણ કર્યે છીએ... તારાં ભલાં મીનોઇ રાજ્યમાં, ઓ અહુર! અમો જઇ પુગ્યે અને તું અમો ઉપર તારો ભલો અમલ ચલાવ, કે જેથી તું અમારી જીંદગી અને અમારાં શરીરને કૌવત સમાન થઇ પડે... અને બન્ને જહાનમાં અમને તારી સહાય આપે. "ઓ અહુરમઝદ! તું અમને

---

૧. યજ. હા. ૫૦. ફ. ૧. ૨. યજ. હા. ૪૪. ફ. ૮.

લાંબી જીંદગીની બક્ષેશ કર, તારી મહેરથી અને તારી મરજીથી અમો બળવાન બન્યે. મુકિત મેળવવા થકી તું અમને સદા મદદ કરજે. અમો તારા માથ્ર ભણનારા તરીકે ઓળખાવા આતુર છીયે. જે જે બક્ષેશો તેં તારાં મીનોઇ રાજ્યમાં અશો આત્માઓ માટે મુકરર કીધી છે, તે બક્ષેશો, ઓ અહુર! તું અમને, અમારાં મન અને અમારી આત્મિક જીંદગીને આપ, કે જેથી અમો તારી અને તારી અશોઇની પનાહ હેઠળ સદા સુખી રહીએ."[1]

આપણે ઉપર જોયું તેમ માનુષી આત્મા મીનોઇ જહાનમાં કામ કરતું એક બંધારણ છે. આત્માની નેમ અહુરમઝદની મરજી પ્રમાણે ચાલી પોતાને ખીલવી, સંપૂર્ણતા મેળવી, તે સાહેબની દોસ્તી અને સંયોગના લાભો પ્રાપ્ત કરી, છેવટે અહુરમઝદના અતિ આલા અને શ્રેષ્ટ રાજ્ય (ગરોથમાન) માં જઇ પહોંચવાની છે.

આ રાજ્ય વિષે શાસ્ત્રો બહુજ થોડો ખુલાસો કરી શકે એમ છે. શાસ્ત્રો નિર્જીવ અને ખનીજ સૃષ્ટિના પહેલાં રાજ્ય વિષે સમજાવી શકે છે. શાસ્ત્રો જાહેર કરે છે કે જોકે ખનીજ અને શારીરીક સૃષ્ટિ નિર્જીવ છે તોપણ તેમાં ઝાડપાન, ગોસ્પંદો અને મનુષ્યની હસ્તિ માટેનાં સાધનો છે, જે સાંધનો મનુષ્યની શારીરીક જીંદગી ટકાવી રાખે છે અને એ પ્રમાણે મનુષ્યની આત્મિક જીંદગીને ઉપ્યોગી થઇ પડે છે. સાયન્સ આપણને વધુ એમ સમજાવે છે કે આ ખનીજ સૃષ્ટિ મીનોઇ જહાન કરતાં ઉતરતા પ્રકારની છે. પણ આ ખાકી જહાન મીનોઇ હસ્તિ ભોગવવા માટે મનુષ્યને લાયક બનાવવાનો પહેલો તબકકો છે. પણ આ બે સૃષ્ટિઓથી વધુ ઉંચા પ્રકારની ત્રીજી સૃષ્ટિ યા રાજ્ય જાહેર કરવાનું જરથોસ્તી ધર્મના ફાળે હતું. આ એથી ચઢીઆતું ત્રીજું રાજ્ય અહુરમજદનું રાજ્ય યાને ક્ષથ્ર-વઇર્ય

---

૧. યજ. હા. ૪૧ ફ. ૧-૫.

છે. તે સર્વેથી આલા બેહેસ્ત, (ગરોનમાન) છે. ઝંદ અવસ્તા પ્રમાણે સઘળાં રાજ્યોનો તેમજ આ સર્વેથી શ્રેષ્ટ રાજ્યનો સ્થાપક અહુરમઝદ છે.

આ ત્રીજાં રાજ્યની તેની રૈયત ઉપરની સર્વોપરિ સત્તાનો ખ્યાલ ઝંદ અવસ્તામાંથી આપણને સ્પષ્ટ મળે છે. તે પુસ્તક મુજબ આ ત્રીજાં રાજ્યમાં હૈયાતી ભોગવવા માટેજ આપણો આત્મા સરજાયો છે. દરેક બંધારણે તેના નિર્માણ થયલાં રાજ્ય માટે હસ્તિ ભોગવવાની છે એ કુદરતનો સાર્વજનિક કાયદો છે. જરથોશ્તી મહાન નરોનાં આ શિક્ષણનો પુરાવો આપણને તમામ કુદરત આપે છે. ઘણી દલગીરીની વાત એ છે કે આ શિક્ષણ તરફની બેપરવાઇને લીધે, અને આપણા અશો જરથોશ્તી નરોની નકલ કરનારા માણસોની આપણી કોમમાં કોતાહીને લીધે આપણી કોમમાં નીતિબગાડનો ફેલાવો થતો માલુમ પડે છે.

જરથોશ્તી મહજબ ખુલ્લું દેખાડે છે કે અહુરનું મીનોઇ રાજ્ય અને તેથી ઉતરતી પંકતીના રાજ્યોમાં અગત્યનો અને ભારે તફાવત છે. ઉપલાં રાજ્યની રૈયત તરફથી આત્મિક પ્રકારની હીલચાલોની આશા રાખવામાં આવે છે. અહુરનાં મીનોઇ રાજ્યના કાયદાને સંપૂર્ણ તાબેદારી બતાવવાનું જરથોશ્તી ધર્મનું ફરમાન છે. અહુરમઝદ, જે આ મીનોઇ સલતનતનો સર્વોપરી પાદશાહ છે તેનો અમલ અને અધિકાર સ્વીકારવાને જરથોશ્તી ધર્મ ફરમાવે છે. આપણા ધર્મ અને બીજા ધર્મ જે કુદરતનાં શિક્ષણ ઉપર રચાયલા છે તેઓ વચ્ચે એક મોટો અગત્યનો ફરક છે એ વાતનો ઇનકાર ઝંદ અવસ્તાનો કોઇપણ નિષ્પક્ષપાતી અભ્યાસી કરશે નહીં. આ મૂળ તફાવત જરથોશ્તી ધર્મનાં તે શિક્ષણમાં સમાયલો છે કે જે તે મહજબના પાળનારાઓને અહુરમઝદને, પોતાનું શરીર અને

આત્મા અહુરને શરણુ કર્યું છે તેનો પુરાવો મનુષ્યે પોતાની જીંદગીની વલણુથી, પોતાની છૂપી ઇચ્છાઓ સારી રાખ્યાથી અને ભલાં કામો આતુરતાથી કરીને આપવો ઘટે છે.

અહુરમઝદને આત્મા અર્પણુ યા શરણુ કરવો એટલે આત્મા અને અહુરમઝદ વચ્ચેનો મીનોઇ સંબંધ સ્થાપિત કરવો એમ છે. તે સંબંધ ધરાવવા દરેક શકિતનો ઘટતો ઉપયોગ કરવો આપણુને ઘટે છે. જેઓ પોતાનો આત્મા આ પ્રમાણે અહુરમઝદને શરણુ કરે છે તેઓજ ખરી આત્મિક જીંદગી ગુજારતા કહેવાય. જો કે એક શખસ મીનોઇ યા આત્મિક શકિતઓ શું છે અને તેઓ શું કામો બજાવી શકે છે તે જાણુતો હોય તો તેથી એમ નથી ઠરતું કે તે ખરી મીનોઇ જીંદગી ગુજારે છે. માત્ર જ્યારે આ શકિતઓનો ખરો અને રૂડો ઉપયોગ આત્મા કરે છે અને તેઓને નિમિત કામે આ શકિતઓને લગાડે છે ત્યારેજ તે આત્મા આત્મિક સપાટી ઉપર જીંદગી ગુજારતો કહેવાઇ શકાય.

ઝંદ અવસ્તામાં જણાવેલી, આત્મિક જીંદગી ગુજારવા માટેની મૂળ શરત અહુરમઝદની દોસ્તી છે. બીજા શબ્દોમાં કહીએ તો આપણા આત્માએ તે સાહેબની હાજરીમાં સદા રહેવાની, અને તે સાહેબની મરજી અને કાયદાને અનુસરીને ચાલી તેની બરાબર થવાની કોશેશ કરવી ઘટે છે. "થ્વાવાંસ મઝદા અહુરા યદા હુવો=ઓ અહુરમઝદ! અમો તારા જેવા (અશો) થઇએ." જ્યારે આપણે ખુદાની નજરમાં યાને તેને હાજર જાણી જીંદગી ગુજારયે છીએ, જ્યારે તે સાહેબની સાથ સંબંધ અને વ્યવહાર ધરાવ્યે છીએ, જ્યારે તે માલેકના વિચારોને આપણા વિચાર બનાવ્યે છીએ, જ્યારે તે સાહેબની નેમો સમજી આપણી પોતાની નેમો દાખલ તેને ગણ્યે છીએ અને તે પરિપૂર્ણ થયલી જોઇ ખુશી થઇએ અને તે નેમોને

ફત્તેહમંદ બનાવવામાં આપણો નાચીજ ફાળો આપ્યે ત્યારે આપણે અહુરના જેવી અશો જીંદગી ગુજારવા શક્તિવાન થઇએ છીએ. આ પ્રમાણે કર્યાથી આપણે તે સાહેબના જેવા થઇ શકયે છીએ. "તારા કાયદા અને મરજી તરફ દેખાડવામાં આવતી તાબેદારી (સ્રઓશ) ની હું મદદ માગું છું, કે જે સ્રઓશ સર્વેથી શ્રેષ્ટ મદદનીશ રક્ષણ કરનાર છે, જે તારી મીનોઇ સલતનતમાં મને અમર્ગ જીંદગી મેળવવામાં મદદ કરશે, જે મને તારાં ભલા મનમાં પ્રવેશ થવાનો રસ્તો દેખાડશે અને જે અહુરમઝદ, તારાં રહેઠાણ, યાને અષ તરફ જવાનો સીધો માર્ગ મને બતાવશે. "મારી અશોઇની મારફતે હું તારી (અહુરની) મદદ માગું છું અને તારી જગતની રચના અને કાર્યનીતિ વિષે તારા ભલા મનના વિચારો જાણવા ચાહું છુ. માટે ઓ અહુરમઝદ! તારાં દર્શન માટે હું આતુર છું અને મારી સાથ વ્યવહાર (દર્ષતોઇશ્ચા હેમ-પર્ષતોઇશ્ચા) રાખવા તુંને વિનંતી કરૂં છું."[૧] જેમ આ ખાકી જગતમાં કુદરતી કાયદાઓને અનુસરીને ચાલ્યાથી આપણે ઠીક શારીરીક જીંદગી ભોગવી શકયે છીએ, જેમ કુદરતના કાયદાઓ સમજયાથી અને તેમને તાબે રહ્યાથી, આપણે તેઓ પાસે આપણી ઉન્નતિ માટે અનેક ફાયદાભર્યાં કામો કરાવી શકયે છીએ, જેમ સમાજનાં ગુણલક્ષણો પિછાણ્યાથી અને સમાજના સભાસદો સાથ સહકાર કર્યાથી આપણે તેઓની ભલાઇ અને લાભકારી યોજનાઓનો લાભ લઇ શકયે છીએ તેમ જો આપણે અહુરમઝદને પિછાણ્યે અને ખરા ભક્તિભાવથી તે સાહેબ સાથ સહકાર કર્યે તો આપણી જીંદગી તે સાહેબના જેવી અશો બનશે અને આપણે તે સાહેબ માફકજ શ્રેષ્ટ હસ્તિ ભોગવી શકીશું.

અહુરમઝદ તરફ આવો ભક્તિભાવ અને તે સાહેબ સાથ સહ-

---

૧. યજ. હા. ૩૩. ફ. ૫. અને ૬.

કાર આપણે કેમ કરી શકયે? આપણાં પવિત્ર પુસ્તકો આપણને શીખવે છે કે અહુર સાથે સંબંધ સ્થાપવાનો મૂળ રસ્તો તે સાહેબની મરજી અને કાયદાને માન આપી ચાલવાનો છે. ફકત જ્યારે આપણે અશોઇની મારફતે તે સાહેબ તરફ ભકિતભાવ દેખાડી શકયે છીએ અને તેની સાથ સહકાર કરી આપણી જુજ કાયનાત પ્રમાણે તે સાહેબની યોજના પરિપૂર્ણ કરવામાં મદદ આપ્યે, ત્યારેજ આત્મિક શકિત પુર બહારમાં ખીલી નીકળશે અને આપણે ખરી આત્મિક યા મીનોઇ જીંદગી ગુજારતા કહેવાઇશું.

જો આપણે અહુરમઝદની હાજરીમાં આપણી જીંદગી ગાળ્યે, તેની મિત્રતા, તેની સંગત મેળવ્યે, અને જરથોશ્તી ધર્મ જણાવે છે તેવી પવિત્ર જીંદગી ગુજારયે તો આપણે શાની આશા રાખી શકયે? પહેલું તો આ આપણને માલુમ પડશે કે સૌથી સાધારણ ચીજો જે ઉપર આપણે ઝાઝો વિચાર કરતા નથી તે આપણને વધુ અગત્યની અને ગંભીરપણે વિચાર કરવા જોગ જણાશે. આવી સાધારણ ચીજો આપણને જુદાંજ રૂપમાં જણાશે, અને આપણે તેઓનો ખરો આકાર અને કીંમત પિછાણી શકીશું. જે બુરી ચીજો આપણને એમ માનતા અટકાવે છે કે મનુષ્યમાં મીનોઇ અંશ સમાયલો છે, તે ચીજોને પણ આપણે ઓળખતા થઇશું અને તેથી દૂર જઇશું. તે સાહેબની જીંદગીમાં ભાગ લેવાને અને તેનાં કામોમાં મદદ કરવાને આપણને જીજ્ઞાસા થશે. "જે શખસો બુદ્ધિશાળી છે અને પોતાનાં મન વડે સઘળું બરાબર જુએ છે તેઓને આ સઘળું સ્પષ્ટ દેખાય છે. "તારા (અહુરના) ભલા મનની બક્ષેશથી એવો શખસ પોતાના શબ્દોમાં અને કામોમાં અષનો રાહ અખત્યાર કરે છે. માટે ઓ અહુર! તુંને આવો શખસ (તારાં કામમાં) મદદગાર થઇ પડશે."[1]

---

૧. યજ. હા. ૩૧. ફ. ૨૨.

પયગામબર જરથોશ્ત અને તેમના અતલગના ચેલાઓનાં જીવન ચરિત્ર ઉપરથી આપણે જોઇ શકયે છીએ કે અહુરમઝદના અશો માણસો સાથના સંબંધને લીધે તેઓ ઉપર કેવી ભારે અસર થાય છે. ખુદાઇ પવિત્રાઇથી તેઓની આત્મિક શકિતઓ ચંચળ બને છે જેથી કરીને તેઓ અશો બનવા પામે છે. અહુર સાથના નિરંતર વ્યવહાર અને સંગત રાખ્યાથી તેઓ આત્મિક સંપૂર્ણતા મેળવી શકયા હતા અને પોતાના આત્મા અમર્ગ બનાવી શકયા હતા. "અહુરની પસંદગી પામેલા અશો નરોને, તેઓના ભલા વિચાર, વચન અને કામોના બદલા તરીકે, અહુરમઝદ, સંપૂર્ણ સુખ અને અમર્ગીની બે સર્વેથી ઉમદા બક્ષેશો કરે છે."[1]

જેમ આપણે સજીવ બંધારણોનાં તબકકામાં આગળ વધતા જઇએ છીએ તેમ આપણાં બંધારણની હસ્તિ લંબાતી જાય છે. ઘણા હલકા પ્રકારના પ્રાણી બંધારણોમાં, સાધારણ રીતે, ટુંકી જીંદગી જોવામાં આવે છે. વળી બંધારણોમાં મરણ પ્રમાણ, જેમ બંધારણ ઉંચ્ચા તબકકે પહોંચતું જાય છે અને વધુ સંયુકત (complex) બનતું જાય છે તેમ ઓછું થતું જાય છે. દરેક પ્રાણી બંધારણ તેની આસપાસની યોજના અને સંજોગો સાથ સંબંધ રાખતું આવે છે અને જ્યારે આ સંબંધમાં કાંઇ ખામી નડે છે ત્યારે તે બંધારણ નાશ પામે છે. એથી ઉલટું, જો એક પ્રાણી બંધારણ તેના અવયવો ખીલવીને આસપાસના સંજોગોને અનુસરતી રીતે કાર્ય કરશે તો તે લાંબી જીંદગી ભોગવી શકશે. અમર્ગ જીંદગી ગુજારવા માટે જોઇતી અગત્યની ચીજ હર્બર્ત સ્પેન્સરનાં મત મુજબ આ છે: "એક શરીર બંધારણ જો તેની આસપાસની યોજના યા સંજોગ વચ્ચે સંપૂર્ણ સંબંધ ધરાવી શકે તો તેની જીંદગી સંપૂર્ણ

---

૧. યજ. હા. ૪૭. ફ. ૧.

નિવડશે. અગર જો આ સંજોગોમાં ફેરફાર થતા નહીં હોય, યા તો એવા ફેરફાર થતા હોય કે જે એક બંધારણ પોતાનામાં અનુસરતા ફેરફારો કરી તે સંજોગોમાં થયલા ફેરફાર સાથ સહકાર કરી શકે, અને જો એમ કરવામાં એક બંધારણ નિષ્ફળ નિવડે નહીં, તો તે બંધારણ કાયમની હૈયાતિ ભોગવી શકે." હવે જો સાયન્સના આ સિદ્ધાંતને આપણા અવસ્તામાંથી, અને ખાસ કરીને ગાથામાંથી મળતાં શિક્ષણો સાથ આપણે સરખાવીશું તો આપણને માલુમ પડશે કે આત્માની અમર જીંદગી, અહુરમઝદ (જે આત્મા બંધારણની આસપાસની યોજના સમાન છે, તેને) ઓળખવામાં, અને તેની સાથ સંગત અને સહકારી સંબંધ સ્થાપવામાં સમાયલી છે. જે આત્મા બંધારણ અહુર સાથ આ પ્રમાણેનો સંપૂર્ણ સંબંધ સ્થાપે છે તે અમર જીંદગી ભોગવી શકે છે.

ખરેખર સઘળી જીંદગી યા જીવતાં બંધારણો પોતાની આસપાસની તરેહ તરેહની યોજનાની સાથ બંધબેસ્તા થવાથીજ હૈયાતિ ભોગવી શકે છે. કારીગરની જીંદગી હુન્નર સાથ, અને સંગીતમાં પ્રવીણ થયલા શખસોની જીંદગી સંગીત સાથ સંધાયલી છે. આ ચીજોથી તેઓને જુદા પાડવા એ તેમની જીંદગી કચડી નાખવા સમાન છે, કેમકે અનુસરતા આસપાસના સંજોગથી અલગ થવું એ નક્કી મોત છે. જો બંધારણો અને તેઓની આસપાસની યોજનામાં સંબંધ પૂરો હોતો નથી તો તે બંધારણો અધમુઇ જીંદગી ગુજારે છે.

જેમ શારીરીક મરણમાં તેમજ આત્મિક મરણમાં બે ચીજોની અગત્યતા આપણું ધ્યાન ખેંચે છે. આ બે ચીજો બંધારણ અને તેની આસપાસની યોજના યા સંજોગો છે. આત્મિક બાબદમાં મનુષ્યનો આત્મા એ બંધારણ છે. શારીરીક સ્થિતિમાં મનુષ્યનું શરીર બંધારણ તરીકે ઓળખાય છે. આસપાસના સંજોગોનો અર્થ એ થાય છે કે

મનુષ્યના સજીવ શરીરની આસપાસની તમામ કુદરત, યાને આ ખાકી જગત કે જેની અંદર તે હીલચાલ કરે છે. જ્યારે તેનું શરીર તેની આસપાસની રચના સાથ અનુસરતી સ્થિતિમાં નથી રહેતું ત્યારે તે મરણ પામે છે. આત્મિક બાબદોમાં આત્માની આસપાસની રચના યા સંજોગો યા યોજનાનો અર્થ અહુરમઝદની રાહબરી અને દોસ્તી કરીને થાય છે. જ્યારે આ બે ચીજ માનુષી આત્માને મળતી બંધ પડે છે ત્યારે તેનું આત્મિક મરણ નિપજે છે. આ આત્મા આસપાસની રચનાની ગેરહાજરીમાં તે આત્મા તેના જન્મસિદ્ધ વાતાવરણ વગર તવળે છે અને નાશ પામે છે.

કાયદાના અનાદર માટે દરેક સલતનતમાં કોઇ અને કોઇ પ્રકારની સજાઓ ફરમાવેલી છે. માટે આ ત્રીજું રાજ્ય જે મીનોઇ રાજ્ય છે તે પોતાના કાયદાઓ તરફ સંપૂર્ણ તાબેદારી મેળવવાનો દાવો કરે છે અને નાતાબેદારી યા બેવફાઇને માટે અનેક શિક્ષા અને કેટલીક વખત મોતની પણ સજા ફરમાવે છે. આપણે આ પ્રકરણના આગલા ભાગમાં જોઇ ગયા છીએ કે સંસાર અને ખાકી લાલચોની લંપતમાં સપડાયલા શાહ જમશીદે અને તેની રૈયતે પોતાની કીર્તિ ગુમાવી હતી, પોતાની અમર્ગી ખોહી દીધી હતી અને દુકાળ, ભૂખમરા, મરકી અને મોતની સજા પામ્યા હતા.

જરથોશ્તી ધર્મ પ્રમાણે આત્મિક જીંદગી, જે જે કાર્યો બદી સામે ટક્કર ઝીલે છે તેનો કુદ્દલે સરવાળા સમાન છે. આત્મિક જીંદગીનો હેતુ, આપણે જોયું તેમ ભલાઇ, નમનતાઇ, તાબેદારી, સચ્ચાઇ, ધર્મઆસ્થા વિગેરે સદગુણો પ્રાપ્ત કરવાનો છે. આ ખાકી દુન્યાની હરરોજની લોભ લાલચના વાતાવરણમાં આપણા આત્માને જીવવાનું છે. જો આપણે આત્મિક શક્તિઓ વાપરીએ નહીં તો લોભ અને લાલચોથી બચવા પામ્યે નહીં અને આપણું આત્મિક મરણ યા

પાયમાલી નીપજ્યા વિના રહે નહીં. આપણો આત્મા ગમગીની અને અંધકારના ગારમાં જો હુબે, તો તેનું કારણ એમ નથી કે અહુરમઝદ આત્માને આવી શિક્ષા ફરમાવે છે. પણ આપણા આત્માને (તેની બદીને લીધે) સત્યાનાસી તરફ વધવા સિવાય છૂટકો નથી. શાહ જમશીદના બાબમાં આપણે જોયું કે તેના આત્માએ પોતાનું ખરૂં કામ કરવાનું બંધ કીધું જેથી તે બદી સામે ટકી શકયો નહીં અને પાયમાલ થયો. માટે આત્માની નુકશાની યા મરણ એનું સ્વાભાવિક ગુણ લક્ષણ છે. "દેવોને પૂંજનારાઓના અને ઠગારા અશમોઘને માનનારાઓના આત્મા, જો કે સજીવ શરીરમાં પોતાનો વાસો કરે છે, તો પણ પોતાની નાપાકીને લીધે આવા આત્માનું શરીર ધર્મ મુજબ મરણ પામેલુંજ લેખાશે. અને એવી દેહ દોજખને લાયક તેની જીંદગી દરમ્યાન ગણાશે.... માટે માઝદીયસ્નાનોએ તેઓનાં શરીરને અડકવાથી દૂર રહેવું કેમકે તેઓના શરીરના સઘળા ભાગો નશા બરાબર છે."[1] "જે શખસ ખરાબ ચાલચલણનો છે તે મોતને લાયક છે; તે બીજાને મોત લાવનારો, અશો શખસોને નુકશાન પુગાડનારો અને પાપીઓમાં સર્વેથી બુરો શખસ છે."[2] "ઓ દરૂજ! તું ઉત્તર ભણી નાબુદ થા કે જેથી અશો માણસોનાં તું મરણ નીપજાવી નહીં શકે."[3] "જે બુરા શખસો પોતાનાં બુરાં કામોથી આ દુન્યાને નુકસાન પુગાડે છે તેઓનાં શરીર મરણ પામેલા (નશા) મિસાલ છે અને દોજખમાં ઠાર થવાને લાયકનાં છે."[4] "જો એક માણસને સારી બક્ષેશોની નવાજેશ થઇ હોય, પણ તે સ્વભાવે બુરો હશે, તો તેની (બુરી) કરણીને લીધે તે મીનોઇ યાને ખરી આત્મિક જીંદગી ગુજારી

---

૧. દ. પે. દીન, પુ. ૧. પા. ૩૧.
૨. દ. પે. દીન. પુ ૧. પા. ૫૬.
૩. વંદી. પરગ. ૮. ફ. ૨૧.
૪. દ. પે. દીન. પુ. ૭, પા. ૪૯૬.

શકશે નહીં. જ્યારે ખુદાની સ્તુતિ ખરા ભક્તિભાવથી થાય છે ત્યારેજ આત્મા ખરી મીનોઇ જીંદગી ભોગવી શકે છે."[1]

કુદરતી કાયદાઓની નાતાબેદારીને લીધે કેમ શિક્ષા થાય છે તે શું આપણે સઘળાં જાણતા નથી? જો આપણે આપણી ઇસ્પીતાલો, કેદખાનાઓ અને દિવાનાશાળાઓ તરફ નજર કરશું તો આપણે સમજી શકીશું કે કુદરતની સજા શું ચીજ છે. આજુબાજુ નજર ફેકતાં આપણે સમજી શકશે છીએ કે અગર જો બહેસ્તમાં તખ્ત પર બીરાજમાન થયલો કોઇ ન્યાયાધીશ આપણી નજરે પડતો નથી તોપણ નિર્દય કુદરત પોતાનો ચુકાદો આપતી રહે છે, ઇનસાફ માટે પોકાર કરતી રહે છે અને પોતાના કાયદાની નાફરમાનબરદારી માટે કઠોર શિક્ષા અમલમાં મુકતી રહે છે. અહુરમઝદે જાણે કુદરતનેજ પોતાના હાથમાં કાયદાભંગની શિક્ષા ફરમાવવાનું સોંપેલું લાગે છે. ઝંદ અવસ્તા પ્રમાણે તેનાં કુદરતી રાજ્યમાં યાને ગેતીમાં તેમજ તેની મીનોઇ સલતનતનાં અમલ માટે તેને બે નિયમો ઘડયા છે જેને આધારે સઘળી સજાઓ બજા લવાય છે. પહેલો, તો એકે, "જેવું તમો વાવશો તેવું તમે વીણશો." બીજો નિયમ એ છે કે "જો માણસ તેને કુદરતે યા આત્માએ ફરમાવેલાં કામોની બેપરવાઇ કરશે તો તેની શિક્ષામાંથી તે છટકવાનો નથી." શાહ જમશીદ અને તેની પ્રજાના હાલ ઉપરથી આપણુને માલુમ પડે છે કે આ બે કાયદા, શું મોટાં કે શું નાનાં, સર્વેને એકસરખી રીતે લાગુ પડે છે. આપણે જોઇએ છીએ કે જે તવંગરો ધનને ઢગળે બેઠેલા હતા અને જે પાપીઓ પોતાના ભપકા અને દેખાવથી દુન્યાને આંજી નાખતા હતા, તેઓ પણ પોતાના પાપની શિક્ષામાંથી બચવા પામ્યા હતા નહીં. તેઓની ફત્તેહ ટુંક મુદતની હતી. તેઓ થોડો

---

૧. છ. દા. દીન પુ. ૧૧. પા ૯૨.

વખત આબાદી ભોગવી શક્યા પણ ટુંક વખતમાં આફતોમાં તેઓ ગરકાવ થઇ ગયા. પોતાની આબાદીની ટોંચપરથી તેઓ કંગાળ્યત-પણા અને પડતીનાં નિચાનમાં આવી પડ્યા. તેઓએ પોતાનો ભપકો, દેખાવ ગુમાવી દીધો. તેઓ શરીર અને આત્મા પણ ખોહી બેઠા. તેઓની અમર્ગી જતી રહી. તેઓની ગેતી જહાનમાં જીંદગી અકારી બની અને તેઓનું ભવિષ્ય શિહા થઇ ગયું.

આ, તેમજ બીજા ઝંદ અવસ્તામાંથી મળતા ફકરાઓ ઉપરથી આપણે જોઇ શકયે છીએ કે પાપ અને મોતની વચ્ચે નહીં તોડી શકાય એવો સંબંધ છે. આપણે શીખ્યે છીએ કે પાપની પાછળ મોત આ જહાનમાં આવ્યું છે; અને પાપ અને મરણ, બન્ને, મનુષ્યજાત મારફતે આ દુન્યામાં હસ્તિમાં આવ્યાં. પણ આનો અર્થ એમ નથી થતો કે શાહ જમશીદ અને પાદશાહ કાઉસ પાપી બન્યા તે અગાઉ આ દુન્યામાં મરણ જેવું કાંઇ હતું નહીં. શારીરીક મરણ તો સદા આ દુન્યામાં હતું. ઝંદ અવસ્તા, અને ખાસ કરીને વંદીદાદમાંથી આપણને માલુમ પડે છે કે શારીરીક મરણ, (યાને બદનનું ખાક સાથ મળી જવું) આ દુન્યામાં પહેલેથીજ હતું. એમાં આપણને અશો નરોના તેમજ બીજાંઓના શરીર યા મુરદાં-ઓને અવલમંજલ પહોંચાડવાના અહેવાલો મળે છે.

પણ જીંદગી યા મરણનો અર્થ ઝંદ અવસ્તા પ્રમાણે માત્ર શરીર સાથ આત્માનો મેળાપ યા શરીરથી આત્માનું છુટા પડવું એમ નથી થતો. તેમાં અહુરમઝદ સાથનો ભવિષ્યનો સંબંધ ચાલુ રહેશે કે બંધ પડશે, એનો પણ ઇસારો સમાયલો છે. મરણ પામવું એટલે અહુરમઝદથી અલગ થઇ જવુ અને તેનેથી છૂટા પડવું; જીવવું એટલે અહુરમઝદની નજરમાં (દરેસામ) રહેવું, તેની પનાહમાં (પઇરીથ્વા) માં જીંદગી ગાળવી અને સદા તેની સંગત અને દોસ્તી

(હુમેમ હુખ્મ) માં રહેવું. ય. ૧૯. વંદી. પરગ. ૧ અને ૨ જી અને તે ઉપરની પહેલવી સરેહ મુજબ મરણનો અર્થ પાપને લીધે અહુર સાથના સંબંધનું ગુમ થવું અથવા આત્મિક નિર્બળતા થાય છે; એટલે મનુષ્યના મીનોઇ બંધારણ-આત્માનો-સમૂળો નાશ એમ મરણનો અર્થ કરવામાં આવ્યો છે.

આ આત્મિક મરણની સજા એવી ભારે છે કે પાપી શખસ પાપ કર્યા પછી સદા મોટા ભય અને ધાસ્તીમાં રહે છે. ઝંદ અવસ્તામાં આપણે જોઇએ છીએ કે બીક અને ધાસ્તી પાપની સજા કરવા એક માણસ પાછળ ચાલુ રહે છે. પાપીઓને જે બીક અને ધાસ્તી લાગે છે તે એવી ભારી છે કે તેનાં મનને ઘણીજ બેચેની લાગે છે, તેનું શરીર કાંપે છે, તે ગભરાટમાં પડે છે અને કેટલીક વખત દિવાનાપણાંનો ભોગ પણ થઇ પડે છે. પાપીઓનાં ભિતરમાં સમાયલી આ દેહેસ્ત, કોઇ પણ બીજી સજા વગર તેને ફજે પુગાડવા પુરતી છે.[1]

ય. ૧૯, ફ. ૩૪ પરથી આપણને માલુમ પડે છે કે શાહ જમશીદે, પોતાનો આત્મા, જે પહેલાં પવિત્ર નિર્દોષ અને અમર્ગ હતો તેમાં એક ઘોર પાપ પેસવા દીધું. આ પાપે શરૂઆતમાં જે બીક અને ધાસ્તી તેનામાં ઉત્પન્ન કીધી તે ઉપર તેને કાબુ મેળવ્યો અને પોતાના પશ્ચાતાપની લાગણીને દાબી દીધી; આને લીધે તે એટલો તો આત્મિક નીચાણમાં ગબડયો કે દલગીરી અને પસ્તાવાને બદલે પોતાના પાપથી તે ખુશ થવા લાગ્યો અને તેમાં વડાઇ લેવા લાગ્યો. આ પ્રમાણે તે શરમીંદગી અને નામોશીમાં ઉકમાઇ માનવા લાગ્યો. જે અંધાપાને લીધે એક માણસ પાપમાં વડાઇ લેય અને શરમીંદગી અને નામોશીમાં ઉકમાઇ સમજે તેનેથી બીજો કયો અંધાપો યા

1. ય, ૧૯, ફ. ૩૪; ય. ૨૪, ફ. ૨૭, ય. ૧૦, ફ. ૩૭, ૯૭, ય. ૧૧, ફ. ૧.

દિવાનાપણું વધુ કમકમાટ ઉપજાવનારૂં છે? આવી વિચિત્ર વર્તણુક શાને આભારી હતી? દેખઇતી રીતે, જુઠાપણા, અહંકાર, નાતાબેદારી અને બેવફાઇ જેવાં ઘોર પાપો કરીને તેણે પોતાની મનશકિત વિપરીત અને ગુંચવણ ભરેલી કરી નાખ્યાથી આ પરિણામ આવ્યું હતું. આવું વિપરીત મન તેના દુશ્મનોથી તેને હાર પામવાનું મૂળ કારણ હતું. ય. ૧૯. આપણને જણાવે છે કે તેનું મન ગુંચવાડા ભર્યું બની ગયું હતું અને તેને જીતનારા દુશ્મનો આગળ તેને ગુથણપર પડવું પડયું હતું.[૧]

આપણાં પવિત્ર સાહિત્યો ઉપરથી આપણે જાણયે છીએ કે અહુરના પ્યારને લીધે અને તે સાહેબની ખફગી ખેંચી લેવાની ધાસ્તીને લીધે અસલના જમાનાના મહાન નરો અને બુદ્ધિશાળી પુરૂષો પાપથી મુકત રહી શકતા હતા. કેમકે તેઓ જાણતા હતા કે ખુદાથી પાપ છુપાવવું તેમજ પાપો માટેની સજામાંથી છટકવું મુશ્કેલ હતું:- "ઓ અહુર! મનુષ્ય જે સવાલો જાહેરમાં યા ખાનગીમાં પૂછે છે, અને પોતાનાં નાનામાં નાનાં પાપ માટે જે સજા ભોગવે છે તે સઘળાં ઉપર, તું, એક ઇનસાફી ન્યાયાધીશ તરીકે નજર રાખે છે."[૨]

એરીસ્ટોટલે પોતાનું એક નીતિશાસ્ત્ર ઘડી કાઢયું હતું. તેમાં તેને સદગુણો તેમજ શા માટે એ સદગુણો અખત્યાર કરવા જોઇએ તેનાં કારણોની ટીપ આપી હતી. તેજ મુજબ પ્લેટોએ, વિરાગી સ્ટોઇક લોકોએ, હિન્દુઓ અને ચીનાઓએ પણ કર્યું છે. પણ જરથોશ્તી ધર્મે શીખવેલા અહુરમઝદ માટેના પ્યાર અને તે સાહેબની બીકનાં શિક્ષણ વગર, ઉપલા સદગુણો પ્રાપ્ત કરવાના હેતુઓની ટીપ માત્ર સાધારણ સમજશક્તિના માણસોને સંતોષી શકે એમ નથી.

---

૧. ય. ૧૯. ફ. ૩૪. ૨. યજ. હા. ૩૧. ફ. ૧૩.

શા માટે એક માણસ પોતાની મરજી પડે તે મુજબ મજાહ મેલવે નહીં? માત્ર ફીલસુફોએ જણાવેલું સુખ તે શા માટે પડતું નહીં મેલે? અગર જો તે કાંઇ ખોટું કામ કરે તો શું આ ફાની જહાનમાં (કે જ્યાં કાંઇપણ અમર યા મોટી અગત્યતાનું નથી) કાંઇ મોટી વાત થઇ ગઇ? પણ જ્યારે આપણે પાપને ખુદા સામે અપરાધ છે એવી નજરથી જોઇએ છીએ, કે જેનું પરિણામ ખુદાની નજરથી દૂર થવામાં, તે સાહેબની સોબત સંગત અને દોસ્તી ગુમ થવામાં આવે છે, ત્યારે આપણા ધર્મ મુજબ પાપ કેવી મોટી ભૂલ છે અને કેવી ગંભીર ચીજ છે તે આપણે સમજી શકયે છીએ.

તમે મનુષ્ય જાતની તમામ તવારીખ પર ગમે ત્યાં નજર કરો પણ તમને એવો દાખલો નહીં જડશે કે જ્યાં એક મનુષ્ય પોતાની નજીવી ભૂલો માટે પણ મગરૂર બન્યો હોય. એથન્સનો નામાંકીત વકતા એક દીવસે શહેનશાહ માર્સસ ઍન્ટોનીયસ આગળ ભાષણ કરતાં પોતાની યાદદાસ્ત શકિત ઓચિંતી ગુમાવી બેઠો; તેના વિચારો ગુંચવાડાભર્યા થયા; તે અવાચક બની ગયો અને પોતાની તકરારો ભૂલી ગયો. આથી તે એટલો શરમીંદો બની ગયો કે તેની ભૂખ જતી રહી અને માંદો પડી તે છેક મરણને કાંઠે આવી પહોંચ્યો. સોફોકલીસે એક કરૂણારસ નાટક રચ્યો પણ તે પ્રજાની એકમત પ્રસંશા નહીં પામવાને લીધે શરમીંદો બન્યો અને પોતાના શરીર ઉપર ઘાતકી ઇજા કીધી.

પણ જ્યારે માણસો પોતાના પાપો માટે વડાઇ મારવા લાગે ત્યારે એમ સમજવું કે તેઓ પાપમાં જાણી બુજીને, પોતાના અહુરમઝદ, પોતાના અંતઃકરણ અને સમાજ સામે થઇને ફૂસ્યા છે. આવા માણસો પોતાના પાપ સિવાય બીજી સઘળી ચીજોને પોતાનાં દુઃખો માટે બદનામ કરે છે. પોતાનાં સુખ અને આબાદી અર્થે રચેલા અહુરમઝદના કાયદા ઉપર ધ્યાન આપતા નથી. જે બીક મનુષ્ય

પોતાના દીલમાં રાખે છે કે ખુદા હસ્તિ ધરાવે છે અને આ દુન્યાના આપણાં સઘળાં કામોથી વાકેફ રહે છે, તે બીક તેમનામાંથી નીકળી જાય છે અને રફતે રફતે તેઓ અહુરમઝદ તરફ માન દેખાડતા બંધ પડે છે.

હવે આપણે સવાલ કરીએ કે જરથોસ્તી ધર્મ પ્રમાણે આત્મા ઉધ્ધાર યા આત્મા શુદ્ધિ જેવું કાંઇ છે કે? યાને એક વેળાનો પાપી સદાનો પાપી ગણાશે? શું તેને માફી યા મુકિત નહીં મળશે? અલબતાં, એવું કંઇજ નથી. "ઓ માનવી! તું જાણ કે આત્મા શુદ્ધિ પ્રાપ્ત કરવાનો મૂળ માર્ગ અશોઇ છે, જે અશોઇ, અહુરમઝદે બક્ષેલી શુદ્ધિ બુધ્ધિની (સ્પેન્તમનની) તેમજ સારાં ધર્મજ્ઞાનની મદદ વડે, માણસને પાપ અને અનીતિને તેઓના ખરા આકારમાં જાહેર કરી, તેઓથી દૂર રાખે છે. દરેક શખસને જેટલી બુરાઇને વશ થવાને લાલચો થાય છે, તેટલુંજ તેને અશોઇ તરફ વધવા કૌવત અપાયલું છે. આ પ્રમાણે મનુષ્યને આ દુન્યામાં પાપમાંથી મુકત રહેવાને શકિતવાન બનાવવામાં આવ્યું છે."[1] વંદી. પરગ. ૧૯, ૪-૯ આપણને દ્રષ્ટાંત આપી સમજાવે છે કે ખરાં મનોબળનો માત્ર એક નિર્જીવ અંશ, એક શખસને, તેનાં નિરંકુશ હવસોએ પેદા કરેલી ખરાબમાં ખરાબ અવસ્થામાંથી મુક્ત કરવાને પુરતો છે.

પાપ શું છે, અનીતિ શું છે, એ વિષેનું ભાન અને પાપમાંથી મુક્તિ મેળવવા માટે કરવો જોઇતો પશ્ચાત્તાપ, જરથોસ્તી ધર્મ પ્રમાણે મનુષ્યની બેહતરી માટે અગત્યની ચીજો છે. કીધેલાં પાપો માટે ખરાં દીલથી પશેમાન થવા, ભવિષ્યમાં પાપ નહીં કરવાનો મક્કમ ઠરાવ કરવા, પોતા ઉપર નિરંતર અને પુરો કાબુ ધરાવવા, બદફેલી માટે મળતા પ્રસંગો સામે સદા સાવધ રહેવા, અને સદગુણ

૧. દ. પે. દીન. પુ. ૬. પા. ૪૦૫.

પ્રાપ્ત કરવા ઉત્સાહથી ચાલુ મહેનત કરવા દરેક જરથોસ્તીને તેના ધર્મે ફરમાવેલું છે. જો કોઇ શખસ અહુરમઝ્દના કાયદાના અંજાણ-પણાંને લીધે કાંઇ પણ ગુનાહ કરે, અને માઝદીયસ્ન ધર્મ પ્રમાણે તે ગુનાહ માટે માફી ચાહી ફરીથી તે નહીં કરવાનો નિશ્ચય કરે તો તેના એવા સર્વે ગુનાહો માફ છે.[૧] "પાપી અને નાપાક આત્મા જો ધર્મોપદેશકનાં કહેવા પ્રમાણે, શબ્દોથી અને કામોથી કીધેલા ગુનાહની, ખરાં અંતઃકરણથી તોજેશ ચાહે, તો તે આત્માને, આત્મા ઉદ્ધાર કરનાર ધર્મોપદેશકો મારફતે, કીધેલા ગુનાહમાંથી મુક્તિ મળે છે, અને નાપાકી અને અપવિત્રાઇમાંથી છૂટો થઇ તે અશો બને છે; અને દોજખ તરફનો તેનો માર્ગ બંધ થાય છે."[૨] "તેઓ (ગ્રંથકારો) ની માન્યતા એવી છે કે પશ્ચાત્તાપ દોજખનો માર્ગ બંધ કરે છે અને તેની ગેરહાજરીથી બેહેસ્તના દરવાજા બંધ થાય છે. પણ પશ્ચાત્તાપનો અર્થ એ થાય છે કે પશ્ચાત્તાપ કરનાર ઘણી ખરો શોકાતુર બને અને ફરીથી તે ગુનાહ નહીં કરે."[૩] "શરીરને લાગેલી ગંદકી અને ગલીચો શરીર ધોઇને દૂર કરવી જેટલી સહેલ છે તેટલી આત્માને વળગેલી નાપાકી દૂર કરવી સહેલ નથી. કેમકે આત્માની ગલીચી ધોવા પાણીની જરૂર નથી પણ શોકાતુર પશ્ચાત્તાપ અને શિક્ષાની જરૂર છે. જે જે ગુનાહો અને વાંકો તેં આખા દીવસમાં કર્યાં હોય, તે માટે, ઓ માનવી! તું આ વિચારથી પશેમાન થા કે એ ગુનાહ હું ફરી કરીશ નહીં. તે ગુનાહથી તું પાછો ફર અને પશ્ચાતાપનો સાથી તું થઇ રહે અને હરરોજ કમમાં કમ ત્રણ વખત તારા પોતાની તરફ અંતરદ્રષ્ટિ લંબાવ અને વિચાર કર કે, 'મેં શું ખાધું, શું બચાવ્યું અને જે જે કાર્યો મેં કીધાં તે મારા આત્માની મુકિત મેળવવા માટે સફળ નિવડશે યા નિષ્ફળ?'"[૪]

---

૧. વંદી. ફરગ ૩, ફ. ૪૦.
૨. દ. પૈ. દીન. પુ. ૧. પા. ૯.
૩. દ. દા. દીન પુ. ૧૦. પા, ૧૪.
૪. દ. દા. દીન. પુ. ૧૩. પા. ૧૦.

કુસ્તી બાંધતાં અને છોડતાં દરેક જરથોશ્તી દરરોજ ટુંક બંદગી કરી, દીવસમાં અનેક વાર પોતે જાણીજોઇને યા અંજાણપણે કીધેલા ગુનાહોની તોજેશ ચાહે છે અને પશ્ચાતાપ કરે છે. દરેક જરથોશ્તીની આ રોજીંદી બંદગી કરવાની ફરજ છે, કેમકે કોઇપણ શખસ ખાત્રીથી કહી શકનાર નથી કે તેણે જે આખા દીવસમાં વિચારો વિચાર્યા છે અને કામો કર્યાં છે તે સર્વે ઠપકાને લાયક નથી. આ પ્રમાણે જરથોશ્તી ધર્મ પ્રમાણે પાપ માનુષી ગુણલક્ષણમાં સ્વભાવિક તત્વ નથી તેમ તે અજીત પણ નથી. માણસ પાપથી અલગ થઇ શકે છે અને તેમાંથી પોતાની જીંદગી મુક્ત કરી શકે છે; ખરૂં જોતાં આ પ્રમાણે કરવાની તેની ધાર્મીક ફરજ છે.

જરથોશ્તી ધર્મ પ્રમાણે, જરથોશ્ત પયગામબર કાંઇ જરથોશ્તી ધર્મ પાળનારાઓના પાપ માટે પશ્ચાતાપ કરી તેઓ માટે આત્મા મુકિત મેળવનાર નથી. જે પ્રમાણે ખ્રિસ્તીઓને (પોતાના પયગામબરની પ્રાર્થનાને લીધે) મુક્તિ મળવાનું શિક્ષણ છે તેથી ઉલટુંજ આપણે જરથોશ્તીઓ આપણા પોતાના પાપની જવાબદારીમાંથી એ પ્રમાણે બચી શકતા નથી. હું એક સવાલ કરૂં કે અહુરમઝદનાં ખુદાઇ જ્ઞાનને અને ઇનસાફને બંધબેસ્તી આ વાત છે કે અહુરમઝદ પાપી શખસોને પોતાના પાપના પશ્ચાતાપ કર્યા વિના, તેની શિક્ષા ભોગવ્યા વિના એમજ તેઓની જવાબદારીમાંથી છૂટા કરે? જરથોશ્તી ધર્મ સમજાવે છે કે પાપી માટે પશ્ચાતાપ ઘણીજ અગત્યની ચીજ છે. પોતાની મીનોઇ યોજનામાં અહુરમઝદને એકુલાને કામ કરવાનો હેતુ નથી. તે સાહેબની ઇચ્છા એ છે કે સમજશક્તિ ધરાવનારા તેણે પેદા કીધેલાં મનુષ્યો તેને આ કામમાં મદદ કરે. આપણા ધર્મ પ્રમાણે મનુષ્યને, પોતાને આગળ વધારવાની અને અહુરમઝદ તરફ જવાની શકિત કાંઇ ઓછા પ્રમાણમાં અપાયલી નથી. જરથોશ્તી

ધર્મ પ્રમાણે ગેબી મદદ અને માનુષી સહકાર પરસ્પર ઉપયોગી વસ્તુઓ છે.

ખ્રિસ્તી ધર્મનો મૂળ સિધ્ધાંત એ છે કે મનુષ્યને ઝટ સહેલાઇથી મુક્તિ મળી શકે છે. જો તમે ઇસુખ્રિસ્તમાં ભરોસો રાખશો તો તમારો આત્મા મુકિત મેળવશે—આ શિક્ષણમાં આત્માની મુક્તિ માટે કરવા જોઇતાં કામો તો કાંઇપણ નજરે પડતાં નથી. આત્માને કાંઇએ કરવાનું રહેતું નથી; કેમકે આત્મા રક્ષણ અને આત્મા મુકિત માટે તો પહેલેથીજ વચન આપી દેવામાં આવે છે. ખ્રિસ્તી ધર્મ પ્રમાણે તો એમજ થયું કે જીંદગીની શરૂઆતમાં મનુષ્યે ઇસુખ્રિસ્ત ઉપર તમામ ભરોસો મુકવાનો કે જેથી તેને મુકિત મળે અને તે પછીનાં તેને બુધ્ધિબળ, યા ધાર્મીક યા આત્મિક કોશેશો પોતાની શકિતઓની ખીલવણી માટે કરવી નહીં પડે, કે ના તેને વધારે જ્ઞાન સંપાદન કરવાની જરૂર રહે. અસલ વિચારના ખ્રિસ્તીઓનાં મત મુજબ ખ્રિસ્તી ધર્મનું મૂળ શિક્ષણ એ છે કે મનુષ્યની મૂખ્ય નેમ તેનાં પાપની શિક્ષામાંથી છટકવાની છે. ધર્મ આસ્થા ધરાવનારા ખ્રિસ્તીઓને આ ધર્મનાં સાહિત્યો મુજબ મુકિત તો મળશેજ, જો કે તેઓ બીજી બધી વાતે મુકિત મેળવવાને લાયક હશે નહીં યા તો અહુરની મીનોઇ સલતનતમાં દાખલ થવા લાયક હોય નહીં.

પણ જરથોસ્તી ધર્મ પ્રમાણે અહુરના મીનોઇ રાજ્યમાં દાખલ થવાનો માર્ગ આ પ્રમાણે સહેલાઇથી મળતી મુકિતની મારફતે નથી. આવા આળસને ઉત્તેજન આપતાં શિક્ષણો સામે ઝંદ અવસ્તા ભારે વિરોધ બતાવે છે. જે માણસો આળસુ જીંદગી ગુજારે છે, જેઓ પોતાનાં જીવન માટે મહેનત કરતા નથી, જેઓ બારણે બારણે ભીખ માગે છે, જેઓ બીજાઓની મતા લુટી લેય છે, ટુંકમાં કહીએ તો જેઓ સમાજને મદદગાર બનવાને બદલે સમાજ ઉપર બોજારૂપ

પડી રહે છે, એવાઓને જરથોશ્તી ધર્મ સખત ઠપકાને પાત્ર ઠેરવે છે.

આળસુ જીંદગી ગાળનારા કુદરતની નજરમાં ભીક્ષુકો છે. ચોક્કસ જાતના છોડવાઓ એવા આવે છે કે પોતાની હસ્તિની શરૂઆતમાં તેઓ શ્રમ લઇ પોતાની વધ વધારે છે. પણ થોડા વખત પછી તેઓ પોતાની મહેનતે વધતા નથી પણ આજુબાજુનાં ઝાડ-પાનો ઉપર જીવવા માંડે છે. વનસ્પતીવિદ્યાના અભ્યાસીઓ આવા છોડવાને હલકા પ્રકારના અને કુદરતમાં ધિક્કારવા જોગ વસ્તુઓ તરીકે શામાટે ગણે છે? કેમકે તેઓ આપમતલબી અને શરમભરી જીંદગી ભોગવે છે અને જીંદગીમાં મળતા લાભો ભોગવવા તૈયાર હોય છે, પણ જીંદગીની જવાબદારીઓમાંથી છટકવા માંગે છે. આવી જીંદગી ઘણી ભય ભરેલી છે; કેમકે જેટલા પ્રમાણમાં આવા ઝાડ-પાન તેની આસપાસના ઝાડો પાસથી જીવન સાધન મેળવે છે તેટલા પ્રમાણમાં તેઓ પોતાનાં બંધારણને નુકસાન પુગાડે છે. તેના કેટલાક ભાગો નિર્બળ બની નિરૂપયોગી થઇ જાય છે, સહેલાઇથી જીવન સાધન મેળવી શક્યાથી તે પોતાની સ્વતંત્રતા ખોહી બેસે છે. આ પ્રમાણે આપણે જોઇ શકયે છીએ કે કુદરતની નજરમાં આળસુ જીંદગી એ ગુનાહ છે અને તેની શિક્ષા તે જીંદગીના નાશમાં આવે છે.

એક વ્યક્તિની સલામતી યા મુક્તિ, જો પોતે તે માટે કોશેશ નહીં કરે અને તે છતાં તે તેને મળે, તો તેની નીતિ અને આત્મિક શક્તિઓ ઉપર કેવી ખરાબ અસર થાય છે તેનો ખ્યાલ ડોડર નામના, આસપાસનાં ઝાડપાન ઉપર જીવતા વેળા ઉપરથી, તેમજ 'હરમીત-ક્રેબ' નામના એક જાતના કરચલાની જીવન સ્થિતિના અભ્યાસ પરથી માલુમ પડી શકે છે. જ્યારે આપણે આસપાસના બંધારણો ઉપર જીવતાં બંધારણનો મામલો આત્મિક બાબદમાં તપાસ્યે છીએ

ત્યારે આત્મા ઉપર આ જીવન નિયમની કેવી માઠી અસર થાય છે તે આપણે જોઇ શકીશું અને તે ઉપરથી ખ્રિસ્તી ધર્મમાં જણાવેલા મુક્તિના, આળસુ જીંદગીને ઉત્તેજન આપનારા સિદ્ધાંતની સાધારણ મનુષ્યના મન પર શું અસર થાય છે તે સમજી શકીશું.

એક જાણવાજોગ બીના આ છે કે એક ધર્મની બુલંદી યા હલકાઇ, તે ધર્મની સાધારણ અને અભણ માણસો ઉપરની સારી યા બુરી અસરના પ્રમાણમાં હોવી જોઇએ. ખ્રિસ્તી ધર્મ, અને ખાસ કરીને અસલી વિચારના કેથોલીક પંથ મુજબ મનુષ્યને આત્મિક મુક્તિનું વચન ઘણીજ જુજ મહેનતનાં બદલામાં આપવામાં આવે છે. આત્મિક મુક્તિની આ ખાત્રી દુન્યાનાં અનેક ભાગોમાં પડેલા અભણ લોકોને એક લાલચ સમાન થઇ પડે છે જેથી તે ધર્મના વચનો પર લોભાઇ જઇ તેઓ ખ્રિસ્તી કોમની સંખ્યામાં યાહોમ ઉમેરો કરે છે. આત્મિક મુક્તિ મેળવવા માટે પોતાની કાંઇપણ શકિતનો ઉપયોગ ન કરવા છતાં મળતી મુકિતની આશા આ ધર્મની નેમને એક આપમતલબી નેમમાં ફેરવી નાખે છે. આને લીધે હજારો અને લાખો માણસો આળસને ઉત્તેજન આપતા ખ્રિસ્તી પંથ અખત્યાર કરવા તરફ ઢળે છે. નીચે જણાવેલી ખ્રિસ્તી ધર્મના મુકિતના સિધ્ધાંતમાં સમાયલી જે મનમોહક સુચના પાપીઓને કરવામાં આવી છે તેનેથી વધુ કેઇ સુચના લલચાવનારી થઇ પડશે? "ઇસુ ખ્રિસ્તે પાપીઓને માટે પોતાની જીંદગીનો ભોગ આપ્યો છે; માટે જો તમે પાપી હોવો, તો તેને તમારે માટે પણ ભોગ આપયો છે...ઇસૂ ખ્રિસ્ત પાપીઓને બચાવે છે. તેની મહેરથી તમો પણ બચી શકશો. જે શખસને ઇસૂ ખ્રિસ્તમાં સંપૂર્ણ ભરોસો છે તે ખરી અમર જીંદગી ભોગવવાને શકિતવાન થશે." ઉપલા ફકરામાં જણાવેલો સિધ્ધાંત આળસુ જીંદ-

રીને ઉત્તેજન આપે છે તે માત્ર એક બે મનુષ્યને નહીં પણ તમામ મનુષ્યજાતને આળસુ બનવાનું ઉત્તેજન આપે છે. નીતિ અને આત્મિક ઉન્નતિને ઉત્તેજન આપવાને બદલે આવું શિક્ષણ નીતિ અને આત્મિક બગાડ તરફ આપણને દોરવે છે. એક પછી એક ધાર્મીક અને આત્મિક શક્તિઓ આ શિક્ષણની અસરથી મંદ થવા માંડે છે અને આપણી આત્મિક હીલચાલો બંધ પડવા માંડે છે. બીજા હાથ ઉપર, આપણે જોયું તેમ નાલાયક આત્માઓને આ સહેલા આત્મિક છૂટકારાની આશા જરથોશ્તી ધર્મ આપતો નથી. સઘળા આળસુ શખસો જેઓ મહેનત કરવામાં પછાત પડી અહુરનો કાયદો તોડે છે તેઓને પાપી અને અંગ્રમનના સંતાન તરીકે ઓળખવામાં આવ્યા છે અને ઝંદ અવસ્તા એવાઓ માટે શિક્ષા ફરમાવે છે.

જરથોશ્તી ધર્મ દરેક જાતની આળસાઇ ઉપર રચાયલી મુક્તિને ધિક્કારે છે. યજ. હા. ૩૩ અને ૪૫ માં જરથોશ્ત પયગામબર લોકોને પોતાનાં શિક્ષણો સમજાવે છે. તે સાહેબ અહુરમઝદ તરફથી સમજેલાં સંગીન સત્યો ટુંકમાં અને અસરકારક રીતે લોકોને સમજાવે છે અને સમજાવ્યા પછી તે સાહેબ વગર વિચારવે તે સત્યો કબુલ કરવા લોકોને જણાવતા નથી. તે મહાન ધર્મોપદેશક સારી રીતે સમજતો હતો કે માત્ર તેનાં શિક્ષણો સાંભળીનેજ લોકો તે ઉપર અમલ કરનાર ન હતાં, તેઓને તે શિક્ષણો, સત્યો અને સિધ્ધાંતો ઉપર પુખ્ત વિચાર કરવાનો હતો; તે શિક્ષણોનાં અલગ ભાગ પાડી, તપાસી, સમજી પોતાનાજ મનથી તેઓને પોતાનાં ગુણલક્ષણોમાં આમેજ કરવાનાં હતાં.[1] અહુરમઝદે સઘળી જુદી જુદી આત્મિક શક્તિઓ મનુષ્યનાં વપડાસ અર્થે બક્ષેલી છે પણ તે શક્તિઓમાંથી સર્વોતમ

---

૧. યજ. હા. ૪૫. ફ. ૧; હા. ૩૦. ફ. ૧, ૨, અને ૩.

પરિણામ મેળવવા માટે મહેનત કરવાનું ઇનસાન જાતનું કામ છેઃ "પેલી જહાનમાં મીનોઇ દોલત એકઠી કરવા તમે મહેનત કરો કેમકે જે કામો તમો તમારી જાતી મહેનતથી કરશો તેજ તમને પેલી દુન્યાનાં લાભો મેળવવામાં કામ આવશે. તમારા શરીરમાં યઝદોને વાસો કરવા દેઓ તો તમને દુન્યામાં સઘળે ઠેકાણેથી આવકાર મળશે. સારા સિધ્ધાંતોની મદદથી તમો સુધરો કે જેથી લોકો તમને સુધરેલામાં ગણે."[1]

કુદરત મનુષ્યને અનાજ આપે છે પણ મનુષ્યને વાવણી કરવી પડે છે. "જ્યારે જવ રોપવામાં આવી ત્યારે દેવો ગભરાતમાં પડયા; જ્યારે જવ ઉગવા લાગી ત્યારે દેવો ધાસ્તીથી બેભાન થયા; જ્યારે કણુસાં ફુટવાં માંડયા ત્યારે તેઓ નાબુદ થયા."[2] કુદરતે ખાણોમાં કોલસો મુકયો છે પણ મનુષ્યે તે ખણવાનો છે. અનાજ તેમજ બીજી બધી કુદરતની બક્ષેસો સંપૂર્ણ છે પણ તેનો વપરાસ કરવા મનુષ્યને શ્રમ ઉઠાવવો પડે છે. "સારાં કામો મારફતે અને ભલાઇમાં ઉમેરો કર્યાથીજ આત્મા બદલો મેળવી શકે છે, માટે પાપના પશ્ચાતાપ માટે સારાં કામો કરવા ફરમાવામાં આવ્યું છે. અને પાપમાંથી મળતી મુકિત વિષે કહેવામાં આવ્યું છે કે 'એક નવું ભલું કામ એક નવાં કીધેલાં પાપને રદ કરે છે અને એક ભલા કામનાં સારાં પરિણામો, પાપના બુરા પરિણામોને રદ કરે છે.'"[3] "જે શખસ સર્વજ્ઞાની અને સર્વ ઇલાજના મૂળ સ્પેન્તમન સાથે સંબંધ રાખે છે તે પોતાને લગતી સઘળી બદીઓનો ઇલાજ કરી શકે છે. પોતાની સારી સમજ-શક્તિને લીધે મનુષ્યને સુધરવાના સઘળા ઉપાયો તેના પોતાનાજ હાથમાં આપવામાં આવેલા છે."[4]

પોતે અચૂક છે એવું શિક્ષણ આપનારો ધર્મ મનુષ્યોની તરફથી

---

૧. દ. પે. દીન. પુ. ૫. પા. ૩૧૫.
૨ વંદી. ૫રગ. ૩. ફ ૩૨.
૩. દા. દીની. પ્ર. ૧૨. ફ. ૪ અને ૫.
૪. દ. પે. દીન. પુ. ૬. પા. ૪૧૨.

આંધળો ધર્મ વિશ્વાસ સહેલાઇથી મેળવી શકે છે. જે અચૂકપણાનો સિધ્ધાંત (Doctrine of Infallibility) ખ્રિસ્તી ધર્મ શીખવે છે તેને લીધે મનુષ્યના મનની સમાધાની થાય છે ખરી, પણ તે સમાધાની મનુષ્યે મહેનત કરી, વિચાર કરી મેળવેલા સંતોષને લીધે નથી પણ માત્ર ધર્મોપદેશકના બોલો ઉપર આંધળા અને અવિચારી વિશ્વાસનું પરિણામ છે. આ સિધ્ધાંતને લીધે મનોબળ, તેમજ શારીરીક અને આત્મિક કોશેશો કરવાનો મનુષ્યનો ઉત્સાહ મરી જાય છે. તે સિધ્ધાંતને લીધે મનુષ્યની નીતિ તરફ જવાબદારી જેવું કાંઇ રહેતું નથી. જે શખસમાં આવી જવાબદારીનો અંશ સમાયલો હોય છે તે પણ મનશક્તિએ અઇયાસી બને છે અને તે માનુષી દરજ્જેથી નીચે પડે છે. યજ. હા. ૩૦. ફ઼. ૨ અને ૩ અને હા. ૪૫, ફ઼. ૧ મુજબ આપણી મનની ચપળતા જાળવી રાખવાની તેમજ અસલ વિચારો અને સત્યોને વળગી રહેવાની આપણી ફ઼રજ છે. પણ આપણી પોતાની સમજશક્તિથી સમજીને, આપણી પોતાની નજરથી જોઇને, અંતઃકરણપુર્વક માનીને અને પ્રમાણીક અને નિષ્કપટ રહીનેજ આપણે અસલ વિચારો અને સત્યોને વળગી રહી શકયે છીએ. ગથે કહે છે તેમ "આળસુ જીંદગી એ મોતની શરૂઆત છે."

હવે એમ સવાલ કરવામાં આવે કે, જરથોસ્તી ધર્મમાં જણાવેલી ક્રમ રીતિઓ જેવી કે બંદગીઓ પઢવી, અગ્યારી વિગેરેમાં જવું, ગુજરેલાંઓને લગતી ક્રિયા કામો વિગેરે કરાવવી, શું આળસાઇ ઉપર રચાયલા ભક્તિભાવને ઉત્તેજન નથી આપતી? માનુષી સ્વભાવ આત્મિક છે; પણ તેની આસપાસની ખલક સ્થુળ છે; આ સ્થુળ જગતમાં આત્માએ પગપેસારો કરવાનો છે. બહારની સરજેલી દેખીત ધર્મ ક્રમ રીતિઓ મનુષ્યના મીનોઇ સ્વભાવ ઉપર અસરકારક છાપ બેસાડે છે. બંદગી જે ધર્મનું બાહેરનું દેખીત ચિન્હ છે

તે મનુષ્યના સ્વભાવને અનુસરતી જરૂરીઆત છે. જે ધર્મ પૂરો ખીલેલો હોય છે અને તેના ખરા સ્વભાવને અનુસરતો બન્યો હોય છે તે, મનુષ્યની તમામ જીંદગી યાને શારીરીક તેમજ આત્મિક જરૂરીઆતો સાચવતો રહેવો જોઇએ. બાતેનની જે ધર્મ આસ્થા બહારની દેખીત ક્રીયા વગરની હોય છે તે અકુદરતી લાગણી જેવી છે અને ઘણીક વેળાએ દેખીત ક્રમ રીતિઓ વગર તે સ્વતંત્ર હસ્તિ ધરાવી શકતી નથી. દરેક સંપૂર્ણ ધર્મ બહારની ક્રીયા કામો કરવાનું તેમજ બાતેનની ધર્મ ભક્તિ પાળવાનું અને જાળવવાનું ફરમાવે છે. જ્યારે આ બે ચીજોને અલગ જાળવી રાખવામાં આવે છે, જ્યારે તેઓ માટે મુકરર થયલાં જુદાં જુદાં કામો ધ્યાનમાં રાખવામાં આવે છે; જ્યારે ધર્મના એક વિભાગ પાસે બીજા વિભાગનું કામ કરાવવામાં આવતું નથી ત્યારે એક ભલા ધર્મની સર્વે નેમો સંપૂર્ણ રીતે સફળ થાય છે. બહારની ક્રીયાકામો વગર ભીતરમાંની ધર્મઆસ્થા ટકી શકે એમ વિચાર કરવો એ ધર્મ ફીલસુફી સમજવાના ઓઠાં હેઠળ આળસાઇ અને બેપરવાઇના કંગાળ કૃતવાને ઉત્તેજન આપવા બરાબર છે. પણ યાદ રાખવું જોઇએ કે ધર્મઆસ્થા અને ભક્તિભાવ વગરની ધર્મક્રીયા ફોકટની છે.

જરથોસ્તી ધર્મના આ શિક્ષણને સર્વે કોઇ મળતા થશે કે સંપૂર્ણતાનું મૂળ તત્વ અંતઃકરણની પવિત્રાઇ છે.[1] છતાં આપણો ધર્મ ભાર મુકીને જણાવે છે કે આત્માની અશોઇ બહારની શારીરીક પવિત્રાઇ જાળવ્યા વગર અને ઇંદ્રિઓને કાબુમાં રાખ્યા વગર મળી શકતી નથી.[2] કુદરત છાલ વગરનું ઝાડ યા ફળ પેદા કરતી નથી. ક્રીયાકામો ભીતરની પવિત્રાઇ માટે બાહેરની છાલ મિસાલ છે. જો તે તમે છોલી નાખશો તો ભીતરમાં જે કાંઇ હશે તે ઝટ કોહી

૧. વંદી. પરગ. ૫, ફ. ૨૧. ૨. વંદી. પ્ર. ૫ થી ૧૦.

સડી જશે. ભીતરની પવિત્રાઇ જરથોસ્તી ધર્મનો અગત્યનો ભાગ છે એ વિષે બે મત છેજ નહીં. અસલના વખતથીજ જરથોસ્તી ધર્મ અંદરની પવિત્રાઇને અગત્યતા આપતો આવ્યો છે પણ તે બહારની દેખીત ક્રીયાકામો માટે બેપરવાઇ તરફ આંખમિચામણાં કરતો નથી. આપણાં સાહિત્યો ઉપરથી માલમ પડે છે કે અસલના મહાન જરથોસ્તી નરો દએનમાં (દીનમાં) જણાવેલી ક્રીયાકામોમાં ભાગ લેતા હતા અને તે વખતના ધાર્મીક રીવાજો પ્રમાણે ચાલતા હતા.[1] જે ક્રીયાકામો જરથોસ્તી ધર્મ પ્રમાણે ફરમાવવામાં આવ્યાં હતાં તે તેઓ બજા લાવતા હતા. તેઓનો દાખલો આપણને શીખવે છે કે અહુરમઝદની સ્તુતિ ભીતરમાંથી ખરાં દેલથી થવી જોઇએ તેમજ તે બહારની દેખીત ધર્મક્રીયાઓથી પણ થવી જોઇએ. આપણી બંદગીમાં અને સ્તુતિમાં તેઓ આપણને સાદાઇ જાળવવા શીખવે છે.

સાદાઇ એ આપણા ધર્મમાં જણાવેલો અગત્યનો ગુણ છે. સાદાઇને લીધે, જેમ ખ્રિસ્તી દેવળો, હિન્દુ મંદીરો અને મુસલમાનોની મસજીદોમાં જેમ ભપકો આવે છે તેવો ભપકો આપણાં ધર્મમાં નજર પડતો નથી. સોનાં ચાંદી, જર જવાહીર વગેરેના શણગારો તેમજ દુન્યાની મોંઘી અને સુંદર ચીજોનો શણગાર જે બીજાં ધર્મના દેવળો અને મંદીરોમાં નજરે પડે છે, તેઓની આપણાં ધર્મના મકાનોમાં અને ધર્મની ક્રીયાઓમાં, સાદાઇના બુલંદ શિક્ષણને લીધે, ગેરહાજરી માલુમ પડે છે. આપણો ધર્મ કરકસર શીખવે છે અને દરેક પ્રકારના ઉડાઉપણા સામે બાધ મેળે છે.[2] અહુરમઝદની સ્તુતિ કીંમતી વેદીઓથી, જહવાહીર, કીંમતી ભરતકામો યા ભવ્ય ધર્મ મકાનોથી થવી જોઇએ એમ આપણો મહુજબ કહેતો નથી. માટે અસલના પવિત્ર નરો, જેઓ પોતાના શિક્ષણ અને વર્તણુથી સાદાઇનો પાઠ આપો

---

૧. યજ. હા. ૪૫. ફ. ૧૦. યજ હા. ૪. ફ. ૧-૮. ૨. વંદી પરગ. ૫ ફ ૧૦-૧૨.

સારી રીતે શીખવી ગયા, તેઓની આપણે નકલ કરવી ઘટે છે. જે પ્રમાણે અસલના અશો નરો અહુરમઝદને હેતભરી સ્તુતિ અને નમ્ર ભક્તિભાવથી ચહાતા હતા અને પોતાનાં શરીર અને આત્મા જેવી અમૂલ્ય ચીજો તેને અર્પણ કરતા હતા,[1] તેવીજ લાગણીથી આપણને, મીઠાઇ, ફૂળોના ખુંમચા, મરઘી અને મચ્છીને અગત્યતા આપી જેમ હાલના જરથોસ્તીઓ પકવાનો અર્પણ કરે છે તેને બદલે, આપણા શરીર અને આત્માને અહુરને અર્પણ કરવાની ફરજ છે. આપણાં ક્રીયા કામોને વધુ સાદી ચીજોથી જળવાઇ રહેલાં જોવાને આપણે આતુર રહેવું ઘટે છે. આપણાં ધર્મ મકાનો અને ક્રિયા કામો ભપકાથી અને બાહેરના દેખાવથી નિરાળાં રાખો. જુદદીન કોમો જેમ ખરચાળુ ભપકા સહીત ભક્તિઓ કરે છે, તેઓના દાખલાથી આપણને અલગ રહેવાની ફરજ છે.

જે અસલના સાદા જરથોશ્તી ધર્મ ઉપરથી સદીઓના વહેવા સાથે હાલમાં ઉત્પન્ન થયલો ધર્મ ક્રીયા કામોનો મોટો જથ્થો આપણે જોઇએ છીએ તે દરેક સાચ્ચા જરથોશ્તીની નજરમાં, જરથોસ્ત પયગામબરના ધર્મની નેમો જાળવવા માટે ઉપ્યોગી અને અનુસરતો ગણાવો જોઇએ અને ધર્મ ચૂસ્ત શખસોના સંતોષ અર્થે અને તેઓની આત્મિક ઉન્નતિના લાભ અર્થે હસ્તિમાં આવેલો લેખાવો જોઇએ. આ ધર્મ ક્રીયા કામોને ઘણાં પારસીઓ અનર્થ ગણે છે. પણ અહીં જે બાબદ ઉપર વિચાર કર્યે છીએ તે અનર્થ અને નિરૂપ્યોગી ક્રીયાઓ નહીં પણ અસલ મહત્વની ક્રીયાઓ છે. એ વાત ખરી છે કે મનુષ્યની તર્ક શકિત ઘણી ચંચળ છે અને કેટલીક વાર ખોટી ખીલવણીઓ તરફ પણ જતાં તેને વાર લાગતો નથી. આને લીધે કેટલીક દેખીત ક્રીયાઓ બદીના મૂળ

---

૧. યજ. હા. ૪ ફ. ૧ હા. ૩૭. ફ. ૩

સમાન થઇ પડે એ બનવાજોગ છે. ટુંક વિચારી મનુષ્યો, જેઓ સાધન અને મૂળ છેવટની નેમમાં બરાબર તફાવત જોઇ શકતાં નથી, તેઓ આવી ક્રીયાઓ તરફ વહેમ અને શંકાની નજરથી જોઇ પોતાની આત્મિક ઉન્નતિનો માર્ગ બંધ કરી નાખે છે. કેટલાક શખસો એવા તો હુંમેશ મળશે કે જેઓ માત્ર ધાર્મીક ક્રીયા કામોમાં અને તેઓને લગતી નજીવી બાબદોમાં, ગોશ અને પીણાંઓ અર્પણ કરવામાં અને એ પ્રમાણે દરેક ધર્મ ક્રીયાકામ અચૂક બજા લાવવામાં પોતાના આત્માની મુક્તિ અને સંપૂર્ણતા સમાયલી સમજે છે. પણ ક્રીયાકામ વિષે આવા ખોટા ખ્યાલો ઉત્પન્ન કરવામાં કસુર ક્રીયાકામોનો નથી પણ મનુષ્યનાં અંતઃકરણમાં સમાયલી શારીરીક વાસનાઓનો છે કે જેને લીધે જરથોશ્ત સાહેબના ધર્મ કાયદાનો ખરો ભાવાર્થ સમજવો મનુષ્યોને મુશ્કેળ થઇ પડે છે.

ખરો જરથોશ્તી કોઇ પણ બાહેરની ક્રીયા કામો તરફ ગુલામી મનોવૃત્તિ બતાવશે નહીં. બાહેરની ક્રીયાઓને ધર્મના ખરા ભાવાર્થ અને સારાંશ તરીકે નહીં ઓળખવાની દરેક જરથોશ્તીની ફરજ છે. પણ કમનસીબે અસલી વિચારના શખસો બાહેરની ક્રીયા કામોને ધર્મના મૂળ તત્વ તરીકે થોકી બેસાડવાની વળણ ધરાવે છે. દાખલા તરીકે કેટલાક અસલ વિચારના જરથોશ્તીઓ, પોતાની બીજી ફરજો બાજુએ મેળી કલાકો સુધી ભણતરો ભણ્યા કરે છે. અલબત્તે બંદગી કરવી એ દરેક સાચ્ચા જરથોશ્તી માટે તેની આત્મિક ખીલવણીનું મૂળ સાધન છે, પણ બીજી ફરજોને ભોગે ઘણી વાર સુધી બંદગી કરવી, યા તો બીજાએ કરેલી બંદગીના લાભો પોતાને મળશે એવા ખ્યાલથી મોબેદો પાસે બંદગી કરાવવી એ એક પવિત્ર સંસ્થાનો ખોટો ઉપયોગ કરવા બરાબર છે. આવી આળસને ઉત્તેજન આપનારી આદતનું પરિણામ એ આવે છે કે મનુષ્યો પોતાની નીતિ અને

આત્મિક ઉન્નતિમાં ખરા અને સંગીન સુધારા વધારા કરી શકતાં નથી અને નકામાં બીજાં લોકો ઉપર જરથોસ્તી ધર્મના શિક્ષણનો ખોટો ખ્યાલ બેસાડે છે.

ઝંદ અવસ્તામાં જણાવ્યા મુજબના મનુષ્યનાં આત્મિક સ્વભાવ ઉપર આપણે વિચાર કરી રહ્યા પછી હુવે તેના શારીરીક સ્વભાવ વિષે શું શિક્ષણ મળે છે તે ઉપર વિચાર કરીશું. પણ તેમ કરવા અગાઉ મનુષ્યના આત્માને લગતાં ઘણાજ અગત્યના સત્યો ઉપર આપણે ખ્યાલ કરીશું. આ બાબદ તેના યોગ્ય ખુલાસા અને સરેહ સાથ હું મારા વાંચનાર વર્ગના મગજ ઉપર ઠસાવવાની કોશેષ કરીશ.

આગલાં પાનાંઓમાં જણાવ્યું તેમ, ઝંદ અવસ્તા પ્રમાણે આપણો આત્મા, સ્પેન્તમન અને અંગ્રમન નામની બે પરસ્પર વિરૂધ્ધ શકિતઓ ધરાવતો હોવાથી પરસ્પર વિરૂધ્ધ દેહબુધ્ધિથી વર્તે છે. મનુષ્યને સ્પેન્તમન અને ક્રૂવશી જેવી ઉમદા શક્તિ અને બળની બક્ષેશ થયલી છે કે જેની વડે તે તેની વાસનાઓને અંકુશમાં રાખી નિયમીત બનાવી શકે છે, તેના વિચારોને યોગ્ય બાબદો તરફ દોરવે છે, બુરી ઇચ્છાઓ અને વૃત્તિઓને સુધારી, પવિત્ર બનાવી ઉંચ પંક્તિએ પહોંચાડે છે, તેવી ઇચ્છાઓને સારી લાગણીમાં પ્રેરવી, ભલા પવિત્ર અને ભક્તિભાવના કામોનું મૂળ બનાવે છે, અને આત્મા જેટલી હુદે સુખી બની શકે છે તેટલો તેને સુખી બનાવી શકે છે. માટે જે અંગ્રમનની મારફતે મનુષ્ય બુરા વિચારો વિચારી શકે છે, અને બુરા જુસ્સાઓ ઉત્પન્ન કરી શકે છે તેમજ ખરાબ કામો કરી શકે છે, તેનેથી તેને બીહુવાનું નથી. અંગ્રમનને જીતવા માટે મનુષ્યને ઇચ્છાશકિત અને સ્વતંત્ર મરજી બક્ષવામાં આવી છે. આ ઉપરથી જણાશે કે ઝંદ અવસ્તા અને ખાસ કરીને ગાથામાં આ દુન્યાની આત્માની બદી અને બીજી સઘળી બદીનો ખુલાસો,

માનુષી મનને લગતા ભેદવાદનાં સિધ્ધાંત (Doctrine of Dualism) થી ઘણો અસરકારક રીતે સમજાવવામાં આવ્યો છે.

અહુરમઝદ, પોતાની સલાહ, શિક્ષણ, ચેતવણી, ધાક, શિક્ષા વિગેરેથી મનુષ્યજાતને બદીમાંથી બચાવવા ચાલુ પોતાની ફરજો સંતોષકારક રીતે બજાવે છે એમ ઝંદ અવસ્તા જે શીખવે છે તે બાબદ ધ્યાનમાં રાખવા જોગ છે. તે સાહેબ આપણી મુક્તિ માટેના ઉપાયો અને સાધનો ચાલુ આપણા મનને સુચવ્યા કરે છે. કેટલા બધા બોધો તે સાહેબ આપણા મનમાં ઉત્પન્ન કરે છે અને આપણી મુક્તિ માટે કેટલા રસ્તાઓ તે સાહેબ આપણને બતાવતો રહે છે, તે આપણને આપણા પવિત્ર ગાથાઓ ઉપરથી અને ધર્મ સાહિત્યો-નાં અનેક લખાણો ઉપરથી સ્પષ્ટ માલમ પડે છે. શું આપણને તે સાહેબ ચેતવણી નથી આપતો કે પાપીઓને આ જહાનમાં તેમજ બીજી જહાનમાં શિક્ષા થશે? તે પછી, આપણને જણાવામાં આવ્યું છે કે, "અકેમ અકાઇ વંઘુહીમ અષીમ વંઘહુવે = બુરાનો ફેજ બુરો અને અશો માટે સારા આશીર્વાદ અને મીનોઇ દોલત સર-જાયલી છે," તે મુજબ આપણા લાભ માટે અપાયલી સલાહ શા માટે માન્ય રાખવી ન જોઇએ?[1]

જરથોશ્તી ધર્મ પ્રમાણે માત્ર મનુષ્યજાતેજ અહુરમઝદનો અષનો કાયદો તોડી આ દુન્યામાં પાપ ઉત્પન્ન કીધું છે જેની ઉપરથી દુઃખ, નાસીપાસી, બદી અને આત્મિક મરણ હસ્તિમાં આવવા પામ્યાં. આ સઘળાં માટે ફકત માણસજાત જવાબદાર છે. અહુરએ તેને નીતિની સર્વે બાબદમાં સ્વતંત્ર બનાવ્યો છે. અહુર-મઝદની સ્વતંત્રતાની આ બક્ષેશથી તે દુન્યામાં ઘણો દબદબાભર્યો અને આલા દરજ્જો ભોગવી શકે છે. તે વિના મનુષ્ય જનાવરથી

૧. યજ. હા. ૪૩. ફ. ૫.

વધુ ઉંચી પંકતીએ જઇ શકતે નહીં. તેના વિના સુધારાઓ બની શકતે નહીં, નીતિ જેવું કાંઇ પણ રહેતે નહીં અને ધર્મ જેવું કાંઇ પણ હસ્તિ ધરાવતે નહીં.

હવે મનુષ્યના શારીરીક સ્વભાવ ઉપર ટુંકમાંજ વિચાર કરીશું, કેમકે આ પ્રકરણની બાબદ મનુષ્યના આત્માને લગતી છે અને મનુષ્યના શારીરીક સ્વભાવ ઉપર લંબાણ વિવેચન આ ચોપડીની સગવડ ઉપરાંત જગા રોકશે.

આપણું ધર્મ પુસ્તક આપણને કહે છે કે મનુષ્ય એક સંયુક્ત (complex) પ્રાણી છે; તે આત્મા ધરાવતો હોવાથી મીનોઇ વ્યવસ્થાના એક ભાગ તરીકે સરજાયો છે; તેને બુધ્ધિ હોવાને લીધે તે સમજ ધરાવનાર પ્રાણીમાં ખપી શકે છે; તેની સ્વતંત્ર ઇચ્છાશક્તિને લીધે તે નીતિ બંધારણમાં ભાગ લઇ શકે છે; તેનાં શરીરને લીધે તે સ્થુળ (physical) જગતનો એક ભાગ હોવાનો દાવો કરી શકે છે; તેના પરાધીન સ્વભાવને લીધે તેમજ બીજાંઓ તરફની તેની જવાબદારીને લીધે તે જનસમાજનો અગત્યનો ભાગ પણ થઇ રહ્યો છે. મનુષ્યના આત્મા, સમજશક્તિ અને ઇચ્છાશક્તિ વિષે આપણે પુરતું બોલી ચુકા છીએ. અત્રે આપણે તેનાં શરીર અને સામાજીક સ્વભાવ અને વૃત્તિ વિષે બોલીશું.

ઝંદ અવસ્તા પ્રમાણે પદાર્થ સ્વતંત્ર હસ્તિ ધરાવી શકતો નથી. શરીરની હસ્તિ આત્માની હસ્તિ ઉપર આધાર રાખે છે અને શરીર અને આત્મા સર્વોપરિ અહુરમઝદ ઉપર આધાર રાખે છે. પણ સ્થુળ જગત સંબંધી જરથોસ્તી ધર્મમાં અતેરૂં કરનારા વિચારો માલુમ પડતા નથી. આપણો મહજબ એમ નથી શીખવતો કે ફકત મન ખાત્રીપૂર્વક હસ્તિ ધરાવે છે, અને પદાર્થ વસ્તુઓ, મનુષ્યના મનમાંથી ઉપજાવી કાઢેલા અનિશ્ચિત અને અચોક્કસ ખ્યાલ માત્ર છે. પદાર્થ વસ્તુ સંગીન

હસ્તિ ધરાવે છે અને આપણી ઇંદ્રિયોવડે માલુમ પડતી તેઓની હસ્તિ બાબેનો અનુભવ વિશ્વાસ પાત્ર છે, એમ જે સર્વે લોકોનું માનવું છે, તે માન્યતા તરફ ઝંદ અવસ્તાનાં શિક્ષણો વિરોધ દર્શાવતો નથી. ઝંદ અવસ્તા આપણુને એમ નથી શીખવતી કે (પદાર્થ વસ્તુની હસ્તિમાં માન્યતા રાખવામાં) મનુષ્ય જાત એક જાતની ખ્યાલી ઘેલછાથી પિડાય છે, યાતો જે કાંઇ તેની ઇંદ્રિયો વડે અનુભવે છે તે માત્ર તેના મનના ધખારા છે.

અલબતે આપણુને તે અસરકારક રીતે સમજાવે છે કે માનુષી મન અને આત્મા અમર્ગ છે તેમજ શરીર અને પાંચે ઇંદ્રિયોથી ઘણો આલા દરજ્જો ધરાવે છે, પણ ખ્રિસ્તી શાસ્ત્રો (Christian Science) માફક એ આપણુને શીખવતી નથી કે શારીરીક માંદગી માત્ર મનનો તુરંગ છે જેનો નાશ મન વડેજ કરી શકાય છે; યાતો દુઃખ એ મનનો અનુભવ છે પણ તે ખરી હસ્તિ ધરાવતું નથી. યા તો ખુદા સિવાય કોઇપણ ચીજ સંગીન હસ્તિવાળી છેજ નહીં. આ સઘળું આપણુને અભેદવાદ (Pantheism) નો ખ્યાલ કરાવે છે.

અવિદ્યાવાદ (Idealsim) આપણુને જણાવે છે કે મનુષ્ય માત્ર કલ્પીત યોજના અથવા ખુદાનું પ્રતિબીંબ યાને પડછાયો છે. મનુષ્યનું મન ખુદાઇ મનથી જુદું નથી, માટે મનુષ્ય અમર છે. આ મત પ્રમાણે આત્મિક વસ્તુઓજ સંગીન હસ્તિ ધરાવે છે. આને આપણે આત્મિક અભેદવાદ તરીકે ઓળખીએ છીએ. આ મત પ્રમાણે મનુષ્ય ઇશ્વર સમાન સંપૂર્ણ, અમર્ગ, ઇશ્વર સાથ હમશરીક, અને પાપ, દુઃખ અને મોતથી નિરાળો છે. મનુષ્ય આત્માનું શારીરીક રહેઠાણ નથી પણ પોતેજ મીનોઇ શકિત છે.

ઝંદ અવસ્તાનાં ગ્રંથકારોના મત મુજબ દુઃખ દરદ નાબુદ કરવાનો હુન્નર ઘણો અગત્યનો હતો. આ હુન્નર સાધારણ માણસો

નહીં જાણતા હતા, પણ અસલના વખતના કીર્તિમાન ધર્મ ગુરૂઓ સારી પેઠે એ સમજતા હતા. તેઓ લોકોના દુઃખો સાજાં કરતા હતા અને પોતાની મહેનતનો બદલો મેળવતા હતા. માત્ર તેઓ માથ્રવાણી ભણીનેજ નહીં પણ છાલાપાલાની દવા કરી યા વાઢકાપ કરી લોકોને સાજાં કરતા હતા.[1]

એમ લાગે છે કે તેઓ, આજે આપણે જેમ સમજ્યે છીએ તેમ જાણતા હતા કે દુઃખ એ શરીર માટે અકુદરતી સ્થિતિ છે, કુદરત માનુષી શરીરને સાજાં બનાવવાની શકતી ધરાવે છે અને તબીબનું કામ સાજાં થતા મનુષ્યને નડતી નડતર દૂર કરી કુદરતને મદદ કરવાનું છે.

વળી અસલના ધર્મ ગુરૂઓ સારી પેઠે સમજતા હતા કે મનુષ્યની મનની વૃતિ યા આત્મિક સ્થિતિ તેનાં શરીરનાં અવયવો ઉપર સારી યા માઠી અસર કરે છે. જેથી કરીને મનુષ્યના ઘણાં દુઃખો તેઓની મનની યા આત્મિક વળણમાં મોટો ફેરફાર થયાથી જતાં રહે છે. માટે તેઓ દુઃખો સાજાં કરવા માટે પદાર્થ વસ્તુઓનો ઉપ્યોગ કરતા એટલુંજ નહીં પણ ધાર્મીક સાંધનો પણ કામમાં લેતા. તેઓ પોતાના દરદીઓને માત્ર છાલાપાલા ખાવા આપતા એટલુંજ નહીં પણ માથ્ર સ્પેન્તનાં કલામોમાં જણાવેલાં ધાર્મીક અને આત્મિક શિક્ષણો પણ તેઓને આપતા હતા; કેમકે તેઓ જાણતા હતા કે આત્મિક અસરો જ્ઞાન તંતુના બંધારણ મારફતે શારીરીક અવયવોને કામકાજમાં ચપળ બનાવતી હતી યા તેઓની હીલચાલને મંદ કરી શકતી હતી. બીક, ઉદાસી. નાસીપાસી, આશા, ખુશાળી વિગેરે મનુષ્યમાં શારીરીક ફેરફાર કરી પ્રદર્શીત થાય છે. અસલ ઇરાનના પવિત્ર ધર્મ ગુરૂઓ આ બીના યાદ રાખીને દુઃખ સાજાં કરવા માટે

---

૧. વંદી. ફરગ. ૭. ફ. ૩૬-૪૪

માથ્રનો છૂટથી ઉપયોગ કરતા હતા. બીજા બધા ઉપાયો આગમજ માથ્રવાણીનો ઉપાય તેઓ અજમાવતા હતા કે જેથી કરીને દરદીનું મગજ વિશ્વાસ, આશા અને ખુશાળીથી ભરપૂર બને, સુસ્ત સ્થિતિમાંથી બાહેર નીકળી શકે, શરીરનાં મંદ પડી ગયલાં અવયવોને ચપળ બનાવી શકે અને દુ:ખ સામે ટક્કર ઝીલવા તે શકિત મેળવી શકે. આ ઉપરથી આપણે સમજી શકયે છીએ કે શા માટે ધર્મજ્ઞાન આપણાં અસલી મહાન નરો ઘણું અગત્યનું ગણતા હતા અને શા માટે બીજા કોઇપણ સાંધનો કરતાં માથ્રવાણી દુ:ખ દરદ દૂર કરવા ઉપ્યોગમાં લેતા હતા. તેઓ સારી પેઠે જાણતા હતા કે ધર્મજ્ઞાન જે માથ્રમાં સમાયલું છે, તે તેઓને તંનદરોસ્તીને વધારે એવી સારી આદતો શીખવતું હતું: "ઓ સ્પીતમાન જરથોશ્ત! દુ:ખ દરદ સાજાં કરનારા અનેક તબીબો હોય, તેમાંથી કોઇ વાઢકાપથી, કોઇ છાલાપાલાથી અને કોઇ માથ્રથી દુ:ખ સારાં કરનારો હોય, તો જે શખસ યા ધર્મ ગુરૂ માથ્ર ભણી દુ:ખો સાજાં કરે તેને માથ્ર સ્પેન્તનો ઉપાય અજમાવવા દે, કેમકે સર્વેથી સરસ દુ:ખનો દફે કરનાર તે છે કે જે માથ્ર વડે દુ:ખ સાજાં કરે છે અને તેનાં ધર્મ ઉપર વિશ્વાસ રાખનાર દરદીનાં શરીરમાંથી દુ:ખ સદાનું નાબુદ કરે છે."[૧] "પાંચ જાતના તબીબો શારીરીક દરદો સાજાં કરે છે:- આમાંથી એક સર્વેથી ઉંચો, એક સર્વેથી નીચો અને ત્રણ મધ્યમ દરજ્જો ધરાવે છે. સારાં હેતુથી અને સારી નામના મેળવવા ખાતર જેઓ દુ:ખો સાજાં કરે છે તેઓનો દરજ્જો સૌથી ચઢીઆતો છે; જેઓ માત્ર દુન્યાની દોલત અને વખાણ મેળવવા આ કામ કરતા હોય તેઓ વચલી પડવી ધરાવનાર સાધારણ તબીબો છે... આ સઘળાઓમાં જે તબીબ અશોઇ અને સચ્ચાઇની સારી કીર્તિ મેળવવા માટે કામ કરતો હોય

---

૧. વંદી. ફરગ. ૭. ફ. ૪૪.

તે સર્વેથી આલા દરજ્જો ભોગવે છે અને વિશ્વાસ તેમજ માનને પાત્ર છે."[1] ય. ૩ માં જણાવ્યું છે કે સર્વે શારીરીક અને આત્મિક દુઃખ દરદ અને બદીનો રામબાણ ઉપાય અષ છે. "જે દસ્તુર અનુભવી અને સમાજની પસંદગી પામેલો હોય તે આત્મિક દરદો સાજાં કરનાર તબીબ સમાન છે."[2]

આ પ્રકરણની શરૂઆતમાં આપણે જોઇ ગયા કે આત્મા શરીરથી ઉંચ પદવી ભોગવે છેઃ- "આત્માને મીનોઇ જહાન, કે જ્યાં અહુરમઝદે તેને પેદા કીધો, ત્યાંથી આ જહાનમાં લાવવામાં આવ્યો હતો. તે અણદીઠ, અસ્પર્શ્ય, અમર્ગ છે અને ખાકી શરીર તેનું રહેઠાણ છે. આત્મા એક અને અવિભાજ્ય છે. તે શરીરના દરેક અવયવોમાં સમાયલો નથી, છતાં દરેક ભાગને હીલચાલ કરાવે છે. તેના વિના કોઇપણ આ દુન્યામાં હીલચાલી શકે નહીં યા કામ કરી શકે નહીં જ્યાં સુધી શરીર અને આત્મા એક સાથ રહે છે ત્યાં સુધી શરીર ટકી શકે છે. આ અણદીઠ શકિતની મારફતે જે સુધારો વધારો થાય છે તેને આધારે મનુષ્યનું શરીર ખીલે છે અને વધે છે. આત્મિક શકિતઓની મદદથી મનુષ્ય પોતાનાં શરીરને સારી સ્થિતિમાં રાખવા અને જીંદગી ટકાવી રાખવા કામો કરે છે... આ શકિતને લીધે, આત્માના જરૂરી કામો કરવા શરીર શકિતવાન બને છે. શરીરની તનદરસ્તીથી આત્મા જળવાઇ રહે છે. સઘળા ઇરાન વતનીઓ પોતાની જીંદગી નિયમિત બનાવી બળવાન અને ઉંચ પ્રકારની હસ્તિ ભોગવી શકે......"[3] આ વાકયો દેખાડે છે કે શરીર આત્માથી ઉતરતી પંકતીનું છે તેમજ આત્મા ઉપર તે આધાર રાખે છે. નિરોગી શરીર રાખવાથી નિરોગી આત્મા જાળવી શકાય છે. "આત્મા શરી-

---

૧. દ. પે દીન. પુ. ૪. પા. ૨૩૧.

૨. દ. પે. દીન, પુ. ૪. પા. ૨૩૨.

૩. દ. પે. દીન. પુ. ૬. પા ૫૫૭ અને ૫૫૮, ૫૬૬ અને ૫૯૯; પુ. ૫. પા. ૩૦.

રને દરેક ચીજની ચેતવણી આપે છે. આત્મા અને શરીર નબળા પડવે એકબીજાને મંદ બનાવે છે, કેમકે જ્યારે આત્માની કોઇપણ શકિત નબળી પડે છે ત્યારે શરીર તેનું કોઇએક કામ કરતું બંધ પડે છે. જયારે શરીરના કોઇપણ ભાગને ઇજા થાય છે ત્યારે શરીર સાથ હમશરીક બનેલા આત્માને પણ દુઃખ ઉપજે છે. આત્માની પવિત્રાઇને લીધેજ ખાકી શરીરની કીમત કરી શકાય છે. આત્મા પોતાની પવિત્રાઇ ખાકી શરીરની હીલચાલોથી પ્રાપ્ત કરી શકે છે.[૧] "માટે આરોગ્યતા બે જાતની છે. તેમાંથી એકનો આધાર આત્માની ભલી શકિતઓ મારફતે લાયકાત મેળવવામાં અને આત્માનું બળ વધારવા ઉપર રહેલો છે. બીજી જાતની આરોગ્યતા શારીરીક છે અને તે શરીરના સઘળા અવયવો તનદરૂસ્ત સાચવવામાં સમાયલી છે. જે શખસ શરીરના અવયવોમાં મજબુત છે તે આ તેમજ અણદીઠ દુન્યામાં સુખાકારી ભોગવી શકશે."[૨] જે શખસ સારો આત્મા ધરાવતો નથી તે સારૂં શરીર કદી ધરાવી શકનાર નથી. તેજ મુજબ સર્વોત્તમ આત્માઓ ધરાવનાર શખસો તેઓ છે કે જેઓ સંગીન અને આરોગ્ય શરીર ધરાવે છે. શરીર અને આત્માની આરોગ્યતા હંમેશ એક સાથેજ માલમ પડે છે. માટે જરથોસ્ત પયગામબર સાહેબના ધર્મે શરીરની જાળવણીને એક ધાર્મીક ફરજ ગણી છે. એક જરથોસ્તીની સમજવાની ફરજ છે કે "આ મારૂં શરીર મને અહુરમઝદે સારા અને ભલા વપરાસ માટે આપ્યું છે. જો હું મારાં શરીરને દુઃખ દેખાડીશ યા તે તરફ બેપરવા બનીશ તો અહુરની ખફગી હું ખેંચી લઇશ."

મારા વાંચકોને હું ખાત્રીથી જણાવીશ કે જરથોસ્તી ધર્મ આરો-

---

૧. દ. પે. દીન. પુ. ૪. પા. ૧૯૧ અને ૧૯૨.

૨. દ. પે. દીન. પુ. ૪. પા ૧૮૯. અને ૨૩૬.

ગ્યતાની જાળવણી અને લાંબી જીંદગી ભોગવવા માટે મનુષ્યને મોટી મદદ સમાન છે. દરેક બારીકમાં બારીક બાબદમાં આપણી શારીરીક આરોગ્યતા માટે શું શું ઉપાયો લેવા, એ ઝંદ અવસ્તામાં અને ખાસ કરીને વંદીદાદમાં એટલું ખુલાસાવાર સમજાવવામાં આવ્યું છે કે દુન્યાના કોઇપણ વૈદકશાસ્ત્રમાં એવો વિગતવાર ખુલાસો કરવામાં આવ્યો નથી. આપણા જરથોશ્તી પવિત્ર નરો, શરીરની આરોગ્યતા નીતિ અને આત્મિક જીંદગીમાં કેવો મોટો ભાગ ભજવે છે તે જાણતા હોવાથી, શરીરની ખાસ સંભાળ લેવા તેઓ હંમેશ આગ્રહ કરતા હતા. તેઓ પોતાની તનદરૂસ્તીની જાળવણી માટે ઘણી ખંત રાખતા હતા. તેઓ પુરતો અને સંગીન ખોરાક લેતા હતા એટલુંજ નહીં પણ પોતાનાં શરીરને જોઇતી દરેક ઘટતી સગવડ અને આરામ આપતા હતા; કેમકે તેઓ એમ માનતા હતા કે એમ કર્યાથી તેઓ અંગ્રમન સામે લડવાનું કૌવત મેળવી શકતા હતા.[1] માટે તેઓ, અપવાસ ઉજાગરો કરી, કષ્ટ વેઠી, ભારી મહેનત કરી પોતા ઉપર સખ્તી ગુજારી, પોતાનાં શરીરની તાકાત કમી કરવાનો ખ્યાલ રાખતા ન હતા. તેઓ એમ માનતા હતા કે શરીરને દુ:ખ દેવાથી અને વેદના આપ્યાથી મનુષ્યનો સંપૂર્ણતા તરફનો માર્ગ બંધ થતો હતો. "મનુષ્યને આરોગ્ય, ખડતલ અને જોરાવર શરીર બક્ષો; દોલતનું સુખ, લાંબી જીંદગી અને પ્રકાશીત અને સુખી રહેઠાણમાં તેને રાખો."[2] "મેં પવિત્ર શખસો માટે ખોરદાદને મદદ કરવા, સુખ, સગવડ અને ખુશાલી આપવા પેદા કીધો છે..."[3] "ઓ, અતિ પરોપકારી અરદ્વિસુર અનાહીત! તું મારૂં સાંભળ. તારી પાસ હું આ માગું છું કે તારી મહેરથી હું મોટાં રાજ્યો જીતું, ધન દોલત,

---

૧. વંદી. ૫રગ. ૩. ફ. ૨-૩. અને ૨૮ ૩૩; ૫રગ. ૪, ફ. ૪૪-૪૯; ૫રગ. ૮, ફ. ૨૯ અને ૭૦.
૨. ય. ૧. ફ. ૩૩. ૩. ય. ૪. ફ. ૧.

ઘોડા, ઘરની સુખ સગવડ મેળવું કે જેથી હું સગવડ ભરેલી જીંદગી ગુજારૂં અને મારૂં રાજ્ય આબાદ થાય."[૧] "એમ કહ્યું છે કે જીંદગીને ખંતની જરૂરીઆત છે, આત્માને ફરજની અગત્યતા છે. મરણ કાંઠે સારી જીંદગી (ગુજારેલી તેના સધીયારાની જરૂર છે). શરીરને માટે આરોગ્યતા, ખોરાક, સગવડ, નચીંતાઇ અને ખુશાળી અગત્યના છે. આત્મિક ઉન્નતિ માટે ભલાં કામ માટે જાતી મહેનત અને પાપથી અલગ રહેવાની જરૂર છે... ઉપલી ચીજોમાંથી સર્વોત્તમ ચીજો નીચલી છે! મિતાહારપણું જાળવ્યાથી મેળવેલી તંનદરેસ્તી, ખુદાના આશીશથી મળેલી આબાદી, સંતોષમાંથી ઉત્પન્ન થતી નચીંતાઇ અને ભલાં કામો કર્યાથી મેળવેલી નામના."[૨] "શારીરીક હસ્તિ જાળવી રાખવા માટે કરવા ઘટતાં કામો, ખુદાના ફરમાવેલાં કામો મિસાલ છે. શરીર અને શારીરીક શકિતઓને ખુદાની મહેરથી સઘળી પ્રકારની મદદ મળે છે. ખરાં અંતઃકરણથી અહુરની યાદ કરી ખોરાક લેવો અને કરકસરથી ધાર્મીક સમયો ઉપર જશન વિગેરે કરવાં; આવા સઘળા રીવાજો સમજુ શખસોની પ્રશંસા મેળવે છે."[૩]

શારીરીક આરોગ્યતા અને લાંબી જીંદગી માટે જરથોસ્તી ધર્મ ઉપયોગી થઇ પડે છે. ખરૂં જોતાં દરેક ધર્મચુસ્ત શખસને તે ફરમાવે છે કે તેને પોતાથી બનતા દરેક ઉપાયો લઇ શરીરને સઘળી ગંદકીથી નિરાળું રાખવું.[૪] તે ઉપરાંત આળસાઇ અને હરામખોરી સામે આપણો ધર્મ વિરોધ બતાવે છે. ચાલુ મહેનત કર્યાથી માણસનું શરીર ખીલે છે અને તે સુખી બને છે.[૫] આ ખાકી જહાનમાં માણસ કામ કરવા માટેજ સરજાયું છે. મનુષ્યની જીંદગી શા અર્થે સરજાયલી છે તે શોધી કાઢવા જો આપણે આપણી આસપાસની કુદરતની

૧ મ. પ. ક. ૧૩૦
૨. દ. દા. દીન. પુ. ૧૩. પા. ૧૨
૩. દ. દા. દીન. ૧૦. પા. ૨૨ અને ૨૩.
૪. વંદી. પ્ર. ૫ થી ૧૦.
૫. વંદી. ૩, ફ. ૨૯–૩૩.

રચના તરફ જોઇશું તો આપણને માલુમ પડશે કે કુદરત મનુષ્ય જાતને કામ કરવાના સાંધનો તેમજ કામ કરવાનું ઉત્તેજન આપતી રહી છે. સવાર પડતાં મરઘો વાસે છે એવું બતાવવા કે માણસે વધુ વખત બીછાણામાં પડી રહેવું ઠીક નથી અને ઉઠી ઉદ્યમે વળગવું.[1] માટે જરથોશ્તી ધર્મમાં મરઘાને પવિત્ર પ્રાણી તરીકે ગણ્યું છે. અને તેને મારવાની મનાઇ છે.[2] મરઘાના વાસવા સાથ ઉઠવાની અને ખંતથી પોતાના ભલાં માટે, પોતાના કુટુંબ, કોમ અને દેશના લાભ અર્થે મહેનત શરૂ કરવાની દરેક ખરા જરથોશ્તીની ફરજ છે. જરથોશ્તી તેમજ જુદદીનો સમજી શકે છે કે મનુષ્યના સુખ અને નીતિને ધોકો પહોંચાડવામાં આળસાઇની ટેવ સૌથી હાનીકારક છે. મનુષ્યની અક્કલ કાચી ધાતુ મિસાલ છે. મહેનતથી આ ધાતુને સિક્કાનું રૂપ આપી કીમતી બનાવી શકાય છે. મહેનત અને બંદગી સદા સાથેજ થવી જોઇએ; આપણે આપણા ધર્મ પુસ્તકોમાં અને ખાસ કરીને ગાથાઓમાં વાંચ્યે છીએ કે અશો જરથોસ્ત અને તેમના ચેલાઓ ખંતથી કામ કરતા, શ્રમ ઉઠાવતા, પણ તે સાથે અહુરમઝદની બંદગી કરવાને ચુકતા નહીં. આમ કરવાની તેઓની મતલબ માત્ર સંપૂર્ણતા મેળવવાની હતી.

ઘણા જુના કાળથીજ જરથોશ્તી મહાન નરો શીખવતા આવ્યા છે કે મનુષ્યની બુદ્ધિ કોઇપણ પ્રકારની હોય, તેનું આત્માનું કરમ કોઇપણ પ્રકારનું હોય, છતાં તેને કોઇ સ્વતંત્ર ધંધો અખત્યાર કરવો જોઇએ; તેણે ધર્મ ગુરૂ (આથ્રવન) યા તો લડવૈયા (રથેશ્તાર) યાતો ખેડુત (વાસ્ત્રીયોસ્ત) યાતો કારીગર (હુતોક્ષ યા હુઇતી) બનવું જોઇએ કે જેથી કરીને આત્માની સ્થિતિ ગમે તેવા પ્રકારની હોય છતાં શરીર ભૂખે મરે નહીં, પણ તેઓ પોતાનાં વર્તણુ માટે આ નિયમ યાદ

---

૧ વંદી ૧૮, ફ. ૧૯-૨૯. ૨ ઉપસ્કુંજ.

રાખતા હતા કે માણસની કોઇપણ સંસારી અવસ્થામાં તેની જીંદગી ઉપર ચોક્કસ આત્મિક નેમની અસર ચાલુ થતી રહેવી જોઇએ કે જેથી તેના શરીરની સ્થિતિ ગમે તે પ્રકારની હોય તોએ તેનો આત્મા ભૂખે મરે નહીં. આ મહાન નરોને જરથોસ્તી ધર્મનાં શિક્ષણો પુરતા ઉત્સાહ આપતાં હતાં. આ ધર્મ તેઓની જીંદગીમાં મીઠાશ મુકતો હતો, તેઓને બહાદુર બનાવતો હતો અને લોકોના મોટા ભાગને સુખી અને સંતોષી રાખતો હતો.

ક્ષણભંગુર ચીજો માટેની ઇંતેજારી દૂર કરીને જરથોસ્તી ધર્મ મનુષ્યમાં આરોગ્યતા અને લાંબી જીંદગી વધારવામાં મદદ કરે છે. "જે શખસો ખાકી જહાનની દોલત મેળવવા પાછળ મઠે છે તેઓ માન અને મરતબો મેળવી શકતા નથી."[૧] "જો દરેક વસ્તુની ખરી કીંમતની એક શખસ તપાસ કરશે અને પિછાણશે તો તે દુન્યાની દોલતને ભલાઇ સાથ એકરૂપ સમજશે નહીં તેમજ દોલતની કોતાહી અને ગરીબાઇને આશીર્વાદ રૂપ માનશે નહીં. માણસની ભલાઇ યા બુરાઇના પ્રમાણમાં જો તેની કીંમત નહીં થાય પણ તેની પાસનાં દ્રવ્યની પ્રમાણમાં તેનું મૂળ કરવામાં આવે, તો બનવા જોગ છે કે બુરા સ્વભાવનો માણસ, તેની, બુરી, પાપી અને ભ્રષ્ટ વૃત્તિ છતાં તેના પૈસાને લીધે માન મેળવવાની આશા રાખી શકે."[૨] "એટલીજ હદમાં દુન્યાની દોલત પાછળ પડવું કે જેથી કરીને મીનોઇ દોલતમાં ઘટાડો થવા પામે નહીં."[૩] "દુન્યાની દોલત કોરીની કીંમતની નથી, કેમકે માણસ માત્ર મોતને પાત્ર છે... "એક પાપી શખસની દોલત અને સત્તાને લીધે તેનાં પાપની ઢાંકપીછોડ થવી નહીં જોઇએ."[૪]

---

૧. દ. પે. દીન. પુ. ૭. પા. ૪૯૨,

૨. દ. દા. દીન. ૧૦. પુ. ૬. પા. ૧૯.

૩. દ. દા. દીન. પુ. ૧૧. પા. ૪૯.

૪. દ. દા. દીન. પુ. ૧૧. પા. ૬૫. અને ૭૧.

"દોલતનો અતિ લોભ એ પાપ છે."[1] "એક માણસે બીજાનાં સુખ દુઃખનું તોલ તેની પોતાની દોલતના આધારે કરવું નહીં જોઇએ."[2] જરથોશ્તે અહુરમઝદને કહ્યું કે, "ગેતી દુન્યાના અશો પેદા કરનાર, એક તવંગર નામાંકીત માણસ મેં જોયો કે જેનો આત્મા દોજખના ગારમાં ભૂખે તવળતો હતો અને જે સુખી દેખાતો ન હતો; અને મેં એક ગરીબ ભીક્ષુકને જોયો કે જેનો આત્મા બહેસ્તમાં આબાદ હતો અને જે મને દબદબાભર્યો લાગ્યો. મેં એક તવંગર શખસને જોયો જે બચ્ચાં વગરનો હતો; મને તેનો દરજ્જો ઉંચ માલમ પડયો નહીં, અને મેં એક ગરીબ બચ્ચરવાળ શખસને જોયો અને મને તે વધુ સારો મલુમ પડયો."[3] શારીરીક વેદના અને સખતાઇ કાંઇ મનુષ્યની ચીંતા દૂર કરવાનું સાધન નથી. એ ચીજો સારી નથી અને જરથોશ્તી ધર્મશિક્ષણથી ઉલટી છે.[4] જરથોશ્તી ધર્મ કાંઇ મોજ શોખ તજી દેવા યા તો ગરીબાઇ અખત્યાર કરવા ફરમાવતો નથી, પણ બધી જાતની મોજશોખ હદમાં મેળવવી જોઇએ.

ઇસૂ ખ્રિસ્ત પછી ત્રીજા સૈકામાં થઇ ગયલાં માનીચી લોકો, જેઓ સાસાન્યન શહેનશાહોના વખતની ઇરાની પ્રજાઓ સાથ વસતા હતા, તેઓ દારૂ, માંસ, ઇંડા વિગેરેથી અલગ રહેતા હતા અને લગનના સંબંધને અધર્મી ગણુતા હતા. છતાં તેઓ ઘણુાજ ખરાબ પ્રકારની અનીતિમાં પડવાને અચકાતાં હતાં નહીં. આપણા જમાનામાં પણ બ્રાહ્મણ, બુદ્ધ ધર્મ પાળનારાઓ, ખ્રિસ્તીઓ અને બીજા ધર્મ પાળનારાઓમાં સન્યાસનો રીવાજ જોવામાં આવે છે.

---

૧. દ. દા. દીન. પુ. ૧૨. પા. ૫૬.

૨. ઉપલુંજ પા. ૫૭

૩. મ. ઝંદબહમન. પ્ર. ૨. ફ. ૧૨ અને ૧૩.

૪. વંદી. પરગ. ૩. ફ. ૨, ૩, ૨૮–૩૩; પરગ. ૪, ૪૪–૪૯; મ. ૧૦, ફ. ૩૩ અને ૭૭. મ. ૧૭, ફ. ૯, ૧૦ અને ૧૪; મ. ૧૮, ફ. ૧ વિગેરે.

ઇંગ્લાંડ દેશમાં રહેતા 'પ્યુરીતનો' પોતાની ઉપર તેમજ બીજાઓ ઉપર અનેક પ્રકારની આપખુદી અને ઘાતકી બંધીઓ મુકતા હતા. અસલના વખતના "મેથોડીસ્ત" પંથમાં માનનારાઓ નાચ, નાટકશાળા, પાનાની રમત વિગેરે મોજશોખ ત્યાગ કરી સન્યાસી માફક રહેતા હતા. મનુના કાયદા પ્રમાણે ફરમાવવામાં આવ્યું છે કે, "બ્રાહ્મણે જમીન ઉપર સુઇને ગબડવું, યાતો આખો દીવસ અંગુઠા ઉપર ઉભા રહેવું યા તો ઉઠ બેસ કર્યા કરવું. ઉનાળામાં આતશના તાપ સામે તેને ઉભા રહેવું, અને ચોમાસામાં ખુલ્લી જગામાં જઇ વસવું; શીઆળામાં તેણે ભીનાં કપડાં પહેરવાં અને આ પ્રમાણે તેની શરીરની વેદનાને વધુ કઠોર બનાવવી." આ સઘળા આપખુદી કાયદાઓ અને બંધીઓ, ઘાતકી ફરમાનો અને આપઘાતી પશ્ચાતાપ કરવાની રૂઢીઓ, જે શરીરને કઠોર બનાવવા માટે પાળવામાં આવે છે તેઓથી જરથોશ્તી ધર્મ તદન અંજાણ છે. જરથોશ્તી ધર્મમાં ખરા માનનારા ધર્મચુસ્ત જરથોસ્તીની નજરમાં આ રીવાજો વિચિત્ર માત્ર નથી પણ પાપી છે. જરથોસ્તી ધર્મ પ્રમાણે, કુદરતે જે ચીજો મનુષ્યના ખપ અને આનંદ માટે પેદા કરી છે તેના યોગ્ય વપરાસ કર્યાથી શારીરીક અને આત્મિક કૌવત મળી શકે છે.[1]

આ સાથે યાદ રાખવાનું અગત્યનું છે કે જરથોશ્તી ધર્મની મૂળ નેમ કાંઇ મનુષ્યજાતનું સંસારી સુખ, આરામ વધારવાની નથી. શારીરીક જીંદગીનાં મનુષ્યજાત ઉપરના દાવાનો આપણો મહજબ ઇનકાર કરતો નથી. જે તે ધિક્કારે છે તે એ કે શારીરીક જીંદગીને જોઇએ તે કરતાં અતિ વધુ અગત્યતા આપવામાં આવે છે. ઉદાઉપણું અને બદફેલી જે માણસની તંનદરૂસ્તી બગાડી તેનાં સુખને ધોકો પુગાડે છે અને તેની જીંદગી ટુંકી કરી નાખે છે, તે આપણો ધર્મ ઠપકા પાત્ર ઠેરવે છે. દરેક પ્રકારની બુરી મોજશોખને આપણો

૧. વદી પરગ. ૬. ફ. ૪૭ અને ૪૮.

ધર્મ ધિક્કારે છે. મનુષ્ય અથવા જાનવર તરફના ઘાતકીપણામાં મજાહ મેળવવાની આપણાં ધર્મની સખત મનાઇ છે. તેના શિક્ષણના ભાવાર્થ પ્રમાણે બળદો વચ્ચેની લડાઇઓ યાતો મલ્લ અને વાઘ, સીંહ જેવા વિક્રાળ પ્રાણીઓ સાથની લડાઇની સખત મના છે. અસલ રોમમાં જેમ 'કોલીઝીયમ' નામનો મોટો અખાડો હતો કે જ્યાં હજારો મનુષ્યો અને જાનવરો લડાઇમાં માર્યા જતા હતા અને જેઓના લોહીની નદીઓ વહેતી હતી, તેવી ઘાતકી રમતનો અખાડો અસલ ઇરાનમાં હતો નહીં. લડાઇ કરવા છોડી મેળેલાં વિક્રાળ પ્રાણીઓની ગર્જનામાં યા તો તેઓ સાથે લડી માર્યા જતા મલ્લોની મરતી ચીસોમાં, આપણા અસલના જરથોસ્તી વડવાઓ, જેઓ બહાદુરીમાં કોઇથી પણ ઓછા ઉતરે એવા ન હતા, તેઓ આવી ઘાતકી રમતનાં ઘોંઘાટમાં મજાહ મેળવતા નહીં હતા. રમતને ખાતર જીંદગીનાં ભોગ આપી નુકસાનકારક મજાહ મેળવવાનું તેઓ પસંદ કરતા ન હતા. આવી ઘાતકી રમતો હજી પણ દુન્યાના કેટલાક ભાગોમાં જુદા જુદા આકારમાં નજરે પડે છે. આવું ઘાતકીપણું અને ખૂનરેજી સામે જરથોસ્તી ધર્મ વિરોધ બતાવે છે. જરથોસ્તી ધર્મની બુલંદ અસરે, અને બહાદુર જરથોસ્તી પ્રજાની ગ્રીક અને રોમન ઉપર જગ આશકારા ફત્તેહને લીધે આવું ઘાતકી જંગળીપણું આહેસ્તે આહેસ્તે નરમ પડયું અને છેવટે નાબુદ થયું હતું.

માણસના શારીરીક બંધારણ ઉપર ઉપલાં પાનામાં વિચાર કર્યા પછી હવે આપણે તેનાં સામાજીક સ્વભાવ વિષે થોડુંક બોલશું. ઝંદ અવસ્તામાં મનુષ્યને સમાજ માટે સરજવામાં આવેલાં પ્રાણી તરીકે ઓળખવામાં આવ્યો છે. તે જાહેર કરે છે કે માણસ માટે એકાંતવાસ ઠીક નથી; કેમકે તેનું આત્મિક ભવિષ્ય સફળ કરવાના સાધન તરીકે અહુરમઝદે સમાજની ઉત્પત્તિ કીધી છે.

જરથોશ્તના ચેલાઓ અને એ ધર્મ પાળનારાઓ સમાજથી વેગળા જતા ન હતા. જેવો જરથોશ્તી ધર્મ નિયમ (દએન) પયગામબર જરથોશ્તે લોકોને સમજાવ્યો કે તુરત, જરથોશ્ત અને તેના ચેલાઓ, ગુસ્તાસ્પ, મેઢીયોમાહ, જામાસ્પ, ફરશોસ્તર વિગેરેએ મળીને એક ધાર્મીક સમાજની સ્થાપના કીધી, જેના ઉપરી તરીકે એ લોકોએ ધર્મનિયમ અને ધર્મશિક્ષણ લોકોને આપવા માંડયાં. કવી, કરપન, ઞુસીગ, બંદવ વિગેરે જેઓ અસલ અવસ્તા જમાનામાં થઇ ગયા તેઓના, તેમજ માનીચી અને મઝદક લોકોના અધર્મી ફતવાઓ ખુલ્લું દેખાડી આપતા હતા કે આ લોકો પણ, મૂળ સમાજમાંથી અલગ પડી, કોઇ એક પ્રકારની સમાજ પોતપોતામાં સ્થાપવાની કોશેશ કરતા હતા.

અસલ ઇરાનમાં દરેક કુટુંબ (ન્માનો-પઇતી), ટોળી યા ગામડાં (વીસ-પઇતી), તાયફા યા શહેર (ઝન્તો પઇતી), પ્રજા યા દેશ (દંઘહુ-પઇતી), દરેકને માથે એક ઉપરી હતો[૧] જરથોશ્તી ધર્મ સંસ્થાનો પણ ઉપરી હતો. જરથોશ્તી ધર્મ સંસ્થાનો સર્વેથી મોટો ઉપરી જરથોશ્ત યા જરથુશ્ત્રોતેમો હતો.[૨] આ ઉપરીપણું સ્થાપવાની મતલબ સમાજના દરેક સભાસદને એક અખંડ સમાજમાં જોડી દેવાની, તેઓને પોતાની સામાજીક ફરજો બજાવવા માટે આગ્રહ કરવાની, સામાજીક ઐકયતા જાળવી રાખવાની અને તેના સભાસદોમાં એકસંપ અને એખલાસ વધારવાની હતી.

જરથોશ્તની પૂર્વેના જમાનામાં મનુષ્યજાતને મોટામાં મોટો સવાલ વ્યકિતને સમાજના કાબુ હેઠળ મેળવાનો હતો. જરથોશ્તના જન્મ પછી પણ, જે જે દેશોમાં જરથોશ્તી ધર્મે પગપેસારો

---

૧. યજ. હા. ૮. ફ. ૭.

૨. યજ. હા. ૭. ફ. ૮; હા. ૮. ફ. ૭ વિગેરે.

ફર્યો ન હતો ત્યાં સર્વે ઠેકાણે આ મુશકેલ સવાલ માલમ પડતો હતો. પ્લેતો પ્રીલસુફ મુજબ તે રાજ્ય સંસ્થાન સર્વેથી સરસ હતું કે જેની અંદર સઘળા સ્વતંત્ર સભાસદોની હસ્તિ રાજ્ય સંસ્થાનની હસ્તિમાં આમેજ થયલી માલુમ પડે છે. યાને મનુષ્યે રાજ્યથી અલગ અને સ્વતંત્ર હસ્તિ ભોગવવી નહીં. ઇસરાયલ લોકોમાં પણ પ્રજા એક રાજ્ય અસ્તિત્વ (political entity) સમાન હતી કે જેમાં મનુષ્યો પોતાની સ્વતંત્ર હસ્તિ આમેજ કરી દેવામાં સંતોષ પકડતા હતા. માટે મનુષ્યની હસ્તિની સ્વતંત્રતા દર્શાવનાર પહેલવહેલો જરથોસ્તી ધર્મ હતો. જરથોસ્તી ધર્મે સર્વેથી પહેલે સ્પષ્ઠ જાહેર કીધું કે અહુરમઝદનો પેદા કરેલો મનુષ્ય નીતિ તરફ જવાબદારી ધરાવનાર અગત્યની વ્યક્તિ છે અને તેનું મીનોઇ ભવિષ્ય અમર્ગ છે. પહેલીજ વાર જરથોસ્તી ધર્મમાં મનુષ્યના એક વ્યક્તિ તરીકે અને સમાજના એક બંધારણ તરીકેના પરસ્પર દાવાઓ એક બીજાંથી સ્વતંત્ર માન્ય રાખવામાં આવ્યા. મનુષ્યના એક સભાસદ તરીકેના લાભો અને સમાજનાં એક બંધારણ તરીકેના લાભો વચ્ચે કાંઇપણ વિરોધ નથી એ જરથોસ્તી ધર્મ ખુલ્લું સમજાવતો હતો. જરથોસ્ત સાહેબ જરથોશ્તી ધર્મ સંસ્થાના વડા હતા; એવણનું ઉપરીપણું દેખાડી આપે છે કે જરથોસ્તી ધર્મ સંસ્થા, સભાસદના સ્વતંત્ર કાર્યોનો નિયમ, તેમજ ચેલાઓની ગુરૂ ઉપર આધીનતાનો નિયમ, બન્ને કબુલ રાખતી હતી.

મનુષ્યના પેદા કરનાર અહુરમઝદ તરફથી આપણો ધર્મ ઉતરી આવેલો હોવાથી તેની રચનામાં સામાજીક સ્વભાવ વિશેષ નજરે પડે છે. "મને એક એવાં ફરજંદની બક્ષેશ કર કે જે, ચપળ, મદદગાર, પાળનહાર, સદગુણી, હોશીયાર, સમાજ ઉપર અમલ કરનાર, સત્તા અને લાગવગ ધરાવનાર, મનુષ્યની કંગાળ સ્થિતિ દૂર કરનાર,

પહેલવાન જેવું જોરાવર હોય અને જે મારા કુટુંબ, મારા વર્ગ, મારા તાયફા, મારા દેશ અને મારા ધર્મને (દંઘહુસસ્તીમય) આબાદ કરનારૂં હોય."[૧] આ ફકરો અને આપણાં પવિત્ર પુસ્તકનાં અનેક લખાણો આપણને જણાવે છે કે જરથોશ્તી ધર્મ ખાસ સામાજીક ધર્મ છે, જે તેના પાળનારાઓને સહકાર કરતાં શીખવે છે, જે તેઓમાં ભાઇબંધીની લાગણી પ્રગટ કરે છે, જે તે લાગણીને તેજ બનાવા માટે તેઓને સહકારી કામો કરવા સુચવે છે અને ટુંકમાં કહીએ તો, જે સઘળા ધર્મ પાળનારાઓને, સારાં કામો ઉપર રચાયલાં એક અખંડ આત્મિક બંધારણમાં એકત્ર કરી રાખે છે.

મનુષ્યજાતનાં મોટાં સાહસ કામો સમાજની મદદથી પરિપૂર્ણ થાય છે. સર્વેથી પહેલો અને છેલ્લો અવાજ જે આપણે કાને પડે છે તે માનુષી અવાજ છે. મનુષ્યના હાથમાં આપણે જન્મ લેતી વેળા જઇ પડયે છીએ અને મનુષ્યના હાથેજ આપણો કબરવાસ થાય છે. મનુષ્યને ચહાવાનું અને તેઓનો પ્યાર મેળવવાનું સુખ, દીલસોજીને લીધે આપણને મળતી તાકાત, કુટુંબ તરફથી આપણને મળતી ટકાવી રાખનારી મદદ અને જોર, દોસ્ત અને મિત્ર સાથના વ્યવહારથી મળતી મોજ, કોમોના વિચારો અને દીલચાલો ભેગાં થવાથી પાર પડતાં મહાન સાહસ કર્મો, સદીઓ સુધી વંશપરંપરા ઉતરી આવેલાં સાહિત્ય, હુન્નર અને ધર્મજ્ઞાનની બક્ષેશ—આ સર્વે મનુષ્યને સામાજીક પ્રાણી બનાવવાની અહુરની કૃપાળુ નેમની અચૂક ગવાહી આપે છે. આજુબાજુનાઓની લાગણીઓ જ્યારે એક મનુષ્ય અસરકારક રૂપે પ્રદર્શીત થયલી જોય છે ત્યારે તેની મંદ પડેલી શક્તિ ખીળી નીકળે છે. સર્વેથી ભવ્ય, બુલંદ, ખરા અને વિશ્વાસપાત્ર વિચારો વનવાસ ભોગવનારાઓ

---

૧. યજ. હા. ૬૨. ફ. ૪ અને ૫.

તરફથી બહાર પડયા નથી, પણ જનસમાજમાં જીંદગી ગુજારનાર નરોનેજ આભારી છે.

જો કે ઉપલા ફકરાઓ આપણને સમાજમાં રહેવા શિક્ષણ આપે છે, તોપણ સમાજનો અર્થ આપણે જે સાધારણ રીતે કર્યે છીએ તે નથી થતો. વેપાર વણજને લગતો સંબંધ કે જેમાં એકબીજાના લાભ સચવાય એટલીજ શખસો એક બીજા માટે પરવાહ રાખે છે, અને 'ફેશનેબલ' લોકો જે ખુશમિજાજી, રમુજી અને વિલાસી મેળાવડા કરે છે એ કાંઇ ખરો સંસર્ગ યા સમાગમ પૂરો પાડી શકતાં નથી. પણ ઝંદ અવસ્તામાં જણાવેલા ફકરા મુજબ ખરી સામાજીક ઐકયતા યા સંસર્ગ તે છે કે જેમાં મનુષ્યનું મન બીજાના મન સાથ હમદર્દ બને છે અને તેનું અંતઃકરણ બીજા સાથ એક સમાન થાય છે. ખરી સમાજ આ પ્રમાણે બે મનુષ્યનો સંબંધ છે. માત્ર દેખાવના મેળાવડાઓ પરસ્પર સંબંધ પુરો પાડી શકતા નથી.

હવે ઉપર જણાવેલી સમાજ વિષેની બુલંદ વ્યાખ્યા ઉપરથી શું શું વિચારો ઉપજે છે તેની ઉપર ખ્યાલ કર્યે, તો તે ઉપરથી જણાય છે કે દરેક મનુષ્ય તેના ભાઇબંધ તરફ ચોક્કસ જવાબદારીઓ ધરાવે છે. આ તેની જવાબદારી તેઓને પોતાથી બનતી મદદ કરવામાં, યા તો તેને સોંપવામાં આવેલું સામાજીક કામ બરાબર કરવામાં, તેઓ તરફ માયા બતાવવામાં અને તેઓનાં રક્ષણ કરવામાં સમાયલી છે. ઉપલી વ્યાખ્યા વધુ એ શીખવે છે કે જ્યાં સુધી સમાજના સભ્યો પોતાની સમાજ તરફની જવાબદારી સમજે નહીં, સમાજના સામાન્ય લાભો માન્ય રાખે નહીં અને સામાન્ય ભલાં અર્થે એ લાભો વધારવાની કોશેશ કરે નહીં ત્યાં સુધી સમાજ માટે નિમાર્ણ થયલાં કામો સમાજ પરિપૂર્ણ કરી શકે નહીં. સંરક્ષણ એ મનુષ્યની પહેલીજ ફરજ છે, પણ જો બીજાના લાભો

સાચવવાની કોશેશ કરવામાં આવે અને તેઓને અગત્યતા આપવામાં આવે તો મનુષ્યના પોતાના ખાનગી લાભો પણ તેથી સચવાયલા રહેશે. સામાન્ય જરૂરીઆતો અને સામાન્ય ફરજોના સ્વીકાર કરવા ઉપર જરથોસ્તી ધર્મનો પાયો રચાયલો છે, અને જ્યારે કુળ મનુષ્ય જાતની અખંડતા અને ઐકયતા આપણે માન્ય રાખીશું ત્યારેજ આ ધર્મનાં શિક્ષણો અને ફરમાનોનો ખરો ભાવાર્થ આપણે સમજી શકીશું.

ઉપલાં લખાણ પરથી વધુ એમ આપણે સમજી શકયે છીએ કે સમાજ તે માત્ર સંખ્યા નથી, પણ સંખ્યા સાથ ઐકયતા છે. ઐકયતા વગરની સંખ્યા સમાજ નહીં પણ એકાંતવાસ જેવીજ છે. જ્યારે વ્યકિતએ જુદાં, પણ સ્વભાવે એકરૂપ મનુષ્યો એક બીજાંની જીંદગીમાં ભાગ ભજવે અને પરસ્પર ઘાડો સંબંધ ધરાવે અને એક બીજાને મદદ કરતાં રહે ત્યારે ખરી સમાજ હુસ્તિ ભોગવતી કહેવાય. આપણને ઝંદ અવસ્તામાં કહેવામાં આવ્યું છે કે આવી સ્થિતિમાં મનુષ્યોએ આ જહાનમાં જીવવું જોઇએ અને એવીજ સ્થિતિમાં મીનોઇ જહાનમાં અશો આદમીઓના આત્માઓ અને રૂહો પરસ્પર સંબંધમાં રહે છે.

ઝંદ અવસ્તા આપણને સામાજીક ટેવો પ્રાપ્ત કરવા શીખવે છે અને તે સાથે સમાજને ટકાવી જાળવી રાખવા અને આબાદ કરવા પણ ફરમાવે છે. તે વધુ જણાવે છે કે માત્ર જે શખસો પોતાની સામાજીક જીંદગી સાથ પોતાનું ધાર્મીક વર્તણુ જોડે છે તેઓનેજ જીંદગી નિરંતર ટેકો આપતી રહે છે. બીજા શબ્દોમાં કહીએ તો, જરથોસ્તી ધર્મ આપણને આપણાં ભાઇબંધ અને અહુરની ચાલુ સંગતમાં રહેવા ફરમાવે છે.[1] ખુદાની સત્તા અને તે

---

૧. વંદી. ૫રગ. ૩. ફ. ૨ અને ૩; યજ. હા. ૬૨ ફ. ૪–૬;

સાહેબની ભલાઇમાં વિશ્વાસ વગર સમાજ ટકી શકે નહીં અને આ વિશ્વાસ ધાર્મીક સિધ્ધાંતો અને ક્રીયા કામોની પનાહ હેઠળ કૌવત મેળવે છે. ધર્મના પાયા વગર કોઇપણ કોમ કે સમાજ હસ્તિ ધરાવી શકી નથી. સમાજ અને ધર્મ જો કે પોતાનાં ઇલાકામાં અલગ છે તોપણ તેઓ એક બીજા સાથ નહીં છૂટા પાડી શકાય એવી રીતે જોડાયલાં છે, એક બીજાને ટેકારૂપ થઇ પડે છે અને સાથેજ આબાદ થાય છે યા નાશ પામે છે.

ખરો જરથોશ્તી તે છે કે જે પોતાના ઘરને મોહુલ્લા સમાન મોટું બનેલું જોવા ઇચ્છે છે, જે પોતાના મોહુલ્લા (વીસ) ને ગામ સમાન જોવા રાજી છે અને જે પોતાનાં ગામ (ઝન્તુ) ને દેશ (દંઘહુ) સમાન મોટું જોવા ખુશી છે.[1] તેની અંતઃકરણપુર્વક ઇચ્છા એ છે કે તેનું કુટુંબ ખીલીને એક મોટો તોળો થાય; તેનો તોળો વધીને એક કોમ થાય અને તેની કોમ વધીને એક મહાન પ્રજા બને. અસલના જરથોશ્તીઓ મોટા વાડી વજીફા ધરાવવા કરતાં મોટાં કુટુંબ ધરાવવામાં મગરૂરી લેતા હતા એ કાંઇ છૂપી વાત નથી.[2] મોટાં કુટુંબવાળાં માણસો સમાજમાં અને સરકાર દરબારમાં ઘણો લાગવગવાળો દરજ્જો ભોગવતા હુતા. આજના વખતમાં પારસી માબાપો ઘણાં બચ્ચાંઓમાં મગરૂરીને બદલે શરમીંદગી સમજે છે તેમ અસલના જરથોશ્તીઓ મોટા કુટુંબકબીલા ધરાવવાના ખ્યાલને શરમીંદગીભર્યો યા હસી કાઢવા જેવો ગણુતા ન હુતા. "જે શખસો વધુ પીસરોની ખાહેશ રાખે છે તેઓ દુન્યાના સુધારા વધારા ટકાવી રાખવામાં મદદ કરે છે.... ધર્મ પાળનારાઓમાં ઉમેરો દુન્યાના લાભ સમાન છે.... માટે જે શખસ જન્મ બીજનો નાશ કરે છે અને જન્મ ઉત્પન્ન થવામાં ખલલ કરે છે તે તેનાં વંશજો માટે મોતનો

---

૧ યજ. હા. ૬૨ ફ. ૫.

૨. ય. ૧૦, ફ.૨૮, અને ૩૮; ય. ૨૪, ફ. ૬ અને ૩૪; યજ. હા. ૧. ફ. ૬.

માર્ગ તૈયાર કરે છે.... જે શખસ બીજનો બગાડ કરે છે તે તેની ઔલાદનું મરણ નિપજાવવાની કોશેશ કરે છે. જે રીવાજને લીધે મનુષ્યજન્મો બંધ પડે છે તે રીવાજ લાંબો વખત જો ચાલુ રહે તો મનુષ્યજાતની હસ્તિ નાબુદ થાય. માટે જે સાર્વજનિક ચાલુ કુટેવને લીધે મનુષ્યની વસ્તિ ઘટે છે તેનેથી અહરેમનની ખાહેશો બર આવે છે."[1]

હાલના જમાનાનાં 'ફેશનેબલ' પારસી માબાપો કે જેઓને પેટે થોડાંજ છૈયાં હોય છે તેઓ એટલાં થોડાં છોકરાંની જતન માવજત કરવામાં પણ શરમ સમજે છે. તેઓની 'સુધરેલી' જીંદગી, આદતો અને વિચારોને લીધે અને તેઓના નીતિને લગતા વિચિત્ર ખ્યાલોને લીધે તેઓને પોતાનાં એક યા બે ફરજંદોની તનદરૂસ્તી અને કેળવણીની જતન લેવા જેટલો પણ વખત મળતો નથી. એમ પણ બને છે કે તેઓ દહાડામાં એક યા બે વખતજ પોતાનાં બચ્ચાંને જોય છે અને તેબી જ્યારે ઘરની 'ગવરનેસ' તેઓ આગળ તેઓને દેખાડવા લાવે ત્યારે. તે ઉપરાંત આ કહેવાતાં સુધરેલાં અને શીખેલાં પારસી માબાપો માલથુસના "જન્મ અંકુશ"નાં શિક્ષણને માન્ય રાખી પોતે કેટલાં બચ્ચાંના માબાપ થશે તે નક્કી કરવાનો હક પોતાનો માની બેઠાં છે. યુરોપની સમાજના અનેક કુધારાઓમાંનો આ બુરો રીવાજ આપણી કોમમાં આવવા પામ્યો છે. કોઇ પ્રકારની તદબીરનો ગેરઉપયોગ કરીને કુટુંબની વધ અકુદરતી રીતે અટકાવવી એ જરથોસ્તી સ્ત્રી પુરૂષ માટે ગુનાહ છે. તેના ધર્મની નજરમાં આવો જન્મ અંકુશ મોટા પાપ સમાન છે, કેમકે એમ કર્યાથી જે લગનનો કરાર તે કરે છે અને જે દરેક જરથોસ્તીએ પવિત્ર ગણવો જોઇએ તેનો તે ભંગ કરે છે. "અગર જો એક

---

૧. દા. દીની. ૭૭, ફ. ૬, ૮, અને ૧૧.

પુરૂષ સ્ત્રીસંગત કરે અને તે સ્ત્રી ગર્ભાવસ્થા પામે, તો લોકોથી શરમાઇ, પાણી, છાલા પાલા યા દવાના વપરાસથી અકુદરતી રીતે તેણીએ હુમેલ તોડાવવા નહીં......અગર જો તે પુરૂષ તેણીને કહે કે 'પેલી બુઢી પાસ જઇ દવા લાવી હુમેલ તોડી પાડ' અને તે સ્રી તે પ્રમાણે કરે અને જો તે શખસ તેણીને કહે કે 'તારા ગર્ભનો નાશ કર' અને તેણી તે પ્રમાણે કરે તો ખૂન કરવા જેટલું પાપ ત્રણેને માથે છે."[1] "હું મારી યજશ્ન તે સ્ત્રીઓને સંભળાવું છું કે જેઓ વધુ હોશીયાર પૂત્રોની માતા છે."[2]

"વંશવૃદ્ધિ માટેનાં નિત્ય કાર્યો પ્રસંશા અને વખાણુલાયક છે અને મનુષ્યે કરવાં જોઇતાં સારાં અને ઉત્તમ કામોમાંનું એક છે. માટે મનુષ્યે પોતાની ઓલાદની હૈયાતી જાળવી રાખવા અર્થે આ કામ નિત્ય કરવું. ઓલાદની વૃદ્ધિ અર્થે મનુષ્યને યોગ્ય સંબંધ રાખવાની જરૂર છે અને તેને પવિત્ર અને નિર્દોશ જીંદગી ગુજારવી જોઇએ. બચ્ચાંઓને બરાબર ઉછેરવાં જોઇએ; એ માટે મા બાપોએ કાળજી રાખવી જોઇએ. લગન સંબંધને લીધે સગપણ વધે છે અને મનુષ્યો સંતોષી જીંદગી ગુજારી શકે છે. તેઓ એકુજ ભલા ધર્મને માને છે અને તેથી એકબીજાઓ સામે અંટસ કે વિરોધ રાખતા નથી, અને એકુજ ઘરમાં પોતાનાં ફરઝંદો સહીત હળીમળીને રહે છે અને આખા કુટુંબની જતન રાખે છે."[3]

અસલના દરેક જરથોસ્તી કુટુંબ, મોહલ્લા અને શહેરમાં એવાં સમજુ માબાપો માલેમ પડતાં હતાં કે જેઓ પવિત્ર જીંદગી ગાળી પોતાની ફરજો અદા કરતાં હતાં, જેઓ પોતાના

---

૧. વંદી. ૫રગ. ૧૫. ફ. ૯-૧૪.

૨. વીસ્પરદ ૧. ફ. ૫.

૩. દ. પે. દીન. પુ. ૯. પા. ૬૩૯. અને ૬૪૦.

ખુદાને ચહાતાં હતાં અને તે સાહેબની સ્તુતિ કરતાં હતાં, જેઓ પોતાના ધર્મગુરૂઓ અને ધર્મ તરફ માનની નજરથી જોતાં હતાં, જેઓ સદગુણ અને જ્ઞાનની ખીળવણીમાં પોતાની આબાદી સમજતાં હતાં, જેઓ તને અને મને તંનદરૂસ્ત બાળકો ઉછેરવામાં પોતાને લાભ સમજતાં હતાં અને જેઓ હદસર સંસારી સગવડ અને દોલત મેળવવામાં પોતાનું હીત સમાયલું ગણતાં.[1] આ પ્રમાણે ઝંદ અવસ્તા આપણને સમજાવે છે કે મનુષ્ય સ્વભાવ ધ્યાનમાં લઇને અને મનુષ્યજાતની જરૂરીઆતો માન્ય રાખીને તથા આ ચીજોને સામાજીક બંધારણના પાયા સમાન ગણીને આપણાં ધર્મે મનુષ્યનાં ગેતી જહાનનાં સુખ માટે પુરતી છૂટ મુકી છે. અતિ કામ વાસના ઉપર આપણો ધર્મ બાધ મેળે છે અને આત્માની વૃદ્ધિની અગત્યતા આપણને શીખવે છે.

વહાલા જરથોશ્તીઓ! આ ઠેકાણે મને યાદ દેવાડવા દેઓ કે અસલ જમાનાની રોમન પ્રજાની પડતીનાં કારણો અને સબબો શું હતાં. લગનના પવિત્ર કરારોને જાણી બુજીને અપવિત્ર કર્યાથી તેઓને ખમવું પડયું હતું. પ્રાચીન રોમન પ્રજાની તવારીખમાં એવો પણ એક વખત આવી લાગ્યો હતો કે પવિત્ર પરણેલી જીંદગીની અવિભાજ્યતાની કોઇપણ દરકાર ન કરવા લાગું અને ઓલાદ તરફની ફરજને લોકો અસહ્ય બોજો સમાન ગણવા લાગ્યું. છેવટે ઑગસ્તસના વખતમાં સર્વેથી કુળવાન અને ઉંચ તોખમનાં કુટુંબો વારસોની ગેરહાજરીને લીધે નાબુદ થતાં ગયાં અને પ્રજાનો આમ વર્ગ પોતાની આપઘાતી કુટેવોને લીધે શેહેરોને વેરાન કરવા લાગ્યો. કોઇ એક સપેહસાલારે મહાન નેપોલીયનને કહ્યું કે, "આપણને માણસોની જરૂર છે," ત્યારે તે શહેનશાહે જવાબ આપ્યો કે, "નહીં, આપણા દેશને

---

૧. વંદી. પરગ. ૩. ફ. ૨ અને ૩; યજ. હા. ૧૨. ફ. ૪–૬;

માતાઓની અગત્યતા છે.” માટે પ્રાચીન રોમની પડતીના ઇતિહાસ ઉપરથી આપણે જે કાંઇ જાણુયે છીએ તેમજ હાલના યુરોપની કેટલીક નાની અને દુર્બળ થતી જતી પ્રજાઓના દાખલાઓ ઉપરથી અને કુદરત અને ખુદા સામે જે પાપો થાય છે અને જેનો નતીજો નાશમાં આવે છે તે ઉપરથી આપણા પારસી માબાપે ધડો લેવાની જરૂર છે.

જરથોશ્તી ધર્મ પ્રમાણે રીતસર અને હદમાં લગનના હકો ભોગવવાની મનાઇ નથી. આ પવિત્ર હકો ભોગવવાથી આત્મા યા શરીરને નુકશાન પુગતું નથી યા તેઓ હલકાં પડતાં નથી. પણ પુરૂષ સ્ત્રીની કામ વાસનાઓ સંતોષવાજ લગનની સંસ્થા સરજાયલી છે એવો ખ્યાલ આપણો ધર્મ આપતો નથીઃ- “દરેક ખાકી શરીર ધરાવનાર મનુષ્યની ફરજ લગન કરવાની છે અને લગનને તેને એક પવિત્ર ફરજ સમજવી ઘટે છે... તેને બીજાંઓનાં લગનમાં સહાય થવુ”[1] “જે ઓરત પોતાનું પતીવૃતાપણું નિષ્કલંક રાખે છે, જે પોતાનાં શરીર અને સમજશકિત ભ્રષ્ટ બનવા દેતી નથી તે ખરી ઉમરાવજાદી છે અને પોતાના પતીને શણગાર સમાન અને પોતાનાં ઘરને રક્ષણ સમાન છે.”[2] “દરેકની ફરજ તેની મોહરદાર તરફ પ્યાર ભરી રીતે ચાલવાની છે. એક શખસે સ્ત્રી લંપટ તરફ ઢળવું નહીં જોઇએ, કેમકે એથી પરણેતર તરફનો પ્યાર ઘટે છે અને ગેરકાયદેસરની કામ વાસનાનો તે ભોગ થઇ પડે છે.”[3] “એક પતીવૃતા સ્ત્રી ઘરનાં સુખ અને મોજમાં ઉમેરો કરે છે.”[4] જરથોસ્તી ધર્મ જાહેર કરે છે કે એક મનુષ્ય અને સ્ત્રી કાયદાસર લગનના ગાંઠે જોડાઇ, હળીમળીને રહે અને એક સાથ

---

૧. દ. પે. દીન. પુ. ૯. પા. ૬૦૯.   ૩. દ. દા. દીન. પુ. ૧૨, પા. ૬૧ અને ૬૨.
૨. દ. દા. દીન. પુ. ૧૧. પા. ૭.   ૪. મીનોઇ ખેરદ પ્ર. ૧૪, ફ. ૧૨.

સંપીલી જીંદગી ગુજારે તો અહુર, વોહુમન અને અષની કીંમતી સેવા બજાવી શકે.[૧] યજ. હા. ૫૩ અને દીનકર્દમાંથી મળતા ફકરાઓ ઉપરથી આપણે જોઇ શકયે છીએ કે લગન માત્ર દિવાની હુકકો ઉત્પન્ન કરનાર કોલ નથી પણ એક ઘણીજ પુરાણી ખુદાઇ સંસ્થા છે.

ઝંદ અવસ્તા પ્રમાણે દરેક કોલ યા કરાર પવિત્ર ગણાય છે. જે શખસ વચનનો ભંગ કરે છે તે શિક્ષાને પાત્ર ઠરે છે.[૨] પણ લગનનો કરાર સર્વેથી પવિત્ર કરાર છે અને તે જીંદગીનાં છેડા સુધી પળાવો જોઇએ. કોઇપણ કારણે સ્ત્રી યા પુરૂષને તે તોડવાની સત્તા નથી. આ લગનનો કરાર જાવેદાન છે તેની ગવાહી આપણને જરથોશ્તી ધર્મના બુલંદ શિક્ષણો ઉપરથીજ મળતી નથી, પણ આશીર્વાદ સારનાર મોબેદ લગન ક્રીયા વખતે જે ભણતરો ભણે છે અને જે શબ્દો વાપરે છે તે ઉપરથી પણ મળે છે. તે ઉપરાંત આપણા અસલના વડવાઓ તરફથી ઉતરી આવતી ક્રીયા કામો કે જે જીવતાં તેમજ મરણ પામેલાંનાં લાભ અર્થે કરવાનો આપણામાં રીવાજ છે તેમાં ધણી ધણીઆણીના નામો સાથેજ લેવામાં આવે છે. તે ધણી ધણીઆણી મરણ પામ્યાં હોય યા જીવતાં હોય, યા તેઓમાંનું એક મરણ પામ્યું હોય, તોએ તેઓનાં નામ છૂટાં પાડવામાં આવતાં નથી. તેઓનાં મરણ પછી પણ તેમજ તેઓમાંનાં એકના મરણ વખતે, જે ક્રીયા કરવામાં આવે છે તેમાં એ બન્નેનાં નામો ભેગાં લેવામાં આવે છે અને તેઓની ફ્રવશી અને આત્માઓને સાથેજ આરાધવામાં અને યાદ કરવામાં આવે છે. એનું કારણ એ છે કે જરથોશ્તીઓની ખાત્રી પુર્વક અને પવિત્ર માન્યતા એ છે કે મરણ પછી પણ ધણી

---

૧. યજ. હા. ૫૩. ફ ૩ અને ૪.

૨. વંદી. ફરગ. ૪.

ધણીઆણીનાં આત્મા મીનોઇ જહાનમાં પણ એક બીજાંથી અલગ પડશે નહીં. તેઓનું જોડું અને એક બીજા માટે તેઓનો પ્યાર, આ માન્યતા મુજબ, સદા અમર રહેશે.

તે છતાં લગનના કરારની, કે જે કરતાં વધુ પવિત્ર અને ઘાડો કરાર બીજો કોઇએ નથી, કેટલાંક સ્ત્રી પુરૂષો ઝાઝી દરકાર કરતાં નથી. પોતાનાં જન્મથીજ ખરાબ અને હલકી ટેવોવાળાં મનુષ્યોમાં વસ્યાથી જો તેઓ આ પ્રમાણે કરતાં હોય તો તે અજાયબી ઉપજાવનારૂં નથી. પણ જ્યારે સારાં ખાનદાની અને કેળવણી પામેલાંઓ લગનની ગંભીર ફરજ તરફ બેપરવાઇ બતાવે યાતો તે ગાંઠની પવિત્રાઇ નહીં જાળવી રાખે અને જે ફરજો લગનનો ગાંઠ તેઓ ઉપર નાખે છે તે બજા નહીં લાવે ત્યારે આપણને કમકમાટ ઉપજ્યા વિના રહેતો નથી. રીતભાંતનાં સુધારાને લીધે, ફેશનેબલ શોખને લીધે કેળવણીના વધારાને લીધે યા પોતાના ધંધા યા સંસારી સ્થિતિને લીધે ધણી ધણીઆણી વચ્ચે કોઇપણ પ્રકારનો અનીતિ ભર્યો સંબંધ હોઇ શકે એમ કોઇપણ સમજુ માણસ કબુલ રાખશે નહીં.

જરથોશ્તી ધર્મ પ્રમાણે એક માણસે માત્ર એકજ હૈયાત પરણેતર રાખવી જોઇએ. ઝંદ અવસ્તામાં અને ખાસ કરીને યજ. હા. ૫૩ માં કે જ્યાં જરથોશ્ત પયગામબરનાં બેતી પોઉરૂચીસ્તીના લગન વિષે ઇશારો કરવામાં આવ્યો છે અને યજ. હા. ૧૭ ફ. ૪૬માં કે જ્યાં શાહ ગુસ્તાસ્પની રાણી હુતઓસ વિષે બોલવામાં આવ્યું છે, તેમાંથી આપણને સ્પષ્ટ માલુમ પડે છે કે જરથોશ્તી ધર્મનું શિક્ષણ એકથી વધુ બાયડી પરણવાનું કદીપણ હતું નહીં તેમજ આ રીવાજને આ ધર્મ મુદ્દલ ટેકો આપતો ન હતો. "તેણે (એક જરથોસ્તીએ) પંદર વરસની ઉમર પછી, સ્ત્રી વેશમાં આવેલી પોતાની બેતી કે જેની સાથ કોઇ મર્દે સંગત ન કરી હોય, એવી કુમારીકાને ભલા

જવાન સાથ લગનનાં ગાંઠથી જોડવી."[૧] "પોતાની હકદાર પરણેતર સાથ માયાકુળ સંબંધ એ સદ્દગુણ છે પણ એથી ઉલટો દુર્ગુણ વ્યભિચાર છે."[૨] "જરૂરી સંજોગો સિવાય બનતાં લગી એક સ્ત્રીએ બીજો પતિ કરવો નહીં અને એક મરદે બીજી સ્ત્રી કરવી નહીં કેમકે બીજી વારનાં લગન પ્રસંશા લાયક નથી."[૩] "જો કોઇ શખસ બુરી નિસ્તાથી લગનનો ગાંઠ તોડવાની કોશેશ કરે તો તે વિષે ન્યાયની અદાલતમાં ફરયાદ થવી જોઇએ અને સત્તાધિકારીઓનો આશરો લેવો જોઇએ; અગરજો ન્યાયાધીશના ન્યાય મુજબ તે શખસ પોતાનો લગન સંબંધ ફરીથી સ્થાપિત કરવા ખુશી દેખાડે તો તેને કેદખાનાની સજા થવી નહીં જોઇએ."[૪]

અસલના જરથોસ્તીઓની સામાજીક જીંદગી અને કુટુંબી જીંદગી બાબે ઝંદ અવસ્તાના ગ્રંથકારો જે બોલે છે તે ઉપરથી એમ ખુલ્લું સિધ્ધ થાય છે કે દરેક કુટુંબમાં એક શેઠ (નમાનો-પઇતી) અને એકજ શેઠાણી (નમાનો-પથ્ની) જોવામાં આવતાં હતાં. તેઓ બન્નેની સત્તા, દરજ્જો અને સ્થિતિ તે કુટુંબમાં એકસરખાં હતાં. જરૂરી સંજોગોમાં ધણીઆણી ચોક્કસ ધાર્મીક ક્રિયાકામો પણ કરી શકતી.[૫] પ્રાચીન ઇરાનના જરથોસ્તીઓની કુટુંબી જીંદગી ગુજારવાની પધ્ધતિ ઉપરથી, અને તેઓના સામાજીક અને ધાર્મીક જીવનો ઉપરથી ખુલ્લી રીતે પૂરવાર થાય છે કે આપણા વડવાઓ જેઓ શાસ્ત્રમાં આગળ વધેલા અને દેશ-સુધારામાં કેળવણી પામેલા હતા, તેઓ એકજ પત્નિ પરણનારા હતા. તેઓ એકજ ધણીઆણી પરણવાનો રીવાજ પસંદ કરતા હતા અને તે પ્રમાણે અમલ

---

૧. વંદી પરગ. ૧૪. ફ. ૧૫.
૨. દ. દા. દીન પુ. ૧૨. પા. ૪૩
૩ દ. પે દીન. પુ ૯ પા. ૬૩૬-૬૩૯.
૪. ઉપલુંજ. પા. ૬૩૯.
૫. એરપતસ્તાન અવસ્તાનો વિભાગ ૧, ૬.

કરતા હતા અને એકથી વધુ સ્ત્રી પરણવાના રીવાજને વખોડી કહાડતા હતા.[૧]

અસલના સુધરેલા જરથોસ્તીઓ બરાબર સમજતા હતા કે મનુષ્યનું ખરૂં સુખ બીજા આત્માના તેની સાથનાં ખરાં જોડાણમાં સમાયલું હતું, કે જે આત્મા તેના હરેક સુખ દુઃખમાં ભાગ લેવાને તત્પર રહે છે. તેઓ સમજતા હતા કે ધણી ધણીઆણી વચ્ચે પરસ્પર મોહબત અને માનભર્યો સંબંધ રહેવો જોઇએ અને હરેકે બીજા તરફ લગનની ફરજો વફાદારીથી અદા કરવી જોઇએ. મેં ઉપર જણાવ્યું તેમ, અસલનો જરથોસ્તી કુટુંબનો વડો ધણી હતો; તે ધણી તમામ ઘર ઉપર અમલ ચલાવતો હતો, પણ ખરા જરથોસ્તી ધર્મનાં શિક્ષણ મુજબ તેનો અમલ માયાભર્યો હતો. "તે ધણી ખરો ભલો ધણી છે કે જે મીઠાશભર્યા શબ્દો વાપરે છે, બીજાંઓને સુખ આપે છે, જે કોઇને ઇજા કરતો નથી, જે ઇલ્મ અને હુન્નરમાં પ્રવીણ છે, જે હરેકને સગવડ કરી આપે છે, જે હાનીકારક ચીજો દૂર કરનારો છે અને બીજાઓની બુરી આદત અખત્યાર કરતો નથી..."[૨] "જે હુકમ ઘરધણી ફરમાવે તે તાબે થવો જોઇએ. તેના ધણીની પરવાનગી વિના સ્રીએ કોઇપણ કામ કરવું નહીં કે જેથી તે ખુશી રહે. જ્યારે ધણીના કહેવાથી એક સ્રી કામ કરે છે ત્યારે તેણીનાં કામો ધર્મ પ્રમાણે યથા યોગ્ય ગણાય છે."[૩] "પોતે પસંદ કીધેલી પરણેતર તરફ એક માણસે માયાથી વર્તવાની અને તેણીને છુટથી સંસારી ચીજોની બક્ષેશ કરવાની તેની ફરજ છે. પોતાનાં ભલાં કામોનો જે કાંઇ એક માણસ બદલો મેળવે તેમાં તેણીને હિસ્સો આપવાની તેની ફરજ છે."[૪] આપણે

---

૧. મારાં આ પુસ્તકનું પ્ર. ૨ પા. ૮૧-૮૩ નીચે લખેલી નોંધ જુઓ.
૨. દ. પે. દીન. પુ. ૨, પા ૧૦૧. ૪. દ. પે દીન. પુ. ૯. પા ૬૩૭.
૩. સદર પ્ર ૫૯, ફ. ૩-૫.

ઉપર જોયું તેમ જે પહેલો લાભ જરથોશ્તી ધર્મે મનુષ્ય જાતને કીધો હતો તે સ્ત્રી જાતની ગુલામગીરીની બંધી તોડવાનો હતો. પ્રાચીન ઇરાનમાં જ્યારે જરથોશ્તી ધર્મ સર્વોપરિ થયો ત્યારે ઓર-તોનો દરજ્જો અનેક પ્રકારે સુધર્યો અને મરદો તેઓ તરફ આબરૂ અને માનની લાગણીથી જોવા લાગ્યા. મરદોની પંકતીએ સ્ત્રીઓને લાવનારો પહેલવહેલો ધર્મ આપણોજ હતો. મિસર, તુર્કસ્તાન, અરબસ્તાન, ચીન અને હિન્દુસ્તાન જેવા દેશો, કે જ્યાં જરથોશ્તી ધર્મ ફેલાયો ન હતો અને જ્યાં સ્ત્રીઓ સાથ જનાવર મિસાલ ઘાતકી વર્તણુક ચલાવવામાં આવતી હતી, એ દેશોની સ્ત્રી સ્થિતિને અસલ ઇરાનની સ્ત્રીઓની સ્થિતિ સાથ સરખામણી કરવાથી કાંઇક જાણુવાજોગ આપણને શીખવાનું મળશે.

ઝંદ અવસ્તા અને અસલી ઇરાની તવારીખમાંથી આપણે અનેક ફકરાઓ ટાંકી બતાવી શકયે છીએ કે અસલના ઇરાની જરથોશ્તી કુટુંબમાં જે તરેહનો સ્ત્રી ધર્મ નજરે પડતો હતો અને જે પ્રકા-રનો સ્ત્રી, માતા, બહેન યા દુખ્તરનો પ્યાર જણાતો હતો તેવો પ્યાર અને સ્ત્રી ધર્મ જરથોશ્તી મહજબની સ્થાપના અગાઉ દુન્યાએ કદી પણ જોયો ન હતો અને બીજા દેશો તે ધર્મની સ્થાપના પછી પણ જોવા પામ્યા ન હતા. અસલ જરથોશ્તી કુટુંબમાં સ્ત્રીની લાભ-કારી અને સર્વોપરિ ભલી અસર ખુલ્લી દેખાતી હતી.

અસલ ઇરાની સમાજના પાયા સમાન ગણાતા જરથોશ્તી કુટુંબનાં માબાપોની ફરજ તેઓનાં બચ્ચાંઓને પવિત્ર જીંદગી ગુજા-રતાં શીખવવાની હતી. તેઓ, શરીરે મજબુત, બુદ્ધિશાળી, અશો અને પોતાની સમાજ અને દેશને ઉપયોગી થઇ પડે એવાં બચ્ચાં-ઓની ખાહેશ રાખતાં હતાં[૧] અને અહુરની તે માટે બંદગી કરતાં

૧. યજ. હા. ૬૨. ૪-૬.

હતાં. પોતાનાં ફરજંદોને પોતાના સારા દાખલાથી તેમજ ધર્મજ્ઞાન અને ધર્મશિક્ષણ આપી પવિત્ર જીંદગી ગાળવા સમજાવતાં હતાં. અસલનાં જરથોશ્તીઓનું કુટુંબ, તે સદગુણ શીખવાની નિશાળ સમાન હતું. અને તે મધે બચ્ચાંઓને સદગુણ પ્રમાણે અમલ કરવાની અનેક તકો મળતી હતી. ધણી ધણીઆણી એક બીજામાં અશોઇનો સદગુણ આમેજ કરતાં હતાં અને બન્ને તેઓના બાળકોને પવિત્ર રહેતાં શીખવતાં હતાં. આપણે વંદી. પરગ. ૩, ફ઼. ૨–૩ માં અને સાહિત્યના બીજા ફકરાઓમાં જોઇએ છીએ કે જરથોશ્તી ધર્મ પ્રમાણે સંસારી બાબદોમાં યોગ્ય સંભાળ લેવા માટે ઘરધણીને કાંઇ પણ બાધ નથી; એથી ઉલટું સંસારી જીંદગીમાં તેનાં કુટુંબ કબીલાની જતન કરવાનું એક માણસને માથે આ ધર્મે ફરમાન મેળેલું છે.

અસલ ઇરાનમાં ધર્મ ગુરૂ (આથ્રવન), લડવૈયા (રથેશ્તાર), ખેડુત (વાસ્ત્રીયોશ) અને કારીગર (હુતોક્ષ) અસલની ઇરાની સમાજના મૂળ પાયા સમાન હતા. ધર્મ ગુરૂ પોતાની ધાર્મીક સેવાઓથી, ખેડુત પોતાનાં હળથી, લડવૈયા પોતાનાં બળથી અને કારીગર પોતાના હુન્નરથી જરથોશ્તી સમાજની આબાદી અને લાભ જાળવી રાખતા હતા. અસલ ઇરાનમાં, આ ચાર વર્ગોમાં ધર્મ ગુરૂને સર્વેથી આલા દરજ્જો આપવામાં આવતો તે બાબે જરાએ શંકા નથી.

"જેમ શરીર બંધારણમાં માથાંને ઉપલી જગ્યા આપવામાં આવી છે તે મુજબ ધર્મ ગુરૂ (આથ્રવનો)ને (સમાજ બંધારણમાં) આપવામાં આવી છે; ખેડુતો (વાસ્ત્રીયોશ)ને હાથની, અને કારીગરો (હુતોક્ષ)ને પગની જગા આપવામાં આવી છે. આ પ્રમાણે દૃષ્ટાંતરૂપી સમજાવવામાં આવ્યું છે કે આથ્રવનોનો ધંધો સર્વેથી ચઢીઆતો છે."[૧] "લડવૈયા અને ખેડુત વર્ગ ઉપર ધર્મગુરૂના વર્ગની શ્રેષ્ઠતાઇ અનેક કારણોને

૧. દ. પે. દીન. પુ. ૧. પા. ૬૭.

લીધે માલુમ પડે છે. પહેલું તો એ કે લડવૈયા અને ખેડુત વર્ગોનું કામ આથ્રવનનાં વર્ગમાં સમાઇ ગયું છે. આથ્રવનો દરૂજ સામે લડે છે. આત્માને ખુદાની હાજરીમાં લઇ જાય છે. બીજું કારણ એ છે કે જ્ઞાનની પ્રાપ્તિ આથ્રવનો મારફતેજ છે. તે ખુદા તરફની ફરજ તેમજ પાપ સવાબ વચ્ચેનો તફાવત સમજાવે છે."[૧] "ખુદાની સ્તુતિ કરવી, લોકોને તે બાબેની સમજ આપવી, ધર્મ ફરમાન સમજાવવાં, ધાર્મીક બાબદોમાં ચુકાદા આપવા અને શારીરીક અને આત્મિક દરદો સાજાં કરવાનાં કામ આથ્રવનનાં છે."[૨] "માટે જે ધર્મ-ગુરૂઓ લોકોની રાહબરી માટે કાંઇપણ કામ કરતા નથી અને ધર્મ-જ્ઞાનથી અંજાણ હોય છે તેઓને તેઓની અજ્ઞાનતાને લીધે ધર્મ-ગુરૂની પદવી પરથી દૂર કરવા જોઇએ."[૩] "ભલા ધર્મનાં જ્ઞાન પામેલા શરીરના અને આત્માના તબીબોએ જરથોશ્તી ધર્મ ગુરૂઓમાં સર્વેથી વડા ધર્મ ગુરૂના તાબામાં રહેવું જોઇએ, કે જે વડો ધર્મ ગુરૂ સ્વભાવે પવિત્ર, કુદરતી ચંચળ શકિતઓનો ધરાવનાર, ધર્મને દીપાવનારો, ખુદાને યાદ કરનારો, અહુરમઝદમાં માનનારો, આત્માને ઓળખનારો, ખરો અર્થ સમજી અવસ્તા પઢનારો, નિઃસંશય ચાલચલણ ધરાવનારો, વિચારમાં બુલંદ, દીલનો દુલ્લો, વિપરીત વિચારોનો નાશ કરનારો, પાપીઓને ઝટ ફેજે પહોંચાડનારો, સદગુણી અને અશોને લાયક બદલો આપનાર અને અહુરમઝદનાં તાબેદાર માનનારાઓને મદદ કર-નાર હોવો જોઇએ... તે ઉપરાંત તે મુકિતનો માર્ગ દેખાડનાર અને રાજા રૈયત વચ્ચેના ઝગડાઓમાં રાસ્ત ચુકાદો આપનાર હોવો જોઇએ. એક ખરો દસ્તુર સંસારી તેમજ મીનોઇ દોલતની મદદ વડે પોતાના ધર્મની નેમ અને જેબ પ્રકાશીત જાળવી રાખી શકે છે અને ધર્મ

---

૧. ઉપલુંજ પા. ૩૬.

૨. દ. પે. દીન. પુ. ૨. પા. ૭૨ અને ૭૩.

૩. દ. પે. દીન. પુ. ૨. પા. ૧૦૬.

સબંધી બાબદોમાં હુકમો બાહેર પાડે છે અને તેનો અમલ થયલો જોય છે."[૧] "આ દુન્યામાં સર્વેથી સરસ રાજકર્તા તે છે કે જે ખુદાઇ ડહાપણ ધરાવનાર વડા ધર્મગુરૂમાં પૂરો વિશ્વાસ મેળે છે, કે જે ધર્મ ગુરૂ તેની ઇચ્છાશકિતમાં અહુરને મળતો હોય છે અને જેની નેમ લોકોને માટે (આત્મિક) અમર્ગી મેળવવાની છે. તેનેથી ઉતરતો તે વડો ધર્મગુરૂ છે કે જે સર્વે લોકોમાં વધુ જ્ઞાની છે."[૨]

હવે, ઝંદ અવસ્તાનાં પવિત્ર ગ્રંથકારોએ વર્ણવેલી અસલના જરથોશ્તી ધર્મ ગુરૂઓની ઉંચ પદવી અને બુલંદ દરજાની, વાંચક વર્ગે, હાલના મોબેદોની ભૂખે મરતી, કંગાળ, દયાજનક અને નામોશી ભરી સ્થિતિ સાથ સરખામણી કરવી, અને જોવું કે શીખેલા ભણેલા અને લાયક ધર્મ ગુરૂઓની પણ શું સ્થિતિ છે, અને કેવી રીતે જુદદીન કોમોની તેમજ રાજકર્તી પ્રજાની હાંસી મશકેરીમાં આપણી કોમ તેના ધર્મ ગુરૂઓની સ્થિતિને લીધે આવી પડે છે. આવી સરખામણી ઉપરથી વાંચકો સમજી અને નકકી કરી શકશે કે કેટલી હદે આપણી પારસી કોમ સુધારામાં આગળ વધી છે; કેટલી હદે પારસીઓને શિખેલા ભણેલા અને સુધરેલામાં ખપવાનો હક છે અને હિન્દની બાજી બધી કોમોમાં આગેવાનમાં ખપતી પારસી કોમમાં કેટલી બધી અજ્ઞાનતા છે અને કેળવણી, કદરસનાશી અને વ્યવસ્થાની કોતાહી છે.

મને યાદ છે કે કેટલાં વરસની વાત ઉપર, અવસ્તાના નામાંકીત અભ્યાસી પ્રોફેસર મોલતન જરથોશ્તી ધર્મ બાબદ ઉપર ભાષણ આપવા મુંબઇ આવ્યા હતા. મુંબઇનાં તેવણનાં રહેઠાણ દરમીયાન કેટલાક અવિચારી જરથોશ્તીઓએ તેવણને, પારસી ધર્મ ગુરૂઓની સ્થિતિ

૧. દ. પે. દીન. પુ. ૪. પા. ૨૨૫-૨૨૬.
૨ દ. પે. દીન. પુ. ૬, પા. ૨૨ અને ૨૮.

સુધારવાના ઉપાયો સૂચવવાની વિનંતી કીધી. આ વિનંતીથી આશ્ચર્ય પામી તેવણે જણાવ્યું કે આ એક સંસારી સવાલ હતો કે જેનો, એક અજાણ્યા ખ્રિસ્તી કરતાં પારસીઓજ પોતપોતામાં બરાબર ફડચો કરી શકે એમ હતું. છતાં બારીક તપાસ કર્યા પછી અને તેવણના ભણેલા અને અનુભવી પારસી મિત્રો તરફથી ચોક્કસ માહીતી મેળવ્યા પછી તેવણે ખુલ્લાં દીલથી નીચલો અભિપ્રાય આપ્યો: "કુદરતનાં સાર્વજનિક 'ઘરાક તેવો માલ'ના કાયદા મુજબ જ્યાં સુધી પારસી કોમમાં શીખેલા, ભણેલા અને લાયક ધર્મગુરૂઓ માટે લોકો તરફથી ખરી માગણી થાય નહીં ત્યાંસુધી તેવા ધર્મગુરૂઓ મળી શકે એમ નથી. જે થોડા શીખેલા, ભણેલા અને લાયક ધર્મ-ગુરૂઓને બીનપરવા નાખી મેલવામાં આવ્યા છે અને તેઓ તરફ જે વર્તન દેખાડવામાં આવે છે તેમજ તેઓને જે અસહ્ય સ્થિતિ-માં સબડતા રાખવામાં આવ્યા છે તે ઉપરથી સ્પષ્ટ માલુમ પડે છે કે ભણેલા અને લાયક ધર્મગુરૂઓ માટે ખરી અંતઃકરણ પુર્વક માગણી હજી પારસી કોમમાં ઉત્પન્ન થઇ નથી. હાલની પારસી કોમની અપૂર્ણ કેળવણી જોતાં, તેઓનાં શિક્ષણ, ગુણ લક્ષણ અને રીવાજો જોતાં, ટુંક મુદતમાં હોશીયાર, ભણેલા અને લાયક ધર્મગુરૂ-ઓની બાહેર પડવાની આશા રાખવી મિથ્યા છે." મારી પોતાની જાણ પ્રમાણે અને વરસોના વડા ધર્મગુરૂ તરીકેના મારા અંગત અનુ-ભવ ઉપરથી હું પણ એજ મત ધરાવું છું જે જુજ દાખલાઓમાં હોશીયાર અને શીખેલા છોકરાઓ પોતાના બાપીકા મોબેદીનાં ધંધામાં પડે છે, તે દાખલા બીજા તેવાઓને પોતાના વડવાઓનો ધંધો અખત્યાર કરવાથી દૂર રાખવાને પુરતા છે.

પણ આ વાત ધ્યાનમાં રાખવાની જરૂર છે કે મનુષ્ય જાતની તવારીખમાં એવો તો વખત ભાગ્યેજ નજરે પડશે કે જ્યારે જન

સમાજના લાભ અર્થે એક લાયક ધર્મ ગુરૂવર્ગની જરૂર નહીં જણાઇ હોય. અલબતે જે છૂટાપણું માણસો ભોગવે છે તેને લીધે તેઓ અનેક ભૂલો કરે છે, પણ તેઓએ, મનુષ્યના લાભ અર્થે જોઇતા ધર્મ ગુરૂ વર્ગની સંસ્થા નાબુદ કરવા જેવી મૂર્ખાઇ હજી કરી નથી. ધર્મ ગુરૂનો વર્ગ કુદરતી વ્યવસ્થામાં એક જરૂરી ભાગ છે અને આવી જરૂરી સંસ્થામાં ફેરફાર થવો જોઇએ નહીં યા તો તેને નાબુદ કરવી ઘટે નહીં.

ઝંદ અવસ્તામાંથી મળતા, માનુષી સ્વભાવને લગતા સઘળા ફકરાઓ ઉપર તપાસ્યા પછી એક સવાલ સ્વભાવિક રીતે ઉત્પન્ન થાય છે કે અહુરમઝદે મનુષ્યને આવો સ્વભાવ ધરાવતો કાંય પેદા કર્યો; મનુષ્યની છેવટની નેમ અને ભવિષ્ય શું હશે?

બેશક ઝંદ અવસ્તા પ્રમાણે મનુષ્યનો સ્વભાવ મોટે ભાગે મીનોઇ છે અને અહુરમઝદે આ મીનોઇ તત્વ તેના સ્વભાવમાં આ કારણથી આમેજ કર્યું છે કે માનવીજાત બાકી ચીજો ઉપરાંત મીનોઇ ચીજો જોય અને ઓળખી શકે. તે સમજાવે છે કે મનુષ્યનું જીંદગીનું ખરૂં કામ, તેની જીંદગીની ખરી નિષ્ટા અને તેનું મુકરર થયલું છેવટ આત્મિક યા મીનોઇ છે. "આત્મિક પ્રાણીઓનો ખરો મિત્ર તે છે કે જે, જે કાંઇ સારાં કામો તે કરે છે તે તેઓ ખાતરજ કરે છે અને આ દુન્યાનાં લોકો તરફથી તેમજ મીનોઇ જહાનમાં બદલો મેળવે છે."[૧] "દરેકની ફરજ દરૂજને શીકસ્ત આપવાની છે કે જેથી અંગ્રમનની પવિત્ર શખસો સામેની લડત બંધ પડે."[૨] "ઇનસાફને ખાતર, ખુદાને પસંદ પડતાં કામો કરવા, મનુષ્યજાત માટે બહોળી અને અનંત ઉન્નતિ માટે તૈયારી કરવા અને તમામ ખલકને અપૂર્વ રીતે સજીવ કરવા, અહુરમઝદે તેના પ્રાણીઓને

૧. દ. દા. દીન. પુ. ૧૩. પા. ૨. ૨. ઉપલુંજ પા. ૩

સરજ્યાં છે. તે સાહેબના દર્શન એજ હરેક આત્માની જીંદગીની નેમ છે. પવિત્ર આત્મા પોતે કરેલાં સારાં કામોનાં બળને આધારે સીધો બહેશ્તમાં દાખલ થવા પામે છે."[1] આ લખાણો પ્રમાણે મનુષ્ય માટે મુકરર થયલું મીનોઇ સુખ મેળવવાનું તેનાજ હાથમાં છે અને મનુષ્યનો સ્વભાવ એ સુખ મેળવવાની નેમ બર લાવવા અનુસરતો અહુરમઝદે તેને આપ્યો છે. સમજશક્તિ, અંતઃકરણ, ઇચ્છાશક્તિ અને બીજી શકિતઓની મદદથી તે આ કામ પાર પાડી શકે છે. "જે બદલો મનુષ્ય માટે નિર્માણ થયલો છે તે તેની પવિત્ર હીલચાલ મારફતેજ તેને મળે છે. જો તે પોતાની કીર્તિ ગુમાવે છે તો તેના વાંકને લીધેજ છે. અગર જો તેના નસીબમાં મુસીબતો સરજાયલી હોય તો પવિત્ર કામોથી તે દૂર કરી શકે છે."[2] આ પ્રમાણે આપણે જોઇએ છીએ કે મનુષ્ય પવિત્ર જીંદગી યા બુરી જીંદગી ગાળવાનેજ નસીબે પહેલેથી સરજાયલો છે એવું કશું નથી.

હવે આપણે પુછીશું કે શાને માટે અસલના ગાથાના ગ્રંથકારોએ અને જરથોશ્તી મહાન નરોએ કુદરત અને મનુષ્ય વિષેનો અભ્યાસ હાથ ધર્યો હતો? તેઓ શા માટે આટલી ખંતથી રાત અને દીવસ એ અભ્યાસ પાછળ મઠયા રહેતા હતા? માનુષી આત્માના ઉંડા અભ્યાસ પાછળ શા કારણે તેઓ આટલી મહેનત અને શ્રમ ઉપાડતા હતા? તેઓની મૂળ મતલબ સત્યની શોધખોળ કરવાની હતી. તેઓની મહેનતુ જીંદગીની નેમ સત્યની શોધ હતી. જ્ઞાન માટે તેઓ અતિ તરસ્યા રહેતા હતા અને તમામ પેદાયશની વ્યવસ્થા અને દબદબો જાણવાને તેઓ આતુર હતા.[3] તમામ ખલકમાં તેઓ મનુષ્યની હસ્તીમાં તેઓ સત્યને શોધતા હતા.

---

૧. દા. દીની. પ્ર. ૭, ફ. ૨; ૩૧, ફ. ૪; ૩૧, ફ. ૬.

૨. અવસ્તા છુટા વિભાગો. વંદી. પરગ. ૫, ફ.'૭; પહે. ખુલાસા.

૩. યજ. હા. ૪૪. ફ. ૧-૨૦.

આત્માનો અભ્યાસ કે જે તેઓનાં મત મુજબ વિચાર કરવા માટે અતિ ઉત્તમ બાબદ હતી, તે પાછળ તેઓ પોતાની જીંદગીના સર્વોત્તમ દીવસો રોકતા હતા. તેઓ સમજતા હતા કે મનુષ્યની જીંદગીનું મુખ્ય કામ માનુષી આત્માનો અભ્યાસ કરવાનું હતું. માટે તેઓએ આત્મા અને કુદરતનો અભ્યાસ કરી તેમાંથી અમર સત્યો, પાયદાર નિયમો અને ખુદા, મનુષ્ય, જીંદગી અને સમાજને લગતા નિર્વિવાદ તર્કો ઉપજાવી કાઢયા હતા. જ્યાં પણ તેઓને સત્ય જડતું ત્યાં તેઓ જતા, અને શોધેલાં સત્યો લોકોને જાહેર કરતા કે જેથી તેઓ સત્યના અજવાળામાં રહી આત્મિક સંપૂર્ણતા પામે અને ગેતી તેમજ મીનોઇ જહાનમાં સંપૂર્ણ શાંતિ અને આબાદી ભોગવે.

વહાલા વાંચક! જે નામો આપણે જરથોશ્તીઓ પૂર વહાલથી યાદ કર્યે છીએ તે તે જરથોશ્તી મહાન નરોનાં નામો છે કે જેઓ પોતાના મહાન કાર્યોનો અમર છાપ મનુષ્યની યાદદાસ્ત શક્તિ અને અંતઃકરણ ઉપર આજે જમાનાઓ થયા અચૂક માર્યો છે અને જેઓની યાદ, જ્યાં સુધી જરથોશ્તી કોમ હૈયાત છે ત્યાં સુધી માન અને વહાલથી સદા જળવાઇ રહેશે. જરથોશ્ત સ્પીતમ, હવોવી, ગુસ્તાસ્પ, હુતોઅસ, મેઢીયોમાહ, ફ્રશોઅસ્તર, જામાસ્પ, અર્દશીર, શાપુર, ખુશરો, તોસર, અર્દાવિરાફ, આદરબાદ માહરેસ્પંદ, નેર્યોસંગ ધવલ અને બીજાઓ જેઓ મનુષ્યના લાભ અર્થે જીવ્યા અને પોતાની જીંદગી અર્પણ કીધી, તેઓ કરતાં વધુ વહાલાં બીજાં કોઇ પણ નામો, એક ખરા જરથોશ્તીની નજરમાં હોઇ શકે નહીં. ભલા નિયમો માટે, સારી નેમો માટે, સત્ય, છૂટાપણું અને મનુષ્યની મુક્તિ માટે તેઓએ સદા મહેનત કરી હતી અને સર્વેથી મોટા ભોગો આ નેમથી આપ્યા હતા. આવા અશો અને મહાન પવિત્ર આત્મા-

ઓની યાદ દરેક સ્થિતિના જરથોશ્તીએ પોતાનાં હૈડે જાળવી રાખવી ફરજીઆત છે. આપણાં ધાર્મીક અને સંસારી સાહિત્યોમાં, આપણી ધર્મ ક્રીયાઓ, બંદગીઓ, અને જશનોમાં એઓને આરાધવાની આપણી ફરજ છે, અને અહુરમઝદ અને અષનાં મહાન પયગામ દુન્યાને આપવા માટે કરેલી એઓની જીંદગીભરની કોશેશની આભાર ભરી યાદ જાહેર કરવાનો આપણો ધર્મ છે.



## પ્રકરણ ૫ મું.

### જરથોસ્તી ધર્મ પ્રમાણે મરણ પછીની સ્થિતિ

આ પ્રકરણમાં મનુષ્યના નિર્માણ થયલાં છેવટ વિષે વિચાર કરીશું. જરથોસ્તી ધર્મ સાહિત્યોનાં આધારે મરણ, અને આત્માની મરણ પછીની હાલત ઉપર થોડુંક બોલીશું. તેનાં મરણ પછી તેની હાલત શું થાય છે તે દરેક વિચારવંત માણસ જાણવાને આતુર હોય છે. જો એક સમજુ વિચારવંત શખસ મને કહે કે તેની મરણ પછીની સ્થિતિ વિષે તેને પરવા નથી તો હું તેને માનવાને ના પાડીશ. ભવિષ્યની જીંદગી વિષે દરેક માણસ જાણવાને આતુર હોય છે અને આતુર રહેવો જોઇએ. ખરૂં જોતાં આ અતી મહુત્વની બાબદમાં માણસ રસ લેતો કદી બંધ પડશે નહીં કેમકે જીંદગીનો તમામ સ્વાર્થ આમાંજ સમાયલો છે.

કદાચ એવું કહેવામાં આવે કે માણસની ભવિષ્યની મીનોઇ જીંદગી ઉપર બોલવા કરતાં જો ધર્મ સંસારી સુધારાઓ દાખલ કરવામાં મશગુલ રહે તો વધારે ઉપયોગી થઇ પડે. પણ છતાંએ, આ વાતનો કોઇ ઇનકાર કરી શકશે નહીં કે જો આપણે આપણી ગેતી જીંદગી અને મીનોઇ જીંદગી વચ્ચેનો સંબંધ તોડી નાખ્યે છીએ તો આપણે ધર્મ અને તે વડે મદદ કરવા ચહાતાં મનુષ્યો, બન્નેને હલકી પંકતી પર ઉતારી મેલ્યે છીએ. સંસારી બાબદોમાં અતી ભારે રસ લેવો અને તેઓ માટે બેહદ ઇંતેજારી દેખાડવી એ જોખમ ભર્યું અને ગેરફાયદા ભર્યું છે. જો મનુષ્યોને એમ શીખવવામાં આવે કે ગેતી જીંદગી કરતાં વધુ સારી આશા આપનારી ભવિષ્યની જીંદગી છે તો, બેચેની અને નાસીપાસી કે જે હાલમાં સંસાર સુધારકોમાં જોવામાં આવે છે અને જેને લીધે સંસાર સુધારાના કામમાં નડતર

નડે છે તે નાબુદ થશે. માટે ધર્મ શિક્ષણનો આ ભાગ કે જે મહત્વનો અને રસીક સમજ આપનારો છે તે સદા આપણી નજર સામે ધરી રાખવો ઘટે છે.

ઝંદ અવસ્તા પ્રમાણે જો કે શરીર મરણ પામે છે તોપણ આત્મા સજીવ રહે છે અને તેને કશી અડચણ નડતી નથી. મરણ પામેલાં કાંઇ નિસ્તિમાં ગુમ થઇ જતાં નથી, મોત આશીર્વાદ સમાન છે, મરણ તે બુલંદ જહાનમાં આત્માને પ્રવેશ થવાની ક્રીયા છે કે જે જહાનમાં અસ્થિરતા જણાતી નથી, જેમાં અતિ ભારે તાપ યા અતિ સખત ઠંડી પડતી નથી, જે અતિ પ્રકાશીત યા અતિ અંધારી નથી. માટે આ જહાનમાંથી રૂખસદ લેવાની છૂટ એ મનુષ્યને અહુર તરફની અતિ શ્રેષ્ટ અને કૃપાળુ બક્ષેશ છે. "(ગાથાઓથી) આપણને, આપણા આત્માનાં, શરીરથી છૂડા પડવા પછી, પેલી જહાનમાં સારો બદલો મળે (એવી આપણી આશા છે.)"[1] "તેનાં આત્માને માટે પેલી બે શક્તિઓ લડત કરશે નહીં; અને જ્યારે તે બહેશ્તમાં દાખલ થશે ત્યારે સુર્ય, ચંદ્ર, તારાઓ તેની હાજરીથી ખુશી થશે અને પોકારશે કે, 'ઓ માનવી! ક્ષણભંગુર દુન્યા ત્યાગ કરી, ભલે તું આ અમર જહાનમાં આવ્યો.'"[2] "જ્યાં લગી તનની ખાક, ખાક સાથ મળે નહીં ત્યાં લગી..."[3] "જો એક માણસ નસોબાળતો આતશ દૈત્યો ગાતુ આગળ લઇ જાય તો તેને તેનાં મરણ પછી શું બદલો મળશે?"[4] "જે શખસે, મરણ પામેલાં શરીરને અડક્યાથી અભડાયલા શખસને પવિત્ર કીધો હોય તેને, તેનાં મરણ પછીથી શું બદલો મળશે? "અહુરમઝદે જવાબ દીધો કે, 'મીનોઇ જહાનમાં તેના બદલા તરીકે મીનોઇ સુખની તું આશા તેને

---

૧. યજ. હા. ૫૫. ફ. ૨.

૨. વંદી. પરગ. ૭. ફ. ૫૨.

૩. વંદી. પરગ. ૭. ફ. ૫૦.

૪. વંદી. પરગ. ૮, ફ. ૯૧.

આપજે.'"[1] "જે કોઇ શખસ ભરવાડના કુતરાને મારે છે તેનો આત્મા પેલી જહાનમાં દાખલ થતી વખતે, જેમ વરૂઓનાં પંજામાં સપડાયલાં મેંઢાંઓ બુમાબુમ કરે છે તેજ પ્રમાણે, તે કકળશે."[2] "છેવટમાં શરીર ખાક સાથ મળી જાય છે અને તમામ આધાર મનુષ્યના આત્મા ઉપર રહે છે."[3] "તારાં સંસાર સુખથી તુંને મસ્ત બનવું નહીં જોઇએ કેમકે મરણનાં પંજામાં આયંદે તું સપડાશે; કુતરા અને પક્ષીઓ તારાં શરીરનાં અવયવો ફોડી ખાશે અને તારૂં તન ખાકમાં મળી જશે."[4] "જે મનુષ્યમાં ખોટા દબદબા અને ગરૂરીની ગેરહાજરી હોય છે તેની ભવિષ્યની જીંદગી દુ:ખથી મુક્ત રહેશે."[5] "ગયોમર્દનાં શરીરમાંથી આત્માને રૂખસદ તેમાં અશેમનનાં દાખલ થવાને લીધે મળી હતી, આત્માની ગેરહાજરીને લીધે શરીરમાંથી જીદગી અને વાચા નાબુદ થયાં. જ્યાં સુધી ગયોમર્દનાં શરીરમાં પવિત્રાઇ હતી ત્યાં સુધી તેનામાં જીવ અને વાચા શક્તિ હતી."[6] આ પ્રમાણે ઝંદ અવસ્તામાં મરણનો અર્થ આત્માનું શરીરથી છૂટા પડવું અને શરીરનું વિસર્જન થવું એમ થાય છે. ખાકી શરીર, ઘસાઇ જઇ, નબળું પડી, સડી જઇ, છેવટે ખાક સાથ મળે છે. આત્મા તેનાં રહેઠાણને વપરાસમાં લેતું નથી અને રસ્તાખીજના દીવસ સુધી તેને પડતું મેલે છે જે દીવસ પછી તે પાછું તે મેળવશે.

સજીવ મનુષ્યજાતની હસ્તિની શરૂઆતથીજ જનમ અને મરણ આ દુન્યામાં હતાં. પહેલો મનુષ્ય ગયોમર્દ મોતને આધીન હતો અને મરણ પામ્યો હતો. દરેક સજીવ બંધારણ મોતને પાત્ર છે. આપણે એમ માનવાને લલચાઇએ છીએ કે કુદરત સજીવ પ્રાણી અને વસ્તુઓથી ભરપૂર છે, પણ ખરી રીતે તે મરણ અને મરણ

---

૧. વંદી. પરગ. ૯. ફ. ૪૩, ૪૪.
૨. વંદી. પરગ. ૧૩. ફ. ૮.
૩. મીનોઇ ખેરદ પ્ર. ૧, ફ. ૧૨.
૪. મીનોઇ ખેરદ પ્ર. ૨, ફ. ૧૧૦–૧૧૩.
૫. દ. પે. ડીન. પુ. ૫. પા. ૨૭૮.
૬. દ. પે. ડીન. પુ. ૫. પા. ૩૩૫.

પામેલાં પ્રાણીઓથી ભરપૂર છે. કુદરત ઝાડપાન યા મનુષ્યને અમર શારીરીક જીંદગી ગુજારવાને મદદ કરે છે એમ કોઇ કહી શકશે નહીં. તમે દાખલા તરીકે એક વેળા યા ઝાડની જીંદગી બારીકીથી તપાસો તો તમને તેનો મરણ આધીન સ્વભાવ ઝટ જણાઇ આવશે. જે સુર્યનું તેજ, વરસાદ અને હુવા તેને જીંદગી આપે છે તેજ તેને મરણ આધીન બનાવે છે. જે વનસ્પતિ સૃષ્ટિનો કાયદો છે તેજ પ્રાણી અને મનુષ્ય આલમને લાગુ પડે છે. વંદીદાદ અને બીજા ધર્મપુસ્તકો ઉપરથી આપણે જોઇ શકયે છીએ કે મનુષ્ય મરણ આધીનજ સરજાયલું છે. સઘળાં માણુસે અંતે મરવાનું છે. સાત ખંડની આ વિશાળ જગતમાં કોઇને કોઇ મરવાનું તો છેજ; 'કદાચ બીજો વારો મારો હશે,' એમ દરેકે વિચાર કરવાનો છે. "દરેક પેદા થયલું પ્રાણી છેવટે મરશેજ અને જે કોઇ જીંદગી ધરાવે છે તેની આગળ અજલનો દેવ (અસ્તો વિધાતુ) આવવાનોજ......"[૧] કોઇપણ શખસ, પછી તે અશો યા પાપી હોય, તે દુઃખ અને મોતથી બચી શકશે નહીં. આપણા ધર્મપુસ્તકોમાં આપણે વાંચયે છીએ કે આપણા મહાન પયગામ્બર જરથોશ્ત તેમજ સર્વેથી પાપી શખસ શાહ અઝીદહાક (ઝોહાક) દુઃખ અને મોતને આધીન હતા. જેમ લોઢામાંથી આપોઆપ કાત ઉત્પન્ન થાય છે, જેમ લાકડાંમાં સડો અને કપડાંમાં ઉધાઇ પેદા પડે છે તેમ મનુષ્ય મોત અને નાશનાં બીયાં પોતાનીજ દેહમાં લઇને ફરે છે, જો કે તે વિષે તે કાંઇપણ જાણતો નથી. જો એક માણુસ પોતે મરણને પાત્ર છે એ બીના બરાબર સમજી શકે તો તે બીજાના શરીર યા આત્માના યા બીજાંના ફરજંદનાં મોત યા નાશ માટે કેમ ઇચ્છી શકે? "દીવસ પછી

---

૧. પૂ. પ. પુ. ૪. પા. ૩૭૭.

દીવસે, એક વારના સજીવ શરીરને આપણે આકાશમાં ઉડતાં પક્ષીઓનાં ખોરાક માટે નખાતાં જોઇએ છીએ... મરણાધિન શખસો માટે અસ્તો વિધાતુને પેદા કરવામાં આવ્યો છે, કે જેની ચુંગાળમાંથી એકેપણ શખસ છટકી શકતો નથી, આજ સુધી છટકયો નથી અને હવે પછી છટકી શકશે નહીં. તેના પંજામાથી નથી આથ્રવનો, સત્તાધિકારીઓ યા અશો નરો છટકયા યા નથી પાપીઓ છટકયા. શાહ કાઉસ જેવા જોરમંદ અને શાહી દરજ્જો ધરાવનારા યા તુર્કી શાહ અફ્રાસીયાબ જેવાઓ પણ બચવા પામ્યા નથી. ઝોહાક કે જે અમર્ગ જીંદગીની શોધમાં આખી દુન્યા ખુંદી વળ્યો તે પણ છટકવા પામ્યો હતો નહીં. દરેક જણ સામે અસ્તો વિધાતુ આવી ઉભો રહે છે; નથી તે ખુશામત યા લાલચ સ્વીકારતો કે નથી તે લોકોના આલા દરજ્જા તરફ જોતો, પણ સઘળાનો નિર્દયપણે નાશ કરે છે. બળદ મરણ પામી ખાક સાથ મળી જાય છે; જોરેમંદોના શરીર પણ ખાક થઇ જાય છે. અને સઘળાંની મટ્ટી એક બીજા સાથ મળે છે. જે કાંઇ ખાક સાથ નથી મળી જતું તે આ દુન્યામાં ઉચ્ચારેલો અશેમવોહુ છે અને પવિત્ર માણસોને કરેલી સખાવત છે. જો મરણમાંથી બચવાનો કાંઇપણ ઉપાય હતે, તો પહેલો નર ગયોમર્દ બચી શકયો હતે. જ્યારે તેને માથે કાળ આવી ઉભો ત્યારે તેને તેનું તન તેને સપુરદ કીધું અને તેની સાથ તકરાર ઉઠાવી નહીં. તેને કહ્યું "અઓગેમઇદેચા, ઉસ્મહીચા, વિસામદાએચા = અમો આવ્યે છીએ, અમો ખુશી છીએ, અમો આધીન થઇએ છીએ."[૧]

અલબતાં, આપણાં પવિત્ર પુસ્તકો શીખવે છે કે આત્માને શારીરીક જીંદગીની બક્ષેસ એ અહુરમઝદની મોટી મહેરબાની સમાન છે. તે જીંદગી લંબાવવામાં અહુરમઝદ હજી આત્મા પર વધુ મહેર

---

૧. પૂ. પ. પુ. ૪. પા. ૩૭૭ વિગેરે.

ઠરે છે. હરેક સાચ્ચા જરથોશ્તીની ફરજ તેની જીંદગીની અને શરીર અને આત્માની આરોગ્યતા માટે પુરતી સંભાળ લેવાની છે. જરથોશ્તી ધર્મે શીખવેલા આરોગ્યતાના નિયમોની બેપરવાઇથી જો એક માણસ પોતાના શરીર યા આત્માની તંનદરૂસ્તીને જરાએ હરકત પહોંચાડે તો તે શિક્ષા પાત્ર ઠરે છે, અને તેને માટે શિક્ષાઓ ફરમાવી છે.[1] જરથોશ્તી ધર્મનો કોઇપણ પાળનારો યા અભ્યાસી એમ વિચાર કરી શકે નહીં કે આવા એક બુલંદ ધર્મમાં ખૂન અને આપઘાત માટે અચૂક ધિક્કાર અને સખતમાં સખત શિક્ષા સિવાય બીજું કાંઇ ફરમાવવામાં આવ્યું હોય. જેમ બીજાની જીંદગી માટે તેમ પોતાની જીંદગીની જાળવણી માટે પણ જરથોશ્તી ધર્મ મુજબ એક માણસ જવાબદાર છે.[2]

જો કે જરથોશ્તી ધર્મ હરેક પ્રકારની આત્મહત્યા ધિક્કારે છે, છતાંએ આપણી કોમમાં આપઘાતના દાખલા કાંઇ ઓછા નજરે પડતા નથી. લોકોની આપણા ધર્મ શિક્ષણ બાબેની સંપૂર્ણ અજ્ઞાનતા અને ઉંચ તેમજ નીચલાં વર્ગોમાં પ્રવેશ થયલાં અધર્મીપણાં અને નાસ્તિકપણાં શિવાય આનું કારણ બીજું શું હોઇ શકે? અગરજો પારસીઓ, જે પોતાનો ધર્મ શીખવે છે કે ભવિષ્યમાં જે જીંદગી છે તેનાં સુખનાં પ્રમાણનો આધાર આ જહાનમાં આપણે કેમ રહીએ છીએ અને શું કર્યે છીએ તેની ઉપર આધાર રાખે છે, તે ધર્મ શિક્ષણ ઉપર પૂરતો વિશ્વાસ રાખે તો દિવાના સિવાય કોઇ પણ શખસ કદીબી આપઘાતનો ગુનાહ કરશે નહીં.

એવું કહેવામાં આવે છે કે એક શખસે લંડનમાં રોબર્ટ ઓવનનું 'સામાન્ય સ્વામિત્વ' (Socialism) ઉપર ભાષણ સમજી ઘર જઇ એક કાગજના ટુકડા ઉપર લખ્યું કે, "બાઇબલ સર્વેથી

---

1. વંદી. જુઓ.

2. વંદી. પરગ. ૩. ફ. ૪૧; દ. દા. દીન. પુ. ૧૨. પા. ૬૭.

મોટી ઠગવિદ્યા છે" અને પછી પોતે બંદુકથી આપઘાત કીધો. દેવીદ હ્યુમે લખ્યું કે નાઇલ યા દેન્યુબ નદીનાં પાણીઓને તેઓના માર્ગમાંથી અલગ માર્ગમાં લઇ જવાનો જો ગુનાહ નથી તો શામાટે મારાં લોહીનાં થોડાં ટીપાં તેઓની યોગ્ય નેહેરમાંથી બીજે માર્ગે લઇ જવામાં ગુનાહ હોય? આ પ્રમાણેનો નિબંધ લખી તેણે પોતાનાં એક મિત્ર ઉપર મોકલાવ્યો. તે મિત્રે તે વાંચી, તેનો ઉપકાર માન્યો અને પછીથી બંદુકવડે પોતાનો જીવ લીધો. ફ્રાન્સના વિદ્વાનો રૂસો, વૉલટૅઅર તેમજ ગીબન આપઘાતની પાપી રીતિનો બચાવ કરનારા હતા. પણ તેઓ સઘળા નાસ્તિકો હતા. જો લોકો આ દુન્યામાંથી પોતાનો નિકાળો પોતાના વખત અગાઉ કરવા માગે તો તેમાં નાસ્તિકો કશું ખોટું જોતા નથી. નાસ્તિકપણું શીખવે છે કે લોકો આ દુન્યામાં કેમ રહે અને શું કરે છે તેમાં કાંઇ ફરક પડતો નથી; તેઓનું છેવટ તો ભૂલાવો ખવાડનાર નિસ્તિમાં આવશે યાતો એક ભવ્ય હસ્તિમાં આવશે. જો નાસ્તિકપણું પોતાની મરજી મુજબ અમલ કરવાને શક્તિવાન હતે અને લોકોને એમ સમજાવવામાં સફળ નિવડતે કે મનુષ્ય આ દુન્યામાંથી વહેલો કે નિમિત્ત વખતે જાય તેમાં ફરક પડતો નથી તો આજે હજારો લોકો દરરોજ આપઘાત કરતે.

પ્રાચીન દેશોમાં કે જ્યાં જરથોસ્તી ધર્મે પ્રવેશ કર્યો ન હતો ત્યાં આપઘાતનો રીવાજ માનભર્યો અને બહાદુરી દર્શાવનારો ગણાતો હતો. જ્યારે દેમોસ્થનીસને કહેવામાં આવ્યું કે એલેકઝાંદરના એલચીઓ એથન્સના વકતાઓનો કબજો લેવા ચહાતા હતા ત્યારે તેણે ઝેર ખાઇ આપઘાત કીધો. મેસીદોનના રાજા ફીલીપને શરણ થવા કરતાં આઇસોક્રેટીસે પોતાને જીવ લેવાનું વધુ પસંદ કીધું હતું. જુલીયસ સીઝરને તાબે થવા કરતાં કેતોએ પોતાનો જીવ લીધો હતો. જ્યારે તેના જખમોને મલમ પટો કરવામાં આવ્યો

ત્યારે ત્રણ વખત તે ઘા ખોલી નાખ્યા હતા અને મરણ પામ્યો હતો. પોમ્પેને તાબે થવા કરતાં મીથ્રાઇદાતીસે આપઘાત કરવાનું વધુ દરૂસ્ત ધાર્યું. જ્યારે હેનીબૉલને જીંદગી અસહ્ય માલુમ પડી ત્યારે પોતાની વીંતીમાંથી ઝેર ખાઇ મરણ પામ્યો. મોસ્કોની શીકસ્ત પછી નેપોલીયન હંમેશ પોતાની સાથ અફીમનો ઝેરી અર્ક લઇ ફરતો હતો. એક દીવસે તે પદભ્રષ્ટ થયલા શહેનશાહને તેના નોકરે ઉંઘમાંથી ઉઠીને કાંઇ ચીજ પાણીમાં મીશ્ર કરી પીતાં જોયો અને ત્યાર પછી તેની વેદનાની બુમો સાંભળી; ઘણીજ ચંચળ તબીબી સારવાર પછીથી તેને બેભાન અવસ્થામાંથી સુદ્ધિમાં લાવવામાં આવ્યો હતો.

જો કે જમાનો બદલાયો છે તોપણ આપઘાતના જોઇએ એટલા દાખલા નજરે પડે છે. આ દુન્યાની હૈયાતિ ખતમ કરવા માટે પ્યારની નાસીપાસી, સંસારી સંકટ, દોલતનો ધોકો, આબરૂની ધુલધાની અધિરાઇ, ગુસ્સો, દલગીરી, અંતશ, અદેખાઇ, ગરીબાઇ, મનુષ્યજાત માટે ધિક્કાર વિગેરે કારણો આજકાલ પુરતાં થઈ પડે છે. આ બદી વધતી જાય છે અને તેનું મૂળ કારણ જરથોસ્તી ધર્મની નસિહતો તરફ બેપરવાઇ છે.

જે મનુષ્ય જીંદગીનો અંત અકુદરતી, અકાળ અને બળજબરીથી લાવવામાં આવ્યો હોય તેને જરથોસ્તી ધર્મ ધિકકારતા, બીહતાં અને તેનેથી દૂર રહેતાં શીખવે છે. અલબતાં, આપણી જીંદગી અસહ્ય બોજારૂપ, મુશ્કેળ અને કસોટી અને લાલચોથી ભરપૂર છે અને વારંવાર "હું ઇચ્છું છું કે હું મરણ પામ્યો હોત" એમ કહેવા આપણે લલચાઇએ છીએ. જો આ વાત એક માણસ ધ્યાનમાં રાખે તો અજલના કાસદને તે એક ફરેશ્તાઇ મદદ સમાન ગણે. જો કે આ દુન્યા ઘડીભરના મુકામ માટે યોગ્ય સ્થળ છે તોપણ તે અમર હસ્તિ ભોગવવા માટે બીલકુલ અયોગ્ય જગા છે. એક

માણસને આ દુન્યામાં એક હજાર વરસની જીંદગી ભોગવવા દેવા જેવી જબુન શિક્ષા બીજી કોઇએ હોઇ શકે નહીં.

અગર જો એક શખસ આ દુન્યામાં ઘણી સુખી, ફતેહમંદ અને કીર્તિમાન જીંદગી ગુજારે તોપણ તે એમ કહી નહીં શકે કે તેનું મોટી વયે મરણ આવે તો તે નાની વયના મરણ કરતાં વધુ સારૂં તેને માટે છે. મહાન પોમ્પેને માટે તવારીખનવેશોનું એમ માનવું છે કે જો એ દસ વરસ અગાઉ મરણ પામ્યો હતે તો દુન્યામાં સર્વેથી ફતેહમંદ અને કીર્તિવંત માણસ ગણાતે. મહાન સીકંદર માટે જવાન વયનું મરણ ઘણું લાભકારી હતું. તેને દરાયસ અને પોરસને હરાવ્યા હતા અને હિન્દુસ્થાનના વતનીઓ ઉપર પોતાના કાયદાનો અમલ સ્થાપિત કર્યો હતો. એનાં મરણ પછી, પશ્ચિમના લોકોએ પૂર્વનાં લોકો સામે લડાયક તૈયારીઓ કરવા માંડી હતી. માટે એવું માનવામાં આવે છે કે જો સીકંદર થોડોજ વખત વધુ જીવ્યો હતે તો તેને "મહાન" ગણવાનો હક રહેવા પામતે નહીં. માટે ઝંદ અવસ્તાનું જે શિક્ષણ છે કે કુદરતી મોત આવે ત્યારે તેને રાજીખુશીથી આધીન થવું, અને તે ઉપર શોક યા વિલાપ કરવો નહીં તે ઇતિહાસના અનુભવપરથી ઘણુંજ સરસ શિક્ષણ તરીકે પુરવાર થાય છે. મરણને કાંઠે એક સાચ્ચા જર-થોસ્તીની ખુશી થવાની ફરજ છે કેમકે મરણથી તેનો બેહેસ્તમાં સુખી અને અમર જીંદગી ગુજારવાનો માર્ગ ખુલ્લો થાય છે.

આપણે આગળાં પ્રકરણમાં જોયું તેમ ઝંદ અવસ્તાના અનેક ફકરાઓનો અર્થ એમ કરવામાં આવે છે કે અસલના જમાનામાં મરણ જેવી ચીજ હતી નહીં તે ખોટો અને ખ્યાલી છે. પણ આપણે ખ્યાલમાં રાખવાની અગત્યની વાત એ છે કે આપણા ધર્મ પુસ્તક અચૂક રીતે જણાવે છે કે માત્ર પાપને લીધેજ આપણા

મનને મોત અકારૂં લાગે છે અને તેને લીધેજ આપણે મોતને એક એવા આકારમાં જોઇએ છીએ કે જે આકાર તેનું ખરૂં રૂપ નથી. પાપના ડંખને લીધે મોત જલદી આવે છે. પાપને લીધેજ દરદ અને મરણ આ દુન્યામાં ઉત્પન્ન થવા પામ્યાં છે. કુદરતી દુઃખ અને મોત આવી શકે તેનેથી અતિ વધુ ઝડપે પાપને લીધે તેઓ આવવા પામે છે. મનુષ્યનાં અધર્મીપણાં, નાસ્તિકપણાં, જુઠાપણાં, અસત્ય, ઠગબાજી, નિમકહરામી અને બીજા દુર્ગુણોને લીધેજ મોત કુદરતના નેમેલા વખત કરતાં વહેલું આવે છે. પોતાના ખાધરા સ્વભાવને લીધે પેટ ઉપર અસહ્ય બોજો નાખીને, પોતાના નિરઅંકુશ હવસોથી પોતાની શક્તિ દુર્બળ બનાવીને, અપશબ્દોથી દુશ્મનો પેદા કરીને, અંટસથી ઉત્પન્ન થતી નાસીપાસીને લીધે, લોભથી ઉત્પન્ન થતી બેચેનીને લીધે અને અનિયમિતપણાં અને અમિતહારપણાંને લીધે એક માણસ પોતાની જીંદગીનો અંત કુદરતના નિર્માણ કરેલા વખતની ઘણો આગળથી આણે છે. ઝંદ અવસ્તા અને ખાસ કરીને વંદી. પરગ. ૧ અને ૨, અને ય. ૧૯ માં મળતા ફકરાઓ આ સત્ય વાતની ગવાહી પુરે છે. જરથોસ્તી ધર્મ પ્રમાણે ખોરાક નહીં લઇ અપવાસ કર્યાથી નહીં, પણ પાપથી અલગ રહ્યાથી દુઃખ અને અકાળ મોતથી અલગ રહેવાઇ શકાય છેઃ "અપવાસથી દૂર રહેવાની મનુષ્યની ફરજ છે, કેમકે આપણા ધર્મ પ્રમાણે દરરોજના ઘટતા ખોરાકથી દૂર રહેવાનું અયોગ્ય છે, કેમકે અપવાસ એક પાપ છે. આપણે જે કાંઇ ચીજથી દૂર રહેવાનું છે તે ખોરાકથી નહીં, પણ આપણા શરીરની હીલચાલોથી થતા પાપોથી અલગ રહેવાનું છે. કેટલાક લોકો આખો દીવસ ખોરાક લીધા વગર રહી અપવાસની કોશેશ કરે છે. પણ આપણને જે કોશેશ કરવાની છે તે એ કે વિચાર, શબ્દ યા કામોથી

કાંઇ પણ પાપ આપણે નહીં કરીએ. માટે આપણા હાથ પગો યા જબાન વડે એવું કાર્ય થવું નહીં જોઇએ કે જે પાપી હોય. બીજા ધર્મો પ્રમાણે શરીરના સાત અવયવોને ખોરાકથી અલગ રાખી અપવાસ કરવાનું ફરમાવ્યું છે; પણ આપણા ધર્મમાં અપવાસ શાનો કરવાનો છે તે મેં ઉપર જણાવ્યું છે."[1]

મરણ યા મોતની પ્રકૃતિ વિષે જે વિચારો ઝંદ અવસ્તામાં જણાવામાં આવ્યા છે તે આપણે તપાસી જોયા છે. અગરજો શરીરને જીંદગી જાળવવાનાં સાધન તરીકે ટકાવી રાખવામાં આવે નહીં તો મરણ નીપજે છે. એક વખત પ્રાણ શરીરમાંથી નીકળી ગયો કે શરીર નિર્જીવ વસ્તુઓને લગતા કાયદાને આધીન થાય છે. શરીરના અવયવોનું છેવટનું વિસર્જન કરવા ઝંદ અવસ્તા સર્વેથી સરસ રસ્તો સૂચવે છે કે જે રસ્તો શાસ્ત્ર, આરોગ્યતાના નિયમ અને સંસાર વ્યવહારનું ધોરણ જોતાં સર્વેથી ઉત્તમ છે.[2]

હવે મનુષ્ય પ્રાણી બંધારણનો બીજો અગત્યનો ભાગ—યાને તેના આત્મા—ઉપર આપણે હવે વિચાર કરીએ. જરથોસ્તી ધર્મ પ્રમાણે આત્મા તેની અનેક બળવાન શક્તિઓ સહીત મરણ પછી હસ્તિમાં રહેશે, તે સર્વે શારીરીક ચીજોથી અતિ ચઢીઆતો છે. તે શરીરથી તદ્દન સ્વતંત્ર છે અને જ્યારે મરણ કાંઠે પડેલાં શરીર ઉપર તબીબી ઉપાયો લાઇલાજ થઇ જાય છે ત્યારે આત્મા શરીરને અયોગ્ય રહેઠાણ તરીકે ગણી, તે તજી દઇ, સુર્ય, ચંદ્ર, તારા અને વિશાળ બ્રહ્માંડને પેલે પાર, એક મીનોઇ જહાનમાં વસવાટ કરવા ચાલ્યો જાય છે. આત્મા અજીત છે; આતશ તેને બાળી શકતો નથી; પાણીનાં ધોધમાં તે ડુબી શકતો નથી; મોટા પહાડોથી તે કચડાતો નથી અને વખત પોતાની અસર તેના ઉપર કરી શકતો નથી.

---

૧. સદર. પૃ. ૫. પુ. પ્ર. ૮૩. ૨. વંદી. પ્ર. ૩-૧૦

જ્યારે આપણે અસલના જરથોશ્તી પવિત્ર નરો પોતાના વિચારની જે બુલંદ ટોંચે પહોંચ્યા હતા તે ઉપર ખ્યાલ કરીએ છીએ ત્યારે આપણે અચંબો પામ્યા વિના રહેતા નથી. તેઓની આસપાસ ઉપર અને નીચે સર્વે ચીજો વિષે તેઓ જાણવા આતુર રહેતા હતા. પૃથ્વી, મહાસાગર, આકાશ અને ઝળકતા તારાઓનું તેઓ અવલોકન કરતા હતા અને તેનો અભ્યાસ કરતા. તેઓનાં અવલોકન અને અનુભવ ઉપરથી તેઓ ચોકકસ અનુમાનો પર આવ્યા હતા અને તે ઉપરથી તેઓને લગતા કાયદાઓ શોધી કાઢી શકયા હતા. માત્ર એટલેથીજ તેઓ અટકયા ન હતા. આ દ્રશ્ય દુન્યા તેઓની જ્ઞાન મેળવવાની અને અવલોકન કરવાની ભારે ઇચ્છા સંતોષી શકી નહીં હતી અને એટલાંથીજ તેઓનું દેલ કરાર પામતું હતું નહીં. તેથી તેઓ પોતાના તુરંગો અને તર્કોમાં વધુ અને ઉંચે ગયા અને વિચાર કરવા લાગ્યા કે આ દુન્યા, તારા ચંદ્ર અને સુર્યને પેલે પાર શું હતું અને વિચાર કરી તેઓએ મત બાંધ્યું કે, "માત્ર અનંત અહુરમઝદજ હોવો જોઇએ." તેઓએ વધુ વિચાર કીધો અને પોતાના આત્મા અને તે માટે મુકરર થયલાં છેવટ તરફ પોતની મન શકિત લંબાવી તેઓ પોતાને પુછવા લાગ્યા કે, "શું આત્મા સ્વભાવે મરણાધીન છે? જો નહીં તો શરીરને ત્યાગ કરીને તે કયાં જાય છે? આપણાં મરણ પામેલાં સગાંવહાલાં કયે સ્થળે મરણ બાદ જતાં હશે? આપણા જીવતાંઓ માટે કયાં તેઓ વાટ જોતાં ઉભાં હશે?" આપણાં જરથોસ્તી મહાન નરોએ અને બુધ્ધિશાળી પુરૂષોએ, આત્માને લગતા આ સવાલો એટલા ઉંડાણમાં અને બારીકીથી તપાસ્યા અને તેઓનો તોડ એવી તો ચંચળ રીતે કાઢયો છે કે આત્મિક જ્ઞાનમાં પ્રવીણ બનેલો કોઇપણ નિષ્પક્ષપાત અભ્યાસી તેઓનાં ખુલાસાઓ તરફ બેપરવાઇથી જોશે નહીં યા તો તેઓનો ઇનકાર કરશે નહીં.

મન આપણાં કાર્યો સાથ દૂરનો, અને ઇચ્છાશક્તિ અતલગનો સંબંધ ધરાવે છે. આપણું મન જુએ છે, ઇચ્છાશક્તિ તેને ફરમાવે છે અને મનુષ્ય કામ કરે છે. કામ કરવું એટલે કાંઇપણ પરિણામ ઉત્પન્ન કરવું. કાંઇપણ પરિણામ ઉત્પન્ન કરવા ખાતરજ મનુષ્ય હીલચાલ કરે છે. પણ શા અર્થે તે પરિણામો ઉત્પન્ન કરે છે, અને તેનાં કાર્યોને લીધે થતી આ પરિણામોની ઉત્પત્તિમાં તેની નજરે શું આવે છે? તે જે ચીજની શોધ માટે હીલચાલ કરે છે તે જીંદગી છે. જો તે દમ લેય છે, ચાલે હાલે છે, જો સુવે છે અને જો તે મરણ પણ પામે છે તો તે સઘળું જીંદગી ભોગવવાને ખાતરજ કરે છે. મરણ પણ ખરી રીતે જોતાં (મીનોઇ) જીંદગી પર જવાનો ધોરી રસ્તો લેખાવો જોઇએ.

ઝંદ અવસ્તા પ્રમાણે મરણ તે બીજી નવી દુન્યાની જીંદગીમાં પ્રવેશ સમાન છે. જે કામો આ ગેતી જહાનમાં કરી પોતા માટે મીનોઇ જહાનમાં જે સ્થિતિ તેણે તૈયાર કીધી છે, તે સ્થિતિમાં પ્રવેશ તે મરણ છે. આપણાં સાહિત્યો ભાર મુકીને જણાવે છે કે આપણી આ હાડમંદ દુન્યા મુસાફરખાના સમાન છે કે જ્યાં મનુષ્ય મોટી મુસાફરીનો ટપ્પો શરૂ કરવા પહેલાં સઘળી તૈયારીઓ કરે છે. "માટે માણસને જીંદગીની શરૂઆતના કારણ તરીકે ઓળખવાનો આ સબબ છે કે મરણ મારફતે મીનોઇ જીંદગીનું સુખ ભોગવવાને લાયક એક મનુષ્ય બને છે, અને જીંદગીની ખરી સંપૂર્ણતા મેળવે છે..."[૧] "જો એક મનુષ્ય આ દુન્યાની તેની હસ્તિ દરમ્યાન તેના આત્માના કહેવા પ્રમાણે વર્તે છે તો તે આ ગેતી જીંદગીમાંજ આત્મિક અમર્ગી મેળવી શકે છે."[૨] "પવિત્ર જીંદગી

---

૧. દ. પે. દીન. પુ. પા. ૩૩૦. ૨. ઉપલુંજ ૩૩૫.

ગાળવાથી ખરી આત્મિક જીંદગી લાંબો વખત ભોગવી શકાય છે યાને તેને અમર બનાવી શકાય છે."[૧]

ગેતી દુન્યા ઉપરાંતની એક હુસ્તિ વિષે ઝંદ અવસ્તા ઇશારો કરે છે. જે યઝદો અને અમેશાસ્પંદો વિષે આપણે તેમાં વાંચ્યે છીએ તેઓ મીનોઇ હુસ્તિની ગવાહી આપે છે. તે ઉપરાંત અહુરમઝદ વિષે ઝંદ અવસ્તા આપણને શીખવે છે, અને જાહેર કરે છે કે મનુષ્યમાં જે કાંઇ અમર છે તે માત્ર આત્મા છે. "તમે જાણો કે આત્માની હુસ્તિ અમર છે. આત્મા સાથ જે મીનોઇ તત્વો કામ કરી રહ્યાં છે તે સર્વે અમર છે. માટે મનુષ્યમાં સમાયલો મીનોઇ અંશ સદાકાળ હુસ્તિ ધરાવતો રહેશે."[૨] "તું જે ગેતી અને મીનોઇ જીંદગી વિષે ખુલાસો પુછે છે તેનો જવાબ એ કે ગેતી જીંદગીનો અંત મોત અને નાશમાં આવશે: પણ મીનોઇ જીંદગીમાં પવિત્ર આત્મા નાશ પામતો નથી, પણ અમર્ગ અને સુખાકારી રહે છે; તે આત્મા તેજશ્વી ખુશાળ અને અમર જીંદગી યઝદો અને અમેશાસ્પંદો અને અશો નરોની ફ્રવશીઓની સંગતમાં ગાળે છે."[૩] "ઓ પવિત્ર આતશ! તુંને નમસ્કાર હોજો; તારા પેદા પડયાથી અમને સુખ અને અમર્ગી મળે."[૪] "અમર આત્માનો કોણ નાશ કરી શકે? તે અમર આત્માને બહેશ્તના સુખનો હિસ્સો મળે!"[૫]

મનુષ્ય અને મીનોઇ જહાન વચ્ચે જે આત્મિક સંબંધ છે તે વિષેની ખાત્રી જરથોશ્તી ધર્મ નિરંતર આપતો આવ્યો છે. તે ખુદા અને મીનોઇ જહાન વિષે એવાં સત્યો સમજાવે છે કે મનુષ્ય તેઓના જ્ઞાન વડે બહાદુર, જોરાવર, વધુ પવિત્ર અને શ્રેષ્ઠ બને છે. આપણી માનુષી જીંદગી ઉપર મીનોઇ જહાન ચાલુ નીતિમાન અસર કરે છે.

---

૧. ઉપહુંજ ૩૩૯.
૨. દ. પે. દીન. પુ. ૫. પા. ૩૦૧.
૩. મીનોઇ ખેરદ પ્ર. ૪૦, ફ. ૨૯ અને ૩૦.
૪. યજ. હા. ૫૮. ફ. ૭.
૫. અઓગેમદહે પૂ. પ. પુ. ૪. પા. ૩૭૩.

જે કોઇ શખસ ખાત્રીથી માને કે મીનોઇ જહાન નીતિ ઉપર રચાયલી સૃષ્ટિ છે તો તે આ ખ્યાલથી બળ અને સમજ મેળવ્યા વગર રહે નહીં.

જરથોસ્તી ધર્મ સાહિત્યોમાં આપણને અમર્ગી વિષે માત્ર કાંઇ ઢચુપચુ આગમચેતી જેવું માલુમ પડતું નથી, યા ભવિષ્યની કોઇએક જીંદગી હોય એ બનવા જોગ છે એવું એ શિક્ષણ જડતું નથી. પણ અમર્ગ મીનોઇ જીંદગી વિષે દ્રઢ, નિશ્ચય પૂર્વક અને શંકા રહિત ખાત્રી આપણને આપવામાં આવે છે. પણ આપણને કબુલ કરવું જોઇએ કે જેઓ જરથોશ્તી ધર્મ શિક્ષણોની સત્યતા વિષે ખાત્રી પામી ચુકયા હશે તેઓનેજ આ પ્રમાણેની ખાત્રી મળી શકશે. પણ તે ઉપરાંત અમર જીંદગીની અચૂક ગવાહી બીજી આપી શકાય એમ નથી.

સર્વેથી પહેલે અશો જરથોસ્તે અમર્ગ જીંદગીનો ખ્યાલ લોકોને જાહેર કર્યો અને તે ખ્યાલને તે સાહેબનાં શાર્ગીદોએ ખીલવ્યો એ વાતનો કોઇ ઇનકાર કરે એમ નથી. આ પહેલા મૂળ વિચાર ઉપરથી અમર્ગીની ખાત્રી કરાવતાં શિક્ષણની અસર મનુષ્ય જાતમાં, નિરંતર ઝડપથી અને નહીં અટકાવી શકાય એવી રીતે પજરવા માંડી. જ્યાં સુધી આ સૃષ્ટિની હયાતી છે ત્યાં સુધી મરણ પછીની અમર જીંદગી વિષેની માન્યતા મનુષ્યજાતને વળગી રહેશે. મીનોઇ જીંદગી, રસ્તાખીઝ, ફ્રશોકેરેતી વિગેરેના સિધ્ધાંતો લોકોને જાહેર કરનાર અશો જરથોસ્ત પહેલા હતા. જરથોસ્ત સાહેબના જમાના આગળના વખતના ધર્મો અને મનુષ્યોને એ વિષેનો માત્ર ઝાંખો ખ્યાલ હતો. પણ જ્યાં સુધી આપણો મહાન ઇરાની પયગામબર જન્મ પામ્યો નહીં, અને લોકોને પોતાની દ્રઢ અને અચૂક માન્યતાઓ સંપૂર્ણ આકારમાં જાહેર કીધી નહીં ત્યાં સુધી મીનોઇ જીંદગી વિષેનાં શિક્ષણો અપ્રદર્શીતજ રહ્યાં હતાં.

જરથોશ્ત સાહેબના શાર્ગીર્દોનાં શિક્ષણો ઉપરથી આ ધર્મજ્ઞાન અસલના હિબ્રુ લોકોએ પ્રાપ્ત કરી પોતાનાં ધર્મ પુસ્તક "જુના કરાર" (Old Testament)માં આમેજ કીધું. ત્યારપછી આ શિક્ષણ ખ્રિસ્તીઓની ધર્મપોઠી "નવા કરાર" (New Testament) માં દાખલ થવા પામ્યું છતાં ખ્રિસ્તી લોકો એ શિક્ષણનાં ખરાં મૂળની અજ્ઞાનતાને લીધે, ભવિષ્યની જીંદગી અને રસ્તાખીઝનાં શિક્ષણો માટે ધન્યવાદ હિબ્રુઓને આપે છે.

"જુના કરાર" યાને ઓલ્ડ તેસ્તેમેન્ટ ભવિષ્યની જીંદગીની બાબદ ઉપર સંપૂર્ણ ખામોશી અખત્યાર કરે છે. અનેક સ્તોત્રમાં માલુમ પડતા નિરાશીનાં પોકારો આ દેખાડી આપે છે; "ઓ ખુદા! મરણ પછી તુને યાદ કેમ કરી શકાશે; "શીઓલ"માં કોણ તારો આભાર માનશે!"[૧] હિબ્રુ ધર્મમાં જણાવેલા 'શીઓલ'નું શિક્ષણ આપણે દીલાસા રૂપ થઇ પડતું નથી યાતો તેમાં આત્મિક તત્વ નજરે પડતું નથી. 'શીઓલ' વિષેનું હિબ્રુ ધર્મ શિક્ષણ, ફકત શીઓલ એ ગુજરેલાંઓનું રહેઠાણ છે કે જ્યાં, દેખઇતી રીતે આત્માની વ્યકિતતા (personality) જેવું કાંઇ હોતું નથી, એ ઉપરાંત બીજુ આપણાં મનને કાંઇપણ સુચવતું નથી. હિબ્રુ ધર્મ પ્રમાણે બીનોઇ સુખ યા દુ:ખ જેવું કાંઇ નથી. માત્ર આત્મા એક અણદીઠ દુન્યામાં કંટાળો ઉપજે એવી હસ્તિ ભોગવે છે. શીઓલમાં પાપી આત્માઓ ઉપર સીતમ ગુજરે છે એવા ખ્યાલ જે આપણાં જોવામાં આવે છે તે પાછલા વખતનો ઉમેરો છે. પણ સર્વેથી બીહામણો ખ્યાલ જે શીઓલ સંબંધમાં આપણને આપવામાં આવે છે તે એ કે શીઓલમાં હસ્તિ દરમ્યાન ખુદા તેમજ આ જહાન સાથનો આત્માનો સર્વે સંબંધ તુટી જાય છે. શીઓલમાં ખુદાની દોસ્તી આત્માઓથી રાખી શકાતી નથી અને તેની સ્તુતિ ગવાઇ શકાતી નથી.

---

૧. સ્તોત્ર ૪. ફ. ૪.

હિબ્રુઓની શીઓલ અને પ્રાચીન ગ્રીક સાહિત્યોમાં જણાવેલાં 'હેદીઝ' (Hades) વચ્ચે ઘણું જાણવાજોગ મળતાપણું છે. જેમ શીઓલનાં બાબમાં તેમજ હેદીઝમાં દરેક મરણ પામેલો શખસ, કાંઇ-પણ તફાવત વગર જશે. આગેમેમનોન અને એકીલીસ પણ પોતાનાં કમીનામાં કમીનાં ગુલામો સાથે હેદીઝમાં કંટાળો ઉપજાવનારી હસ્તિ ગુજારતા સદા રહેશે. જેમ પ્રાચીન ગ્રીક પ્રજાનો તેમજ અસલ હિબ્રુ પ્રજાનો ભવિષ્યની જીંદગી સંબંધી સિદ્ધાંત અપૂર્ણ, વિપરીત અને નિરાશી ઉપજાવનારો છે.

વારંવાર વિદ્વાનો એવું જણાવે છે યાહુદી પ્રજા વેર વીખેર થઇ દેશનિકાલ પામી તે પહેલાં તેઓનાં ધર્મમાં ભવિષ્યની જીંદગી વિષેનો ખ્યાલ તેનાં ચોક્કસ અને ખરાં રૂપમાં દાખલ થવા પામ્યો ન હુતો. ભવિષ્યની જીંદગી વિષેનાં સ્પષ્ટ શિક્ષણો હિબ્રુ ગ્રંથકારોનાં લખાણોમાં યાહુદી પ્રજાનાં દેશનિકાલ અને બેબીલોનમાં તેઓની ગીરફતારી પછીનાં વખતમાં મળે છે. આ શિક્ષણની, અસલ હિબ્રુ તવારીખમાં ગેરહાજરી નીચે જણાવેલા, તેઓનાં પવિત્ર પુસ્તક-માંથી મળતા ફકરા ઉપરથી સાબેત થાય છે. "સાંભળો! અશોઇનો બદલો, પાપીઓની ગમે તેટલી કોશેશો છતાં આજ દુન્યામાં મળશે."[1] આ લખાણ દેખાડે છે કે હિબ્રુ ધર્મ શિક્ષણ પ્રમાણે આજ દુન્યામાં કરણીનો બદલો મળી જવો જોઇએ. ભવિષ્યની જીંદગી માટે હિબ્રુ ધર્મ જે આશા આપે છે તે કેટલી થોડી છે તે આ ઉપરથી જણાશે. આ ખુલાસા ઉપરથી માલુમ પડે છે કે હિબ્રુ સ્તોત્રકારો આ જીંદગીની દ્રષ્ટિ મર્યાદા ઉપરાંત કાંઇ પણ જોઇ શકતા હુતા નહીં.

આગલા હિબ્રુ લખાણોમાં ભવિષ્યની જીંદગીને તદન વિસારી

---

૧. કહેવતો (Proverbs) ૧૧, ૩૧.

મેળવામાં આવી હતી. માત્ર પાછળના વખતમાં હિબ્રુ ગ્રંથકારો, ખુદા સાથનાં નીકટ સંબંધનાં ખ્યાલ ઉપર રચાયલી આત્મિક અમર્ગીની આશા આપવા લાગ્યા હતા. અમર્ગ જીંદગીનું સૌથી સત્તાવાર શિક્ષણ સર્વે અભ્યાસીઓનાં મત મુજબ ૧૯માં સ્તોત્રમાં સમાયલું છે કે જ્યાં કહેવામાં આવ્યું છે કે જેઓ ખુદા સાથ સંગત ધરાવે છે તેઓ કદીપણ મરણ પામતા નથી. ૧૭માં સ્તોત્રમાં સ્તોત્રકાર જણાવે છે: "અશોઇથી તારો (ખુદાનો) ચહેરો હું જોઇ શકીશ અને જ્યારે હું તુંજ સમાન મને પોતાને થયલો જોઇશ ત્યારે સંતોષ પામીશ." ૪૯માં અને ૭૩માં સ્તોત્રોમાં તેઓનો ગ્રંથકાર લખે છે કે, "ખુદા મારા આત્માને મરણની સત્તામાંથી બચાવશે અને તેને પોતાના કબજામાં લેશે." "તું તારી સલાહથી મને માર્ગ દેખાડજે અને પછી મને કીર્તિએ પહોંચાડજે." સર્વેથી વધુ અર્થસુચક લખાણ જોબ, ૧૯, ૨૫-૨૭માં જણાય છે કે જ્યાં આપણે વાંચ્યે છીએ કે, "હું જાણું છું કે મને મુક્તિ બક્ષનાર ઇશ્વર હસ્તિ ભોગવે છે અને જ્યારે આ દુન્યામાં આ મારી ખોળ (ચામડી)નો નાશ થશે ત્યારે હું તેને મારાં શરીર વિના પણ જોવાને શક્તિવાન થઇશ."

ઉપલાં લખાણો પરથી આપણે જોઇ શકયે છીએ કે હિબ્રુ ગ્રંથકારોનું ભવિષ્યની જીંદગીનું શિક્ષણ, એક ચાલુ જીંદગીની માગણીનાં આકારમાં રજુ થતું હતું. પણ મોત જેવી ચીજ નથી અને ભવિષ્યની જીંદગી છે, એવાં શિક્ષણો તો માત્ર તેઓના જરથોસ્તી ધર્મ સાથ સંસર્ગ થયા પછીજ હિબ્રુ સાહિત્યો અને ઇતિહાસમાં નજરે પડે છે. તેઓના જરથોસ્તી ધર્મ જ્ઞાન પ્રાપ્ત કર્યા પછીથીજ ઇસરાયલનો તેમજ સર્વે ઇસરાયલ પ્રજાનાં શારીરીક રસ્તાખીઝનો સિધ્ધાંત 'જુના કરાર' (old Testament) માં બરપા થવા પામ્યો. માટે 'નવા કરાર' અને ખ્રિસ્તી ધર્મ જે 'જુના કરાર' પરથી ઉપજાવી

કહાડવામાં આવ્યો છે તે આડકત્રી રીતે, જરથોશ્તી ધર્મમાં જણા-
વેલાં રસ્તાખીઝનાં શિક્ષણને આભારી છે.[1]

જરથોસ્ત સાહેબ અને તેઓના અતલગના ચેલાઓ, આત્મા તેના જાતિ સ્વભાવથીજ અમર છે, એમ જાણતા હતા. આવાં શિક્ષણ આપવામાજ તેઓ ઉત્સાહ પકડતા હતા. મનુષ્યની અમર્ગ જીંદગીનાં શિક્ષણ ઉપર તેઓ ખાસ વજન મુકતા હતા. જ્યારે આપણે યાદ કર્યે છીએ કે જરથોસ્ત પયગામબર અને તેમના ચેલાઓના મનથી અમર્ગીનો સિદ્ધાંત માત્ર ધાર્મીક અનુભવ ઉપરથી ઉપજાવી કહાડેલા તર્ક સમાન નહીં પણ અહુરમઝદના વિશ્વાસને લીધે તેઓની એક દ્રઢ માન્યતા હતી ત્યારે આપણે તેઓને વખાણ્યા વગર રહી શકતા નથી.

આથી ઉલટા દાખલાઓ, ઇતિહાસમાં આપણને અનેક જડે છે. એથન્સનો ફિલસુફ, સોક્રેટીસ અમર્ગી વિષે પોતાના શાગીર્દો સાથ વાદવિવાદ કરતો હતો; છતાંએ, જો કે તે ભવિષ્નની જીંદગીમાં કાંઇક માન્યતા ધરાવતો હતો, તોપણ અમર્ગીની બાબદ તેઓને મનથી માત્ર તર્ક કરવા લાયક બાબદ હતી. પણ અશો જરથોસ્ત અને તેવણના ચેલાઓને મનથી અમર્ગ જીંદગી કાંઇ અચોક્કસ બાબદ હતી નહીં માટે તેમના વચ્ચે શંકાશીળ તકરાર એ ઉપર થતી ન હતી. તેઓ તો ખાત્રીથી માન્યતા ધરાવતા હોવાને લીધે આ બાબદની સત્યતા શું મિત્રો કે શું દુશ્મન, સર્વેને એકસરખી રીતે શીખવવા તત્પર હતા. તેઓ સત્તાવાર રીતે, અને તેઓનો દૃઢ નિશ્ચય અને જવાબદારી દેખાડનાર તોરમાં આ શિક્ષણ લોકોને આપતા હતા. અમર્ગ જીંદગી વિષે મહાન સત્ય જાહેર કરવા અહુર-

---

[1] ટી. કે ચેન, એમ. એ., ડી. ડી., પૂર્વનાં પવિત્ર પુસ્તકોના અભ્યાસીની "હિન્દુ ધર્મભજનની ઉત્પતિ અને તેનો ભાવાર્થ" નામની ચોપડી જુઓ. પા. ૨૬૭, ૨૭૦, ૨૮૧, ૨૮૨, ૩૯૦, ૪૦૧ અને ૪૨૨.

મઝદ તરફથી નિર્માણ થયલા એક ધર્મોપદેશક તરીકે જરથોશ્ત સાહેબ પોતાને જાહેર કરતા હતા. પણ સોક્રેટીસે તો મરતી વખતે શંકા ઉપજાવનાર શબ્દો તેના મિત્રોને કહ્યા હતાઃ "હું ઇચ્છું છું કે એ (આપણી મીનોઇ જહાન તરફની મુસાફરી માટે) આપણી પાસ એક વધુ ભરોસેદાર અને ઓછી જોખમભરી હોડી (યાને ખુદાઇ વચનપર પૂરતો વિશ્વાસ) હતે."

જો કે અમર્ગ જીંદગીની આશા આપણને અશો જરથોશ્ત અને તેવણના અતલગના ચેલાઓ તરફથી આપવામાં આવી છે તોપણ એ બાબદ ઉપર તેઓ ઘણું બોલતા જણાતા નથી. મીનોઇ જહાનમાં આપણી અવસ્થા, યાતો શારીરીક રસ્તાખીઝની પ્રકૃતિ વિષે, યાતો વ્યક્તિતાની અમર્ગી વિષે, યાતો મરણ પામેલા સાથ પાછો મેલાપ યા ઓળખાણ વિષે અથવા તેઓનાં રહેઠાણ વિશે અશો જરથોશ્ત અને તેમનાં ચેલાઓ ઘણું થોડું કહે છે.

બીજા અનેક મૂળ ધર્મ સિધ્ધાંતો અને શિક્ષણો મુજબ, જરથોશ્તી ધર્મની અમર્ગીમાં યાને આત્માની અનંત હસ્તિમાં માન્યતા, અચૂક અને સ્પષ્ટ રીતે ગાથાઓમાં જાહેર કરવામાં આવી છે. અવસ્તાનાં પાછળના લખાણોમાં પણ આ શિક્ષણ પૂરતા ખુલાસાથી શીખવવામાં આવ્યું છે અને પહેલવી અને પાઝંદ સરેહમાં તે સિધ્ધાંત ઓરબી ખુલાસાવાર જણાવામાં આવ્યો છે. અસલના અશો જરથોશ્તીઓ કેવી મક્કમ અને અંતઃકરણપુર્વક માન્યતા અમર્ગીમાં ધરાવતા હતા તે નીચલા શબ્દો અને લખાણો ઉપરથી આપણને જણાયા વગર રહેનાર નથી, "અહુરમઝદે સારાં કામોનો જે બદલો મુકરર કર્યો છે તે મેળવવાની આશામાં હું મારૂં મન અને આત્મા બહેશ્તને સપુર્દ કરૂં છું."[1] "ઓ અહુરમઝદ! તે ખુશાલ મુકામમાં

[1] યજ. હા ૨૮. ફ. ૪ અને ૫.

સઘળા અશો નરો ભેગા મળશે..."[1] "ઓ અહુરમઝદ! આ સવાલ હું તુંને કરૂં છું કે, જીંદગીનાં છેવટમાં અશો નરો માટે અને પાપીઓ માટે તેઓનાં કામનાં શું બદલા મુકરર કરવામાં આવ્યા છે..."[2] "ઓ અહુર! હું તુંને સવાલ કરૂં છું તું તેનો મને રાસ્ત જવાબ આપજે, 'જે શખસ પોતાની બક્ષેશો લાયક માણસોને આપતો નથી તેને આ (ગેતી) જહાનમાં શું સજા થાય છે; તેને મીનોઇમાં શું શિક્ષા થશે તે તો હું જાણું છું'."[3] "ઓ દેવો! તમે મનુષ્યને છેતરી તેનું સુખ લુંટી લેવો છો અને તેની અમર્ગીને ધોકો પુગાડો છો."[4] "...જે શખસ અશો છે તેને માટે અહુરમઝદે પોતાનાં રાજ્યમાં સુખ અને અમર્ગી મુકરર કરી રાખ્યાં છે..."[5] "અગરજો એક શખસ નસો-બાળતા આતશને દાઇત્યો ગાતુ આગળ લઇ જાય તો તેનાં મરણ પછી તેને શું શિક્ષા થશે?"[6] અહુરમઝદે જવાબ દીધો કે: "તેઓને (અશો શખસોને) તું બહેશ્તનાં સુખનું વચન અને આશા આપજે."[7]

જો મરણ પછી બીજા પ્રકારની જીંદગી ગુજારવાનું યા બીજાં સ્થળે જવાનું મનુષ્યજાત માટે નિર્માણ નહીંજ થયું હોય તો બીજી દુન્યામાં મળતા બદલા વિષે બોલવું અનર્થ છે. ઝંદ અવસ્તાનાં ગ્રંથકારો ગુજરેલાંઓને બહેસ્ત યા દોજખ મળે છે એમ જે ઇશારો કરતા આવ્યા છે તેનો અર્થ એજ કે મરણ આપણી જીંદગીનો છેડો નથી. ગ્રંથકારો પાક અને પાપી રવાનોનાં રહેઠાણને ચોક્કસ નામો, જેવાંકે ગરોનમાન યા બહેશ્ત અને અંધહુઅચીશ્ત યાને દોજખ, આપતા હતા એ નોંધ કરવા જોગ બીના છે. આ શબ્દો વારંવાર ઝંદ અવસ્તામાં આવે છે

૧. યજ. હા. ૩૦. ફ. ૧૦.
૨. યજ. હા. ૩૧. ફ. ૧૪
૩. યજ. હા. ૩૨ ફ. ૫.
૪. યજ. હા. ૪૪. ફ. ૧૯.
૫. યજ. હા. ૪૫ ફ ૧૦.
૬. વંદી. પરગ. ૮. ફ. ૮૧.
૭. વંદી પરગ. ૯ ફ ૪૪.

અને તેનો અર્થ કબર યા ઘોર નથી થતો પણ અશો યા પાપી રવાનોનું રહેઠાણ કરીને થાય છે. વળી આપણને ખુલ્લું કહેવામાં આવે છે કે ગેતી દુન્યામાંથી વાસો ઉઠાવી જનાર હરેક જણ અમર જીંદગી પામે છે. કીધેલા ગુનાહ માટે પશ્ચાતાપ કરી, જો પાપીઓ જીંદગી સુધારતા નથી તો જાથુકની સજા પામે છે. જ્યારે અશો રવાનો ગરોનમાનમાં સદા સુખ ભોગવે છે. "જે માણસ પોતાના પાપી વિચાર, વચન અને કામો માટે પશેમાન બની ફરી બીજા ગુનાહ નથી કરતો તેને પશ્ચાતાપની મદદ વડે સદાકાળની મુક્તિ મળે છે."[1] "જો એક શખસ જાણીબુજીને અકુદરતી વહેવાર કરી ગુનાહ કરે તે કોઇપણ ચીજથી તેના ગુનાહની તોજેશ થઇ શકશે નહીં, કાંઇપણ તે પાપી શખસને પવિત્ર કરી શકશે નહીં યા તે ગુનાહ માટે માફી મેળવી શકશે નહીં કેમકે એક વખતના થયલા આ ગુનાહ માટે સદાકાળ તે મુક્તિ મેળવવા લાઇલાજ છે."[2]

જો કે આવાં લખાણોના અસંખ્ય દાખલાઓ આપણે ટાંકી બતાવી શકયે છીએ તોપણ ઉપલાં, આપણાં ધર્મપુસ્તકોના પવિત્ર ગ્રંથકારો ભવિષ્યની જીંદગીનો સિધ્ધાંત જે અચૂક રીતે શીખવી ગયા છે તેની ગવાહી આપવાને પુરતા છે. ધર્મસાહિત્યોના ખુલાસા લખનારાઓએ પણ આ ફકરાઓનો સાધારણ અને સમજશક્તિ ને બંધબેસ્તો અર્થ ઉઠાવ્યો છે અને તે ફકરાઓ બહેસ્તનાં અનંત સુખ અને દોજખનાં નિત્ય અસહ્ય દુઃખનો ખ્યાલ આપણી નજર સામે સદા ધરતા રહ્યા છે.

ઉપલા ફકરાઓ કે જે જરથોસ્તી અંતઃકરણોમાં અમર્ગ જીંદગીની આશા સદા કાળ સ્થાપિત કરતા આવ્યા છે તેમાં કાંઇપણ કાલ્પનિક યા માત્ર દેખાવને અર્થે કરવામાં આવેલાં શિક્ષણ જેવું

---

૧. વંદી. પરગ. ૩. ફ. ૨૧. ૨. વંદી પરગ. ૮, ફ. ૨૭.

કશું નજરે પડતું નથી. મનુષ્યને સંગીન દીલાસો આપવા અને તેની જીંદગીને ટકાવી રાખવાની ખરી તાકાત તેઓ ધરાવે છે. અશો જરથોશ્ત અને તેમના ચેલાઓ માત્ર લોકોને તેઓનાં શિક્ષણો સાંભળવા ઢચુપચુ રીતે કહેતા હતા નહીં; પણ આ દુન્યા અને પેલી દુન્યા વચ્ચેના મહાન છેટાંની આરપાર જોઇ શકનાર ઉપદેશકો તરીકે તેઓ, પોતાની દ્રઢ માન્યતાને લીધે, લોકોને સત્તાવાર રીતે સમજાવી શકતા હતા અને અમર્ગ જીંદગી મેળવવાને મદદ કરી શકતા હતા. તેઓ માત્ર અમર્ગીમાં માનતા હતા એટલુંજ નહીં પણ તેને તાબેદારી ( સ્રઓશ ), દએન અને અષના મૂળ પાયા સમાન લેખવાને તેઓ સમજાવતા હતા.

આપણો જરથોશ્તી ધર્મ માત્ર અશોઇનું શિક્ષણ આપનાર નથી પણ અશોઇ રોજની વ્યવહારૂ જીંદગીમાં જાળવવાને ફરમાવે છે. આ તો દેખીતું છે કે દરેક કાર્યમાં એક માણસને દ્રઢ અને ઉમંગી બનાવવા કાંઇપણ પ્રકારના હેતુની જરૂર છે. સારાં કામો કરવા માટે એક ઉમદા નેમ ઘણી જરૂરની છે. ભવિષ્યની જીંદગી, અમર્ગી અને રસ્તાખીઝની આશા યા નેમ આપણને પૂરી પાડે છે. પવિત્રાઇ, અશો જીંદગી અને સારાં કામો કરવા માટે ઉત્તેજન આપનારી નેમ આ છે.

જે ભવિષ્યની જીંદગી ઉપર જરથોશ્તી ધર્મે અજવાળું નાખ્યું છે તે એવી એક અવસ્થા છે કે જ્યાં લાયકને લાયક બદલો મળે છે. સવાબનાં કામો કરનારાં કીર્તિ અને શાંતિ પામશે અને બુરાં શખસો શિક્ષા પામશે અને શરમીંદગીમાં ગરકાવ થઇ જશે. અમર્ગીમાં માનવું એ સદગુણના ચાલુ અને અનંત ખીળવણીમાં માનવા બરાબર છે. આ માન્યતા રાખવાથી આપણે સદગુણને આપણા લાભની વસ્તુ તરીકે ઓળખી શકયે છીએ.

ઉપર જણાવેલાં લખાણોમાં, જે બાબદ જરથોશ્તી ધર્મ ફીલસુફી, અમર્ગીના સિદ્ધાંત સંબંધમાં અગત્યની ગણે છે તે સ્પષ્ટ જણાઇ આવે છે. આ અગત્યની બાબદ મનુષ્યની મિનોઇ વ્યક્તિતા (Personality)ને લગતી છે. જરથોશ્તી ફિલસુફો શીખવી ગયા છે કે આત્મિક યા મીનોઇ વ્યકિતતા એજ સંગીન હસ્તિ છે. તેઓ આપણુને સમજાવે છે કે શારીરીક બંધારણ કાંઇ મનુષ્ય નથી પણ દેહ શુદ્ધિ અને વ્યકિતતા માત્ર અગત્યનાં છે. આ શિક્ષણની નજરે જોતાં મરણ માત્ર શારીરીક વ્યવસ્થામાં નજીવા અકસ્માત સમાન છે.

જરથોશ્તી ધર્મ પ્રમાણે ભવિષ્યની ઓલાદોની વખાણ મેળવી આ દુન્યાની તકલીદી અમર્ગી મેળવવા માણસે મઠવું નહીં જોઇએ, પણ પોતાના આત્માની અમર્ગી માટે કોશેશ કરતા રહેવું. મનુષ્ય પોતે પણ મનુષ્યજાતનાં વખાણ અને પળભારના માન મેળવી સંતોષ પામતો નથી પણ પોતાની આત્મિક વ્યકિતતાની અમર્ગી મેળવવાની આશા અને ઉમંગ રાખે છે. તેની કુદરતી સ્વભાવિક અને નહીં બદલી શકાય એવી ઇચ્છા, ગરોનમાનમાં યાને સંગીતનાં ભૂવનમાં અમર જીંદગી ગુજારવાની છે.

અત્રે યાદ રાખવાની ખાસ જરૂર છે કે ભવિષ્યની જીંદગી વિષેની માન્યતા આપણુને માત્ર અસલનાં અશો જરથોસ્તી નરોના શબ્દો ઉપરથી મળતી નથી, પણ જે મરણ પામેલાંઓનાં લાભ અર્થે આસ્થા અને માન સહીત ક્રીયા કામો આપણ વંશપરંપરા કરતા આવ્યા છીએ તે ઉપરથી પણ સ્થાપિત થાય છે. આ માન્યતા આપણા મહજબે એટલી ઉંડાણમાં આપણાં મગજ ઉપર બેસાડી છે કે જ્યાં લગી આ દુન્યામાં જરથોશ્તી તોળો જીવશે ત્યાં લગી એ માન્યતા હૈયાત રહેવા પામશે. જ્યારે આપણે ઝંદ અવસ્તાનો બની શકે એટલો ઉંડાણમાં અભ્યાસ કર્યે છીએ ત્યારે તેમાં કેટલેક ઠેકાણે અખત્યાર

કરેલી ચૂપકીદી ઉપરથી પણ આપણે ભવિષ્યની જીંદગીનું શિક્ષણ પામી જઇ શકયે છીએ.

જે બેપરવાઇ અને બેદરકારીમાં આજનાં જરથોસ્તી માબાપો પોતાનું જીવન ગાળે છે અને કંગાળ રીતે તેઓનાં બાળકોને ઉછેરે છે તે જોતાં આપણે એમ કહી નહીં શકયે કે તેઓની કેળવણી તેઓમાં ભવિષ્યની અમર જીંદગી માટે પ્રેમ અને ઉત્સાહ ઉત્પન્ન કરનારી છે. છતાંએ, ઓચીંતી પડતી આવી જવાથી, યાતો ગરીબાઇ, દુઃખ યા ભારે ગમગીની એકાએક આવી પડવાથી કેટલીક વાર એઓમાં ભવિષ્યની જીંદગી માટે ઇચ્છા અને પ્રેમ બરપા થવા પામે છે. આ ચોપડીનાં ગ્રંથકારની જાણમાં અને જાતિ અનુભવમાં એવા અનેક દાખલાઓ આવી ગયા છે.

ભવિષ્યની જીંદગી માટે સ્ત્રી પુરૂષોમાં ઉત્સાહ અને કાળજી ઉત્પન્ન કરવાનું સર્વેથી ઉત્તમ સાધન, તેઓની આસપાસ ધાર્મીક વાતાવરણ સ્થાપિત કરવાનું અને અણદીઠ મીનોઇ શક્તિઓમાં તેઓની આસ્થા મુસ્તકીમ બનાવવાનું છે. અમર્ગ જીંદગીની માન્યતાને લીધેજ ધર્મ આસ્થા, દુઃખ અને મોત ઉપર જીત મેળવી શકે છે.

ખ્રિસ્તી ધર્મ સમજાવે છે કે અમર્ગ જીંદગીનો સિધ્ધાંત તર્કશાસ્ત્રની નજરે જોતાં દેખીત સાબેતીઓ સહીત પુરવાર થઇ ચુકયો છે. ઘણાઓ એવો દાવો કરે છે કે અમર્ગીનો સિધ્ધાંત ઇસૂ ખ્રિસ્તનાં જીવન ચરિત્ર, મરણ અને પુનરૂજજીવન (Resurrection) ઉપરથી સાબેત થાય છે. સેન્ટ પૉલની અમર્ગી વિષેની માન્યતા ઇસૂ ખ્રિસ્તના પુનરૂજજીવન ઉપર બંધાયલી હતી. તે નીચે મુજબ પોતાની માન્યતાનાં કારણો દર્શાવતો હતો. "જો ઇસૂ ખ્રિસ્ત પોતે કહે છે કે તે મરણ પામેલાંઓમાંથી પાછો ફર્યો છે તો શા માટે તમે એમ માની લેવો છો કે મરણ પામેલાં પુનરૂજજીવન નહીં પામશે? પણ જો

પુનરૂજ્જીવન જેવું કાંઇજ નથી તો ઇસૂ ખ્રિસ્ત ફરી સજીવન થયલો કહેવાય નહીં; અને જો તમે એમ કહો કે ઇસૂ ખ્રિસ્ત ફરી જીવતો થયો નથી તો અમારી વાએજો અને તમારો ધર્મભાવ બન્ને ખોટાં છે."[1] આવી તકરાર મહાન સેન્ટ પૅાલમાં અમર્ગ જીંદગી વિષેનો વિશ્વાસ પેદા કરવા પુરતી હતી. પહેલે તો ઇસૂ ખ્રિસ્ત મરણ પામેલાંઓમાંથી સજીવન થયો હતો એ વાતને કોઇપણ સત્તાવાર ટેકો મળતો નથી. જેઓએ આ અદભૂત બનાવ જોયો હતો અને જેઓએ એ બાબે ગવાહી આપી હતી, તેઓએ નિષ્પક્ષ-પાત કસોટીને માટે જોઇએ એવી શાંત અવસ્થામાં એ બનાવ જોયો હતો નહીં અને તેઓનું એ બાબેનું વર્ણન ભરોસાને પાત્ર હતું નહીં.

તે ઉપરાંત બીજી એક તકરાર આ બાબદમાં ધ્યાન પુગાડવા જોગ છે. ખ્રિસ્તીઓનું કહેવું એમ છે કે ઇસૂ ખ્રિસ્ત ખુદા હતો અને તેની સાથ સમરૂપ હસ્તી ધરાવતો હતો. જો તે ખરૂં હોય, અને જો ઇસૂ ખ્રિસ્તે કુરૂસ પર મરણ પામી, અને દટાયા પછી પોતાનું શરીર પાછું ધારણ કરવાની શકિત બતાવી હોય, તો તેથી એમ નથી ઠરતું કે સાધારણ માણસ પણ પોતાનાં મરણ પછી પોતાનું શરીર પાછું મેળવવાની શકિત ધરાવી શકશે. જો ઇસૂ ખ્રિસ્ત ખુદા સમાન હોવાને લીધે મરણ પછી સજીવન થયો તો તેથી એમ પૂરવાર નથી ઠરતું કે દરેક માણુસ તે પ્રમાણે અમર્ગ થઇ શકશે.

અગર જો ઇસૂ ખ્રિસ્ત માત્ર ઇનસાન હતો અને મનુષ્યોના જેવીજ શક્તિ તે ધરાવતો હતો તો તે ઉપરથી એમ નથી ઠરતું કે જો ખુદાએ તેના સંબંધમાં કુદરતી કાયદાના અમલમાં અટકાવ નાંખી તેને સજીવન કીધો, તો દરેક મનુષ્યના બાબમાં પણ ખુદા

---

૧. કોરીન્થીયન્સ ૧૫, ફ. ૧૨-૧૪.

એ ચમત્કાર કરી બતાવશે. તેમજ જો હોય તો આપણાં મરણને લગતો કુદરતી કાયદો રદ કરી નવો સ્થાપવાનું ખોદાને ઘણું સહેલ થઇ પડે, કેમકે દરેક માણસને તેનાં મરણ પછી સજીવન કરવાની અગત્યતા રહે નહીં. આ ઉપરથી જણાશે કે ઘણીક વાર બાઇબલમાં અનર્થ, અયોગ્ય અને વિચિત્ર દલીલો રજુ કરવામાં આવી છે.

બીજા હાથ ઉપર ઝંદ અવસ્તા આવા વિચિત્ર સિધ્ધાંતો શીખવતી નથી. મેં ઉપર જણાવ્યું તેમ અસલના મહાન જરથોસ્તી નરો મનુષ્યના આત્માની અમર્ગી બાબે ચર્ચા કરવાનું દરૂરત ધારતાજ ન હતા તેમજ ભવિષ્યની જીંદગી અને રસ્તાખીજ વિષે સમજાવવાનું કેટલીક વાર મોકુફ રાખતા હતા. કેમકે અમર્ગી જેવી બાબદની ખાત્રી તર્કશાસ્ત્રની રૂએ દલીલો રજુ કરવાથી થતી નથી પણ પવિત્રાદનાં વાતાવરણમાં અશો જીંદગી ગુજારવાથીજ મળી શકે છે. જરથોસ્ત સાહેબ અને તેમના ચેલાઓ સમજતા હતા કે અમર્ગીનો સિધ્ધાંત ફિલસુફોની તકરારોની અને શાસ્ત્ર જાણકારોની શોધખોળની કાયનાત ઉપરાંત હતો. માટે તેઓએ આ સિધ્ધાંતને નિર્વિવાદ અને નિસંદેહ મૂળ સત્ય તરીકે જાહેર કર્યો હતો.

અમર્ગીનો દેખીત પૂરાવો યા સાબેતી આપવી અશકય છે. ઘણા અનુભવી અને જ્ઞાની પુરૂષોને આયંદે કબુલ કરવું પડયું છે કે શાસ્ત્રોની રીતોથી અમર્ગીનો પૂરાવો કદી આપી શકાય એમ નથી. એલજર કબુલ કરે છે કે, "અમર્ગીનું ભવ્ય શિક્ષણ જો કે આપણને તેની સમજ મેળવવા આકર્ષે છે તોએ તે નહીં સમજાય એવું છે. તર્ક શાસ્ત્રના હથીયારથી યા કાબેલ દેમાગની યુકિતઓથી આ બીકત સવાલનો ફડચો કરી શકાય એમ નથી. આ સવાલનો ભેદ અશારીરીક રાજ્યમાં સમાયલો છે કે જેને મરણ અગાઉ આપણી ઇંદ્રિયો હાથ લગાડી શકતી નથી." તેજ પ્રમાણે મહાન અમેરીકન ફિલસુફ

ઇમરસન, ભવિષ્યની જીંદગીમાં પોતાના વિશ્વાસ માટે, વિજ્ઞાન યા તર્ક શાસ્રવાર કારણો આપી શકતો ન હતો. તે માત્ર એટલુંજ જણાવે છે કે, "આ દુન્યા પછી મનુષ્ય બીજી જીંદગીમાં પ્રવેશ કરશેજ...." 'વ્યક્તિગત અમર્ગી' (Individual Immortality) નામનાં પુસ્તકનો ગ્રંથકાર ઇ. ઍમ. કાઇલાર્ડ લખે છે કે, "ભવિષ્યની જીંદગીનો સવાલ ખુલ્લી રીતે શાસ્રોનાં નિયમ પ્રમાણેની સાબેતીની કાયનાત ઉપરાંત છે. આપણે કોઇપણ દીવસે આત્માની અમર્ગી શાસ્ર વાર દેખીત સાબેતીઓ સહીત સ્થાપિત કરી શકીશું નહીં કેમકે તેમ કરવાને આપણી પાસે જોઇતાં સાંધનો નથી. શાસ્ર કરતાં આ બાબદ સદા ધાર્મીક વિષય તરીકેજ ઓળખાશે."

મહાન ખગોળવેત્તા સર આઇઝેક ન્યુટન પોતાની મરણ પથારીએ બોલ્યો હતો કે, "હું નથી જાણતો કે દુન્યાની નજરમાં હું કેવો લાગતો હોઇશ, પણ મારી પોતાની નજરમાં તો હું એક નાના છોકરા મિસાલ દરીયે કીનારે રમત કરતો માલુમ પડું છું જ્યારે સત્યનો મહાસાગર મારી આગળ બેમાલુમ અને શોધખોળ થયા વિનાનો પડયો છે." 'તત્વજ્ઞાન શાસ્રનો અભ્યાસ' નામનાં પુસ્તકમાં જે. ઇ. કારપેન્ટર અને પી. વીકસ્ટેડ લખે છે કે, "પ્રકટીકરણ (Evolution) નો ખ્યાલ આ જીંદગી ઉપરાંતની બીજી જીંદગી સૂચવતો લાગે છે એ વાતનો ઇનકાર આ સિદ્ધાંતના ઘણા ઉત્સાહી હિમાયતીઓ પણ કરતા નથી." ફ્રીસ્ક લખે છે કે, "મારાં મત મુજબ આ બાબદ માનવામાં હું કાંઇ મુશ્કેલી જેવું જોતો નથી કે આપણો આત્મા પ્રકટીકરણના ચોક્કસ તબકકે પહોંચ્યા પછી એટલી બધી એકાગ્રતા અને સ્થિરતા મેળવી શકે કે જેથી તે શારીરીક દેહના નાશ ઉપરાંત અમર જીંદગી ભોગવી શકે. હું પોતે આત્માની અમર્ગીમાં માનું છું પણ તે કાંઇ શાસ્ત્રવાર પુરવાર થઇ શકે એવું સત્ય હોવાના

વિચારથી નહીં પણ તે ખુદાની રચનાનાં વાસ્તવિકપણાંમાં પુરતો વિશ્વાસ હોવાને લીધે એ માન્યતા ધરાવું છું. અમર્ગીનો ઇનકાર કરવો એ કુદરતનાં તમામ બંધારણ અને કાર્યોને બીન અર્થ ગણવા બરાબર છે."[૧]

હર્બર્ત સ્પેનસરના છેલ્લા શબ્દો યાદ રાખવાજોગ છે. તેણે કહ્યું હતું કે, "મારો મત આ છે કે અમર્ગી પૂરવાર કરવાને જો આપણને એક હાથપર કાંઇ દલીલ જડતી નથી તો બીજા હાથપર તે બાબદનો ઇનકાર કરવા પુરતી સાબેતી પણ મળતી નથી."[૨] ફ્રેન્ચ ફિલસૂફ, ઝીન રૂસો લખી ગયો છે કે, "અગરજો પાપીઓની ચઢતી અને પવિત્ર લોકો ઉપર જે જુલ્માત આ દુન્યામાં ગુજરે છે તે સિવાય આત્માની અમર્ગી પૂરવાર કરવા માટે મને બીજી કાંઇ પણ સાબેતી મળી નહીં શકે તો આટલીજ સાબેતી મારે માટે ઘણી છે. તમામ સૃષ્ટિની ક્રમવાર અને નિયમિત યોજનામાં આવા દેખીતા અને ભયાનક અપવાદોનો ખુલાસો આપણને આપ્યા વગર ચાલી શકતું નથી. મારાં મન સાથ મને તકરાર કરવાની જરૂર પડે છે કે, 'મરણ કાંઇ સઘળી ચીજોનો અંત હોઇ શકે નહીં. પણ મરણ પછી સઘળું ઠીક થશે.'" (યાને પાપીને શિક્ષા અને અશો માણસને તેનાં કામોનો બદલો મળશે.)

શાસ્ત્ર અને ફિલસૂફીની આટલી ખુલાસાવાર, વ્યક્તિગત અમર્ગી સંબંધી દલીલો તપાસ્યા પછી હવે આપણે જોઇશું કે કવિઓ એ બાબે શું ઇસારો કરે છે. અમર્ગી બાબે કવિઓ જોઇએ એટલી ગવાહી પૂરે છે. ટેનીસન અને બ્રાઉનીંગની કવિતાઓમાં આ બાબદનાં અનેક લખાણો નજરે પડે છે.

---

૧. "મનુષ્યનું ભવિષ્ય" પા. ૩૦. અને ૧૦૭

૨. સ્વચરિત્ર વર્ણન. ૨, પા. ૩૭૯.

વ્યક્તિગત અમર્ગી સંબંધી જે તકરાર ટેનીસન ઉઠાવે છે તે નિર્વિવાદ છે. તેની "ઇન મેમોરીયમ" (In Memorium) નામની કવિતામાં વારંવાર તે ઇસારો કરે છે કે મરણ એ બીજી જીંદગીમાં પ્રવેશ છે અને તે માત્ર મનુષ્ય એક પ્યારમાં ગરકાવ થઇ જાય છે તે ક્રીયા સમાન છે. આ લખાણને લીધે અનેક શખસો જેઓ અમર્ગીનાં શિક્ષણ વિષે સંદેહ ધરાવતા હતા તેઓ અમર્ગીમાં પૂરતા વિશ્વાસથી માનવા લાગ્યા હતા. તે કવિતાઓમાંથી ઘણા ફકરાઓ આ બાબદ સંબંધી આપણને મળે છે પણ તે સઘળા અત્રે ટાંકી શકાય એમ નહીં હોવાથી હું માત્ર ૨૨૯ મી કડી અત્રે ટાંકી બતાવીશ કે જે તમામ કવિતાનો ભાવાર્થ ટુંકમાં સમજાવે છે.

"વહાલા મિત્ર, તું મારી ગુમ થયલી ઉમેદ સમાન છે અને દૂર સ્થળે હોવા છતાં મારાં મનથી મારાં સુખ દુઃખમાં મારી નજદીકજ છે; જ્યારે હું સમજું છું કે આ જાણીતી દુન્યા ઉપરાંત બીજી એક બેમાલુમ જહાન છે, અને આ જીંદગી ઉપરાંત બીજી શ્રેષ્ટ પ્રકારની હસ્તિ નિર્માણ થયલી છે ત્યારે મારો તારે માટેનો પ્યાર અનંત જારી રહે છે, તે પ્યાર માનુષી હોવા છતાં તેમાં મીનોઇ તત્વ છે, તારા સુંદર માનુષી હાથો, હોથો અને આંખ્યો મારી નજર સામે આવે છે. ઓ, મારા સદાના મારા પોતીકા મિત્ર, તું મરી ગયો છે એમ હું માની શકતો નથી; તેં માત્ર મીનોઇ સ્વર્ગમાં રહેઠાણ કીધું છે. મારા મિત્ર મેં તુને ચહાયો છે, હજી ચાહું છું અને ભવિષ્યમાં ચાહીશ જો કે તારી હસ્તિ હું સમજી શકતો નથી. સમજ, હું એક ઘણો સારો સ્વપનો જોઉં છું કે જેમાં હું આખી દુન્યાને તુંજ સાથ મળી ગયલી જોઉં છું."

આ જાણીતી કવિતા પૂરવાર કરે છે કે અમર્ગીના સવાલનો ફૈસલો તકરારોથી કરી શકાય એમ નથી. માત્ર અંતર્જ્ઞાનથી ટેનીસન

માની શકતો હતો કે તેનો મિત્ર આર્થર હજી જીવતો હતો અને તેઓ એક બીજા સાથ મળી શકતા હતા.

બ્રાઉનીંગની કવિતાઓમાં અનેક ઠેકાણે અમર્ગ જીંદગી વિષે ઇશારા માલુમ પડે છે. એની સર્વેથી ઉદાસીન કવિતા 'એન્ડ્રીઆ દેલ સારતો' (Andrea del Sarto) માં એ એના જાણીતા શબ્દોમાં લખે છે કે, "મનુષ્યની નેમ તેની કાયનાત ઉપરાંતની ચીજ માટે હોવી જોઇએ, નહીં તો પછી બેહેશ્ત શા માટે સરજવામાં આવ્યું છે? "આપણે તકસીવાર છીએ; કાય નહીં? હજી આપણા હાથમાં ઘણો વખત (સુધરવા માટે) છે." મરણ મારફતે વ્યકિતગત જીંદગી જારી રખાય છે એ દ્રઢ માન્યતા બ્રાઉનીંગ ઉપલી ચીજોમાં પોતાના વિશ્વાસને લીધે ધરાવતો હતો.

ગેતી તેમજ મીનોઇ જહાનની કાર્યરચના એક સરખી છે. પ્લેતો, સ્વેડનબર્ગ, બેકન અને પાસકલના વખતથી તેમજ "સાર-તર રીસારતુસ" અને "ઇન મેમોરીયમ" કવિતાઓ લખાયા પછી મહાન પુરૂષો સાધારણ રીતે એકમત ઉચારવા લાગ્યા છે કે, "આ દુન્યાની પેદાયશ ઉપરથી અને તેમની બરાબર સમજ મેળવ્યાથી આપણે આત્મિક દુન્યાની ખુદાની અણદીઠ પેદાયશો બરાબર સમજી શકયે છીએ." સ્વેડનબર્ગ લખે છે કે, પ્રતિનિધિરૂપતા અને અનુ-રૂપતાનાં સિદ્ધાંત (Doctrine of Representatives and Correspondences) ઉપર બોલતાં આપણે કેટલાક અર્થસૂચક અને દાખલારૂપ મળતાપણાં અને આશ્ચર્યકારક બનાવો ઉપર વિચાર કરીશું કે જે બનાવો માત્ર આપણાં સજીવ બંધારણમાંજ થતા નથી પણ તમામ કુદરતમાં નજરે પડે છે અને જે આત્મિક ચીજો સાથ એટ-લીતો અનુરૂપતા ધરાવે છે કે આપણે સોગંદ ઉપર જાહેર કરવાને લલચાઇએ છીએ કે આ સ્થુળ જગત મીનોઇ જહાનની ચિન્હરૂપ

આકૃતિ છે"[1] કારલાઇલ "સારતર રીસારતુસ" માં લખે છે કે, "સઘળી દેખીત વસ્તુઓ ચિન્હ સૂચક ચિત્રો સમાન છે. તમે જે ચીજો જુઓ છો તેઓ સ્વતંત્ર હસ્તિ ધરાવતી નથી. દ્રવ્ય વસ્તુ (Matter) માત્ર આત્મિક હસ્તિ ભોગવે છે. ચોક્કસ તર્ક યા વિચારના આકાર તરીકે નજરે પડે છે. જ્યારે પૂરતી તપાસ પછી આપણે સવાલ કર્યે છીએ કે ભવિષ્યની જીંદગીની સાર્વજનિક આશા શા કારણે મનુષ્યમાં ઉત્પન્ન થાય છે તો આપણને પૂરતો જવાબ આ ચાર શબ્દો વિના મળવાનો નથી: 'લાગણી, કલ્પના, વિશ્વાસ અને ગંભીર વિચાર.' અંતર્જ્ઞાની ઇચ્છા, ઉપમાં પ્રમાણેનું અવલોકન, સત્તાવાર ખુલાસા અને તત્વજ્ઞાની કલ્પનાની ભેગી અસરને લીધે મનુષ્યમાં ભવિષ્ય જીંદગી માટેની આશા પ્રગટ થઇ છે. આ ચાર પાયા ઉપર આપણો આત્મા તેની ભવિષ્યની આશાનું મંદીર બાંધે છે. આ ચાર કાચો માંહેથી આપણો આત્મા તેને માટે નિર્માણ થયલાં વારસાને જુએ છે.

આ પ્રમાણે, ત્યારે, ભવિષ્યની જીંદગી અને અમર્ગી વિષેનાં જરથોસ્તી ધર્મ શિક્ષણને શાસ્ત્ર, તત્વજ્ઞાન અને કવિતાનો ટેકો મળે છે. તે ઉપરાંત અંતઃકરણના હુકમો એ બાબદ પૂરવાર કરે છે. "હું અમર્ગ છું. તારાઓ પ્રકાશતા બંધ પડશે પણ હું અમર્ગ જીંદગી ભોગવીશ. 'અમર' શબ્દ મારા તમામ સ્વભાવમાં કોતરાઇ રહ્યો છે," આ પ્રમાણે બોલતા આત્માનો મોટો અવાજ કોઇપણ ચીજથી બંધ પાડી શકાતો નથી. આ જહાનની જીંદગીની ક્ષણભંગુર અવસ્થા, કે જેમાં આપણી મનશક્તિ, બુદ્ધિબળ અને આત્મિક શક્તિઓ ખીળવ્યા વિના રહેવા પામે છે, તેમજ આપણી મન અને આત્મિક શકિતઓનાં અવિનાશીપણાં માટે જે આપણાંમાં કુદરતી લાગણી હોય છે

---

૧ "એનીમલ કીંગડમ" નામનું પુસ્તક જુઓ.

એ સર્વે અમર્ગી પૂરવાર કરતાં તત્વજ્ઞાની પૂરાવાઓ સમાન છે. જ્યારે કોઇ બુધ્ધિશાળી મન ધરાવતો પુરૂષ મરણ પામે છે ત્યારે સવાલ કુદરતી ઉભો થાય છે કે શા અર્થે કુદરત આટલો બધો વગર ફાયદાનો બગાડ કરતી હશે? મેથ્યુ આરનોલ્ડ પોતાના પિતાના મરણ ઉપર વિલાપ કરતાં લખે છે કે, "ઓ બળવાન આત્મા, તું કયા સ્થળને કીનારે હમણાં થોભ્યો છે? ખરેખર તારૂં બળ (જે તેં આ જહાનમાં બતાવ્યું છે) તે કાંઇ ફોકટમાં ગયું નહીં હોય! ખચ્ચિત, કેઠેપણ દૂર જગામાં એક મહાન કારખાનામાં તારૂં ઉમંગી, સ્થિર અને લાભકારી બળ ચાલુ વપરાતું હોવું જોઇએ."

ભવિષ્યની જીંદગીમાં સાર્વજનિક માન્યતા, એ પણ અનુભવ ઉપરથી કાઢેલી, અમર્ગી પૂરવાર કરતી એક દલીલ છે અને અમર્ગીને એક સત્ય તરીકે સાબેત કરે છે.

દગલબાજ શખસો આ દુન્યામાં પોતાનો નીચ પેશો કરી, ફાવી જઇ આબાદ બને છે એજ બીજી જીંદગી પૂરવાર કરવાને પુરતું છે. જે શખસો ધર્મઆસ્થા રાખે છે તેઓએ આટલું તો સમજવું જોઇએ કે એક દીવસ ખુદાઇ ઇનસાફ તો સર્વેને મળશેજ અને છેવટે ઇનસાફ અને અશોઇ, બદી અને દગલબાજી ઉપર ફતેહ મેળવશે.

જે જે મોજો આપણે આ દુન્યામાં ભોગવ્યે છીએ તે આપણુને સંતોષી શકતી નથી. આપણે સર્વે આ આપણા અનુભવ પરથી જાણ્યે છીએ. સીકંદરે આટલા દેશો જીત્યા છતાં બીજા દેશો જીતવાની ઇચ્છા કર્યા કરતો હતો; બાયરન દુન્યાની બેચેનીથી કંટાળી ગયો હતો; વૉલ્ટેર પોતાની જીંદગી અને આત્માને શ્રાપ દેતો હતો જ્યારે તમામ પૅરીસ તેની વખાણ કરતું હતું. આ સઘળા દાખલાઓ પૂરવાર કરે છે કે આ દુન્યા એક માણસને ખરે-

ખર સુખી કરી શકતી નથી. તેનાં મરણ બાદ, પેલી જહાનમાં જરથોશ્તી ધર્મ એક માણસને વધુ ખુશાલી, વધુ ઉમદા દિલાસો, ઉંચ્ચ પ્રકારની શાંતિ અને સુખની આશા આપે છે.

આપણા માનુષી મન, તર્કશક્તિ અને કલ્પના ઉપર જે બાધ કુદરતે મેળ્યો છે તે જોતાં આપણને એમ લાગે છે કે આપણી જીંદગી પછી ભવિષ્યની જીંદગી છે એમ વિચારવાનું સહેલ થઇ પડે છે. પણ જીંદગીની મૂળ ઉત્પતિ કેમ થઇ તે નક્કી જાણવાનું મુશ્કેલ છે. આપણા આત્મા માટે, શરીરના નાશ થવા પછી, એક વધુ ઉચ્ચ પ્રકારની જીંદગી સરજાઇ છે એ ખ્યાલ, બેશક, અજાયબી ઉપજાવનારો છે. પણ શરૂઆતમાં કાંઇપણ પદાર્થની હસ્તિ વિના આપણી જીંદગી હૈયાતીમાં આવી એના કરતાં વધુ આશ્ચર્યકારક, નહીં સમજ પડે એવી અને અવ્યાખ્યેય બાબદ બીજી કોઇએ નથી. હાલના શાસ્ત્રમાં પ્રવીણ થયલા એક શખસે કહ્યું છે કે, "કોઇ પણ બનાવ યા ચમત્કારનું પ્રથમ યા મૂળ કારણ આપણે કદી પણ જાણી શકવાના નથી." ગુરૂત્વાકર્ષણના ચમત્કાર તેમજ રસાયણ સંયોગ વિગેરે વિષે ઇતિહાસની શરૂઆતમાં તે વિષે જેટલું જાણતા હતા, તેથી કાંઇપણ વધુ આજે આપણે જાણતા નથી.

ભવિષ્યની જીંદગી અને અમરગીનો સિદ્ધાંત, કે જે જરથોસ્ત સાહેબે પહેલવહેલો શિખવ્યો હતો તેને વિજ્ઞાનશાસ્ત્ર, ફિલસૂફી, તવારીખ, આપણા અનુભવ અને સાધારણ સમજશક્તિનો સ્પષ્ટ ટેકો મળે છે. જરથોશ્તી ધર્મનું આ શિક્ષણ એક જરથોસ્તી બચ્ચાની આત્મિક જીંદગીના મૂળ પાયા સમાન છે. આ શિક્ષણ જરથોસ્તી ધર્મ સાથ એવો ઘાડો સંબંધ ધરાવે છે અને તે ધર્મ બંધારણમાં એવી રીતે આમેજ થઇ ગયો છે કે એ શિક્ષણનો નાશ કરવો એ આ ધર્મના અને જરથોશ્તી કોમનો નાશ કરવાની કોશેશ કરવા બરાબર છે.

બેશક, ભવિષ્યની જીંદગી અને માનુષી આત્માની અમર્ગી વિષેનું જરથોશ્તી ધર્મ શિક્ષણ આજે જમાનાઓ થયાં કોમો અને પ્રજાઓના હીત માટે ભરોસેદાર રક્ષણકર્તા નિવડયું છે. માટે એ શિક્ષણ હિન્દુ, ખ્રિસ્તી અને મુસલમીન ધર્મમાં છૂટથી કબુલ રાખવામાં આવ્યું હતું અને તેનો બહોળો પ્રચાર કરવામાં આવ્યો હતો.

જો આપણે ફિલસૂફીની તવારીખ ઉપર નજર નાખશું તો આપણને માલુમ પડશે કે આ સવાલ ઉપર કેટલીક વેળા વહેમ નાખવામાં આવ્યો છે અને કેટલીક વેળા ભવિષ્યની જીંદગીનો ઇનકાર થયલો જોવામાં આવે છે. પ્લેટો તેમજ દીસકાર્તીસ ભવિષ્યની જીંદગીમાં માનતા હતા; સીસેરો અને બાયલને એ બાબે શંકા હતી; ઍપીક્યુરસ અને વૉલ્ટેર એનો ઇનકાર કરનારા હતા. હવે, મનુષ્યના નિર્માણ થયલાં છેવટ વિષે એટલો બધો મતફેર કેમ ઉત્પન્ન થવા પામ્યો? આનું કારણ દર્શાવવાનું મુશ્કેળ નથી. દુન્યામાં બનતા સઘળા બનાવો યા ચમત્કારો (Phenomena) આપણી નજર સામે સત્ય સમાન રજુ થાય છે. પણ આપણે માટે મુકરર થયલું છેવટ એ પ્રમાણે આપણી નજરે પડતું નથી. આપણે આપણી નજર સામે અમર્ગીને કોઇ પણ જાતનાં આકારમાં કદીબી જોઇ શકીશું નહીં. જેમ કુદરતની રચના આપણી ખાકી દ્રષ્ટિએ નજરે પડે છે તેમ અમર્ગી નજરે પડી શકે એમ નથી. માટે જ્યારે આપણે મનુષ્ય માટે સરજાયલાં છેવટ ઉપર અવલોકન કરવા માંડયે છીએ ત્યારે આપણી શારીરીક ઇંદ્રિયો આપણને મદદ કરી શકતી નથી.

શાસ્ત્રમાં પ્રવીણ થયલા અને સંસાર વ્યવહારની મોજમાં લપટાયલા શખસો એમ સમજે છે કે મરણ પછી મનુષ્યનું કાંઇ પણ હસ્તિમાં રહેતું નથી. આપણું શરીર જે પદાર્થનું બનેલું છે તેમાં પાછું ફેરવાઇ જાય છે અને જે ચીજને આપણે આત્મા તરીકે

ઓળખ્યે છીએ તે માત્ર શારીરીક બંધારણમાં થતી પ્રતિક્રિયા (Reaction) થી ઉત્પન્ન થતી દેહશુદ્ધિ (Consciousness) છે જે મરણ બાદ વરાળ મિસાલ ઉડી જાય છે.

આ અનાત્મવાદી મત ધરાવનારાઓને અનેક બાજુથી ટેકો મળ્યો છે અને જીંદગીનાં તેઓના આ ખ્યાલને ઘણા હિમાયતીઓ વજન આપે છે. દરેક સદીમાં આપણે જોતા આવ્યે છીએ કે જે શખસો સંસાર વાસનામાં લપટાયલા હોય છે તેઓ પોતાની મોજ-શોખને વાજબી ઠરાવવા અર્થે આવા વિચારોને પોતાની તન અને મન શક્તિથી ટેકો આપતા આવ્યા છે. અસલી તવારીખ જણાવે છે કે માત્ર ખોટી ગરૂરીને લીધેજ દેમોક્રીટસ, ઍપીકયુરસ, પ્લીની, લ્યુકેશીયસ વિગેરેએ ભવિષ્યની જીંદગીનો ઇનકાર કર્યો હતો. હાલના વખતમાં પણ એવા શખસોનો તોટો નથી કે જેઓ આજ દુર્ગુણને લીધે અમર્ગીમાં માનતા નથી. આવા ઇનકારનાં બુરાં પરિણામોમાંથી તેઓ છટકી શકવાના નથી.

અનાત્માવાદીઓ તકરાર ઉઠાવે છે કે, આખર કુરે ને આત્મા વિષે કોણ કાંઇપણ જાણે છે? મારી હાલની જીંદગીની મોજશોખ હું શા માટે એવા તુરંગોને લીધે બગાડું? મરણ અને તેનાં પરિણામ સાથ મને શું કામ છે? આ અનાત્માવાદીઓના સવાલોનો જવાબ કેન્ટ આપે છે. તે લખે છે કે "મરણ પછી કંઇ બીજી હસ્તિ છેજ નહીં એમ ખાત્રી પુર્વક માનનારો કોઇપણ પ્રમાણિક શખસ જીવતો નથી." સીસેરો કહી ગયા છે કે, "અમર્ગીની તરફેણમાં સર્વેથી બળ-વાન દલીલ એ છે કે કુદરતે આપણો સ્વભાવ આત્માની અમર્ગી કબુલ રાખવાને લાયકનોજ સરજ્યો છે."

જે શખસો અનાત્માવાદીઓને રાહે લાંબો વખત સુધી ચાલ્યા હોય છે અને જેઓ એમ માને છે કે માનુષી ઇંદ્રિયો ઉપસંતની

ચીજ કદીપણ આપણે સમજી શકનાર નથી, તેઓપણ અમર્ગીનો સમૂળો ઇનકાર કરતા નથી એમ પ્રોફેસર હક્ષીના શબ્દો પરથી જણાય છે: "આપણી દુન્યા જેવી જગ્યામાં પણ જે શખસ નીતિ અને સત્યના પક્ષ તરફથી લડશે તે એમ માન્યતા ધરાવતો રહેશે કે કોઇપણ વખતે તે એવી એક હસ્તિમાં દાખલ થવા પામશે કે જ્યાં તેને શાંતિ અને સુખ મળશે અને આ માન્યતાને લીધે તે વધુ બળવાન બનશે."

ઘણાજ હલકા અને જંગલી તાયફાઓ અને પ્રજાઓને પણ ભવિષ્યની જીંદગીનો કાંઇપણ ઝાંખો ખ્યાલ હોય છેજ, જોકે તેઓની માન્યતામાં આપણે ઘણી ચીજો અપવિત્ર, ઘાતકી અને વિચિત્ર જોઇએ છીએ. આ માન્યતા તેઓના ધર્મ ક્રીયા અને મરણ વખતને લગતા રીવાજો ઉપરથી માલુમ પડી આવે છે. એક હાલના મુસાફર દક્ષીણ આફ્રીકાના એક રાજા વિષે વાત કહે છે કે તે પોતાના મરણ પામેલા માનીતા લડવૈયા પર કાંઇ સંદેશો મોકલવા ચહાતો હતો. આ લડવૈયાને મરણ પછી ઘણા દબદબા સહીત કબરવાસ કરવામાં આવ્યો હતો. હવે તે સંદેસો તેને કેમ મોકલ્યો? તેણે એક નાના છોકરાને નગ્ન અવસ્થામાં બોલાવ્યો. પછી તેણે પોતાનો સંદેશો તેને મોઢથી કહી સંભળાવ્યો. ત્યાર પછી તેનું તલવારવડે ડોકું છટકાવી નાખતાં તેને કહ્યું કે, "જા, જઇને મારો સંદેશો તેને આપી આવ." આ એટલું તો બતાવી આપે છે કે તે રાજા એમ માનતો હતો કે તેનો લડવૈયો કોઇ એક સ્થળે જીવતો હશે અને તે છોકરો પણ તેના મરણ પછી તેજ સ્થળે જઇ તેની સાથે વાતચીતનો વ્યવહાર ધરાવી શકશે.

કલેપર્તનની "બીજી મુસાફરી" નામના પુસ્તકમાંથી લેતુનીંચન ફકરો ટાંકી બતાવે છે કે, "જ્યારે મધ્ય આફ્રીકામાં એક રાજા

મરણ પામે છે ત્યારે તેની ચાર બૈરીઓ અને કેટલાક ગુલામોને ઝેર પાઇ મારી નાખવામાં આવે છે. જીના (પ્રાંત)માં જ્યારે કોઇ સરદાર મરણ પામે છે ત્યારે તેજ દીવસે તેની એક યા બે વિધવાઓને આપઘાત કરવો પડે છે કે જેથી કરીને તે રાજાને પેલી જહાન તરફ મુસાફરી દરમ્યાન સોબતીઓ મળે." આવો રીવાજ અસલ હિંદુસ્તાનની પ્રજામાં પણ જોવામાં આવતો હતો. આપણા વખતમાં પણ આપણે અવારનવાર સતી થવાના દાખલાઓ વિષે સાંભળ્યે છીએ. જોકે સરકારે એ રીવાજ અટકાવવાને ચાંપતા ઉપાયો લીધા છે.

અમગીં'નો ઇનકાર કરવો એ મનુષ્યના સ્વભાવમાં જે બુલંદ, શ્રેષ્ટ અને ઉત્તમ તત્વ સમજાયલું છે તે તજી દઇ શંકાશીલ થવા બરાબર છે. કેટલીક વાર એવું કહેવામાં આવે છે કે મનુષ્ય જનાવરોથી ચઢીઆતો તો નથી પણ ઘણીજ ઉતરતી પંકતીનું પ્રાણી છે. જો એક વખત લોકો મરણ પછી માત્ર નિસ્તિ છે એમ ખાત્રીપૂર્વક માને તો તેઓ સવાલ કરવાને ચૂકશે નહીં કે, " જ્યારે અમે આપઘાતથી જીંદગીનો છેડો લાવી શકયે છીએ તો શા માટે આપણને દુઃખ, ગમગીની, મહેનત, કંટાળો, ગરીબાઇ, ભૂખમરો, તંગી, દરદ યા શરમીંદગી વિગેરે વેઠવું જોઇએ ?" જો ભવિષ્યની જીંદગી જેવું કાંઇ હોય નહીં, સવાબનો બદલો યા પાપની શિક્ષા જેવું કાંઇ હોય નહીં, તો પછી મનુષ્યો પોતાના હવસોને નિરંકુશ છૂટ આપે તો તેમાં ગેરવાજબી જેવું કશું નથી. જો કાંઇ પણ નેમ પૂરી પાડવા જેવી રહી હોય નહીં તો ઘણી યોગ્ય રીતે મનુષ્ય આપઘાતથી પોતાની જીંદગીનો છેડો લાવવા લલચાશે. ઘણા મહાન અને ભણેલા માણસો પણ આવા વિચિત્ર વિચારો ધરાવતા હતા. પ્લીનીએ જાહેર કર્યું હતું કે, "દેવતાઓની મનુષ્યને સર્વોત્તમ બક્ષેશ, તે પોતાની જીંદગી લેવા માટે તેને અપાયલી સત્તા છે"

અનેક પ્રજાની તવારીખ આપણને પૂરતી ગવાહી આ બાબદની આપે છે કે જે પ્રમાણમાં એક પ્રજા ખુદા અને આત્માની અમર્ગીનાં શિક્ષણનો ઇનકાર કરશે તે પ્રમાણમાં તેની પડતી જલદીથી આવશે. પશ્ચિમના દેશની પ્રજાઓનાં દાખલાઓ ઉપરથી, અમર્ગીનો ઇનકાર કર્યાથી, શું પરિણામો આવે છે તે આપણે સારી પેઠે સમજી શકયે છીએ. આવા ઇનકારનું પહેલું પરિણામ એ આવે છે કે જે અંકુશો મીનોઇ શક્તિમાં વિશ્વાસને લીધે મનુષ્યો પોતાની વાસનાઓ ઉપર મેળે છે તે નબળા પડી જાય છે, ધર્મ આસ્થા અને નીતિ વચ્ચેનો સંબંધ નબળો પડતો જાય છે અને સમાજીક અને ધાર્મીક બાબદોમાં વિચારો અનીતિવાન બનતા જાય છે. આપણી કોમમાં પણ ખાવાપીવાનો અને મોજમજાહ ઉડાવવાનો શોખ વધતા જતા પ્રમાણમાં જોવામાં આવે છે. આપણી ભારે દલગીરી વચ્ચે આજે આપણે કહેવાતા શીખેલા અને સુધરેલા પારસીઓને છેક પવારે જતા અને ધાર્મીક નીતિના અંકુશો તોડી નાખતા જોઇએ છીએ. આવા પારસીઓ ભલે, ભવિષ્યની જીંદગી અને અમર્ગી વિષે મળતા જરથોશ્તી ધર્મબોધોને વખોડી કાઢે, યા ભલે સવાબના બદલા અને પાપની શિક્ષા સંબંધી જરથોશ્તી ધર્મ શિક્ષણ તેઓ હસી કાઢે, પણ કહ્યા વગર ચાલતું નથી કે આ બુલંદ સિદ્ધાંતોએ મનુષ્યજાતની સૈકાઓ થયાં અનુપમ સેવા બજાવી છે. જે શખસોને કાંઇ પણ અંકુશ કારગત નહીં લાગે, તેવાઓને જરથોશ્તી ધર્મે જણાવેલો, પાપીઓ માટે મુકરર થયલી સજાનો ખ્યાલ, બદીથી દૂર રાખવાને પુરતો હતો. તે ઉપરાંત આ સિધ્ધાંત જે આશા આપતો આવ્યો છે તેને લીધે મનુષ્યને દીલાસો અને સધીયારો મળતો રહ્યો છે.

મેં ઉપર જણાવ્યું તે પ્રમાણે એક ખરા જરથોશ્તીને મરણથી બીહુવાની, યા તે ઉપર વિલાપ, શોક કરવાની યા ગમગીન બનવાની

કાંઇ પણ જરૂર નથી. જરથોશ્તી ધર્મ શીખવે છે કે આ શારીરીક ફેરફારમાં બીહવા જેવું કાંઇ નથી.[૧] કેમકે મરણની થોડોક વખત આગમજ માણસ પોતાની શુધ્ધિ ખોહી દેય છે અને તેને દુઃખ માલુમ પડતું નથી. જેમ જેમ મરણ નજદીક આવતું જાય છે તેમ તેમ આપણી ઇંદ્રિયો સૂન મારતી જાય છે અને છેવટમાં આપણને દુઃખ જેવું કાંઇ પણ લાગતું નથી.

સઘળા બાહોશ તબીબો અને બહોળા અનુભવ ધરાવનારા શખસો આપણને ખાત્રીથી કહે છે કે મરણનો ભય ખુદ મરણ કરતાં વધુ બીહામણો છે. સ્વભાવવાદનો મત ધરાવનાર (Naturalist) મહાન મી૦ બુફ્રોન તેનાં પુસ્તક, "મનુષ્યનો ઇતિહાસ" માં જણાવે છે કે "જન્મ જેટલોજ કુદરતી બનાવ મરણ છે. જેટલું સહેલું આ દુન્યામાં દાખલ થવાનું છે તેટલુંજ સહેલું તે છોડી જવાનું છે." બીજો એક મહાન તબીબ કહે છે કે, "મરણ ઘણું દુઃખદાયક છે એવો ખ્યાલ ખોટો છે. મરણ ઉંઘ સમાન છે કે જે દરમ્યાન તેની શકિતઓ મંદ પડી રહે છે." ડૉકતર બેલી કહે છે કે મરણ પઠારી આગલ મળેલા તેવણના અનુભવ ઉપરથી તેવણ એમ મક્કમ માનવાને લલચાય છે કે, "કુદરતનો આ વિચાર છે કે જેમ આપણે કાંઇપણ જાણ્યા વગર આ દુન્યામાં આવ્યા તેજ મુજબ કાંઇ પણ જાણ્યા વગર આપણે આ દુન્યા છોડી જવી." એક વેળાએ મરણની બાબદ ઉપર હું મારા એક મિત્ર સાથ ગુફ્તગુ કરતો હતો જ્યારે તેણે મારા સવાલના જવાબમાં કહ્યું કે, "અલબતાં, ઘણાં ખરાં માણસો ઘણીજ શાંત અવસ્થામાં મરણ પામે છે. અને તે માટે મારો ખુલાસો આ છે કે, 'જ્યાં લગી ખુદા એક મનુષ્યને આ દુન્યામાં રહેવા ચહાય છે ત્યાં લગી તે સાહેબ ઘણીજ દાનેશમંદી વાપરી તેનાં

---

૧. દ. દા. દીન. પુ. ૧૭. પા. ૨૨. મીનોઇ ખેરદ ૧૬, ફ. ૧૩ વિગેરે.

અંતઃકરણમાં મરણ માટે ભારે ભય ઉત્પન્ન કરી રાખે છે કે જેથી તે પોતાના શરીરની જતન કરવા લલચાય અને વ્યર્થ જોખમો ખેડતો અટકે, પણ જ્યારે ખુદા એક મનુષ્યને મરવા દેવા માગે છે ત્યારે આ ધાસ્તી તેનાં અંતઃકરણમાં ટકાવી રાખવાની તે સાહેબ જરૂર જોતો નથી.'" બીજા એક તબીબના જણાવવા પ્રમાણે જેમ જેમ મોત એક મનુષ્ય નઝદીક આવતું જાય છે તેમ તેમ તે દરદી તેનેથી ઓછો ભય પામતો જાય છે. જેઓ જ્યારે તંનદરૂસ્ત અને જોરાવર હોય છે અને મરણથી બીહે છે તેઓ પણ જ્યારે મરણ નજદીક આવે છે ત્યારે તેનો ભય ભૂલી જાય છે. ઘણાં લોકો મરણ અગાઉ બેભાન બને છે. ઘણાં ખરાં મરણની થોડો વખત અગાઉ બીલકુલ શાંત અને સંપૂર્ણ આરામની અવસ્થા અનુભવે છે.

આપણાં ધર્મ પ્રમાણે જે એક ખરા જરથોશ્તીએ બીહુવાનું છે છે તે તેની મરણ ઘડીથી નહીં પણ મરણ પછી તેની સ્થિતિ કેવી થશે તેના ખ્યાલથી તેને બીહુવાનું છે; જે જે કામો તેને આ જહાનમાં કીધાં હુશે તેની જે બારીક તપાસ થશે તેનેથી તેને ડરવાનું છે; સર્વેજ્ઞાની ન્યાયાધીશ અને સર્વે શકિતમાન અહુરમઝદની ચગોર ચશ્મોથી તેને બીહુવાનું છે; તે સાહેબના નિષ્પક્ષપાત ઇન્સાફ અને આત્માનાં છેવટ માટે તેને કાળજી અને ભય રાખવાની જરૂર છે. ઝંદ અવસ્તામાં સ્પષ્ઠ માલુમ પડે છે કે કેટલાક વિચારો અને લાગણીઓ આત્મામાં મરણની અગાઉ નહીં પણ મરણ પછી તુરત પેદા થવા પામે છે: "તારે આ જીંદગીમાં ગરૂર યા ગુમાની નહીં બનવું જોઇએ; કેમકે છેવટે કુતરા અને પક્ષીઓ તારાં શરીરને ફોડી ખાશે અને તારા શરીરના અવ્યવો ખાક સાથ મળી જશે."[1] જે આત્માને આપણે સુખી અને અમર તરીકે પિછાણયે

---

૧. મીનોઇ ખેરદ ૨. ફ. ૧૧૦.

છીએ તે શરીરમાંથી નિકળી પ્રાણ યાને રાહબરી કરનારી દેહશુદ્ધિ (Consciousness) અને બીજી આત્મિક શક્તિઓ સહીત આગળ વધે છે. શરીર જડ પડી રહે છે, તેને દુઃખ દરદ ઇજા કરી શકતું નથી; તેની કાંઇપણ દરકાર કરવામાં આવતી નથી. આત્મા તેના જીવ સહીત શરીરની બહાર સલામત રહે છે. શારીરીક વેદનાઓ તેને હાનિ પુગાડી શકતી નથી. આત્મિક દ્રષ્ટિને લીધે તે સઘળું જાણી પિછાણી શકે છે. પણ પાપી આત્મા જયારે પોતાના શરીરનાં ખોખાંને પડેલું જોય છે ત્યારે વિલાપ કરે છે અને આ દુન્યાની જીંદગીમાં પાછો ફરવા ઇંતેજાર બને છે. તે કહે છે કે "આ અજાયબ જેવું બંધારણ (શરીર) જે મારૂં રહેઠાણ હતું તે હવે વિસર્જન થઇ જશે. જ્યારે મારૂં શરીર સારી હાલતમાં હતું ત્યારે હું પાપ માટે પશ્ચાતાપ કરવાને શકિતવાન હતો અને મારા આત્માને બચાવવા સામર્થવાન હતો પણ હવે દુન્યાની મોજશોખથી હું અલગ પડી ગયો છું....હવે હું નહીં સમજ પડે એવી ગુચવાડાભરી અને ભયાનક સ્થિતિમાં આવી પડયો છું." આને લીધે તેને જાણે હ્રદયમાં પશ્ચાતાપ કોતરી ખાતો હોય એવું લાગે છે, અને જે આત્મા પવિત્રાઇને લીધે પોતાની ભવિષ્યની સુખી હૈયાતી વિષે નચિંત હોય છે કે જે નચિંતાઇ તેની અશોઇ મારફતે આવે છે, તે ખુશાલ બને છે અને આગળ વધે છે. શરીરથી છૂટો પડી જ્યારે મનુષ્યનો આત્મા મરણ પછી ત્રણ દીવસ સુધી શરીરની બાજુમાં બેસી રહે છે ત્યારે જો તે બુરો આત્મા હશે તો દરૂજોના ભયથી ખરેખર દુઃખ ખમશે, અને જો અશો હશે તો અશો આત્માઓને મળતી ખુશ ખબર સાંભળી શાંતી પામશે. "શરીરનો આત્મા મીનોઇ પદાર્થનો બનેલો હોવાથી અવિનાશી છે; તેજ મુજબ મનુષ્યની ઇચ્છાશકિત તેનાં મકાન (શરીર) માંથી નિકળ્યા બાદ જીવ-

વાનું ચાલુ રાખશે. "એવું કહેવામાં આવે છે કે મરણ પામેલાં-ઓના આત્મા મરણ બાદ ત્રણ દીવસ આ દુન્યામાં રહે છે. પહેલી રાત્રે પવિત્ર આત્માને પોતાના પવિત્ર વિચારોને લીધે સંતોષ ઉપજે છે પણ પાપી આત્મા પોતાના બદ વિચારોને લીધે મૂજવનમાં પડે છે; બીજી રાત્રે પવિત્ર આત્માને પોતાના સારા શબ્દોનો બદલો ખુશા-ળીમાં મળે છે જ્યારે અપવિત્ર આત્મા બેચેન બને છે; ત્રીજી રાત્રે પવિત્ર આત્મા પોતાના સારાં કામોને લીધે ઘણો સુખી બને છે (જ્યારે પાપી આત્મા દુઃખ પામે છે)"[1] "જ્યારે એક ધર્મી માણસ મરણ પામે છે ત્યારે તેનો આત્મા તેના શરીરનાં માથાં આગલ બેસે છે અને ઉસ્તવઇતી ગાથા ભણે છે અને આવતું સુખ જાહેર કરે છેઃ 'સુખી તે શખસ છે, કે જે શખસને અહુરમઝદ તેની સઘળી (ભલી) મુરાદો પાર પાડવામાં મદદ કરે છે.' "જેટલી આખી દુન્યા મોજ ભોગવી શકે છે તેટલી મોજ તે આત્મા તે એક રાતમાં મેળવે છે. ત્રણ દીવસ સુધી આત્મા તેના મરણ પામેલાં શરીર આગળ બેસી રહી આ પ્રમાણેનું અનુપમ સુખ ભોગવે છે. જ્યારે પાપી શખસનો આત્મા તે શબ આગળ બેસી રહે છે અને એક રાતમાં આખી દુન્યા ભોગવી શકે એટલી વેદના ભોગવે છે."[2] ઉપર જણાવેલાં આપણાં પવિત્ર પુસ્તકમાંથી મળતાં લખાણો ઉપરથી માલુમ પડે છે કે મરણ પછી તુરતજ પોતાના તુરંગો અને વિચારો એક પાપી આત્મામાં બેચેની અને દુઃખ ઉત્પન્ન કરી તેને ગભરાવી મેળે છે, જ્યારે પવિત્ર આત્મામાં તેઓ શાંતિ અને આરામ ઉત્પન્ન કરી તેનાં મનને ખુશાળી અને સુખથી ભરપૂર કરે છે.

ઉપર જણાવેલાં વાકયો તેમજ બીજા ફકરાઓ સાબેત કરે છે

---

૧. દા. દીની. પ્ર, ૧૯. ફ. ૨-૭; પ્ર. ૧૭, ફ. ૪; પ્ર. ૨૦, ફ. ૨.
૨. ચ. ૨૨. ફ. ૧-૬, અને ૧૯-૨૪.

કે મનુષ્યનો આત્મા પોતાની હસ્તિ માટે તેનાં શારીરીક બંધારણ ઉપર આધાર રાખતો નથી. શારીરીક ફેરફારોથી તે તદન મુક્ત છે. એ સર્વે વાક્યોમાં આપણે આત્માને એક જુદીજ વ્યક્તિ (Individuality) અને સ્વતંત્ર અસ્તિત્વ (Entity) તરીકે ઓળખીએ છીએ. એ ફકરાઓ ઉપરથી વધુ એમ માલુમ પડે છે કે શરીરમાંથી છૂટો પડેલો આત્મા પોતાની વ્યક્તિતા, હોશીયારી, બુધ્ધિ, યાદદાસ્તશક્તિ અને મરજી ટકાવી રાખી શકે છે, અને પોતાની વિચાર શક્તિ અને મરજી મુજબ જુદીજ હસ્તિ ભોગવે છે. આત્માનું ભાન અને યાદદાસ્ત ભુસાઇ જતાં નથી, યાતો તેની હસ્તિ નિસ્તિમાં ફેરવાઇ જતી નથી. તેનું બુધ્ધિ વિષયક, સદાચારી અને આત્મિક બળ અને શક્તિ જારી રહે છે. તે આત્મા માયા, આશા, અભિલાષા અને વાસનાની લાગણીઓ અનુભવવા સામર્થવાન રહે છે. તે મહા સુખ તેમજ દુઃખ અને શોક પિછાણી શકે છે; તે પોતાનાં કરેલાં કામોની યાદ રાખી શકે છે. ટુંકમાં કહીએ તો આત્મા (શરીરની હસ્તિ વગર) સુધારા, ખીલવણી અને સંપૂર્ણતા તરફ વધવાને શક્તિવાન છે. "જે શખસ તન-પસીન ખાતર સારાં કામો કરી આ દુન્યામાં કીર્તિ મેળવે છે તેને (પેલી જહાનમાં) તેની ભલાઇનો બદલો મળશે."[1] "એવું કહેવામાં આવે છે કે બહેશ્તમાં વસ્તા આત્માઓ નચિંત સ્થિતિમાં રહે છે અને આ અણદીઠ શક્તિઓ સદા સુધરતી રહે છે કે જેથી કરીને રસ્તાખીઝને વખતે તેઓ અનુપમ સુખ ભોગવવાને લાયક બને."[2] "મોતનો દરૂજ અસ્તોવિદાત દરેક મરણાધીન મનુષ્યને ઉંચકી લઇ જશે; કોઇપણ તેનાં પંજામાંથી બંચી શકતું નથી, પણ દરેક જે કાંઇ બચાવી શકે છે તે તેનો આત્મા છે. આપણો આત્મા જ્યારે આત્મિક યા મીનોઇ સ્થિતિમાં

૧. દ. પે. દીન. પુ. ૯. પા. ૬૨૭. ૨. દ. પે. દીન. પુ. ૬. પા. ૪૦૦.

હોય છે ત્યારેજ બેહેસ્તનું સુખ શું છે અને દોજખની શિક્ષા શું છે તે બરાબર અનુભવી શકે છે પણ તેની શારીરીક સ્થિતિમાં યાને જ્યારે તેણે જીવતાં શરીરમાં વાસો કર્યો હોય ત્યારે આ બાબદ તે સમજી શકતો નથી; અગરજો શારીરીક હાલતમાં આ વાત તે સમજી શકે તો દુન્યાની મોજશોખના ભોગવવા ખાતર તે એકે પાપ કરે નહીં."[1]

આ લખાણો ઉપરથી આપણે જોઇ શકયે છીએ કે આત્માની શક્તિઓ મીનોઇ જહાનમાં કાંઇ અસાધારણ કામ બજાવતી નથી. જે શક્તિઓએ આ જહાનમાં પોતાનું નિમિત કામ નહીં કર્યું હોય તેઓ પોતાનું સાધારણ કામ ત્યાં કરવાનું શરૂ કરે છે. આ તો દેખીતું છે કે આ ગેતી દુન્યામાં મનુષ્યની આસપાસ લાલચો ભૂલાવો ખવાડનાર આકારોમાં નજરે પડે છે. પણ શરીરમાંથી આત્માની વિદાયગીરી પછીથી તે એક નવાંજ વાતાવરણમાં દાખલ થાય છે કે જ્યાં (સ્પેન્તમન) સારા વિચારની બળવાન અસર (જે આત્મિક ગુણ લક્ષણ છે તેને) લીધે આપણો આત્મા ખરાં સત્યને પિછાણી શકે છે અને તેનાં લાભની ચીજો પાછળજ મઠવાને શક્તિવાન થાય છે. આ વાતાવરણમાં મનશક્તિ કદી ભૂલથાપ ખાતી નથી. આ વાતાવરણથી તે પોતાની હસ્તિના કુદરતી કાયદા ઝટ સમજી જઇ શકે છે અને પોતાનાં લાભ અર્થે કરવા જોઇતાં કામો સમજવાની શક્તિ તેના સ્વભાવમાં કુદરતીજ ઉત્પન્ન થાય છે. પોતાને પેદા કરવાની ખુદાની નેમ અને મતલબ, આ સ્થિતિમાં આત્મા તુરત સમજી જાય છે અને પોતાનાં નિર્માણ થયલાં છેવટ, સંપૂર્ણતા અને રસ્તાખીઝ માટે તૈયારી કરવા માંડે છે.

આ પ્રમાણે જરથોસ્તી ધર્મ આપણને સ્પષ્ટ સમજાવે છે કે

---

૧. દ. દા. દીન પુ. ૧૭. પા. ૨૯.

જ્યારે શરીરમાંથી આત્મા બાહેર પડે છે ત્યારે તે પોતાની વ્યક્તિતા અને દેહ શુદ્ધિ જેવા મૂળ ગુણ લક્ષણો જાળવી રાખે છે; કેમકે આ જીંદગીમાં માનુષી અભિલાષા જોતાં કુદરતી છે કે મીનોઇ જીંદગી ભોગવવા પોતે શક્તિવાન બને એટલા અર્થે એક મનુષ્ય પોતાના આત્માની વ્યક્તિતા જળવાયલી જોવા ચાહે. આ દેહ શુદ્ધિ (Consciousness) ઉપરજ બીજાં સુખના ભોગવતાનો આધાર રહે છે એ દેખીતી વાત છે. કોઇપણ હસ્તિમાંથી તમે જો વ્યક્તિતા કાઢી નાખો તો હસ્તિને નીસ્તિમાં ફેરવી નાખવા બરાબર છે. શોપનહીઅર લખે છે કે, "જે કાંઇ મનુષ્ય છે અને મનુષ્યમાં અગત્યનું છે તે તેની વ્યકિતતા (યાને વ્યકિત' શબ્દમાં સાધારણ રીતે જે કાંઇ સમાઇ જાય છે તે) છે અને મનુષ્યના સુખ અને આબાદીનો મૂળ આધાર આની ઉપરજ રહે છે." જેમ આ ગેતી જીંદગી માટે પણ ખરૂં છે તેજ પ્રમાણે મીનોઇ જીંદગી માટે પણ એ ખરૂં હોવું જોઇએ. ઝંદ અવસ્તા પ્રમાણે, માનુષી વ્યકિતતા કે જેની ઉપર તેનાં સુખ અને આબાદીનો આધાર રહે છે તે મીનોઇ જહાનમાં પણ અમર રહેશે.

મેં ઉપર જણાવ્યું છે કે મરણ પછી આત્મા ઘણો ચંચળ અને બળવાન બને છે. તેની શકિતઓ એવી એક જહાનમાં પોતાનાં કાર્યો સંપૂર્ણ રીતે બજા લાવે છે, કે જે જહાનમાં તેઓને બગડવાનો યા મંદ પડવાનો લાગ મળતો નથી. આત્માની તર્કશકિત અને વિચાર શકિત તુરતજ લગભગ સંપૂર્ણ સ્થિતિએ પહોંચે છે. તેની યાદદાસ્ત શકિત કાંઇ ઓછી સંપૂર્ણ બનતી નથી. તેની ગઇ જીંદગીમાં બનેલા બનાવો, સંજોગો, પોતે અનુભવેલી ચીજો અને કીધેલા વિચારો, સઘળા બરાબર યાદ રાખી શકે છે. જે જે ખરાબ વિચારો, વચનો અને કામો માટે તે આ જહાનમાં જવાબદાર બન્યો હોય તે સઘળાં તેને યાદ રહે છે. ઝંદ અવસ્તા આપણને આ સઘળું સ્પષ્ટ શીખવે છે.

આપણાં પવિત્ર પુસ્તક પ્રમાણે મનુષ્યમાં તેના પેલી જહાનમાં પ્રવેશથી કાંઇ બીજીજ તર્કશકિત, બીજુંજ અંતઃકરણ અને કાંઇ જુદીજ યાદદાસ્ત શકિત આવતી નથી, પણ ગેતી જહાનનીજ શકિતઓ પોતાનું કામ ચાલુ રાખે છે.

આપણે જોઇ ગયા છીએ તેમ આત્મા શરીરનાં વિસર્જન થવા પછી કામ કરતો રહે છે. તેને ગેતી તેમજ મીનોઇ જહાનમાં જે જે કામો કીધાં હુશે તેનું તોળ, બન્ને વખતે, જ્યારે તેને એકલાને ઇનસાફ મળશે ત્યારે અને છેવટના સાર્વજનિક ઇનસાફ (રસ્તાખીઝ) વખતે, થશે. "એવું કહેવામાં આવે છે કે મરણ પામેલાંઓના આત્મા ત્રણ રાત અને દીવસ આ જહાનમાં રહે છે. ચોથે દીવસે બામદાદે તેઓ હિસાબ આપવાના મકકે અલબુર્ઝ પર આવી પુગે છે. તેનો હિસાબ ચીનવત પૂલ ઉપર લેવાય છે. આ ચીનવત પૂલ વિષે એમ કહ્યું છે કે તે દુન્યાની મધ્યમાં આવેલા આઇરાનવેજમાં આવેલી દાઇતી ટોંચ ઉપર છે. આ ટોંચની નઝદીક આવી પહોંચતા ચીનવત પૂલ અલબુર્ઝથી દાઇતી સુધી લંબાયલો માલુમ પડે છે. આ પૂલની કેટલીક બાજુઓ પહોળી તો કેટલીક સાંકડી છે. જે બાજુઓ પહોળી છે તે સતાવીસ બરૂની પંહોળાઇ જેટલી છે, જ્યારે સાંકડી બાજુઓ અસતરાની ધાર જેવી તેજ હોય છે. જ્યારે અશો શખસનો આત્મા ચીનવત પૂલ આગળ આવી પહોંચે છે ત્યારે તે પૂલ ફરે છે અને રશ્ન યઝદ કે જે રાસ્ત ઇનસાફ લેનારો છે તેના હુકમ મુજબ, અશો આત્મા આગળ, તેના કામોની લાયકાત મુજબ પહોળી બાજુ ધરે છે. "વળી આ પૂલ નવ ભાલાની લંબાઇ જેટલો પહોળો થાય છે...પણ પાપી માટે તે અસતરાની ધાર જેટલો સાંકડો બને છે. અશો રવાન તે ઉપરથી ખુશાળ પસાર થાય છે. જેમ ભવ્ય વસંત રૂતુમાં એક શખસ તનદરૂસ્ત હાલતમાં અને ખુશાલ જીવે મઘમઘતાં ફુલો વચ્ચેથી

પસાર થઇ મોજ મેળવે છે તેજ મુજબની મોજ તે અશો રવાનને મળશે, તેને એક ખુબસુરત કુમારીકા લેવા આવશે. આ ખુબસુરત કુમારીકા તે તેનુંજ સુંદર અંતઃકરણ છે કે જેને ખુબસુરત સ્રીના આકારમાં ચિતારવામાં આવ્યું છે. પણ જે શખસ પાપી છે તે પોતાનાં પાપથી ગભરાઇને અને પૂલની સાંકડી જગાને લીધે, તેની અધવચ આવી નીચે દોજખના ગારમાં ગબડે છે. જેમ આ ગેતી દુન્યામાં એક માણુસ રીએ છે અને મરે છે તેજ મિસાલ તેની હાલત આ વખતે થાય છે; "...અને ત્રીજી રાત પછીથી બામદાદે એક કદરૂપી, ભયાનક અને તેને ઇજા કરનાર ઓરત તેને લેવા આવે છે. તે પાપી આત્મા ધ્રુજતો, થડડતો પોતાની મરજી વિરૂધ પોતાનાં બુરાં કામોનો હિસાબ આપવા આગળ વધે છે. પણ તેને કાંઇપણ સુઝ પડતું નહીં હોવાને લીધે તે પોતે ગુમરાહ બને છે અને ચીનવત પૂલ ઉપરથી નીચે દોજખમાં ગબડી પડે છે."[1]

"ત્રીજી રાત પછી જ્યારે બામદાદ આવે છે ત્યારે અશો રવાનને એમ લાગે છે કે તે સુંદર ઝાડપાન અને ખુશબો વચ્ચે આવી પહોંચ્યું છે; તેને એમ લાગે છે કે દક્ષિણ દીશા તરફથી ઘણાજ ખુશબોવાળો પવન ફુંકવા માંડે છે કે જેવો પવન કદીપણ આ દુન્યામાં તેને માલુમ પડયો હતો નહીં; તેને એમ લાગે છે કે તે હવા તે દમમાં લઇ ખુશી થાય છે. તે વિચાર કરે છે કે આવી મઘમઘતી લહેરી કયાંથી આવતી હશે? તેને એવું લાગે છે કે પવન સાથજ તેનું અશો અંતઃકરણ એક પંદર વરસની અતિ ખુબસુરત કુમારીકાનાં આકારમાં તેની આગળ આવે છે, કે જે ખુબસુરત કુમારીકા પ્રકાશીત ખોરેહવાળી, સફેદ હાથોવાળી, મજબુત બાંધાની, ઉંચી, કુળવાન, ઘટમદાર અને દુન્યામાં સર્વેથી વધુ રૂપાળી તેને માલુમ

---

૧. દા. દીની પ્ર. ૨૦, ૨૧, અને ૨૫.

પડે છે." તે અશો રવાન તેણીને પુછે છે કે, "મેં કદીપણ નહીં જોયલી એવી ખુબસુરત કુમારીકા, તું કોણ છે?" અને તેણી કે જે કોઇજ નહીં પણ તેનું પોતાનું પવિત્ર અંતઃકરણ છે તે જવાબ આપે છે કે, "ઓ તું સારા વિચાર કરનાર, સારા શબ્દો ઉચારનાર અને સારાં કામો કરનાર શખસ, હું તારૂં પોતાનું અંતઃકરણ છું. તારી ભલાઇ, મોટાઇ, રાસ્તી, બળ અને સ્વતંત્રતા કે જે હું સઘળું જોઇ શકું છું તે માટે દુન્યાનાં લોકો તુંને ચહાતા હતા. અને તેજ મુજબ સારા વિચાર, વચન અને કામો કરનાર શખસ, એજ ભલાઇ મોટાઇ, રાસ્તી વગેરે જે તું મારામાં જોય છે તેને લીધે તું મને ચહાય છે. હું ખુબસુરત હતી, પણ તેં મને વધુ રૂપાળી બનાવી છે. હું ચહાવા લાયક હતી પણ તેં મને વધુ ચહાવા લાયક બનાવી છે. હું આલા દરજ્જો ધરાવતી હતી પણ તેં મને તારા સારા વિચાર, વચન અને કામોથી વધુ આલા દરજ્જો આપ્યો છે અને મારી અહુરમઝદની સંગતને લીધે તેમજ તે સાહેબને હું અર્પણ થવાને લીધે લોકો મને ચહાતાં શીખ્યાં છે."[1]

"ત્રીજી રાત પછીની બામદાદે પાપી રવાનને એમ લાગે છે કે તે એક બરફથી ઢંકાયલા પ્રદેશમાં આવી પહોંચ્યું છે કે જ્યાં ઉત્તર દીશા તરફથી અતિ બદબો ભર્યો પવન ફુંકે છે કે જેવો પવન દુન્યામાં કદીપણ તેને માલુમ પડયો હતો નહીં. આ દુર્ગંધી પવન તે દમમાં લેય છે અને વિચાર કરે છે કે, 'આવો અતિ ખરાબ ગંધનો પવન કયાંથી આવ્યો હશે?'[2] "ત્યાર પછી તે આત્મા ચીનવત પૂલ તરફ જાય છે કે જ્યાં અશો તેમજ પાપીઓનાં આત્માઓને જવાનું છે, ત્યાં તેનાં (પાપી રવાનનાં) અનેક દુશ્મનો તેને ઇજા કરવાના ઇરાદાથી તેની વાટ જોતાં ઉભેલા હોય છે."[3] "જે રસ્તો અશો તેમજ પાપી

૧. દા. દીની. ૨૦. ૨૧, અને ૨૫.
૨. ય. ૨૨ ફ. ૭-૧૪; ૨૫-૩૨.
૩. માનોઇ ખેરદ પ્ર. ૨, ફ. ૧૮ વિગેરે.

રવાનો માટે ખુલ્લો છે તે માર્ગ તરફ તે આત્મા આગળ વધે છે. આ પૂલને મઠાળે દરેક આત્માને તેની સખાવતનો બદલો મળે છે..." "ત્યાર પછી એક ખુબસુરત અણળા સગો સહીત તેને લેવાને આવે છે..."[1]

"ચોથા દીવસની બામદાદે જે પાપો માટે તેને પશ્ચાતાપ કર્યો હોય તેનો હિસાબ કરવામાં આવે છે. જે સારાં કામો કરી તેને એ પાપો ફીતારી દીધાં હશે તેને હિસાબમાં ગણવામાં આવશે નહીં કેમકે આ હિસાબમાં જે અસલ સારાં કામો તેણે ખુદ કીધાં હોય તેમજ જે પાપનો તેણે પશ્ચાત્તાપ નહીં કર્યો, તેઓનેજ ગણવામાં આવે છે. ...સારાં બુરાં કામોનું વજન કરવામાં આવે છે અને શું વધારે છે તે તપાસવામાં આવે છે... "સારાં કામો અને તેનેથી નીપજતાં સારાં પરિણામોને લીધે આત્માની ઉન્નતિ થાય છે માટે પાપના પશ્ચાત્તાપ માટે એવાં સારા કામો કરવાં જોઇએ કે જેનાં પરિણામો અનેક ભલાઇ માં આવે. પાપમાંથી મળતી મુક્તિ વિષે એમ કહેવામાં આવ્યું છે કે, 'એક અસલ ભલું કામ એક મૂળ પાપને જડમૂળથી ઉખેડી નાખે છે અને ભલાં કામોના પરિણામો બુરાં કામનાં પરિણામો નીપજતાં અટકાવે છે.' "મરણ પામેલા શખસના લાભ અર્થે અગર જો કોઇ શખસ એક સારૂં કામ કરે, પણ જો તે કામ કરવા મરનાર ધણીએ ફરમાવ્યું નહીં હોય, યા તે માટે કાંઇ વસીયત કરી નહીં ગયો હોય, યા તો તે સુચવનાર યા બતાવનાર પણ જો તે મરનાર શખસ નહીં હોય, તો પાપ સવાબના હિસાબ વખતે આવું કામ તેની મદદે આવશે નહીં. અગર જો એક શખસ આવાં કામ માટે ફરમાવી જતો નથી યા તે માટે કાંઇ દોલત પણ મુકી જતો નથી, પણ માત્ર તેની સંમતી તે કામ માટે આપે છે, અને જો તે

---

૧. વંદી. પરગ. ૧૯, ફ. ૨૯-૩૦.

કામ તેની હૈયાતી દરમ્યાન થાય છે તો તેનો લાભ, તેનાં મરણ પછી ત્રણ દીવસ સુધી તેને મળે છે. પણ જો તે સારૂં કામ તેની હૈયાતી દરમ્યાન કરવામાં આવતું નથી તો તે ત્રણ દીવસ દરમ્યાન તેમજ જે વેળાએ પાપ સવાબનો હિસાબ થાય છે ત્યારે પણ તેને પુગતું નથી; પણ જ્યારે તે કામ આ દુન્યામાં હાથ ધરવામાં આવે છે તે વખતે તેના આત્માને તેનો લાભ પહોંચે છે." 'પણ જો મરનાર શખસ એક સારૂં કામ ફરમાવે અને તે પરિપૂર્ણ કરવા સાંધનો મુકી જાય અને આ રીતે તે કામના કર્તા તરીકે શરૂઆત કરી જાય તો, જોકે તે કામ તેની હૈયાતી દરમ્યાન પણ હાથ ધરવામાં નહીં આવે તોએ, તેનો બદલો તેને મળે છે......" "જે કામ તુરતજ હાથ ધરવામાં આવે છે તે ખરેખર ભલું કામ છે અને તેનો બદલો તો તેના કર્તાને મળશેજ..." "જે શખસ એક ફરમાવેલું ભલું કામ ઉપાડી લેય છે તેને પણ લાભ મળે છે અને તેનો આત્મા ફરમાવનાર ધણીના આત્મા કરતાં વધારે બળવાન અને તેજશ્વી બને છે. જેમ એક શખસ પોતાના સુશોભીત પોશાકમાં ખુબસુરત અને ભપકાબંધ દેખાય છે, પણ એક શખસ ચોરી કરેલા પોશાકમાં સજ થવે તટલો ભપકાબંધ લાગતો નથી, તેજ મુજબ સારૂં કામ કરનાર અને સારૂં કામ ફરમાવનાર ધણીઓનાં અંતઃકરણની સુંદરતા વિષે સમજવું." "સારાં કામો અનેક પ્રકારનાં હોય છે; દાખલા તરીકે જે કામ એક મનુષ્ય પોતાના લાભ અર્થે ફરમાવે તે કામ, બીજાઓ ફરમાવ્યા વગર તેના લાભ અર્થે કરે, એ કરતાં વધુ ચઢીઆતા પ્રકારનું છે; તેમજ, જે કામ એક મનુષ્ય પોતે પોતાના હાથે કરે તે વધુ સારૂં અને અસરકારક છે. આથી ઉતરતા પ્રકારનું સારૂં કામ તે છે કે જે એક માણસ પોતાના હોકમથી, પણ પોતાનીજ દોલતના જોરે બીજાઓ પાસ કરાવે છે;

તેથી ઉતરતા પ્રકારનું ભલું કામ તે છે કે જે એક શખસ પોતાના મરણ બાદ કરવાને બીજાઓને ફરમાવે છે. છેવટમાં, એથી ઉતરતા પ્રકારનું ભલું કામ તે છે કે જે બીજાઓ (તેના હોકમ વગર) કરે છે. અગરજો એક માણસ એક ભલું કામ કરવાને સમંતી આપે નહીં યા તો તેણે તે કામ કરવા કોઇને સુચવ્યું હોય નહીં, છતાં જો બીજાઓ તે કામ તેનાં લાભ અર્થે કરે તો તે તેને પહોંચશે નહીં..."[1]

"એક શખસની જીંદગી દરમ્યાન દરરોજ તેનાં પાપ સવાબનો હિસાબ ત્રણવાર કરવામાં આવે છે. ગેતી જીંદગી દરમ્યાન વિચાર, વચન અને કામોનો હિસાબ રાખવાનું કામ વોહુમનનું છે. જે શખસો વચનોનો ભંગ કરનાર હોય છે તેઓની હીલચાલ, શબ્દો અને કાર્યો ઉપર, આ દુન્યામાં દેખરેખ રાખનાર મિથ્ર છે... મિથ્ર તેઓના કામનો હિસાબ રાખનાર છે. ત્રણ રાતનાં હિસાબ વખતે, અશો સરોશ અને રસ્ત રશ્ન અશો અને પાપી રવાનોનાં પાપ સવાબના હિસાબ ઉપર વિચાર કરે છે. આ હિસાબ પૂરો થવે, ભવિષ્યની સ્થિતિ નક્કી કરવા માટે, પેદા કરનાર અહુરમઝદ પોતે હિસાબ કરે છે કેમકે પોતાનાં સર્વજ્ઞાની ડહાપણુને લીધે તે સાહેબ ત્રણ રાતનો હિસાબ તેમજ તેનાં પ્રાણીઓનાં વિચાર, વચન અને કામો વિષે સર્વે સમજી શકે છે."[2]

"જ્યારે એક પાપી શખસ મરણ પામે છે ત્યારે તેનો આત્મા તેનાં શરીરની આસપાસ ત્રણ રાત અને દીવસ વિલાપ કરતો ભટકે છે, કે, 'હવે હું ક્યાં જાઉં અને શાનો આશરો લઉં?' અને જે જે બુરાં કામો અને ગુનાહો આ દુન્યામાં તેણે કીધાં હોય છે તે આ ત્રણ દીવસમાં તેની નજર સામે આવી ઉભાં રહે છે. ચોથે દીવસે દરૂજ વિઝરેશ તે પાપી આત્માને, સરોશની લડત ઉપરાંત, જાળમાં

---

૧. દા. દીની. પ્ર. ૮, ૯, ૧૩. ૨. દા. દીની. પ્ર. ૧૪, ફ. ૨–૫.

લેય છે અને ચીનવત પૂલ તરફ તેને ઘસડી લઇ જાય છે. ત્યાર પછી, રશ્ન તે પાપી આત્માની બદીને લીધે તેને ઝટ પિછાણી લેય છે."[૧] "ત્યાર પછી વિઝારેશ તે પાપી આત્માનો કબજો લેય છે અને તેને નિર્દયપણે માર મારે છે અને તેની સાથ ઘાતકીપણે વર્તે છે. તે પાપી રવાન ઘણોજ મોટા ગભરાતમાં પડે છે અને મોટી ચીસ પાડી માહેતમ કરે છે.... જ્યારે તેનાં છૂટવાના ફાંફાં અને દયા માટે કાકલુદી ફોકતમાં જાય છે અને જ્યારે ફરેસ્તાઓ યા તો દરૂજો પણ તેની મદદે આવતા નથી ત્યારે વિઝારેશ તેને દોજખ તરફ ઘસડી લઇ જાય છે." "ત્યાર પછી એક બદસુરત ઓરત તેને મળવા આવે છે અને તે પાપી રવાન તેને સવાલ કરે છે કે, 'મેં દુન્યામાં કદી પણ નહીં જોયલી એવી બદસુરત અને કદરૂપી ઓરત, તું કોણ છે?' અને તેણી તે રવાનના સવાલના જવાબ માં કહે છે કે; "ઓ તું બુરા વિચાર, વચન અને કામો કરનાર શખસ, હું કોઇજ નહીં પણ તારાં કીધેલાં બુરાં કામોનું સ્વરૂપ છું... તેં કીધેલા બુરા વિચાર, વચન અને કામોના આકાર સિવાય હું બીજું કોઇજ નથી. મને નાલાયકને તેં વધુ નાલાયક બનાવી છે."[૨] "તમે જાણો કે જે શખસનાં અંતઃકરણમાં દએન વસવાટ કરે છે તે આત્મિક જહાનમાં એક ખુબસુરત કુમારીકા જેવોજ શોભાયમાન ગણાય છે અને તેનો ચેહેરો સર્વને જોવા ગમે છે. જેમ અહુરમઝદે પેદા કરેલો સુર્ય તેની પૃથ્વીને લાભકારી છે તેમ આ શખસ સર્વે પેદાયશ ઉપર ભલી નેમથી નજર રાખે છે, અને જેમ એક પિતા પોતાના ભલા બેટાનો ચહેરો જોઇ ખુશી થાય છે તેમ સર્વે તેને જોઇને ખુશી થાય છે."[૩] આ પ્રમાણે આપણા ધર્મ

૧. વંદી. પરગ. ૧૯, ફ. ૨૯-૩૨.

૨. મીનોઇ ખેરદ પ્ર. ૨, ફ. ૧૫૮-૧૮૦; પૂ. પ. પુ. દીન. પુ. ૯, પ્ર. ૨૦, ફ. ૩-૮.

૩. દ. પે. દીન. પુ. ૬. પા. ૩૬૨ અને ૩૬૩.

પુસ્તકો સમજાવે છે કે આત્મા માફકજ મનુષ્યની કરણી તેઓનાં મરણ બાદ અમર રહેશે, અને તેઓની સાથ આવશે. મરણ પછી આત્મા ગુજરેલી જીંદગીની બારીક તપાસ અચૂક નજરથી કરી શકે છે. આપણું ધર્મપુસ્તક આપણને સમજાવે છે કે મરણ પછી એક અશો રવાન પોતાનાં સારાં કામ માટેનો બદલો શું છે તે તુરત સમજી શકે છે અને ખુશી થાય છે, અને એક પાપી રવાન દુઃખ અને ભય પામે છે.

એક માણસે પાપ કર્યું છે તેનો ખ્યાલ સદા તેને બેચેની અને દુઃખ ઉપજાવનારો થઇ પડે છે, પણ જ્યારે આત્મા શરીરની બહાર નીકળી જાય છે અને જ્યારે શારીરીક જીંદગીનો વેશ નાબુદ થાય છે ત્યારે એ ખ્યાલ અતિષય દુઃખ દેનારો થઇ પડે છે. કેમકે એ વખતે, એક માણસે ચોરી, લુચ્ચાઇ, બદગોઇ વિગેરે જે કાંઇ કર્યું હોય તે ભેગું તેની સામે આવી ઉભું રહે છે. તેઓ તેની નજર સામે હાજર રહી તેના આત્માને પિડે છે. તે આત્મા ચાલુ ગભરાટ અને ગુંચવાડામાં રહે છે અને આપણાં ધર્મ સાહિત્યો કહે છે કે જ્યારે એક પાપી શખસ આ દુન્યા છોડી જાય છે તેવુંજ તેને ભાન આવે છે કે તેણે પોતાની તપાસ માટે એક મહાન ન્યાયધીશ આગળ હાજર રહેવાનું છે. તેના મનની આસપાસ તેના ગુનાહોનો ચિતાર અને શિક્ષાના જે મીનોઇ હથીયારવડે તેને વેદના ભોગવવાની છે તે ફરી વળે છે. જોકે ગુનેહગારો તુરંગમાં ગમગીન અને નાસીપાસ થઇને પડી રહે છે તોએ જે દીવસે તેઓની તપાસ માટે તેઓને ન્યાયાધીશ સમક્ષ ઉભા કરવામાં આવે છે ત્યારે તેઓ વધુ દુઃખી અને બેચેન બને છે. તેજ પ્રમાણે માનુષી આત્માઓની સ્થિતિ સમજવી. જ્યારે તેઓ પોતાના પાપને ખરા આકારમાં પોતા સામે રજુ થયલા જોય છે અને એ પાપોની શિક્ષા તેઓને ખમ-

વાની છે એમ ભાન જ્યારે તેઓને આવે છે ત્યારે તેઓ મહા ભય પામે છે.

ઝંદ અવસ્તા આપણને સમજાવે છે કે શરીરમાંથી છુટો પડેલો આત્મા મરણ પછીને ત્રીજે દીવસે ચીનવત પૂલ તરફની તેની મુસાફરી શરૂ કરે છે. અશો રવાન ઝાડપાનથી ભરેલા અતિ મઘમઘતા પ્રદેશમાંથી પસાર થાય છે કે જ્યાં તે ઘણું સુખ અને હરખ અનુભવે છે. પણ પાપી રવાન બીહામણી જગાઓમાંથી પસાર થાય છે જ્યાં તે દલગીરી અને દુઃખ ભોગવે છે.

આ પૂલ ઉપર દરેક આત્માએ, અહુરમઝદ, સરોશ, રશ્ન, અર્શતાત, મેહેર, ફ્રવશી (કે જે રાહબર કરનાર શક્તિ છે) અને વાયુની ભેગી અદાલત આગળ પોતાની તપાસ માટે હાજર થવું પડે છે. આપણી દુન્યાની અદાલતોમાં ચાલતી તપાસોથી આ તપાસ તદન જુદાજ પ્રકારની છે. મૂળ તફાવત એ છે કે આ મીનોઇ અદાલતનો ઇનસાફ કોઇનો પણ સરોપરો રાખતો નથી. સઘળા આત્માઓ એકુજ સપાટી ઉપર ઉભા રહે છે અને દરેક માટે એકુજ કાયદો છે. રાજકર્તા અને ફકીર તેમજ ગુલામો પણ એકુજ અદાલત અને એકુજ કાયદાને આધીન છે. મોટી પદવીને લીધે કાંઇ ગુનાહની ઢાંકપીછોડ કરવામાં આવતી નથી. ચીનવત પૂલ ઉપર સઘળા આત્માઓનો ઇનસાફ કરવા યઝદો બેસે છે.

આપણો ધર્મ સચ્ચાઇ (આસ્તાદ), ઇનસાફ (રશ્ન), તાબેદારી (સરોશ) અને સત્ય (મેહેર) પ્રમાણે ચાલવા આપણને ફરમાવે છે તેમાં કાંઇ પણ શક નથી. જ્યારે આપણા ધર્મનું એ ફરમાન છે તો શું આપણામાં ખાત્રી બરપા થતી નથી કે એ ફરમાન એક આપણી ફરજ માત્ર કરતાં કાંઇક વધુ છે? શું આપણામાં એવી

લાગણી પેદા થતી નથી કે દરેક માણસને તાબે થવા માટે આ ફરમાનો જાહેર કરવામાં આવ્યાં છે? તે ઉપરાંત શું આપણુને એમ નથી લાગતું કે સચ્ચાઇ, ઇનસાફ, સત્ય અને તાબેદારી એ માત્ર આપણી બાકી દુન્યાના નહીં પણ તમામ કુદરતના કાયદા છે? અંદરખાનેથી આપણાં સઘળાની ખાત્રી થાય છે કે આ કાયદા માત્ર થોડા વખતનેજ માટેના નથી પણ જાહુકના છે અને તેઓને કદી પણ રદ કરવામાં આવશે નહીં. જેટલા આ કાયદા સાર્વજનિક છે તેટલાજ તે અમર છે. સચ્ચાઇ, ઇનસાફ, સત્ય અને તાબેદારી માત્ર આ દુન્યામાંજ નથી, પણ તેઓ મીનોઇ જહાનમાં પણ આપણી સાથે આવે છે.

ચીનવત પૂલ ઉપર સ્રઓશ તે આત્માને માટે રાહ જોતો બેસે છે કે જેની સામે તેણે પોતાની તપાસ માટે ખડા રહેવું પડે છે. સ્રઓશની ઉપરજ તે આત્માનો બધી વાતે આધાર રહે છે; મનુષ્યની ભવિષ્યની જીંદગીની સ્થિતિ નિર્માણ કરવામાં તેનાં માબાપ, સગાંવહાલાં, મિત્રો કે વડા ધર્મગુરૂઓ પણ કાંઇબી કરી શકતા નથી. તેને માટે જે કાંઇ સ્થિતિ મુકરર થઇ ચૂકી હુશે તે કોઇપણ ફેરવી શકનાર નથી. અહુર, સ્રઓશ, રશ્ન, મેહર, અર્શતાત, દએન અને ફ્રવશીની મૂલાકાત થવે સર્વે ચીજ મુકરર થઇ જાય છે અને આ ઇનસાફ ઉપર કાંઇપણ અપીલ દલીલ ચાલી શકતી નથી.

અશો તેમજ પાપી રવાનોને, આ દુન્યામાં કરેલાં તેઓનાં કામોનો હિસાબ આપવાનો છે. તેઓએ નાનામાં નાના અને ખાનગીમાં કરેલો સર્વે કામોનો પણ જરાકે જરાક હિસાબ આપવાનો છે અને તે સદર અદાલતમાં આ સર્વે કામોને ધ્યાનમાં લેવામાં આવે છે. હુયાં સવાલોનો જવાબ ઉડાવી શકાતો નથી. તમારી માલમતા, શક્તિઓ વખત અને ટકોનો તમે શું ઉપયોગ કીધો? તમારી શકિત-

ઓ અને ઇંદ્રિયોનો શા અર્થે તમે ઉપયોગ કર્યો? સખાવત માટે તમારી દોલત અને તમુને અપાયલી ટકોનો તમે કેવો વપરાસ કર્યો છે? આવા સવાલોના જવાબો આપવાજ પડે છે. "તનેપસીન માટે સારાં કામો કરી મનુષ્ય બન્ને જહાનમાં કીર્તિ મેળવે છે."[1] "અહુરમઝદે બનાવેલા પવિત્ર ચીનવત પૂલ પર અશો રવાનો આ જહાનમાં કરેલી સખાવતોનો બદલો માંગે છે."[2]

આ ખાકી જહાનમાં કરેલા ગુનાહો અને સારાં કામો માટે ગુમાવેલી ટકનો હિસાબ મીનોઇ અદાલત સર્વે આત્માઓ પાસે આ પ્રમાણે લેય છે. ત્યારપછી યઝદો એક મોટા દફતરમાંથી તે આત્માના ગુનાહો ક્રમવાર વાંચી જાય છે. તેને છૂપી રીતે વાપડેલી નીચ યુક્તિઓ વાંચી સંભળાવે છે, તેની ખાનગી શરમીંદગીઓ મોટે અવાજે જાહેર કરે છે અને તેનાં અંતઃકરણ, કે જેનું બહેરાપણું હવે જતું રહ્યું હોય છે, તેને કહી સંભળાવે છે કે, "આ ગુનાહો તેં કીધા, અને આ ટકો તેં ગુમાવી હતી."

આ ગંભીર તપાસ દરમ્યાન અનેક શાક્ષીઓ ગવાહી આપે છે, તેમાં અહુરમઝદ સર્વેથી મોટો અને અગત્યનો ગવાહ છે. આપણાં ધર્મ પુસ્તકો સમજાવે છે તેમ અહુરમઝદનાં મનમાંથી કાંઇ પણ વિસરાઇ જતું નથી. બારીકમાં બારીક કામ અને જે કાંઇ સંજોગો વચ્ચે તે કરવામાં આવે છે તે કાંઇએ અહુરમઝદની દ્રષ્ટિ અને મનમાંથી વિસરાતાં નથી. જાહેર તેમજ ખાનગી કામો તે સાહેબ સહેલાઇથી જોઇ શકે છે.[3]

બીજો શાક્ષી પ્રકાશી, તેજશ્વી અને ખુબસુરત સરોશ યઝદ છે, તે સદા મનુષ્યની ચાલચલણની બારીક તપાસ કરતો રહે છે. તે કહે છે કે, "મેં આ આત્માને પયગામ આપ્યો હતો, મેં ઘણી

---

૧. દ. પૈ. દીન. પુ. ૯. પા. ૬૦૭. ૩. યજ. હા. ૩૧. ફ. ૧૩.

૨. વદી. પરગ ૧૯. ફ. ૨૯.

વાર એની રાહબરી કરી હતી, મેં એની ઉપર દેખરેખ રાખી હતી. એનું રક્ષણ કર્યું હતું અને ઘણી વાર એને સચ્ચાઇની રાહ પર દોરવી લઇ ગયો હતો; છતાં મારે ગવાહી આપવી પડે છે કે એને મારા પયગામનો ઇનકાર કર્યો હતો. જો કે હું અહુરના પયગામચી તરીકે મીનોઇ જહાનમાંથી એની તરફ ગયો હતો છતાં એને મારો પયગામ સાંભળ્યો નહીં અને મારા પનાહ હેઠળ રહયો નહીં. આ હું છૂપાવી શકું એમ નથી કેમકે તે સર્વે જાણનાર સાહેબ અહુરને મારે જવાબ આપવાનો છે." ચીનવત પૂલ ઉપરની તપાસમાં બીજા શાક્ષીઓ રશ્ન, અર્શતાત અને મહેર છે. તે આત્માની તપાસમાં તેઓ નિષ્પક્ષપાત હિસાબ રજુ કરે છે અને ગવાહી આપે છે. તેઓનો તપાસમાં કાંઇપણ સ્વાર્થ હોતો નથી. તેઓ સર્વે સ્વતંત્ર અને રાસ્ત ઇનસાફ અપાવવા થકીજ મહેનત કરે છે.

આ મીનોઇ શાક્ષીઓ ઉપરાંત બીજો એક અગત્યનો શાક્ષી છે. તે શાક્ષી મરણ પામેલા શખસનું અંતઃકરણ પોતે છે. વંદીદાદ પરગ ૧૯. અને ય. ૨૨માં નીચલા સવાલ જવાબ આત્મા અને તેનાં અંતઃકરણ વચ્ચે થતા જોવામાં આવે છેઃ "તું કોણ છે? તેં શું સારા કામો કર્યાં છે? શા માટે તું અહીં આવ્યો છે?" અંતઃકરણ જવાબ આપે છે કેઃ "હું તારૂં પોતાનું અંતઃકરણ છું; તારી સાથજ જન્મી મેં ખાકી જહાનમાં તારી સાથ તમામ જીંદગી ગાળી છે; મેં તુંને શીખામણ આપી, ચેતવણીઓ આપી, ખરાં ખોટાં વચ્ચેનો ભેદ સમજાવ્યો અને ખરૂં અખત્યાર કરી ખોટું તજવાની સલાહ આપી. અહુરમઝદ, કે જેણે મને પેદા કરી તારી સાથ મોકલ્યો તેની તરફથી મારે જુબાની રજુ કરવી પડે છે કે ઘણાં કામો કે જે તારે કરવાં જોઇએ તે તેં નથી કીધાં અને જે ન કરવાં જોઇએ તે તેં કીધાં છે." આ પ્રમાણે ફરીયાદી પક્ષનો મુકદમો બંધ કરવામાં આવે છે.

ત્યારપછી સર્વેની હાજરીમાં સારાં માઠાં કામોનું તોલ કરવામાં આવે છે. ત્યારપછી યઝદો કઠોર અને નહીં ફેરવી શકાય એવો કાયદો આત્માને કહી સંભળાવે છે અને પોતાનો ચૂકાદો આપે છે. અને સર્વેથી મોટો ન્યાયાધીશ, અહુરમઝદ પોતાનો છેવટનો ચૂકાદો તથા બહાલી આપે છે. ગાથા પ્રમાણે એ સાહેબનો ચૂકાદો અચૂક છે કેમકે તે સાહેબ સર્વ ચીજ જાણે છે અને જુએ છે.[1]

પાપી રવાનને ચૂકાદા પછી ભારે શિક્ષા ફરમાવવામાં આવે છે. મનુષ્ય બંધારણ અકસ્માતિક આફતથી અગરજો તુટી ફુટી જાય છે તો બેશક શરીરને ભારે વેદના ખમવી પડે છે; પણ એથી સખત દુઃખ જ્યારે ચીનવત પૂલ ઉપરની સદર અદાલત ચૂકાદો આપી શિક્ષા ફરમાવે છે ત્યારે પાપી રવાનનાં આત્માને વેઠવું પડે છે. ઉપલાં લખાણોમાં આપણે જોયું તેમ કાંઇ અહુરમઝદ પાપીઓના આત્માને સજા કરવા રાજી નથી યા તેમ કરવાનું તે સાહેબનું કામ પણ નથી. તેના પ્રતિનિધિ તરીકે અંતઃકરણ જે કામ કરે છે તેનાજ હાથમાં શિક્ષા આપવાનું અહુરમઝદે સોંપેલું છે અને અંતઃકરણ તે આત્માને તમામ સત્ય અને સત્ય માત્ર કહી સંભળાવે છે. ચીનવત પૂલ ઉપર કયામતને દીવસે આપણું અંતઃકરણ મોટાં દફતરના આકારમાં રજુ થશે અને આપણી તમામ આગલી તવારીખ વાંચી યાદ દેવાડશે. આપણુને ઝંદ અવસ્તા કહે છે કે નાનામાં નાનાં પાપ યા સવાબનાં કામ ભીતરમાંથી બાહેર આવી આત્મા સનમુખ નક્કર આકારમાં રજુ થશે. આ દેખાવ તેજ કયામતનો ચુકાદો છે.

અશો માણુસના રવાન સામે તેનું અંતઃકરણ પંદર વરસની ખુબસુરત, તેજસ્વી, દમામદાર, ઉંચી અને દુન્યામાં નહીં જોયલી એવી અબળાના આકારમાં હાજર થશે. જ્યારે તેને સવાલ કરવામાં

1. યજ. હા. ૩૧. ફ. ૧૩; હા. ૪૫. ફ ૪.

આવે છે કે તેણી કોણ છે ત્યારે તેણી જવાબ દેય છે કે સારા વિચાર કરનાર, ભલા શબ્દો ઉચ્ચારનાર, સારાં કામો કરનાર અને અને ભલા ધર્મ પ્રમાણે ચાલનાર શખસનું તેણી માત્ર અંતઃકરણ છે. તેણી કહે છે કેઃ "મારી ભલાઇ, ખુબસુરતી, મોટાઇ અને ખુશાળીને લીધે તેં મને ચાહી હતી. હું ખુબસુરત સુંદર અને ચહાવા લાયક હતી પણ તેં મને વધુ ખુબસુરત, સુંદર અને વધુ ચાહાવા લાયક બનાવી છે. એ તારા સારા વિચારો, શબ્દો અને કામોને આભારી છે." સારાં અંતઃકરણને આપણાં ધર્મસાહિત્યો જે દેખીત આકૃતિની ઉપમા આપે છે, તે મનુષ્યની ચાલચલણનો અચૂક છાપ તેઓના ચહેરા ઉપર પડે છે એ વાત પુરવાર કરતો દાખલો છે. એક બે વેળાની ભલાઇ અને માયા ચહેરાપર સારો છાપ બેસાડવાને જો કે પૂરતી નથી તોપણ જો માયા અને ભલાઇમાં એક શખસ પોતાની આખી જીંદગી ગાળે તો તેના ઉમદા ખવાસનો છાપ સૂર્યે આપેલી ફુલોની તાજગી મિસાલ તેના ચહેરાપર પ્રગટી નિકળશે. પોતાના ચહેરા ઉપર થોડી ઘણી અસર ઉપજાવ્યા વિના કોઇપણ શખસ એક માયાભર્યું કામ કરી શકે યા સચ્ચાઇથી પોતાનો ગુસ્સો જાહેર કરી શકે, યા પરોપકારની લાગણી અનુભવી શકે એમ નથી. "જે શખસના મનમાં ભલી દએને પ્રવેશ કર્યો હોય છે તેનો ચહેરો ચહાવા યોગ્ય વસ્તુઓ સમાન સુશોભીત થશે. જ્યારે અશો દ્રષ્ટિ એવા માણુસ ઉપર પડે છે ત્યારે તે ખુશી થાય છે. ચહાવાલાયક અબળા સમાન આવો શખસ ખુબસુરત છે......"[૧] મહાન કવિ શેકસપીયર કહી ગયો છે કેઃ "સુંદરતા ભલાઇ સાથેજ વસે છે." જોનસન પણ એજ પ્રમાણે લખે છે કેઃ "માયા વગરની સુંદરતા બીજાંને ખુશી કરતી નથી અને પોતે સુખી બની શકતી નથી."

---

૧. દ. પે. દીન, પુ. ૯. પા. ૩૬૨ અને ૩૬૩.

હયુજીસનાં મત મુજબ, "ખરી સુંદરતા, અશો અને વખાણવાલાયક સદગુણોનાં ઘરેણાંથી શરીરને શોભાવવામાં છે. આ પ્રમાણે કર્યાથીજ જેઓ કુદરતની સુંદર પેદાયશ સમાન છે તેઓ ખરેખર સજીવ બની શકે છે અને પોતાની આસપાસનાંને મોહ પમાડી શકે છે; અને જે પેદાયશોને કુદરતે ઉતાવળમાં બનાવેલી આકૃતિઓ મિસાલ અપૂર્ણ રાખી છે તેઓ આ પ્રમાણે વર્તવાથી, કુદરતનું અધુરૂં કામ પૂર્ણ કરી શકશે."

બીજા હાથપર, પાપી રવાન સામે, ચીનવત પૂલ ઉપર, બુરા વિચાર ધરાવનાર, બુરા શબ્દો બોલનાર અને બુરાં કામો કરનાર કદરૂપી અને પાપી સ્ત્રી આવે છે. તેણી, તે પાપી રવાનનું અંતઃકરણ છે અને તે રવાનને તેણીને માટે સુગ માત્ર પેદા થતી નથી, પણ ભારે તીરસ્કાર ઉત્પન્ન થાય છે ગેતી દુન્યામાં તે પાપી આત્માએ કરેલી દગલબાજી, ગરૂરી, જુઠાપણું, દુશ્મનાઇ, અંતસ, અદેખાઇ વિગેરે દુર્ગુણોનું આ સ્વરૂપ છે. આ પ્રમાણે આપણા જરથોસ્તી ધર્મ પ્રમાણે કયામતને દીવસે જે પોથો તેને કીધેલાં કામોની યાદ આપે છે તે તેનું પોતાનું અંતઃકરણ છે. ઝંદ અવસ્તાનાં સત્તાવાર લખાણોને આધારે આપણે જોયું તેમ સર્વેથી શ્રેષ્ટ ચીજ જે એક માણસ મેળવી શકે છે તે સારૂં અંતઃકરણ છે અને સર્વેથી બુરી ચીજ એક દંખતું હૈયું છે.

આપણાં પવિત્ર પુસ્તકો બીજી એક સજા કે જે મનુષ્યજાત, તેના સ્વભાવને લીધે, ખાસ ભોગવે છે તે બાબે ઇસારો કરે છે. શું આ શિક્ષા માત્ર ભૂખની છે? યાતો શું શારીરીક ઘા યા મોતની તે ફરમાવવામાં આવે છે? નહીં. ઝંદ અવસ્તા દેખાડી આપે છે કે જે ચીનવત પૂલ ઉપર તપાસ ચાલે છે તેમાં મૂખ્ય શિક્ષા આત્માને પહોંચતી શરમીંદગી છે. જનાવરોને મારવામાં આવે, જખમ કરવામાં

આવે યા તેઓનો પ્રાણ લેવામાં આવે તોએ તેઓને શરમીંદગી ઉપજાવી શકાતી નથી. પણ જ્યારે એક પાપીને જાહેરમાં શરમ ઉપજાવનારી શિક્ષા થાય છે ત્યારેજ તે તેના ફેજે પહોંચે છે. આપણે આપણાં ધર્મ સાહિત્યોમાં વાંચ્યે છીએ તેમ જ્યારે ચીનવત પૂલ ઉપર, અહુર, સ્રઓશ અને રશ્નની અદાલત સામે પાપી આત્મા આવી ખડો રહે છે ત્યારે કોઇપણ પ્રકારની ઢાંક પીછોડ વગર તેણે પોતાનું કદરૂપાપણું, ગલીચી અને ગંડવાદ તેનાં ખરા આકારમાં જાહેર કરવાં પડે છે, જેથી તેને શરમીંદગી પહોંચે છે.

સાધારણ રીતે વપરાતા ગુનેહગારો માટેનાં કપડામાં સજ થઇ જ્યારે પીઓ નામનાં રોમન ઉમરાવને સેનેટની અદાલત સનમૂખ હાજર થવાનો હુકમ થયો, અને જ્યારે તેણે તે અદાલતને પોતા ઉપર સજા ફરમાવવા પૂર ગંભીરતાથી ભેગી મળેલી જોઇ, જ્યારે તેને ન્યાયાધીશોને અને તોહમતદારોને તેઓની બેઠકો લેતાં જોયા ત્યારે લોકોની હાંસી મશ્કેરીની શરમીંદગી તામોશ નહીં થવાથી, તેણે છૂપાવેલું એક ખંજર કાઢી પોતાનો જીવ લીધો હતો. સ્પેનના રાજા ફીલીપ બીજાએ, અલવારો બસાનો, કે જે મહાન દરીઆઇ સેનાધિપતિ હતો અને જેણે મહાન દરીઆઇ લડતો જીતી હતી, તેને કહ્યું કે ઇંગલંડ સામે યુદ્ધ કરવા એક મોટો કાફલો ભેગો કરવો; આપણે જાણીએ છીએ તેમ આ દરીઆઇ કાફલાનો છેવટે નાશ કરવામાં આવ્યો હતો. તેને ઘણાં લડાયક બારકેસો તૈયાર કરવાનું હોવાને લીધે તેનું કામ રાજા ધારતો હતો તેટલી ઝડપથી થયું નહીં. તેથી ગુસ્સે થઇને રાજાએ પોતા પાસ તેને તેડી મંગાવ્યો અને કહ્યું કે: "હું જેવી રીતે તમારી તરફથી મારા હુકમો બજા લાવવાની આશા રાખતો હતો અને જેટલી ઝડપથી તે બજા લાવવાની તમારી ફરજ છે તે પ્રમાણે તમે વર્તયા નથી એમ ખુલ્લું માલુમ પડે છે." તે રાજાએ

આટલા શબ્દો ઉપરાંત બીજુ કાંઇપણ તેને કહ્યું નહીં. પણ આટલાજ શબ્દો તેનું દીલ તોડવા અને તેનો પ્રાણ લેવા પૂરતા નિવડયા. અલવારો ઉદાસ ચહેરે દરબારમાંથી ઘરે પાછા ફર્યો. થોડા દીવસમાં તે તુટેલે જીગરે મરણ પામ્યો. આ ઉપરથી વિચાર કરો કે ચીનવત પૂલ ઉપરની અહુરની અદાલત આગળ પાપીઓના આત્મા શરમીંદગીમાં કેમ ગીરફતાર થઇ જતા હશે! શું પોતાની હૈયાતી ખતમ કરવા તેઓ ત્યાં કાંઇપણ હથીયારની મદદ મેળવી શકે છે? અને જો માત્ર તે અદાલત સામેની હાજરીથી તેઓ એટલી શરમીંદગી પામે તો જ્યારે અહુર, સઓશ, રશ્ન, મેહેર અને અર્શતાત તેણે કરેલાં પાપો અને બતાવેલી નીચ વૃત્તિની ટીપ વાંચી સંભળાવવાનું શરૂ કરે ત્યારે તેની દશા કેવી થતી હશે?[1] જ્યારે પાપી રવાનો સમજે છે કે પોતાનાંજ હાથે તેઓએ પોતાની પાયમાલી કરી લીધી છે ત્યારે તેઓ અતિ વધુ ગુંચવાડામાં પડે છે. તેઓનાં દુઃખમાં સર્વે ઠેકાણેથી તેઓને ઠપકો મળે છે. સઘળી ગઇ ગુજરી બાબદ તેઓની નજર સામે આવી ખડી રહે છે અને પાપી રવાનને એકરાર કર્યા વિના છૂટકો રહેતો નથી કે: "ઓ અહુર! તેં અમને શિક્ષા ફરમાવી નથી; અમો અમારાજ હાથે શિક્ષા પામ્યા છીએ." આ પ્રમાણે અંતઃકરણનો અમર દંખ તેને ચાલુ દુઃખ દેય છે. જરથોસ્તી ધર્મ પ્રમાણે મનુષ્યની સ્વતંત્ર ઇચ્છા શક્તિ અને ઇનસાફ, આ બેજ ચીજ, તેની ભવિષ્યની જીંદગીની સ્થિતિ મુકરર કરે છે.

ચીનવત પૂલની સદર અદાલતમાં ચાલતાં કામકાજનો અહેવાલ દર્શાવનારા ઝંદ અવસ્તામાંથી મળતાં સત્તાવાર લખાણોને આધારે આપણે આ અનુમાન કાઢી શકયે છીએ કે આપણાં ધર્મ સાહિત્યો મુજબ આપણી આ દુન્યાની સર્વે કરણીઓ પેલી જહાનમાં તસ્વીર

---

૧. દા. દીની. પ્ર. ૩૧. ફ. ૧૦-૧૨.

તરીકે રજુ થશે. જેમ કુદરતનો કાયદો છે તેજ મીનોઇ જહાનનો કાયદો છે. જે કાંઇ સારૂં માઠું કામ આપણે કર્યે છીએ તે આપણી તરફ આપણે ધાર્યે છીએ તેટલાજ પ્રમાણમાં પાછૂં ફરશે નહીં એ બનવા જોગ છે પણ તેની અસર પાછલથી ઉત્પન્ન થયા વિના રહેનાર નથી. આપણી ખુદામાં માન્યતા યા નાસ્તિકપણું, આપણી માયા અથવા ઘાતકીપણું, આપણી પવિત્ર જીંદગી યા વ્યભિચારી જીંદગી, એ સર્વે આપણી નજર સામે એક દીવસ ફરી રજુ થશેજ. ઝંદ અવસ્તા આપણને જણાવે છે કે જેવી જીંદગી આપણે ગેતીમાં ગુજારીશું તેના પ્રમાણમાં સારી યા બુરી સ્થિતિએ મીનોઇમાં પહોંચીશું. મરણ પછી આપણું શરીર નાશ પામે છે પણ આપણી આત્મીક શક્તિઓ વધતી અને ખીલતી જાય છે. આ જગતમાં જે ભલાઇ કર્યે છીયે તેનો બદલો તે જહાનમાં મળે છે અને બદીનો બદલો ત્યાં તેવોજ મળે છે. સારાને સારો બદલો અને પાપીને શિક્ષા આપવામાં આવે છે. આપણા વિચારો અને કામોનો મીનોઇ જહાનમાં આવો પડછાયો પડે છે એમ આપણને ઝંદ અવસ્તા શીખવે છે. ભવિષ્યની ખુશાળીની સ્થિતિમાં યા કંગાળ અવસ્થામાં મરણ પામેલાંઓના આત્મા ગેતી જહાનમાં કરેલાં કામોનાં પડઘા સાંભળતાં રહે છે. બંદવ, કવી, કરપન, ગુસીગ, માની અને મઝદક જેવા બુરા શખસો દોજખનાં ગારનાં અંધકારમાં પોતાના અને પોતાનાં શાગીર્દોનાં આત્માનો વિલાપ, રડાપીટ અને શોકાતુર અવાજ સાંભળતા રહે છે. પયગામબર જરથોશ્ત અને તેમનાં ચેલાઓ તેજસ્વી ગુર્થમાનમાં ખુશનુદી, મધુર અને સુંદર અવાજો સાંભળે છે. માટે, ઝંદ અવસ્તાનું મૂળ શિક્ષણ એ છે કે, જે કાંઇ વિચાર આપણે કર્યે છીએ, યા જે કાંઇ કામ જાહેરમાં યા ખાનગીમાં કર્યે છીએ તે આપણા તરફ આયંદે ખુશાલી યા દુઃખના આકારમાં પાછું ફરે છે.

ચીનવત પૂલ ઉપરની સદર અદાલતનાં ચૂકાદા પછી અશો

રવાનને આ પ્રમાણે આવકાર આપવામાં આવે છેઃ "ભલે આવો અને બહેશ્તનું અમર્ગ સુખ મેળવો." પણ પાપી આત્માને સખત ટેપ મારવામાં આવે છે કેઃ "દોજખનાં અંધારા ગારમાં તું જઇને પડ." પણ જે આત્મા ખાસ દોજખી યા ખાસ અશો હોતો નથી તેને ચોક્કસ વખત સુધી હમીસ્તગાનમાં રાખવામાં આવે છે. આ પ્રમાણે ચીનવત પૂલ દરેક આત્માને તેની ગેતી દુન્યાની રહેની કરણી પ્રમાણે જુદી જુદી જગાએ લઇ જાય છે. જે શખસ અશો છે તે પૂલ ઉપરથી સહેલાઇથી પસાર થઇ શકે છે. જો અશોઇ ઉપરાંત તેની ટેવો પવિત્ર હોય છે તો તે બેહેસ્તમાં જઇ શકે છે; જો અશોઇ અને પવિત્ર ટેવો ઉપરાંત તે માથ્ર ભણનાર હોય છે તો સર્વેથી શ્રેષ્ટ બેહેસ્તને લાયક તે બને છે. જે શખસ પાપી હોય છે તે ચીનવત પૂલ પરથી ઉંધે મસ્તક દોજખમાં ગબડી પડે છે. અને તેનાં પાપ પ્રમાણે લાયક જગા મેળવે છે. તેજ મુજબ હમીસ્તઘાનને લાયકનાં શખસો તે સ્થળ પર પહોંચે છે.[1] "પાપી તેમજ અશો અને જે શખસો સવાબનાં જેટલાં પાપનાં કામ કરે છે તેઓને સઘળાને રાસ્ત ઇન્સાફ મળે છે."[2] "જ્યારે કવી અને કરપન આ પૂલ આગળ આવશે ત્યારે તેઓનો ઠાર દરૂજ સાથ થશે."[3] "પાપીઓના આત્માને ખરાબ ખોરાક મળશે અને તેઓનું રહેઠાણ દરૂજ સાથ થશે."[4] "આ લોકોને કરપનો પોતાના શિક્ષણને લીધે દરૂજને હવાલે કરશે."[5] "પણ જરથોશ્ત પયગામબરે પોતાનાં સગાં અને મિત્રોને જાહેર કર્યું કે, અહુરમઝદ તેની બક્ષેશો વોહુમનની મારફતે અશો લોકોને ગરોનમાનમાં આપશે."[6] "જે સાહેબ ખરૂં ખોટું પારખી શકનાર છે

---

૧. દા. દીની. પ્ર. ૨૦, ફ. ૩ અને ૪.
૨. યજ. હા. ૩૩. ફ. ૧.
૩. ય. હા. ૪૬. ફ. ૧૧.
૪. યજ. હા. ૪૯. ફ. ૧૧.
૫. યજ. હા ૫૧. ફ. ૧૪.
૬. યજ. હા. ૫૧. ફ. ૧૫.

તેની સ્તુતિનાં ગીત હું ગાઇશ..."[૧] "અમારી દુવા છે કે સ્પેન્તા આરમઇતી તારા (અહુરનાં) ભલાં મનની મારફતે અમને અમારાં સારાં કામોનો બદલો આપે."[૨] "તે કે જે અહુરમઝદ છે તેને હું મારી બંદગી અને સ્તુતિનાં સ્તોત્રમાં યાદ કરીશ. ગરોનમાનમાં પણ અમો એ સાહેબની વખાણ કરીશું."[૩] "ફ્રશઓસ્તર અને હવોગ્વ! જ્યાં અશોઇ અને સચ્ચાઇ પોતાનું રહેઠાણ કરે છે અને જ્યાં વોહુમન તેમજ મઝદ રહે છે તે ચહાવા યોગ્ય જગ્યામાં તમે તમારૂં રહેઠાણ કરો."[૪] "જ્યારે મનુષ્યમાં સ્પેન્તમન અને અંગ્રમનની હસ્તિ થઇ ત્યારે એમ નિર્માણ થઇ ચુકયું હતું કે દુઃખદાયક અને કંગાળ જીંદગી બુરા શખસોને મળશે."[૫] "દરૂજના પાપી શાગીર્દોનો ઝટ નાશ થશે પણ અશો નરો અહુર અને વોહુમનનાં મકાનમાં સુખ શાંતિમાં રહેશે."[૬]

હવે જે સાધારણ રીતે સવાલ પુછવામાં આવે છે તે એ કે, "આ ભવિષ્યની દુન્યા શાના જેવી છે?" આ સવાલનો જવાબ આપવાને અને ભવિષ્યની જીંદગીની સ્થિતિ તેમજ મીનોઇ દુન્યા કેવી છે તે બાબદનો ખુલાસો કરવાની આપણી તર્કશક્તિ અશક્ત છે, પણ જો આપણે ઝંદ અવસ્તા તરફ નજર કરીશું તો આપણને અનેક લખાણો નજરે પડશે કે જેમાં પેલી જહાનમાં બેહેસ્ત અને દોજખની જીંદગીનો ચિતાર દ્રષ્ટાંતરૂપી આપવામાં આવ્યો છે.

બેહેસ્તને સુંદર, પ્રકાશીત, તેજસ્વી અને જવાહીરથી મઢી લીધેલી જગ્યા તરીકે ચિતારવામાં આવી છેઃ "હું, અહુરમઝદ, તેનાં (અશો શખસના) આત્માને ચીનવત પૂલ ઉપરથી બહેશ્તની રોશની અને અશોઇ તરફ લઇ આવીશ."[૭] "...જે આત્માને ઝકઝકીત ગરો-

---

૧. યજ. હા. ૪૬ ફ. ૧૭.
૨. યજ. હા. ૪૩. ફ. ૧૬.
૩. યજ. હા. ૪૫. ફ. ૮.
૪. યજ. હા. ૪૬. ફ. ૧૬.
૫. યજ. હા. ૩૦. ફ. ૪ અને ૧૧.
૬. યજ. હા. ૩૦. ફ. ૧૦.
૭. યજ. હા. ૧૯. ફ. ૬.

નમાનમાં અહુરમઝદે ભેટ આપી."[૧] "સ્તોતયશ્નનાં તમામ ભણતરો એક શખસને બેહેસ્ત કે જે સુંદર રીતે શણગારેલું છે, તે તરફ લઇ જવા મદદ કરે છે..."[૨] "અમો અમેશાસ્પંદો (સારા આત્માને) પેલી જહાનનો રસ્તો બતાવવા આવીશું; અમો તેને મીનોઇ દુન્યાની અમર કીર્તિ, બેહેસ્તનાં અમર સુખ અને અહુરમઝદનાં શુશોભીત શણગારવાળા ગરોનમાન તરફનો માર્ગ દેખાડીશું."[૩] "બેહેસ્ત, ઉંચું, ભવ્ય, શ્રેષ્ટ, તેજસ્વી, ખુશબોદાર, સ્વચ્છ, ચહાવા લાયક, વસવા લાયક જગ્યા છે કે જ્યાં અશો આત્માઓ પોતાનું રહેઠાણ કરે છે. આ દુન્યામાં આપણે જે સુખ અને ખુશાળી અનુભવી શકયે તેનેથી અતિ વધુ સુખ, સગવડ, ખુશાળી અને આરામ હુયાં મળે છે; તે અતિ વિશાળ અને શ્રેષ્ટ છે અને ત્યાં તંગી, દુ:ખ, દરદ યા અશાંતિ હોતાં નથી. અહીં રહેનારા ભય અને બદીથી બીલકુલ સલામત છે. આ મીનોઇ હસ્તિની આબાદી અને સુખ, ગેતી જહાનનાં સુખ અને આબાદી કરતાં અતિ વધુ છે કેમકે જે ચીજ અમર અને અનંત છે તે તકલીદી અને દરૂજી મોજશોખ કરતાં અતિ ચઢીયાતા પ્રકારનાં હોય છે"[૪]

"અશો રવાનનો આત્મા પોતે કરેલાં સવાબોનાં બળથી બેહેસ્તમાં જાય છે અને તે જગ્યા તેને માટે મુકરર થયલી છે. અને વોહુમન અમેશાસપંદ, તે આત્માને અહુરના ઘરના સાથી તરીકે જગ્યા આપે છે અને અહુરના હુકમ પ્રમાણે તેનો દરજ્જો અને તેનો બદલો તેને આપે છે. તે આત્મા જે કાંઇ પોતે જુએ છે અને જાણે છે તેને આધારે અહુરના મકાનમાં સાથી થઇ રહેવા આતુર બને છે."[૫] "વોહુ-

---

૧. ય. ૧૦, ફ. ૧૨૩.
૨. ય. ૨૪. ફ. ૨૮.
૩. ય. ૨૪, ફ. ૩૨ અને ૩૩.
૪. દા. ડીની. પ્ર. ૨૬.
૫ દા. ડીની. પ્ર. ૩૧, ફ. ૧૧.

મન પોતાનાં સોનેરી તખ્ત ઉપરથી ઉઠી કહે છે કે: 'ફાની જહાન-માંથી આ અમર દુન્યામાં, ભલે તું, ઓ પવિત્ર આત્મા આવ.' અશો રવાનનો આત્મા ખુશાળી સહીત અહુરમઝદ અને અમશાસ્પંદોનાં સોનેરી તખ્તો આગળ પહોંચી શકે છે. ગરોનમાન કે જે અહુરનું અને અશો આત્માઓનું રહેઠાણ છે ત્યાં તે સહેલાઇથી પહોંચી શકે છે. આ અમર સુખની ભવ્ય જગામાં અશો રવાનોના આત્મા ભેગાં થયલા હોય છે..."[૧] "ચોથા દીવસની બામદાદે સઓશ, રશ્ન રાસ્ત, વાયુ, અર્શતાત અને મેહેર તેમજ અશો ફ્રવશીઓ અને બીજી શક્તિઓ અશો રવાનના આત્માને મળવા આવે છે. તે આત્માને સહેલાઇથી, ખુશીથી અને કાંઇપણ ધાસ્તી વગર ચીનવત પૂલ ઓળંગી જવાને મદદ કરે છે. ત્યારપછી અમેશાસ્પંદ વોહુમન તેનો હાથ પકડી અહુર આગળ લઇ જાય છે જે વેળાએ તે આત્મા દુન્યાની કીર્તિની ટોંચે પહોંચેલા શખસ મિસાલ અનુપમ સુખ ભોગવે છે. અને અશો ફ્રવશીઓ તેને માટે સારી ભેટો લાવશે યાને અમેશાસ્પંદ વોહુમન તેને ઝીક કસબનાં કપડાં અને સોનેરી તખ્ત પૂરાં પાડે છે."[૨] "અશો રવાનનો આત્મા પહેલે પગથિયે તે સારા વિચારનાં બહેશ્તમાં પહોંચે છે; બીજે પગથિયે તે સારા શબ્દો (બોલનારને મળતાં) બહેશ્તમાં જાય છે; ત્રીજે પગથિયે તે સારાં કામ કરનારા શખસો માટે મુકરર થયલાં બહેશ્તમાં પહોંચે છે અને ચોથે પગથિયે તે અમર પ્રકાશીત ગરોનમાનમાં જઇ પુગે છે...પછી અહુરમઝદ કહે છે કે: 'એને ઝરમાયાનું અમૃત પીવા દો;' આ અમૃત સારા વિચાર સારા શબ્દ અને સારાં કામો માટે આ આત્માને અમર જવાની બક્ષે છે."[૩] "જે પ્રમાણમાં એક શખસ સારા વિચાર ધરાવે છે તે પ્રમાણમાં

---

૧. વંદી. પરગ. ૧૯ ફ. ૩૧-૩૬.

૨. પૂ. પ. પુ. ૪. અઓગેમદએ પા. ૬૭૬ વિગેરે.

૩. ય. ૨૪. ફ. ૬૧-૬૪.

તેને આલા, મધ્યમ કે નીચો દરજ્જો મળે છે."[1] બહેસ્તનાં ત્રણ બુલંદ મકાનોનું વર્ણન આપણને આપવામાં આવ્યું છે. આમાં પહેલું મકાન પ્રકાશીત, તેજસ્વી અને શ્રેષ્ટ છે કે જ્યાં કાંઇપણ બદી, દુઃખ યા કંગાળ્યાતપણું હોતું નથી; આ મકાનોમાંનું સર્વેથી બુલંદ ગરોથમાન બેહેસ્ત કહેવાય છે કે જેના સર્વેથી શ્રેષ્ટ ભાગમાં અહુરમઝદનું રહેઠાણ છે, અને જ્યાં અમેશાસ્પંદો, યઝદો, જે ફરોહરો હજી જન્મ પામ્યા નહીં હોય તેઓ અને તેજસ્વી સેતારા વસે છે."[2]

ઉપલાં વાકયો ઉપરથી આપણે સમજી શકયે છીએ કે બેહેસ્ત સર્વેથી સરસ રહેવા લાયક જગ્યા છે, તેમાં અહુરમઝદ, અમેશાસ્પંદો અને અશો નર નારીઓની પવિત્ર ફ્રવશીઓ અને આત્માઓ પોતાનાં બુલંદ તખ્તો ઉપર બીરાજમાન થયલાં નજરે પડે છે. અમર ન્યાયાધીશ, અહુરમઝદ પોતાની સત્તાએ અતિ ભપકાદાર તખ્ત ઉપર બીરાજે છે અને તે સાહેબની આસપાસ અસંખ્ય મીનોઇ શકિતઓ પોતાના દરજ્જા મુજબ ઉંચી બેઠકો ઉપર બેસે છે. અશો નરનારીઓના આત્મા મીનોઇ ખોરાક અને ઝરમાયા અમૃત પીયે છે. તેઓ સુગંધી, ખુશઓદાર હવા દમમાં લેય છે અને ભારે ખુશાળી અને સુખમાં રહે છે. ગરોનમાનમાં સંતાપ, વિલાપ, તંગી યા દુઃખ દરદ હોતાં નથી, અહુર અને તેની દબદબા ભરેલી સભા આગળ પવિત્ર આત્માઓ સ્તુતિનાં ગાયણો ગાય છે અને તેમાં તેઓને અનુપમ સુખ મળે છે. સર્વેથી સરસ સુખ આ ગાયણોના મધુર શરોદને લીધે પડતા પડઘાઓ એઓને આપે છે. આ પ્રમાણે મરણ પામેલાંઓના આત્મા બહેસ્તમાં, પોતે આ દુન્યામાં કરેલાં કામોનાં પડઘા સાંભળતા રહે છે. બનવા જોગ છે કે જે બહેસ્તનું આ વર્ણન આપવામાં

---

૧. દ. પે. દીન. પુ. ૧. પા. ૬૧.

૨. દ. પે. દીન. પુ. ૨. પા. ૭૯. અને ૮૦

આવ્યું છે તે માત્ર દૃષ્ટાંતરૂપ છે. બહેશ્તનાં ભવ્ય મકાન, અને દબદબા ભર્યાં તખ્તોનો અર્થ માત્ર એટલોજ કે ધર્મ સાહિત્યના ગ્રંથકારો બેહેશ્તની બુલંદીનો કાંઇક ખ્યાલ આપણને આપવા ચહાતા હતા. અમર સુખ અને ખુશાળીની જગ્યા કેવી હોઇ શકે તેનો માત્ર એક ચિતાર તેઓ રજુ કરતા હતા. જેમ્સ મોન્ટગોમરી માફક, આ વર્ણન વાંચતાં આપણે પુછવાને લલચાઇએ છીએ, કે "કયારે આપણી આંખ્યો મીનોઇ જહાનની દિવાલો અને રત્ન જડીત દરવાજાઓ જોવા પામશે?"

જરથોસ્તી ધર્મની એ નેમ છે. દએન (દીન) અષ પાછલ જનારાઓને આ દુન્યામાં સુખની આશા આપે છે એટલુંજ નહીં પણ મીનોઇ જહાનમાં અમર સુખ મળશે એમ પણ જણાવે છે. બીજા હાથ ઉપર, મોઝીઝ લોકોને એમ સમજાવે છે કે જે શખસો તેના ધર્મની આજ્ઞાઓ પાળશે તેને આ દુન્યામાંજ આબાદી બદલા તરીકે મળશે અને બુરા શખસો આજ દુન્યામાં તેઓનાં પાપની સજા પામશે. મનુષ્યની ખરી ઇચ્છા તો અમર સુખ મેળવવાની હોય છે. મનુષ્યમાં સમાયલી આ ઇચ્છાને જરથોશ્તી ધર્મ ટેકો આપે છે; તેને પવિત્ર અને ઉમદા બનાવે છે; એ ધર્મ પ્રમાણે બહેશ્ત મીનોઇ રાજ્ય (ક્ષથ્રવઇર્ય) છે કે જ્યાં મનુષ્ય અમર સુખ ભોગવી શકશે, અને જ્યાં તેઓએ કરેલાં નજીવાં કામોનો પણ તેઓને બદલો મળશે. ગરોનમાનમાં જઇ પહોંચવાની ઉમદા નેમ દરેક જરથોશ્તીએ રાખવી ઘટે છે.

આપણને ઝંદ અવસ્તા સમજાવે છે કે જે પવિત્ર આત્માના વિચાર, વચન અને કામો સદા નેક હોય છે તેઓ, પોતાના સારા વિચાર, વચન અને કામોને પ્રતાપે ત્રણ પગથિયે બેહેશ્તમા પહોંચી શકે છે. આ પ્રમાણે જરથોશ્તી ધર્મમાં જણાવ્યું છે કે જે અશો આત્મા બહેશ્તમાં પહોંચવા પામ્યા છે તેઓ પોતાના સારા વિચાર, વચન અને કામોનેજ આધારે જઇ શકયા છે. ખરૂં જોતાં મનુષ્ય

પોતાનાં બહેસ્ત અને અમર સુખનો કારીગર છે. આપણું પવિત્ર પુસ્તક કહે છે કે જે બહેસ્તમાં જવાનો પ્રમાણિકપણે ઇરાદો રાખે છે તેને કદી નાસીપાસી મળતી નથી. સર્વે માટે ત્યાં જગ્યા છે; પણ ત્યાં જઇ પુગવાને તેઓને અષ યાને સારા વિચાર, વચન અને કામોનો માર્ગ અખત્યાર કરવાની જરૂર છે.

જ્યારે અશો રવાનનો આત્મા પગથિયાં ચઢી બહેસ્તમાં જાય છે ત્યારે તે મીનોઇ જહાનમાં રહેતી વ્યક્તિઓ તરફથી તેને પહેલો આવકાર મળે છે. વોહુમન અમેશાસ્પંદ, કે જે અહુરમઝદથી બીજો દરજ્જો ધરાવે છે તે દરેક નવા દાખલ થતા આત્માને માયા ભર્યો આવકાર આપે છે. તે અશો આત્માને પોતાની સાથ ફેરવી મીનોઇ જહાનની મન મોહક રચનાઓ દેખાડે છે. પછી તે નવા આવનાર આત્માને વોહુમન કહે છે કેઃ-"આ અહુરમઝદ, અમેશાસ્પંદો અને પવિત્ર આત્માઓનાં તખ્તો છે અને આ અશો રવાનના આત્માઓ છે." આ પ્રમાણે તે નવો આવનાર આત્મા મીનોઇ સભામાં મળતા આવકારથી અને પવિત્ર આત્મા સાથના મેલાપથી ઘણો આનંદ પામે છે.

ઝંદ અવસ્તા પ્રમાણે ભવિષ્યની જીંદગી કાંઇ કંટાળો ઉપજાવનારી, નિર્વિકાર અને અનિશ્ચિત હસ્તિ નથી. આપણે આ દુન્યામાં સુખી સંજોગો વચ્ચે જે સુખ અનુભવ્યે છીએ એવું નિર્જીવ સુખ મીનોઇ જીંદગીનું નથી. તેમજ બેહેશ્તનું સુખ કાંઇ અયાસિપણું નથી. જેમ ઇશ્વરમાં મળી જઇ તેની સાથ એકત્ર થવાનો ખ્યાલ ભૂલ ભરેલો છે તે પ્રમાણે ખ્યાલી નિર્વાણમાં આળસ્ય માટે આશા રાખવી ફોકટ છે. આપણી આ ખાકી જગતમાં પણ અયાસિ જીંદગીને મનુષ્યો મોટું સુખ ગણતા નથી. ઝંદ અવસ્તા પ્રમાણે બેહેશ્તનું સુખ ચાલુ રોકાણમાં સમાયલું છે, બેહેશ્તનું સુખ મેળવવું એટલે અશો કામો કરી અહુરમઝદના વિચારો અને માયા બરાબરની સ્થિ-

તિએ આત્માનાં મનને પહોંચાડવું એમ દરેક જરથોશ્તીની માન્યતા હોવી જોઇએ. બેહેસ્તનું સુખ અશોઇ મારફતે છે કે જે સદગુણોને સંપૂર્ણ બનાવે છે અને આત્મિક શક્તિઓને ખીળવે છે. જરથોશ્તી ધર્મ જાહેર કરે છે કે માનસિક બુધ્ધિને ખીળવી તે સર્વેજ્ઞાની સાહેબનાં મન સમાન બનાવવામાં બેહેશ્તનું સુખ સમાયલું છે. જે સુખ માણસના શુદ્ધ અને પવિત્ર થયલાં મનમાંથી ઉત્પન્ન થતું નથી તે મીનોઇ જહાનમાં મેળવવાની આશા રાખવી ફોકટ છે. સર્વે સુખનો મૂળ ઝરો આપણું મન છે. જો કે દરેક સુખની બક્ષેશ કરનાર અહુરમઝદ છે, તોપણ એટલું તો નક્કી છે કે તે સાહેબ દરેક શખસને તેની આત્મિક ખીળવણીનાં પરિણામ દાખલ, અને તેની અશોઇના બદલા તરીકે સુખની બક્ષેશ કરે છે. આપણે જરથોસ્તી તરીકે આપણાં આત્માની શુદ્ધિ મેળવવાની કોશેશ કરવી જોઇએ. વિદ્યાભ્યાસનું છેવટ પ્રવિણતામાં આવે છે. ઝંદ અવસ્તા અને ખાસ કરીને ગાથાના ફકરાઓ એજ મુજબનાં પરિણામની મીનોઇ જહાનમાં આશા રાખવા ફરમાવે છે. જરથોસ્તી ધર્મ પ્રમાણે આત્માની ખીળવણીનું પરિણામ વોહુમન (વહીસ્તેમ મનો)માં આવે છે. આ સર્વેથી શ્રેષ્ટ મન પોતા સાથજ બેહેશ્ત લઇ ફરે છે અને બેહેશ્તનું સુખ પોતાની આજુબાજુ ફેળાવે છે, કેમકે તે પોતે અશોઇ, ડહાપણ અને પરોપકાર સંપૂર્ણ પ્રમાણમાં ધરાવે છે. "અષાઉને વહીસ્તેમ મનો"=અશો શખસોને માટે સર્વોત્તમ મનની બક્ષેશ સરજાયલી છે.[1]

સંપૂર્ણ અશોઇ વડે મેળવેળી મનની શ્રેષ્ટ સ્થિતિએ પહોંચી અહુરમઝદ સંબંધ ધરાવવો અને તે સાહેબની સંગતમાં રહેવું એ ભવિષ્યની અમર જીંદગી છે. ભવિષ્યની જીંદગીની આજ સ્થિતિ જરથોશ્તી ધર્મ પ્રમાણેનું બેહેશ્ત છે. જરથોસ્તી ધર્મ મુજબ અમર

---

૧. યજ. હા. ૩૦. ફ. ૪.

જીંદગીને વખતના પ્રમાણ સાથ કશું લાગતું વળગતું નથી. બેહે-શ્તનાં સુખની શોધમાં જનાર આત્માએ જે ચીજ પાછળ મઠવાનું છે તે માત્ર અમર્ગી નહીં પણ અહુરમઝદ સાથનો સંબંધ છે. આપણાં ધર્મ સાહિત્યો ચાલુ ભાર મુકીને આપણને સમજાવે છે કે અહુરમ-ઝદની હાજરીના ખ્યાલ વિનાનું બેહેસ્ત હોઇ શકેજ નહીં, બેહેશ્તમાં જવું એટલે તે સ્થળે પહોંચવું કે જ્યાં અહુરમઝદ અને વોહુમન રહે છે અને અહુરમઝદ અને વોહુમન સાથ રહેવું એટલે બહેશ્તમાં જવું યાને વહીશ્તેમ મનોની સ્થિતિએ પહોંચવું કે જે સ્થિતિમાં નહીં દુઃખ કે ગમગીન, નહીં નાસીપાસી કે નહીં બીક, નહીં દરદ કે મોત આત્માને પજવી શકે. ધર્મી શખસનો બદલો તે અહુરનું દર્શણ છે. અને આ દર્શણનું અમર સુખ દરેક આત્મા અષને રાહે ચાલી મેળવી શકે છે.[1]

ઝંદ અવસ્તામાં જણાવેલાં બેહેશ્ત આગળ બેહેશ્તના બીજા સઘળા ખ્યાલો નકલી અને દમ વગરના માલુમ પડે છે. હોમરનાં મત મુજબ બેહેશ્ત, કે જેને એ એલીઝયમને નામે ઓળખે છે તે દુન્યાની પેલે પાર યા ભીતરમાં એવી એક જગ્યા છે કે જ્યાં વરસાદ યા બરફ પડતા નથી અને જે સર્વે મનુષ્યમાં અતિ અદલ રાડામાન-થુસની સત્તા હેઠળ છે. હેસીચોદના ખ્યાલ મુજબ બેહેશ્ત કે જેને એ આશીશ પામેલા શખસોનાં ટાપુની ઉપમા આપે છે તે એવું એક સ્થળ છે કે જ્યાં ફુલો ખીળી નીકળ્યાં હોય છે, જ્યાંની હુવા અતિ સુંદર છે અને જ્યાં મનુષ્યો ઘોડાદોડ શરત અને સંગીતની ચાલુ મોજ ચાખે છે. સ્કેન્ડીનેવીયાનાં લોકોની માન્યતા મુજબ ઑડીન દેવતાનું મકાન તે બેહેશ્ત હતું કે જ્યાં ગેતી દુન્યામાંથી રવાના થતા બહાદુર નરનારીઓ ચાલુ દારૂ અને મેજબાનીની મજાહ ચાખે છે.

---

૧. આગલાં પાનાઓમાં મારા ટાંકેલા ફકરાઓ જુઓ.

ઇસ્લામ પ્રમાણે, મરણ પામેલા લોકો અલ-સીરત નામનો પૂલ ઓળંગી બેહેશ્તમાં પહોંચે છે કે જ્યાં તેઓને પોતાની કામવાસના સંતોષવાના સર્વે સાંધનો મળી શકે છે. અમેરીકાના અસલ વતનીઓના ખ્યાલ પ્રમાણે બેહેશ્ત તે એક મોટા શેકારગાહ સમાન હતું. પણ જરથોશ્તી ધર્મ મુજબ બેહેશ્ત શું છે? તે 'વહીશ્તેમ-મનો' યાને મનની સર્વેથી પવિત્ર અને શ્રેષ્ટ સ્થિતિ છે. તેમાં સર્વે ઠેકાણે અજવાળું (અનગ્રાઓ રઓચાઓ) માલુમ પડે છે; તેમાં કોઇ છૂટા પડનાર નથી. બહેશ્તમાં અહુરમઝદ (હુમેમ થવા હુખ્મ) અને અશો આત્માઓ સાથ મેલાપ થાય છે.

દલગીરીની બીના એ છે કે કેટલાક પારસીઓ એમ સમજે છે કે બેહેસ્ત ખ્યાલી ચીજ છે. પણ ઝંદ અવસ્તાના આધારે જે વર્ણન બેહેસ્તનું આપણે જોયું છે તે ઉપરથી આ એક સત્યની બીના છે એમ આપણી તર્ક શક્તિ કબુલ કરી શકે છે તેમજ આપણો અનુભવ અને જ્ઞાન એ વાત કબુલ રાખી શકે એવી છે. સર્વોપરિ માલેક અહુરમઝદ અને પવિત્ર આત્મા સાથના મેલાપના ખ્યાલ કરતાં બીજો કયો ખ્યાલ વધુ સુખ ઉત્પન્ન કરનારો છે! તે સાહેબની હાજરીમાં અને તેની નઝદીકમાં રહેવું એ કેવી ઇચ્છવાજોગ બીના છે! તે સાહેબની વધુ અને વધુ નઝદીકમાં જવું, તે સાહેબની રેહ-બરી મેળવવી અને સદગુણની ખીળવણીમાં તે સાહેબ તરફથી ઉત્તે-જન મેળવવું એનાં કરતાં બીજો કયો ખ્યાલ વધુ ભવ્ય છે! વધુ અને વધુ ઉંચ પદવીએ પહોંચી મનુષ્ય એ સાહેબને છેવટે જઇ મળે—આ આપણી (દએન) ધર્મની નેમ અને મતલબ છે. "અગર જો મને બીજા કોઇપણ પ્રકારનો દીલાસો નહીં હોય પણ મને જો તું સાહેબનાં દર્શણ કરવાની તક મળે, તો હું મારે મનથી કેટલો નસીબદાર છું!"

પવિત્ર આત્મા વિષે ઝંદ અવસ્તામાં જણાવેલાં આપણાં અસલના જરથોસ્તી મહાન નરોના વિચારો કેવા અનુપમ સુંદરતા ધરાવનાર અને ખુશાળી પ્રગટ કરનાર આપણને માલુમ પડે છે! આપણને કહેવામાં આવે છે કે પવિત્ર આત્મા ગેતી દુન્યાની વ્યવસ્થા ઉપરાંત જીવી, વધુ કીર્તિ મેળવી મીનોઇ જહાનમાં પહોંચશે, કે જ્યાં તેને કાંઇપણ જાતનું નુકશાન પહોંચી શકતું નથી. આત્માએ ધીરજથી સઘળી કસોટીઓ ખમવાની છે, સઘળી ફરજો બજાવવાની છે, અહુરમઝદના કાયદા પ્રમાણે વર્તી, અશોઇ, સત્ય અને ઇનસાફની રાહે જવાનું છે, કેમકે એ રાહ અહુરનો રાહ હોવાથી આયંદે બુરી શકિતઓ ઉપર ફત્તેહ મેળવ્યા વિના રહેતો નથી. જે આત્માએ આ માર્ગ પિછાણી અખત્યાર કર્યો હોય છે અને તે પ્રમાણે સદા ચાલ્યો હોય છે તેને માટે, અહુરમઝદ, અમેશાસ્પંદો, યઝદો અને પવિત્ર આત્માઓની ભવ્ય મીજલસ સાથ મેલાપનો બદલો નિર્માણ કરવામાં આવ્યો છે.

ઝંદ અવસ્તા આપણને એમ સમજાવતી નથી કે આપણા મરણ પામેલાં સગાંવહાલાંઓ મીનોઇ જહાનમાં કાંઇ પણ નેમ વગરની અનિશ્ચીત્ત જીંદગી ગુજારે છે. આ ગેતી દુન્યામાં વસનારાં આપણે વગર અર્થની જીંદગીમાં ડોળા ખાતા પડયા છીએ; રાતનાં શું બનશે તેનો સહેજે ખ્યાલ આપણને દીવસનાં જતો નથી. પણ પવિત્ર જરથોસ્તી આત્માઓ બહેસ્તમાં સલામતી અને શાંતિમાં મુકામ પામ્યા છે. આપણાં ગુજરેલાં સગાંવહાલાં એક એવી મીનોઇ જહાનમાં ગયાં છે કે જ્યાં તેઓનાં સુખ અને ખીલવણી માટે તેઓને બહોળી ટક મળે છે અને સારાં કામો કરી પોતાનો પ્યાર સર્વે ઠેકાણે લંબાવવાની શકિત મેળવી શકે છે; આ ખ્યાલ એક જરથોસ્તીને કેટલો બધો દીલાસો અને નચિંતાઇ આપનારો છે! તેઓ

એવે એક સ્થળે ગયાં છે કે જ્યાં શારીરીક દુઃખો નથી યા લાલચો નથી; તેઓ બેહેશ્તમાં વસ્તા કીર્તિમાન આત્માઓની વચ્ચે ગયાં છે; તેઓ બેહેસ્તમાં અમલ કરનાર અહુરમઝદની હાજરીમાં અને તેઓ અગાઉ મરણુ પામેલાંઓની સંગતમાં રહેવા ગયાં છે—શું આ ખ્યાલ આપણુને આશા અને દીલાસો આપનાર નથી?

જરથોસ્તી ધર્મનું એક અગત્યનું શિક્ષણુ એ છે કે અહુરમઝદ દરેક મનુષ્યને ચોક્કસ વ્યક્તિ દાખલ ઉત્પન્ન કરી તેના આત્મા ઉપર તેની વ્યક્તિતાનો અચૂક છાપ માર્યો છે કે જે કદીબી ભુસાઇ જતો નથી યા જે બે છાપ કદી એક સરખા માલુમ પડતા નથી. ઝંદ અવસ્તા આપણુને શીખવે છે કે જેમ આ દુન્યામાં તેજ પ્રમાણે મીનોઇ જહાનમાં આત્માની વ્યક્તિતા અળગ જાળવી રાખવામાં આવે છે. મીનોઇ જહાનમાં સઘળા આત્માને કાંઇ એક સપાતીપર મેળવામાં આવતા નથી; પણુ જે જે ખાસ ગુણુલક્ષણો દરેક આત્મામાં વિશેષતા સમાન હોય છે તે એમના એમ જળવાઇ રહે છે. જરથોસ્તી ધર્મ મનુષ્યના આત્માની વ્યક્તિતાનાં નાશમાં માનતો નથી. એ માન્યતા ખાસ કરીને બુદ્ધ ધર્મમાં માનનારાઓમાં જોવામાં આવે છે. આપણાં ધર્મ સાહિત્યોમાં આપણુને જણુાવામાં આવે છે કે જેમ તારાઓ પોતાનાં સ્વતંત્ર તેજથી અલગ પ્રકાશતા રહે છે તેજ મુજબ આપણાં આત્માઓ મીનોઇ જહાનમાં પોતાની અલગ વ્યક્તિ સહીત હસ્તિ ધરાવતા રહેશે. રાત્રે તારા આપણુને, દરેક જુદા જુદા, પોતાના પ્રકાશથી દીપતા માલુમ પડે છે. આપણે તે સઘળા તારાઓનું સામટું તેજ એક બળતાં માફક જોતા નથી. એ તારાઓ આકાશી ગોળાઓ છે અને દરેક અલગ છે. તેજ મુજબ આ જહાનની આપણી વ્યક્તિતા પેલી જહાનમાં બીજા આત્માઓની વ્યક્તિતા સાથ આમેજ થઇ ભૂસાઇ જશે નહીં. પવિત્ર આત્માઓના અસંખ્ય

ઝુમખામાં દરેક આત્મા, તેનાં આ જહાનનાં કામો અને કરણીને લીધે સ્વતંત્ર અને ઝટ ઓળખાઇ આવે એવી રીતે રહેશે. જેમ તારાઓ આકાશમાં પ્રકાશે છે તેમ પવિત્ર આત્માઓ ગરોનમાનમાં પોતાના સ્વતંત્ર તેજથી સદા પ્રકાશતા રહેશે.

આપણાં સાહિત્યોમાં મળતા બીજા અનેક ફકરાઓ આ બાબદ ઉપર વધુ અગત્યનું અજવાળું નાંખે છે. તે ઉપરથી માલુમ પડે છે કે આપણો આત્મા મીનોઇ જહાનમાં પોતાની દેહશુદ્ધિ અને અને યાદદાસ્ત શક્તિ ટકાવી રાખે છે, પોતાનું અને બીજાનું સુખ જોઇ ખુશી થાય છે અને વધુ નવો અનુભવ અને ખીળવણીનાં સાધનો પ્રાપ્ત કરતો રહે છે. તે આત્માઓ એક બીજાંને ઓળખી શકે છે અને એક બીજા સાથ સંબંધ ધરાવી શકે છે. ગરોનમાનમાં એક મનનો સંબંધ બીજાં મન સાથ, આ જહાનમાં એક મન બીજા સાથ સંબંધ રાખી શકે તે કરતાં વધુ ઘાડો રાખી શકે છે અને એ પ્રમાણે સઘળા આત્માઓ વચ્ચે પરસ્પર દીલસોજી ઘણી હોય છે. આપણને એમ વધુ સમજાવવામાં આવે છે કે ગરોનમાનનું અજ-વાળું એક દીવસે આ પવિત્ર આત્માઓને એટલા તેજસ્વી (જ્ઞાની) બનાવશે કે તેઓ, જેમ અહુરમઝદ પોતાને જુએ છે, તેજ મુજબ તેઓ અહુરને જોવા શકિતવાન થશે.

જેટલો ગેતી અને મીનોઇ જહાન વચ્ચે ઝડપી અને ચાલુ સંબંધ છે તેટલો આ દુન્યામાં કોઇપણ બે શહેરો વચ્ચે નથી. ગુજર પામેલાં પવિત્ર નરનારીઓના આત્મા અને ફ્રવશીઓ આ દુન્યાનાં કામકાજ તરફ ચાલુ કાળજી દેખાડે છે. આપણાં પવિત્ર પુસ્તકનું આ શિક્ષણ આપણી સાધારણ સમજશકિતને રૂચતું છે ઝંદ અવસ્તા પ્રમાણે આપણાં ગુજરેલાં સગાં વહાલાં અને મિત્રો આપણને ભુલી જતાં નથી અને આપણાં સુખ દુઃખમાં આપણી

ઉપર ચાલુ નેઘાહ રાખે છે. જ્યારે આ દુન્યામાં આપણાં સગાં-વહાલાં હૈયાત હતાં તે દરમ્યાન તેઓ આપણી સાથ જે નીકટ સંબંધ ધરાવતાં હતાં તેજ સંબંધ હજી પણ ધરાવે છે, એ માન્યતા આપણને ઘણી દીલાસાકારક થઇ પડે છે. "અહુરમઝદે સ્પીતમ જરથોશ્તને કહ્યું છે કે, 'પવિત્ર શખસોની ફ્રવશીમાં જે જોમ, બળ, કીર્તિ, મદદ અને ખુશાલી પ્રગટ કરવાની શકિત છે તે તું લોકોને જાહેર કર. તેઓ કેમ સહાય થાય છે અને કેવી રીતે મદદ કરે છે તે તું જણાવ......ફ્રવશીની મદદથી હું નદીઓ સમુદ્ર પૃથ્વિ...... વિગેરે ટકાવી રાખું છું. ફ્રવશીનાં તેજ અને બળથી હું ગર્ભ-સ્થાનમાં પેદા પડેલા જીવને ટકાવી રાખું છું......ફ્રવશીની મદદ વગર અનેક પ્રકારનાં મનુષ્યો અને જાનવરો જીવી શકે નહીં. તેઓની મદદથી મનુષ્ય જન્મ લેય છે,......... તેઓની મદદથી સુર્ય પોતાની ગતીએ ફરે છે[૧] અને લડાઇ વખતે ફ્રવશીઓ સલાહકારક મદદગાર થઇ પડે છે." "અગર જો આ ખાકી જહાનમાં તુંને ભયાનક અને જોખમ ભર્યા રસ્તા ઉપર મુસાફરી કરવી પડતી હોય તો આ શબ્દો બોલજે કે, "હું પવિત્ર શખસોની ફ્રવશીની વખાણ કરૂં છું, તેઓને આરાધું છું અને તેઓને યાદ કરૂં છું. અમો ઘરનાં, કસ્બાનાં શહેરના અને દેશના માલેકોની ફ્રવશીને આરાધીએ છીએ, કે જે ફ્રવશીઓની મદદથી આકાશ, પાણી ધરતી અને જાનવરો ટકી રહ્યાં છે, કે જે તેઓનાં આરાધનારને ફત્તેહ અને બીમાર શખસોને તનદરૂસ્તી આપે છે."[૨] "અમો અશો, બળવાન, પવિત્ર અને લાભકારી ફ્રવશીઓને આરાધીએ છીએ કે જેઓ આપણા કસ્બામાં દર સાલ હમસ્પથમએધ (ગાહમબાર) વખતે દસ રાત સુધી મુલાકાતે આવે છે અને કહે છે કે 'અમારે માટે કોણ ભેટ મોકલશે?

---

૧. ય. ૧૩, ફ. ૧-૧૯. ૨. ય. ૧૩, ફ. ૨૧-૨૫.

અમને કોણ યાદ કરશે? અમને કોણ આશીશ દેશે? અમને ભેટ સહીત આવકાર કોણ આપશે? અમારામાંથી કોણના આત્માની ભેટ સહીત તમો સ્તુતિ કરશો? કોણને અમે અમારી બક્ષેશ કરીએ કે જેથી તે કદીપણ અન્ન વગર ભૂખે રહે નહીં?''[૧] જે માણસ તેઓને ભેટ આપે છે તેને ફ્રવશીઓ સંતોષ પામી આશીશ દે છે કે, "આ ઘરમાં મનુષ્યો અને ગોસ્પંદોની વૃધ્ધિ હોજો! તેઓને ત્યાં ગાડી ઘોડા હોજો. તેઓમાં એવાં ફરઝંદ પેદા થજો કે જેઓ ઇશ્વરની ભકિત કરનાર હોય, મીજલસમાં હુકુમત ચલાવનાર હોય અને અમને ખોરાક અને કપડાંની ભેટ સહીત યાદ કરનાર હોય."[૨] "જે અશો નર નારીઓ પવિત્રાઇ ખાતર લડયાં હોય અને જેઓએ અહુરનો અસલ કાયદો સાંભળ્યો હોય તેઓની જીંદગી, અંતઃકરણ, અંતર્જ્ઞાન આત્મા અને ફ્રવશીને અમો અરાધીએ છીએ... અમો કોઇપણ વેળાએ જન્મ પામેલા નરનારીઓનાં અંતઃકરણ અને આત્મા આરાધીએ છીએ કે જેઓ અશોઇને ખાતર લડત કરતા આવ્યા છે, કરે છે અને હવે પછીથી કરશે."[૩] "આ સારા વિચાર, વચન અને કામો આ હોમ, આ ભેટો, ઝઓથ્ર અને વખતસરની બંદગી અમો માન સહીત અહુર અને અશો નરોનાં આત્મા અને ફ્રવશીઓને અર્પણ કર્યે છીએ કે જેઓ અશો શખસને મદદ કરનાર હોય છે."[૪] "કોઇ-પણ અશો ફ્રવશી તરફ અને મારા પોતાનાં આત્માની ફ્રવશી તરફ હું માન અને ભકિત સહીત જવા ઇચ્છું છું. "અમે પવિત્ર નરોની ફ્રવશીઓ અને ગુજર પામેલાંઓનાં આત્માને આરાધીએ છીએ."[૫] "આ ગેતી જહાનમાં જે શખસો ધર્મ પ્રમાણે ચાલતા નથી, જેઓ

---

૧. ય. ૧૩. ફ. ૪૯–૫૨.
૨. ઉપલુંજ
૩. યજ. હા. ૪; ય. ૧૨, ફ. ૧૪૮-૧૫૪.
૪. યજ. હા, ૨૩.
૫. યજ. હા. ૨૬.

જીવતાંઓને લાભ કરતાં નથી અને ગુજરેલાંને યાદ કરતા નથી તેઓ (આત્મિક) અંધાપો ભોગવે છે."[૧]

હવે, ઉપર ટાંકેલા ફકરાઓ શું શું બુલંદ વિચારો, શિક્ષણો અને સિદ્ધાંતો શીખવે છે તે ઉપર આપણે નજર કરીશું. પહેલે તો જરથોશ્તી ધર્મમાં આપણને એવું શિક્ષણ કેહેએ મળતું નથી કે જે જે ચીજોને અશો લોકો આ ખાકી જહાનમાં વહાલી ગણતા હશે તે સઘળી મીનોઇ જહાનમાં તેઓ પાસથી ખુંચવી લેવામાં આવશે. સાચ્ચા જરથોશ્તી તરીકે આપણે માનવાને બંધાયલા છીએ કે ગુજર પામેલાંઓ, આ જહાનમાં છોડી ગયલાં સગાંવહાલાંની યાદ સદા રાખે છે. આ દુન્યાં કે જ્યાં પહેલે તેઓએ પોતાની આત્મિક ખીળવણી શરૂ કીધી, જ્યાં તેઓએ પોતાનાં અંતઃકરણનો અવાજ પહેલવહેલો સાંભળ્યો, જ્યાં તેઓ જીંદગીની અનેક લડાઇઓ લડયા અને ફત્તેહ મેળવી, તે સદા તેમને વહાલી રહે છે. જે મિત્રો તેઓને આશીશ દેતા હતા અને જે મિત્રોને તેઓ આશીશ દે છે તેઓને ગુજર પામેલાંઓ કદી ભુલી શકતાં નથી. ખરૂં છે કે ટુંક મુદત માટે તેઓ એક બીજાથી જુદા પડે છે પણ તેઓની યાદ વિસરાઇ જતી નથી. આ જહાનનાં કરતાં, મીનોઇ જહાનમાંથી તેઓ પોતાનાં સગાંવહાલાંઓ માટે વધુ દીલસોજી ધરાવી શકે છે. અહુરમઝદ આગળ જઇ પહોંચવાની તેઓ વધુ તક ધરાવતા હોવાથી, પોતાની બંદગીમાં, તેઓનાં આ જહાનમાં દુઃખી થતાં સગાં અને મિત્રોનાં લાભ અર્થે, તેઓ અહુરના આશીશ માગતાં રહે છે. જ્યારે આપણો આત્મા શરીર તજી બેહેશ્તની ઉંચાઇએ જઇ પુગશે ત્યારે તેઓ આપણને આવકાર દેવાને ઉભેલાં માલુમ પડેશે.[૨] અહુરની મિત્રાચારી અને સમાગમમાં રહી જો ગુજર પામેલાંઓ બહેશ્તમાં વધુ પાકત

૧. પૂ. પા. પુ. ૪. અઓગેમદઇચે. ૫૦. ૨. ય. ૧૩.

અને સંપૂર્ણ જીંદગી ગુજારે છે તો શું આપણી અક્કલને રૂચતી આ વાત નથી કે તે પવિત્ર આત્માઓ આ જહાનમાંનાં પોતાનાં સગાંવહાલાંઓ માટે કાળજી અને પ્યાર સદા ધરાવતાં રહેશે? જે પવિત્ર આત્માઓ મીનોઇ જહાનમાં દાખલ થાય છે અને આપ-મતલબીપણાંમાંથી મુક્તિ મેળવે છે તેઓ એવો એક અખંડ અને સંગીન પ્યાર અનુભવે છે કે જેવો આપણે આ ફાની જહાનમાં કદી પણ અનુભવી શકનાર નથી. ગુજર પામેલાંનાં આત્માઓ પોતાની નવી સ્થિતિમાં એટલાં ચકચુર બની જતાં નથી કે તેઓ પોતાની આગલી જીંદગી વિસરી જાય છે, એમ આપણને ઝંદ અવસ્તા સમજાવે છે.

ઝંદ અવસ્તા પ્રમાણે, એક જરથોશ્તી જે સંબંધ પોતાનાં કુટુંબ, કોમ અને દેશ સાથ ધરાવે છે તે મરણથી તુટી જતો નથી. તેઓની આબાદી માટે તેની ઇચ્છા મંદ પડતી નથી યા તેની કોશેશો કોમ અને દેશની દાઝ તે ધરાવતો રહયો હશે અને તે માટે પોતાની જીંદગી અર્પણ કરી હશે તો મીનોઇ જહાનમાં તેની એઓ માટેની લાગણી અને કાળજી વધુ સંપૂર્ણ બનશે અને સુર્ય, તારાઓ કરતાં વધુ અમર બનશે.

ઝંદ અવસ્તાનાં લખાણો ઉપરથી અને ખાસ કરીને ય. ૧૩ ઉપરથી આપણને માલુમ પડે છે કે મીનોઇ જહાનમાંથી પવિત્ર આત્માઓ અને ફ્રવશીઓ આપણી તરફ આવે છે અને આપણી સાથ લાભકારી સંબંધ નિત્ય ધરાવે છે. તેઓ આપણી તરફ આવે છે અને આપણને જોઇતી મદદ આપે છે. ગરોથમાન બેહેશ્તમાંના પવિત્ર આત્મા અને ફ્રવશીઓની મૂળ નેમ આ દુન્યામાં વસ્તા આત્માઓનું રક્ષણ કરવાની, તેઓને ખુશી કરવાની, તેઓને બચા-વવાની, ભલાઇને ઉત્તેજન આપવાની અને બદીને શેકસ્ત આપવાની

છે. આ પોતાની ફરજ બજાવી તેઓ પોતાની ફતેહથી ખુશી થઇ યા પોતાની નાસીપાસીથી દલગીર થઇ બહેશ્ત તરફ પાછાં ફરે છે.

ઝંદ અવસ્તા પ્રમાણે ઘણા આત્મા બેહેશ્તમાં પોતાનાં કામોનો અમર બદલો સુખમાં ભોગવતા માલુમ પડે છે; અને પોતાનાં ભલાં કામોની, આ જહાનમાં વસતા બીજા શખસોના હાથે થયલી વૃદ્ધિ અને ખીળવણી, પોતાનાં મીનોઇ તખ્તો ઉપરથી સંતોષથી તેઓ જોય છે. જે પ્રમાણમાં અશો શખસોના દાખલા અને કામો આ જહાનમાં મનુષ્યની ચાલચલણ ઘડે છે અને તેઓને સુધારે છે તેજ પ્રમાણમાં વધ્યું જતું સુખ એ પ્રવિત્ર આત્માઓને બેહેશ્તમાં મળતું રહે છે.

જરથોશ્તી ધર્મ સમજાવે છે કે મનુષ્યની યાદદાસ્ત શકિતની બળવાન ચુંગાળમાંથી કાંઇપણ ચીજ છટકવા પામતી નથી. આ દુન્યામાં અગર જો એક શખસ એક અશકત ગાયને ચારો મેળવવામાં મદદ કરે, યા ગરીબ અને તંગદસ્ત શખસોને મદદ આપે યા અભણને સારૂં શિક્ષણ અને નિયમો શીખવી જ્ઞાની બનાવે, તો એવાં તેનાં દરેક ભલાં કામો તેની યાદદાસ્તશકિતમાં સદા કોતરાયલાં રહેશે અને બહેશ્તમાં તેનાં સુખનાં અને આનંદનાં મુખ્ય સાધન સમાન થઇ પડશે. આપણાં ધર્મ સાહિત્યો પ્રમાણે આવાં સારાં કામો માત્ર કરનાર ધણીની યાદદાસ્તમાં અમર રહે છે, એટલુંજ નહીં પણ જે શખસો તરફ તેને માયા મેહરબાની બતાવી હશે તેઓનાં મન પર પણ તેનો અમર છાપ રહે છે.

ઝંદ અવસ્તાના ગ્રંથકારો આપણુંને વારંવાર યાદ આપે છે કે સચ્ચાઇ (અષવન)ની યાદ અમર છે, જે ભલાં કામોની યાદ આત્માની યાદદાસ્તશક્તિમાં, અને જેઓ તરફ તેઓએ માયા બતાવી હોય તેઓના આત્મામાં સદાકાળ, નહીં ભુસાઇ જાય એવી રીતે કોતરાઇ

રહે છે, તે આગળ આ હાડમંદ દુન્યાના સરપાવ, વખાણ અને જીંદગી વૃતાંતો શું બીસાદમાં છે? આ ચીજો કદીબી ભુસાઇ જતી નથી; માયા બતાવનાર અને માયા મેળવનાર શખસો તે વિસરી જઇ શકતા નથી. ઓ વાંચક! તું જે કાંઇ માયાનું કામ કરશે તે ભુલાવાનું નથી; પણ જ્યાં લગી બેહેશ્ત હૈયાત છે ત્યાં લગી તારી યાદદાસ્ત શકિતમાં અને જેઓ તરફ તેં મેહેરબાની બતાવી છે તેઓની યાદમાં તારૂં માયા ભર્યું કામ સદા જળવાઇ રહેશે.

વિસ્મરણ (Oblivion) એવો એક દૈત્ય (દેવ) છે કે જે સઘળું ગળી જાય છે. શખસો, કુટુંબો, કોમો, રાજ્ય, પ્રજાઓ, ખંડો અને દુન્યાઓ એ દૈત્યોમાં ગરકાવ થઇ જઇ ભુલાઇ જાય છે. આ દૈત્યનો ખોરાક વરસો, સદીઓ, અને જમાનાનો બનેલો છે. આ દૈત્ય તે આપણી જહાનમાં માલુમ પડતું એવું વિસ્મરણ છે કે જેમાં આયંદે સર્વ ચીજો ગરકાવ થઇ જાય છે. ઓલાદો નાબુદ થાય છે અને તેઓનાં નામ નિશાન મનુષ્યોની યાદદાસ્ત શકિતમાંથી ગુમ થઇ જાય છે. તેજ મુજબ મનુષ્યની પેઢીઓ પછી પેઢીઓ ગુમ થઇ ભુલાઇ જાય છે; શેહેરો નાશ પામે છે અને સામ્રાજ્યો વિસર્જન થઇ જાય છે અને તેઓની હસ્તિનો કોઇપણ ખ્યાલ કરતું નથી. પણ જ્યારે આ ફાની જહાનની ચીજો ભુલાવામાં ગરકાવ થઇ જાય છે તો કોણ શખસ કહેશે કે તેને ભુલાઇ જવા ગમે છે? ખચ્ચિત, કોઇને નહીં. જો આપણે આપણાં ઘર યા કુટુંબથી થોડા અથવાડીયાં દૂર જઇએ છીએ તો આપણાં વહાલાંઓ આપણને યાદ કરે છે એ ખ્યાલથી આપણે ખુશી બન્યે છીએ. આપણે આપણાં મરણ પછી આપણી યાદ જળવાઇ રહે એવું ઇચ્છયે છીએ અને ખચ્ચિત આપણને લાખો, કરોડો અને અબજો વરસો સુધી માન અને માયાથી સ્પષ્ટ

યાદ રાખવામાં આવશે. આપણો જરથોશ્તી ધર્મ આ વિસ્મરણનાં દૈત્ય સામે સદા લડે છે. તે આપણને સમજાવે છે કે લોકો તરફ માયા બતાવીને આપણે આપણી યાદ અમર કરી શકયે છીએ. વિસ્મરણ કાંઇ સંગીન હસ્તિ ધરાવી શકતું નથી, કેમકે જ્યારે આપણે એક શખસને બચાવ્યે છીએ, મદદ આપ્યે છીએ, યાતો આપણી અસરથી બુરા માણસને ભલો બનાવ્યે છીએ, યાતો નાઉમેદ શખસને હિંમતવાન બનાવ્યે છીએ ત્યારે આપણાં કર્તવ્યનો અંશે અંશ તે શખસની સુધરેલી ચાલચલણમાં અમર પ્રકાશીત થાય છે. આવાં આપણાં કામ બાબે વર્તમાન પત્રોમાં એકે લીટી આવી ન હોય તો શું થયું? જ્યાં લગી એક આત્મા અમર છે ત્યાં લગી ભલાં કામની યાદ સદા જળવાઇ રહેવાનીજ.

એતો જાણીતી બીના છે કે જરથોશ્તી ધર્મ ગુજર પામેલાં પવિત્ર નરનારીઓનાં ભલાં કામોની યાદ ઘણી ઉત્સાહથી કરનારો ધર્મ છે. જે શખસોએ આ દુન્યાની રૂડી ખીળવણી અર્થે મહેનત અને લડત કરી હોય તેઓનાં કામની યાદ જાળવી રાખ્યાથી, આવા સારા દાખલાઓને લીધે આપણાં લોકોની ઉપર ઘણી સારી અસર થવા પામી છે.[૧] જે પવિત્ર નરનારીઓની જીંદગી આ જહાનમાં તેઓની ઉત્તમ અશોઇને લીધે પ્રસિધ્ધ થઇ છે અને જેઓને આપણે દાદાર અહુરમઝદની હાજરીમાં બેહેશ્તમાં વસ્તાં જાણીએ છીએ, તેઓની જીંદગી આપણે માન સહીત યાદ કર્યે છીએ.[૨]

પવિત્ર નરનારીઓ અહુરમઝદનાં મિત્રો સમાન છે. જ્યારે આપણાં મિત્રને બીજાઓ માન આપે છે ત્યારે આપણે ખુશી થઇએ છીએ; તેજ મુજબ અહુરમઝદ જે પત્રિત્ર આત્માઓનો મિત્ર છે તે ઇચ્છે છે કે આપણે જીવતાંઓને તે આત્માઓની યાદ માન સહીત

---

૧. ય. ૧૩.    ૨. ય. ૧૩.

કર્યે. આવી માન ભરેલી યાદનો અર્થ આત્મા-પરસ્તી થતો નથી; એ માત્ર લાયકને લાયક માન આપવા થકી કરવામાં આવે છે.

પોતાની ચાલચલણ સુધારવા માટે મનુષ્યને ઉત્તેજન, તેમજ નમુનેદાર જીંદગીના દાખલાની જરૂર છે કે જે પ્રમાણે ચાલી તે પોતાનું વર્તન ઘડી શકે. દાખલા તરીકે, કવિતાનાં શોખીનો પોતાના માનીતા કવિની તારીફ કરવાનું પસંદ કરે છે; તત્વજ્ઞાનના અભ્યાસીઓ કોઇ અમુક વિદ્વાનનાં ચેલા તરીકે પોતાને ઓળખાવવા આતુર હોય છે; સંગીતના શોખીનો સંગીતના ઉસ્તાદોની તારીફ અને વખાણ ગાય છે. તેજ મુજબ જરથોશ્તી સદગુણોને ચહાનારા શખસો એવા નર નારીઓને માન, મરતબો આપવા ચાહે છે કે જેઓની જીંદગી આવા સદગુણોનાં પ્રચાર અર્થે અર્પણ કરવામાં આવી હતી. સંપૂર્ણતા મેળવવાની કોશેશમાં આવા દાખલાઓની ઘણી જરૂર છે. આપણે નકલ કરવા જોગ દાખલા તરીકે અશો જરથોશ્ત અને તેવણ સાહેબ પાછળ આવનાર અશો નરનારીઓને યાદ કર્યે છીએ કે જેઓ તે મુજબજ પવિત્રાઇનાં બળથી શ્રેષ્ઠતાની ટોંચે પુગેલાં હતાં. જો કે સંપૂર્ણતામાં આપણે તેઓની પદવીએ પહોંચી નહીં શકયે તોએ તેઓનો ખ્યાલ આપણને ભલાં કામો કરવાની ઉત્સાહ આપે છે.

આપણે જરથોશ્તીઓ આવા નરનારીઓને અનેક રીતે માન આપ્યે છીએ; તેઓની યાદ બંદગીમાં કર્યે છીએ, તેઓની મદદ માંગ્યે છીએ અને તેઓને ભેટો અર્પણ કર્યે છીએ, તેઓની યાદ આપણે તાજી કર્યે છીએ, જ્યારે પણ આપણે હૈયાત યા મરણ પામેલાંઓને લગતાં ક્રીયાકામો કર્યે છીએ ત્યારે તેઓનાં નામ અને કામો આપણે ભણતરોમાં લઇએ છીએ. આ માન જે આપણે તેઓને આપ્યે છીએ તે ઝંદ અવસ્તા અને તેની ઉપરના ખુલાસાઓમાં ફરમાવામાં આવ્યું છે, અને ગુજર પામેલાંઓને સવાબ માટે મળતા

બદલા સમાન છે. તેમની માન ભરી યાદ આપણને પણ ફાયદા કરે છે કેમકે તેઓના ઉમદા દાખલા પ્રમાણે ચાલવાને આપણને ઉત્સાહ આપે છે. જે શખસો માનુષી સ્વભાવ તેના સર્વોત્તમ આકારમાં ધરાવે છે તેઓને માન આપવાની આપણી આતુરતા કુદરતી છે. અશો નર નારીઓની પવિત્ર ફ્રવશી અને આત્મામાં એવું શું છે કે જે આપણામાં ખરી અને સંગીન ખુશાળી તેમજ ઉત્સાહ બરપા કરે છે? તે કાંઇજ નહીં પણ તેઓની નીતિની શ્રેષ્ટતા છે. અશો નરો સાથ સંબંધ ધરાવ્યાથી આપણી મનશકિતને કેટલું કૌવત મળે છે તે આપણે જાણયે છીએ. શ્રેષ્ટાને ચહાવું અને તે ઉપર વિચાર કરવો એ તે સદગુણથી ઉત્તેજન પામવા બરાબર છે. શ્રેષ્ટ આત્મા સાથ સંબંધ રાખવો એ ઘણી સારી ચીજ છે. સદગુણી અને ભલાઇનાં કામો કરવાની મનુષ્યના જીગરમાં સદા એક અતિ બળવાન ઇચ્છા હોય છે. માનુષી સ્વભાવનું આ ગુણ લક્ષણ પિછાણીને આપણા ધર્મોપદેશકોએ પોતાના ચેલાઓને ફરમાવ્યું છે કે તેઓએ આપણી કોમનાં સર્વોત્તમ નરનારીઓને યાદ કરી તેઓની મદદ માંગવી, કે જે નરનારીઓ અતિ પવિત્ર અને બહાદુર જીંદગી ગુજારી ગયાં છે અને જેઓએ પોતાના કામો અને બંદગીના બળથી મનુષ્યજાતમાં શારીરીક, ધાર્મીક, સામાજીક અને આત્મિક આબાદી વધારી છે; આવાં નરનારીઓનાં જીવન ચરિત્રથી માહીતગાર થવા અને તેઓનાં ભલાં કામોનો જુસ્સો આપણાં આત્મામાં આમેજ કરવા આપણા ધર્મોપદેશકો ફરમાવી ગયા છે.

આફ્રીનગાન, સ્તુમ, ફરોખશી, બાજ વિગેરે ક્રીયાકામો મારફતે આ પવિત્ર આત્માઓ અને ફ્રવશીઓને યાદ કરી આપણે તેઓ સાથનો સંબંધ જાળવી રાખ્યે છીએ, તે ઉપરાંત, આ ક્રીયાકામોથી આપણે, ગયોમર્દ અને જરથોસ્તના જમાનાથી હાલના જમાના સુધીના, આપણા ધર્મ સ્થાપકો તથા તેને આબાદ કરનાર નરોની

યાદ તાજી કરી શકયે છીએ અને આપણા ધર્મની તવારીખ સાંભરી શકયે છીએ. આપણે જરથોશ્તીઓ પવિત્ર આત્માઓ વિષે વિચાર કરવાનું પસંદ કર્યે છીએ. આપણો ધર્મ પાળનારાઓની ધર્મ આસ્થા અને વફાદારીને આપણે આભારી છીએ અને દુન્યાની આત્મિક ખીળવણી માટે જે કામો તેઓ કરી ગયા છે તે માટે તેઓને આશીશ આપ્યે છીએ; કેમકે તેઓની મહેનતનાં ફળ આપણે આજે ચાખ્યે છીએ. આફ્રીનગાન, સ્તુમ, ફરોખશી, બાજ, યજશ્ને જેવી લાભકારી ક્રીયાઓથી અને તેને લગતી બંદગીથી આપણે ગુજરેલાંઓનાં આત્મા સાથ, જેમ આ દુન્યાના લોક સાથ સંબંધ ધરાવી શકયે છીએ, તેજ મુજબનો સંબંધ રાખી શકયે છીએ. સેંકડો જરથોશ્તી કુટુંબમાં આ થતી દરરોજની ક્રીયાનો મૂળ હેતુ કેવો બુલંદ છે? જે અશો નરનારીઓ આપણી અગાઉ બહેસ્તમાં પહોંચી ગયા છે તેઓનો લાભકારી સંબંધ મેળવવા આપણે આપણું મન ખુલ્લું રાખી શકયે છીએ, એ કેવો ખુશાળી ભર્યો ખ્યાલ છે? આ આત્માઓની બુલંદી અને આત્મિક કીર્તિ ઉપર વિચાર કરવાનું કેટલું ખુશાળી ભર્યું છે?

આ ક્રીયાકામો અને ભણતરો મારફતે આપણે આપણા બહેસ્તમાં વસ્તાં ગુજરેલાં સગાં વહાલાં, મિત્રો અને બીજા પવિત્ર આત્માઓ સાથે સંબંધ સ્થાપિએ છીએ એટલુંજ નહીં, પણ એક ભવિષ્યની જીંદગી, કે જે દરમ્યાન આપણે તેઓને મળશું, તેની આશા રાખી આપણે તેઓ સાથનો વ્યવહાર વધુ ઘાડો બનાવ્યે છીએ.

બેહેસ્તની આ બાબદ સમાપ્ત કરવા અગાઉ મને જણાવવાની જરૂર છે કે અગરજો મીનોઇ અને ગેતીમાં વસતા આત્માઓ વચ્ચેનાં સંબંધનું શિક્ષણ મને ખાસ વ્યવહારી લાગતે નહીં તો તે ઉપર હું આટલું લંબાણથી બોલતે નહીં. સાધારણ ચાલ-ચલણ અને સ્વઅંકુશનાં થોડાક નિયમો શીખવ્યા એટલે ધર્મની

ફરજ પુરી થતી નથી. જે સર્વેથી ઉપયોગી સેવા એક ધર્મ બજાવી શકે છે તે મનુષ્યજાતમાં ઉમદા લાગણીઓ પ્રગટ કરવાની અને ઉમદા કામો કરવાનો તેઓમાં ઉત્સાહ પેદા કરવાની છે. જે બાબદ ઉપર આપણે બોલી ગયા છીએ તે એક એવી બાબદ છે કે તે આપણી મીનોઇ જહાન વિષેની માન્યતા મજબુત કરે છે અને આપણા વિચારને નીચ ઇચ્છાઓથી મુક્ત રાખે છે. બેહેશ્તનું આકર્ષણ ત્યાં વસ્તાં આત્માઓને આભારી છે. જોકે બેહેશ્તમાં પરમાત્મા અહુરની હાજરીનો ખ્યાલ આપણામાં બેહેસ્ત મેળવવાની ઉત્કંથા પેદા કરવાને પુરતો છે, તોએ ગરોનમાનમાં જે આત્માઓ વસે છે કે જેઓની જીંદગીથી તેઓએ આ દુન્યાની પવિત્રાઇ અને સુધારામાં વધારો કર્યો છે તેઓ સાથના મેલાપનો ખ્યાલ કાંઇ ઓછો ઉત્સાહ આપણામાં ઉત્પન્ન કરનારો નથી. જે પ્રમાણમાં આપણે બહેશ્તની ભવ્ય મીજલસ સાથ આપણા વિચારોથી સંબંધ રાખી શકયે છીએ તેટલાજ પ્રમાણમાં આપણે આપણી મીનોઇ શક્તિઓને સંપૂર્ણ બનાવી શકીશું. તે મીજલસને લાયકના થવા માટે આપણને આત્મિક શકિતઓને સંપૂર્ણ બનાવાની જરૂર રહે છે.

દલગીરીની વાત એ છે કે આવા વિચારો કેટલાકોને મનથી નિરૂપયોગી, અવ્યવહારી અને ખ્યાલી તરંગો સમાન છે. જે કાંઇ આપણી ગેતી જહાનનાં દેખીત અનુભવ ઉપરાંત હોય છે તેને તેઓ ખ્યાલી અને કલ્પિત ગણે છે. મીનોઇ જહાન પણ એઓને મનથી કલ્પિત સૃષ્ટિ છે. પણ આપણાં ધર્મ સાહિત્યો અને તે ઉપરના ખુલાસાઓ આ જહાનનું અચૂક વર્ણન આપે છે અને સંતોષકારક રીતે તેની હસ્તિ જાહેર કરે છે. અને જે શખસનું મન આત્મિક બાબદો તરફ ઢળેલું હશે અને શારીરીક દુન્યાની વસ્તુઓ ઉપરાંત પહોંચી શકે એવું હશે, તો તેને જીવતાં અને મુવેલાં વચ્ચે, યા

બેહેશ્ત અને ગેતી દુન્યા વચ્ચેનો સંબંધ વાસ્તવિક અને યોગ્ય લાગશે તેમજ એ ખ્યાલ તેને ખુશાલી ઉત્પન્ન કરનાર અને સુખી કરનાર જણાશે.

દરેક જમાનામાં, દુન્યાના સઘળા દેશોમાં, જીવતા અને ગુજર પામેલાંઓ વચ્ચેનો કોઇક પ્રકારનો સંબંધ સ્થાપિત કરવાની મનુષ્ય જાતમાં કુદરતી ઇચ્છા સદા જોવામાં આવી છે. આ ઇચ્છા જંગલી પ્રજા કે યુરોપીયન જેવી સુધરેલી પ્રજા બન્નેમાં એકસરખી રીતે માલમ પડે છે. જરથોશ્તી ધર્મે મનુષ્યની આ વૃત્તિ પિછાણી છે અને ગુજર પામેલાં પવિત્ર આત્માઓની યાદ, આરાધના અને બંદગી કરવાનું ફરમાવીને એ વૃત્તિને સંતોષવાનું સાધન પુરૂં પાડયું છે.

પણ યાદ રાખવાની ખાસ જરૂર છે કે જો કે જરથોશ્તી ધર્મ શીખવે છે કે આ ગેતી જહાનમાં વસ્તાં લોકો મીનોઇ જહાનમાં રહેતા આત્માઓ સાથ સંબંધ ધરાવી શકે છે, તોએ આપણને ઝંદ અવસ્તામાં કેઠે પણ જરાએ એવો ઇશારો માલુમ પડતો નથી કે શરીરની બહાર નિકળી ચુકેલા આત્મા, સાંભળી શકાય એવા અવાજો કરી યા નક્કર આકારો ધારણ કરી પોતાની હાજરીની ગવાહી આપી શકે છે, તેઓ પોતાની હાજરી દેખાડી શકે છે, યાતો ટેબલ યા બીજા કાંઇ સામાનની હીલચાલથી, અથવા તે ઉપર થતા ઠોકાઓથી આપણને સંદેશાઓ પહોંચાડી શકે છે, યા તો લખીને યા તો કોઇ આત્મિક સંદેશાઓ લઇ શકનાર (medium) શખસ મારફતે મીનોઇ અને આ જહાન વચ્ચે સંદેશાનો વ્યવહાર કરી શકે છે, એવું કાંઇપણ મરણ પામેલાંના આત્માને લગતું શિક્ષણ આપણા ધર્મમાં કેઠેએ જડતું નથી. સમાધિદ્વારા, અવાજ મારફતે યા પત્રદ્વારા આવા સંદેશાઓ ચલાવી શકાય છે એવો ખ્યાલ ઝંદ અવસ્તાના પવિત્ર ગ્રંથકારોને કદી પણ ગયો હતો નહીં. એથી ઉલટું

ઝંદ અવસ્તાનાં લખાણોની ઢપ ઉપરથી માલમ પડે છે કે તેના ગ્રંથકારો, આત્મિક સંદેશા ચલાવનાર શખસો (mediums) માં રખાતા વિશ્વાસને ધિક્કારતા હતા, કેમકે તેઓ જાણતા હતા કે આવા શખસો ભોળા લોકોને આ સાંધનો વડે ઠગી જતા હતા. ઝંદ અવસ્તાનો ઉપર ટપકેનો અભ્યાસી પણ સમજી શકે છે કે દરૂજ, ઠગબાજી અને લુચ્છાપણાંને, કોઇપણ આકારમાં અને કોઇપણ પ્રકારમાં હસ્તિ ધરાવવા નહીં દેવી અને તેનો નાશ કરવો એ આપણા ધર્મનું ફરમાન છે. માટે 'સ્પીરીચુએલીઝમ' ની સમાજનાં સિધ્ધાંતો અને સંપ્રદાયોમાં વિશ્વાસ મુકવાનું, એક જરથોશ્તી માટે ગુનાહભર્યું કામ છે. જે શખસોને 'સ્પિરીચુએલીઝમ'માં માનનારા ચાહે છે અને જે તેઓ અગાઉ ગુજર પામ્યાં છે તેઓ સાથ સંદેશા વ્યવહાર સ્થાપિત કરવાના ઉત્સાહને લીધે, અને તેઓ સાથ ચાલુ સંબંધ વિચારદ્વારા જારી રાખવાની ભારી હોંશને લીધે, તેઓ એટલું બધું અતેરૂં કરે છે કે આપણી ઝંદ અવસ્તા અને આપણી સાધારણ સમજશકિત એઓનાં શિક્ષણો માન્ય રાખવાને ઇનકાર કરે છે. જરથોશ્તી ધર્મ આત્માઓથી વસાયલી એક મીનોઇ જહાનમાં માને છે. આત્મા અમર છે એમ એક જરથોશ્તી માન્યતા રાખે છે. તે એમ પણ માને છે કે એ આત્માઓનો નાશ થતો નથી, તેઓ મંદ પડી રહેતા નથી પણ સદા ચંચળ અને હોશીયાર રહે છે. તે વધુ માને છે કે તેઓ આ જહાનનાં કામો વિષે માહીતગાર હોય છે અને પોતાનાં સગાંવહાલાં અને મિત્રોનાં કામમાં મદદ કરવાની ખાહેશ ધરાવે છે. તેઓને સદા યાદ રાખવાની અને તેઓને કદી પણ નહીં ભુલવાની તેની ફરજ છે એમ તે સમજે છે. એક સાચ્ચો જરથોશ્તી તેઓની સાથ ખુશાલીભરી મુલાકાતની આશા સદા રાખે છે. આત્માના આ જહાનનાં ત્યાગને લીધે

એક જરથોશ્તીનાં દીલમાં તેની યાદ સદા કોતરાઇ રહે છે, માટે તે આત્મા ગેરહાજર છે એમ તે માની શકતો નથી. ફરીથી એ આત્માઓને એક ભવ્ય જહાનમાં મળી ભેટી શકશે એ ખ્યાલથી તે દીલાસો મેળવે છે. તેને એવી આશા રહે છે કે એ આત્માઓ સાથ બેહેશ્તમાં મુકામ તે મેળવી શકશે અને તેને લેવા આવનાર આત્માઓને તે પોતે પણ આવકાર આપી શકશે. આટલી હદ સુધીજ એક ચુસ્ત જરથોશ્તી આત્મા સાથના સંબંધમાં માન્યતા રાખી શકે છે, પણ એથી કશું વધુ માનવાને ઝંદ અવસ્તાનું તેને ફરમાન નથી.

બેહેશ્ત પછી, બીજી દુન્યામાં, એથી ઉતરતા દરજ્જાની જગ્યા હમીસ્તઘાન છે. આપણાં ધર્મ પુસ્તક પ્રમાણે આ જગ્યામાં એવાં લોકો જાય છે કે જેઓએ સારાં તેમજ બુરાં કામ એકસરખા પ્રમાણમાં કર્યાં હશે. આવા આત્માઓ સુધરીને બેહેશ્તમાં દાખલ થવાનો હક ધરાવી શકે છે. જ્યારે તેઓ ખરા અંતઃકરણપુર્વક પશ્ચાતાપ કરે છે, સારાં કામો કરવાનો દ્રઢ નિશ્ચય કરી તે પ્રમાણે વર્તે છે ત્યારે તેઓ બેહેશ્તમાં વસ્તા આત્માઓ જે હકો ભોગવે છે તે સર્વે ભોગવવાને લાયક બને છે.

છેવટે આપણે દોજખ વિષે વિચાર કરીશું. ઝંદ અવસ્તામાં અનેક ઠેકાણે દોજખ વિષે ઇસારો કરવામાં આવ્યો છે. દોજખની સંગીન હસ્તિની સચ્ચાઇ જરથોશ્તી ધર્મ બંધારણનાં મૂળ પાયા સમાન છે. ઝંદ, યાને આપણાં ધર્મ ખુલાસા, અવસ્તાનાં પુસ્તકોનાં શિક્ષણોને અનુસરીને દોજખ વિષેની અનેક સત્ય વાતોનો આપણને સ્પષ્ટ ખુલાસો આપે છે.

હવે જરથોશ્તી ધર્મ મુજબ દોજખ શું છે? તે શિક્ષાની જગ્યા છે. આપણું ધર્મ પુસ્તક સતાવાર રીતે જાહેર કરે છે કે શિક્ષા

માટે કોઇ એક જગ્યા નિર્માણ થઇ ચૂકી છે. ખુદા તરફથી પ્રસિદ્ધ થયલાં જરથોશ્તી ધર્મશિક્ષણ કે જે આપણને જણાવે છે કે દરેક પાપની અનંત અને અચૂક શિક્ષા માટે એક જગ્યા મુકરર થઇ છે તેને માનુષી તર્કશક્તિનો પણ ટેકો મળે છે. પાપની શિક્ષાના વાજબીપણાં માટે આપણી તર્કશક્તિ પણ કારણો આપી શકે છે. અગરજો એક ભવિષ્યની દુન્યામાં ખરાં ખોટાંનો ઇનસાફ હોય નહીં તો આ દુન્યામાં ખરાં, ખોટાં વચ્ચેનો તફાવત અને ઇનસાફની કીંમતજ શું હોઇ શકે? ઉછાછળાં અને અવિચારી મનુષ્યો પોતા ઉપર અંકુશ રાખતાં અને તાબેદાર બનતાં શીખે તેટલા માટે દરેક સમજુ રાજ્યનિયમકાર દરેક કાયદાનાં ભંગ માટે તેને અનુસરતી શિક્ષા ફરમાવે છે, તો શું બનવાજોગ છે કે અહુરમઝદ જે સર્વોપરિ રાજ્ય નિયમકાર છે તે એથી જુદીજ રીત પ્રમાણે વર્તશે? જો કે તે સાહેબ આપણે ધાર્યે છીએ તે કરતાં અતિ ભલો અને માયાવંત છે પણ તે સાહેબ રાસ્ત ઇનસાફી અને નિષ્પક્ષપાત પણ છે. ઝંદ અવસ્તા શીખવે છે કે અહુરમઝદે તો મનુષ્ય માટે અમર સુખ નિર્માણ કરેલું છે. અગરજો મનુષ્ય જાણી બુજીને પોતાનાં નસીબમાં લખેલું સુખ ત્યાગ કરે તો તેનું પરિણામ શું આવે? અગરજો એક શખસ રાસ્તીનો માર્ગ અખત્યાર કરશે તો તેને માટે સુખ, અમર સુખ સિવાય બીજું કાંઇ નથી પણ જો તે જાણી બુજીને ખુદાએ ફરમાવેલો માર્ગ ત્યાગ કરે છે તો તે તેને માટે સરજાયલાં સુખ ઉપરનો હક ગુમાવી બેસે છે એટલુંજ નહીં પણ પોતાનાં આત્માને ન ચહાવા જોગ, અસહ્ય દુઃખ અને સંતાપને સ્વાધીન કરે છે; (અષીમ વંઘુહીમ વંઘહુવે અકેમ અકાઇ= સારાંને સુખ અને બુરાંને દુઃખ) જો એક મનુષ્યની જીંદગી સારી ગઇ હશે તો તેનો અંત સારો આવશે; જો તેણે જીંદગી બદીમાં ગાળી હશે તો તેનું છેવટ આ દુન્યામાં બુરૂં આવશે અને પેલી

જહાનમાં, દોજખમાં તેનો અંત વધુ નપેતર આવશે (અંઘહુશ અચીશ્તો દ્રેગ્વતાંમ) જરથોશ્તી ધર્મ સ્પષ્ટ કહે છે કે બુરી કરણીનાં ફળ આ જહાનમાંજ નહીં પણ પેલી જહાનમાં પણ ચાખવાં પડે છે. શરીરનાં વિસર્જન થવાથી કંઇ પાપની શિક્ષાનો અંત આવી જતો નથી.

આપણું પવિત્ર પુસ્તક કહે છે કે દોજખ, ચીનવત પૂલની હેઠળ આવેલો ઉંડો ગાર છે. 'દુન્યાનો સર્વથી નીચલો ભાગ' 'અંધકારનો ગાર' 'અતિ ખરાબ જીંદગી' 'નિસ્તિ' વિગેરે નામો દોજખને આપવામાં આવ્યાં છે.[૧] આપણને કહેવામાં આવે છે કે દોજખની હવા ગંધીલી છે, ત્યાં ખરાબ વાસ આવે છે, ત્યાં ખરાબ ખોરાક પાણી મળે છે. "પાપીઓના આત્મા દોજખમાં જશે કે જ્યાં તેઓને ખરાબ ખોરાક મળશે, અને ખચ્ચિતજ તેઓનો ઠાર દરૂજનાં ગારમાં થશે."[૨] "જે પ્રમાણમાં એક મનુષ્યના વિચાર બુરા હોય છે તેજ પ્રમાણમાં તેને ભયનું રહેઠાણ (દોજખ) મળે છે."[૩] "બીજું એક ઘર એવું છે કે જ્યાં સર્વ ઠેકાણે અંધકાર વ્યાપી રહ્યો છે, જ્યાં અજવાળું, ભલાઇ, ખુશાળી વિગેરેની ગેરહાજરી છે અને જ્યાં ઘાતકીપણું, કંગાળ્યતપણું અને ગમગીની હોય છે; તેમાં સર્વેથી કંગાળ અને ખાડા ટેકડાવાળી જગ્યામાં, અંગ્રેમઇન્યુ અને કાયદા ભંગ કરનારાઓ કે જેઓ દુન્યાની વૃદ્ધિની આડે આવ્યા હોય છે, તેઓ રહે છે."[૪] "જે શખસે વિપરીત બુદ્ધિને લીધે અને ખરાબ ધર્મનાં સંબંધને લીધે તેમજ અંગ્રેમનની કોશેષોથી આડો માર્ગ અખત્યાર કર્યો હોય છે તે અસહ્ય દુઃખ અને અનંત સંતાપના મકાનમાં ગીરફતાર રહેવાને લાયક છે. આવો

૧. યજ. હા. ૩૦, ફ. ૪; હા. ૩૧, ફ. ૨૦; હા. ૩૨, ફ. ૧૩.
૨. યજ. હા. ૪૯, ફ ૧૧.
૩. દ. પે. દીન પુ. ૧. પા. ૬૧.
૪. દ. પે. દીન. પુ. ૨. પા. ૮૦.

શખસ પોતાનું સ્વતંત્રતપણું રાખી શકતો નથી."[૧] "દેવ સમાન નાસ્તિક માણસ માટે દોજખના ગારની શિક્ષા અને ગીરફતારી નિર્માણ થઇ ચૂકયાં છે; તેનાં દોજખી રહેઠાણ તરફ તેને ઘસડી લઇ જવામાં આવે છે અને વેરભાવથી તેનો નાશ કરવામાં આવે છે. પોતાનાં પાપી કામોને લીધે તે આત્મા સદા તવળતો, દુઃખ પામતો અને શરમીંદો રહે છે. આવા દરૂજી સ્વભાવના શખસનાં દુઃખથી દોજખના દૈત્યો ખુશાલી પામે છે. તે દૈત્યોની સંગતથી આ આત્મા મહા દુઃખ અને પિડા ભોગવતા રહે છે. બુરી મનશકિતના અહેરેમનને પવિત્ર શખસોની ખુશાળી યા બુરા શખસોની મુકિત પસંદ નથી."[૨] "તમે યાદ રાખજો કે અંગ્રેમન સાથ સંબંધ ધરાવવાથી મનુષ્યની જીંદગી સદા કંગાળ બને છે, અને તેઓના ઠાર છેવટે અંગ્રેમનનાં ગારમાંજ થાય છે."[૩] "દોજખ નીચું, ભિતરમાં ગરકાવ થયલું, અંધારૂં, ગંધીલું, ભયાનક સ્થળ છે કે જ્યાં કંગાળ્યતપણું માલમ પડે છે, અને જ્યાં દેવો અને દરૂજો વસે છે. તેમાં કાંઇપણ સગવડ, સુખ કે ખુશાળી હોતા નથી; એ જગ્યામાં માત્ર દુર્ગંધ, ગંડી, દુઃખ, શિક્ષા, દરદ અને બેચેની જણાય છે... આ દુન્યાનાં દુઃખ કરતાં દોજખનું દુઃખ અતિ ભારે છે... અને શરીરનાં દુઃખ કરતાં, આત્માની શિક્ષાનો પાપીને મોટો ભય રહે છે..."[૪] "મરણ પછી ચોથે દીવસે, પાપી રવાન, પોતાના કામોનો હિસાબ આપ્યા પછી, ચીનવત પુલ ઉપરથી ઉંધે મસ્તક દોજખમાં ગબડી પડે છે અને વિઝારેશ દરૂજ તેને ઘાતકી રીતે બાંધી અંધારા ગાર તરફ ઘસડી લઇ જાય છે. તે આત્માએ કરેલાં પાપોનાં આકારો વિઝારેશ સાથે આવે છે. તેઓ શંકા ઉત્પન્ન કરનારા, ઘાયલ કરનારા, મારી

---

૧. દ. પે. દીન. પુ. ૪, પા. ૨૧૫. ૩. દ. પે. દીન. પે. ૭. પા. ૪૬૧.
૨. દ' પે. દીન. પુ. ૬. પા. ૪૦૭. ૪. દા. દીની. પ્ર. ૨૭.

નાખનારા, નાશ કરનારા દૈત્યો અને દરૂજો જેવા માલુમ પડે છે. તે ઉપરાંત શરીરને વેદના આપનાર ભયાનક પ્રાણીઓ, ગંધીલો પવન, ગમગીન, પિડાકારક બળતાં અને ઉંઘમાં ખલલ કરનારાઓ તે આત્માનાં પાપની ગંભીરતાનાં પ્રમાણમાં તેની આસપાસ ફરી વળે છે અને તેને દુઃખ અનુભવવા લગાડે છે. જો કે પાપી આત્મા પોતાની કરણીથી દોજખમાં આવવા પામ્યો છે અને અંગ્રેમનનાં મુકામમાં તાબેદાર નોકર થઇ રહે છે તોપણ પોતે ખાધેલા ભુલાવાનો પશ્ચાતાપ કરવા માંડે છે, દોજખમાંથી મુકત થવાની ઇચ્છા ધરાવે છે અને ભલાં કામો કરવાની અજબ જેવી આતુરતા તેનામાં પેદા થાય છે. "તેનો ખોરાક વાસ મારતો સડી ગયલો, બગડેલો અને તદન બીન સ્વાદ હોય છે, જે ખાધાથી તે મોજ મેળવી શકતો નથી યા ભૂખ તાળી શકતો નથી, પણ જે તેને ખાવાની ફરજ પડે છે અને જે તેનાં દુઃખમાં ઉમેરો કરે છે. "દોજખની જગ્યા વિશાળ છે. જે શિક્ષા પાપી રવાન પામે છે તે તેણે કરેલાં બુરાં કામોની આકૃતિ તરફથીજ તેને મળે છે. જે પ્રમાણમાં તેને બીજાઓને દુઃખ દીધું હશે અને અંગ્રેમનની તાબેદારી કીધી હશે તે પ્રમાણમાં તે દુઃખ અનુભવશે."[1] "દોજખનાં અંધકારમાં, તેની વિશાળતા અને ઉંડાણમાં, તેમાં માલમ પડતી ભલાઇની ગેરહાજરીમાં, તેનાં દુર્ગંધ, હીમ અને કરામાં જે દુઃખી અને ભયાનક સ્થિતિ પાપી આત્માઓ ગાળે છે, એ સર્વેનાં વર્ણનમાં આપણને કાંઇ અજબ આકર્ષણ જણાય છે..."[2]

આગલાં પાનાઓમાં આપણે જોઇ ગયા છીએ કે આપણાં ધર્મ સાહિત્યો પ્રમાણે મનુષ્યની પેલી જહાનની હાલત, તે આ જહાનમાં કેમ જીંદગી ગુજારે છે તે ઉપર આધાર રાખે છે. જ્યારે મનુષ્ય

---

૧. દા. દીની. પ્ર. ૨૧, ૨૭, ૩૨, ૩૭ વિગેરે.

૨. પૂ. ૫. પુ. ૩૭. પા. ૨૦૯ અને ૨૧૦.

મરણ પામે છે ત્યારે સત્યને ઓંખું કરનારો પરડો તેની નજર સામેથી ખસી જાય છે અને પોતાની જીંદગીની ખરી ધારણા અને મતલબ સમજી શકે છે. આપણાં પવિત્ર પુસ્તકનાં સત્તાવાર લખાણો પરથી મેં બતાવી આપ્યું છે કે એક મનુષ્યની જીંદગીની તમામ કારકીર્દી તેનાં અંતઃકરણમાં નોંધાઇ રહે છે. તેનું અંતઃકરણ એક મોટાં દફ્તર મિસાલ છે. જે લોકો ભલી જીંદગી ગાળે છે તેઓને પણ પોતાનાં કામનો હિસાબ તપાસવો પડે છે. આ ચોપડામાં મનુષ્યને બક્ષવામાં આવેલી મુંડી, તેની શક્તિનો ખરચો, તેની લાગવગ, વખત, પૈસા અને દ્રવ્ય વિગેરેનો હિસાબ કાળજીથી અને અચૂક રીતે રાખવામાં આવે છે. સખાવતનાં કામો, પરોપકાર, માયાળુ વિચારો, વચનો અને કામોને જમે પાસે લખવામાં આવે છે; કાંઇપણ પ્રકારનું કામ થયું હશે તેનો હિસાબ ચોક્કસ રહેશેજ. જે જે સંજોગો વચ્ચે એક કામ થયું હોય, યા પાપ કરવામાં આવ્યું હોય તે સઘળું અહુરમઝદ જુએ છે અને ધ્યાનમાં લેય છે.[1] પાપી વિચારો, વચનો અને કામોની નોંધાયલી તવારીખ, ચીનવત પૂલ ઉપરની રવાનની તપાસ દરમ્યાન પાપી આત્માને લાભકારક નિવડતી નથી. તપાસથી પડતાં અજવાળાંને લીધે તે આત્મા દુઃખી બની પશ્ચાતાપ કરે છે કે તેને મૂર્ખાઇ કરી જુઠાપણાં (દરૂજ, અંગ્રેમન)નો રસ્તો અખત્યાર કર્યો અને અષ યાને સચ્ચાઇનો માર્ગ તજી દીધો.

જ્યારે સઘળા આરોપો આત્મા સામે સાબેત થાય છે ત્યારે તેને સજા ફરમાવવામાં આવે છે. સરોશ, રશ્નુ, મહેર અને બીજા યઝદો, તેમજ અહુરમઝદ અને તે શખસનું અંતઃકરણ શિક્ષા ફરમાવવામાં ભાગ લેય છે. આ પ્રમાણે પાપી રવાનને દોજખની શિક્ષા થાય છે.

---

૧. યજ. હા, ૩૧. ફ. ૧૩.

ચીનવત પૂલ કે જેને નાકે બહેસ્ત આવેલું છે, તે પૂલ ઉપરથી પાપી આત્મા પસાર થઇ શકતો નથી. જ્યારે તે પસાર કરવાની કોશેશ કરે છે ત્યારે દોજખનાં ઉંડા ગારમાં તે જઇ પડે છે; કેમકે તેનાં પાપોને લીધે તે પૂલ એટલો તો સાંકડો થઇ જાય છે કે પાપી રવાન તે ઉપરથી પસાર થઇ શકતું નથી. ત્યાર પછી ભારે બેચેની, શરમીંદગી, નાસીપાસી અને પોતાનાં હાથે પોતે કરેલા નાશનો ખ્યાલ તે રવાનને તવળાવે છે. જ્યારે ચીનવત પૂલ ઉપર આવેલી સદર અદાલતનો ચૂકાદો તેને મળે છે ત્યારે દરૂજોની ભયાનક ટોળી તેની આસપાસ ફરી વળે છે અને તેઓમાંથી કોણ તે પાપી શખસને ગીરફતાર કરી દોજખમાં ઘસડી લઇ જવાનું માન મેળવે છે તે જોવા તેઓ ગોયા હરીફાઇ કરે છે. જ્યારે તે આત્માની નજર ખુલી જાય છે અને પોતાને દરૂજોના સકંજામાં ફસેલો અને દોજખ તરફ ઘસડાતો જોય છે ત્યારે તેની કેવી બુરી દશા થતી હશે? તે પોતાની દુ:ખી લાગણીઓ ઉંઘ યા ભુલાવામાં ગરકાવ કરી શકતો નથી.

દોજખનાં અંધારા ગાર, ત્યાંનાં બિહામણા આકારો, ત્યાંની શિક્ષા માટે નખ, ખંજર, તીર, ગંધક, બળતા પ્રવાહની નદીઓ, ભઠ્ઠીઓ, લોઢીઓ, કરવતો, ગુરજો વિષે આપણને દાદેસ્તાની-દીની, દીનકર્દ, વંદીદાદ પરગ. ૪, ૪૯–૫૫, ય. ૨૨ મી, મીનોઇ ખેરદ ૨ અને બીજાં ધર્મ પુસ્તકોમાં અનેક લખાણો મળે છે તેમાં વીછુ, સાપ, અઝદા અને એવા બીજાં ઝેરી પ્રાણીઓ અને જંતુઓ વિષે ઇસારો કરવામાં આવ્યો છે કે જેઓ રડતા અને વિલાપ કરતા પાપી આત્માપર હુમલા કરે છે અને તેને વેદના આપે છે. આ પાપી આત્માઓ અસહ્ય દુ:ખને લીધે પોતાની જબાન કરડે છે, પોતાનુંજ માંસ કરડે છે અને પોતાના બાલ અને મોઢાંને તોડી ફોડી નાખે છે.

તમારી આંખ્યો સામે દોજખમાં રીબતાં પાપી રવાનો અને

તેઓની આસપાસનાં ભયાનક દેખાવોનો ચિતાર રજુ કરો; તમારા કાનો વડે તેઓનો વિલાપ, દુઃખોની ચીસો, હાય અફસોસના પુકારો અને બુરી શક્તિઓનાં તેઓનાં દુઃખ તરફની હાંસી મશ્કરીના અવાજો સાંભળો; તમારી સ્પર્શ કરવાની ઇંદ્રિયોની મદદથી, દુઃખથી તુટતી પાપી રવાનોની નસોનો ખ્યાલ કરો; સૌથી કમકમાટભર્યા ખ્યાલો તમારી નજર સામે ધરો, તો તમુને ઝંદ અવસ્તામાં આપેલાં દોજખનાં ભયાનક દુઃખોનો કાંઇક ખ્યાલ આવશે.

પણ સવાલ એ કરવામાં આવે છે કે દોજખી આત્માઓ ઝંદ અવસ્તામાં જણાવેલી શારીરીક શિક્ષાઓ ખમે છે કે માત્ર આત્મિક શિક્ષાજ પામે છે? જે વર્ણન આપવામાં આવ્યું છે, તે બોલેબોલ ખરૂં સમજવું કે દ્રષ્ટાંતરૂપી ગણવું? અલબતે તમામ વર્ણન દ્રષ્ટાંતરૂપ છે. આ વર્ણનની મૂળ મતલબ, અહુરમઝદના કાયદાનો તિરસ્કાર કરનાર માટે શું ભારે શિક્ષા નિર્માણ થયલી છે તેનો આપણુને ખ્યાલ આપવાની છે. આ શારીરીક દુન્યાની મોજ શોખથી લોકોને ચેતેલા રાખવાને ઝંદ અવસ્તાના ગ્રંથકારોએ દ્રષ્ટાંતરૂપ ભાષા વાપરી છે કે જે આપણી આ દુન્યામાં નજર પડતી ચીજો સાથ મળતાપણું ધરાવે છે. જે દ્રષ્ટાંતરૂપ ભાષા વાપરી છે તેનું કારણ એ કે એઓ લોકોનાં મન સામે શિક્ષાના ભયાનક ચિતારો લાવી એવું સમજાવવા માંગતા હતા કે દોજખ ખરેખર શિક્ષા ખમવા માટે મુકરર થયલી જગ્યા છે.

જે જે શિક્ષાઓ તેમજ શિક્ષાનાં હથિયારોનું વર્ણન આપણી ધાર્મીક કિતાબોમાંથી મળે છે તે માત્ર મનુષ્યોએ ઉપજાવી કહાડેલા ચિતારો છે. આ સઘળી ચીજો, અહુરમઝદ કે જે મહાજ્ઞાની અને અનંત સત્તા ધરાવે છે, તે સાહેબને છાજતી નથી. પાપી સામે અહુરમઝદ પોતાનો ગુસ્સો અને ઇનસાફ ઘણીજ ચમત્કારીક રીતે જાહેર કરે છે. તે સાહેબનો ઇનસાફ તેજ એક પ્રકારની શિક્ષા છે.

તે સાહેબની શિક્ષા કરવાની રીત, મનુષ્યની શિક્ષા કરવાની રીત કરતાં તદન જુદીજ છે અને તે સાહેબની સર્વોપરી સત્તા અને મનુષ્યની નબળાઇ વચ્ચેના મોટા તફાવતનો ખ્યાલ આપણને આપે છે.

ઝંદ અવસ્તા અને ખાસ કરીને ગાથા આપણને સ્પષ્ટ સમજાવે છે કે અહુરમઝદ એક પાપીને તેનાં અંતઃકરણ અને યાદદાસ્ત શક્તિ મારફતે શિક્ષા કરે છે. મનુષ્યનું પાપી અંતઃકરણ તેને દોજખના ગારમાં નાંખે છે. તેનું અંતઃકરણ તેજ દોજખ છે. જ્યારે અંતઃકરણ ડંખવા માંડે ત્યારે તેનું બળ કેવું માલમ પડે છે? ચાબુકના માર, વીંછુના ડંખ, ખીલાની પઠારી કરતાં પણ તેની સજા કેવી ભારે છે; પાપીના મનમાં તે કેવા ભય પમાડનારા દેખાવો રજુ કરી તેની શાંતિ લુટી લેય છે! આ પ્રમાણે, બ્રુતસ પોતાની સુતેલી સેના વચ્ચેથી સીઝરના કદાવર દેખાવથી ઝબકી ઉઠયો. અંધારી રાતમાં એક હાથે આવી દેવાલ ઉપર શબ્દો લખ્યા તે જોઇ શામાટે બેલશાઝાર ધાસ્તીથી કાંપવા લાગ્યો? અંતઃકરણ, માત્ર અંતઃકરણના ડંખને લીધે રવાનની તપાસ દરમ્યાન જ્યારે ખુદા હાજર હોય છે ત્યારે તેનું અંતઃકરણ તેના ચીપિયા વડે, તેની હથોડીઓ વડે, તેની ભઠ્ઠીઓથી, તેનાં વીંછુ અને સાંપોથી તે રવાનને ડંખવા માંડે છે. અન્યાય પામેલાં અંતઃકરણનો ડંખ તેજ પાપની અમર શિક્ષા છે. પાપની શિક્ષા જાવેદાન સુધીની છે કેમકે જે આત્માની બે શકિતઓ વડે એ શિક્ષા અહુરમઝદ ફરમાવે છે તે શક્તિઓ અમર્ગ અને અનંત છે, યાને આપણું અંતઃકરણ અને યાદદાસ્ત શકિત જાદુકની હસ્તિ ધરાવે છે.

જ્યારે એક પાપી આત્મા પોતાને યઝદો, અમેશાસ્પંદો, અને પવિત્ર આત્માના સમાગમથી છૂટો પડેલો જોય છે, જ્યારે સુખી બહેસ્તમાંથી બાતલ થઇ પોતાને પૂલની નીચેનાં દોજખનાં ગારમાં,

થોડા દીવસ ખાતર નહીં પણ અનંત કાલ સુધી સબડવા જતો જોય છે ત્યારે તેની લાગણીઓ કેવી દુઃખદાયક હશે? તેની શરમ અને અપકીર્તિને લીધે ગોયા તે દિવાનો બની જતો હશે; નાઉમેદ બની તે કાંઇ પણ કરવાને ચુકતો નહીં હશે કેમકે શારીરીક દુઃખ અને જુલ્મ કરતાં પણ તેને અતિ વધુ દુઃખ ખમવું પડે છે.

જરથોશ્તી ધર્મ મુજબ દોજખમાં હાય, વિલાપ, શોકાતુર ચીસો અને પોકારો થાય છે પણ પાપી રવાનને દયા બતાવનાર ત્યાં કોઇ નથી; તેમાં દલગીરી અને રડાપિત થાય છે પણ તેઓનો વિલાપ સમજવા યા દિલાસો દેવાવાળું ત્યાં કોઇએ નથી. આપણે જોઇએ છીએ કે આ જહાનમાં દરેક માનુષી દુઃખ મટાડવાનું કાંઇ પણ સાધણ હોય છે. મલમ વગરનો જખમ નથી અને મ્હોરા વગરનું ઝેર હોતું નથી. પણ દોજખમાં તો પાપી આત્મા તરસ્યો તવળે છે પણ તેની તરસ મટાડવા તેને પાણી મળતું નથી; ભૂખ તો કકડીને લાગે છે પણ પાપી રવાનને તેની ભૂખ સંતોષવા ખોરાક મળતો નથી. પણ સર્વેથી મોટું દુઃખ એ છે કે પોતાની કંગાળ જીંદગીનો છેડો લાવવા માટે દોજખમાં મોત જેવું કાંઇ નથી. પોતાનાં સમૂળા નાશની આશાનો પણ પાપી રવાનને આધાર હોતો નથી.

આપણે જાણ્યે છીએ કે આ દુન્યામાં અગરજો મોજમજાહ પણ હદ ઉપરાંત કરવામાં આવે તો આપણે તેથી કંટાળો પામ્યે છીએ. માટે આપણી ખાનીપીણી, રમતગમત અને કસરત વિગેરે ઉપર આપણે આંકોશ મેળ્યે છીએ. તો પછી અનેક પ્રકારનાં દુઃખો જમાનાઓ સુધી એક સરખા વેઠવાં એ કેવું પીડાકારક થઇ પડતું હશે! વીછુ અને સાંપોથી વિટળાયલા દોજખમાં રહેતાં પાપી રવાનને દરૂજોની હાંસી મશ્કેરી વચ્ચે કેવું લાગતું હશે?

દોજખમાં વસ્તા અસંખ્ય રવાનો તરફથી એક બીજાને કાંઇ પણ લાભ થતો નથી. શિક્ષા પામેલાં દોજખી રવાનો એક બીજાને મદદ કરી શકતાં નથી. દરૂજો કે જેઓ તેઓનાં દુ:ખનાં મૂળ સમાન છે, તેઓને જેમ પાપી રવાનો ધિક્કારે છે તેજ મિસાલ તેઓ એક બીજાને પણ ધિક્કારે છે. દરૂજો ઉપર વેર લેવાની તેઓમાં તાકાત નથી. દેવો પાપી રવાનો સાથ જલ્લાદ માફક વર્તી શકે છે પણ દોજખી રવાનો તેઓને મારી હઠાવી શકતાં નથી. દેવો તેઓને શિક્ષા કરી શકે છે પણ પાપી રવાનો દેવોને શિક્ષા કરી શકતાં નથી.

જ્યારે શિક્ષા પામેલાં દોજખી રવાનો પોતાની નજર બેહેસ્ત તરફ ફેરવી અશો આત્માઓને બેહેસ્તનું સુખ ભોગવતાં જોય છે ત્યારે તેઓ કેવો શોક અને વિલાપ કરે છે? પણ જ્યારે પાપી રવાનો અશો રવાનને પોતાની મદદે આવવાને બદલે તેઓનાં દુ:ખ તરફ બેદરકાર થતાં જોય છે ત્યારે તેઓનેજ ભારે શોક કરે છે. તેની આગળ બીજો બધો વિલાપ કુચ્છ બિસાદમાં નથી. જ્યારે તેઓ બેહેસ્તમાં રહેતા અશો નરનારીઓને અને મીનોઇ શકિતઓને પોતાનાં દુ:ખ તરફ દીલસોજીને બદલે તીરસ્કાર બતાવતાં જોય છે ત્યારે તેઓ મહા દુ:ખ પામે છે.[1]

ઝંદ અવસ્તામાં જણાવેલા પાપી આત્માઓને દોજખમાં ભોગવવા પડતાં આ દુ:ખો ઉપરાંત આપણે તે પુસ્તકમાંથી એમ શીખ્યે છીએ કે અહુરમઝદ પોતાનું દર્શન દોજખી રવાનોને આપતો નથી. સર્વેથી અસહ્ય દુ:ખ જરથોસ્તી ધર્મ પ્રમાણે આ છે. ટુંકમાં શિક્ષા પામેલાં દોજખી રવાનો એકાંત જગ્યામાં પોતાને તમામ એકલાં પડી ગયલાં જોય છે; દીલસોજી, મદદ, સંગત અને માયા વગર તેઓની સ્થિતિ એટલીતો કંગાળ બની જાય છે કે તેઓ ઇચ્છે છે કે પોતાનાં

---

૧. યજ. હા. ૫૧. ૬. ૧૩.

તન બદનના ટુકડા કટકા કરી, પોતાની હસ્તિનો અંત લાવવા તેઓ સામર્થવાન હતે.

પાપી આત્માને શું શું કષ્ટો ખમવાં પડે છે તે જાણ્યા પછી દરેક માણસની ફરજ છે કે તેમાંથી બચવા માટે પોતાથી બનતું કરવું. જે દોજખનું વર્ણન આપણાં ધર્મ પુસ્તકમાં આપવામાં આવ્યું છે તે કોઇપણ શખસને ભય પમાડવાને પુરતું છે. ઘણા જ્ઞાની પુરૂષોએ કબુલ કીધું છે કે મોત, મરણ પછીના ઇનસાફ અને દોજખ ઉપર નિરંતર વિચાર કર્યાથી એક માણસ ભલાઇનાં કામોમાં ઉસ્તવાર બની શકે છે. મનુષ્ય એક બાળક સમાન છે કે જેને ભયથી અંકુશમાં રાખવું પડે છે. શિક્ષાની ધાક બાળકની કેળવણીનું એક મૂખ્ય સાધન છે. દરેક લાગણી ધરાવતાં પ્રાણીમાં દુ:ખની બીક સ્વભાવિક અને કુદરતી છે. આપણને જ્ઞાની પુરૂષો કહેતા આવ્યા છે કે “જે ચીજથી ખરી રીતે બીહવાનું છે તે શિવાય આપણે બીજાં કશાંથી બીહવું જોઇએ નહીં.” કેટલીક વખતે પ્યાર કરતાં શિક્ષાનો ધાક વધુ અસરકારક થઇ પડે છે. જ્યાં શિક્ષાની બીક હોય છે ત્યાં પાપ પ્રવેશ કરી શકશે નહીં. જીંદગીમાં એવા અનેક સંજોગો આવે છે કે જ્યારે મનુષ્યના બુલંદ વિચારો માત્ર તેને ખરે રાહે દોરવવાને પુરતા થઇ પડતા નથી. સંસારી લાલચ વાસના સામે લડત કરવાને માટે આવે વખતે દોજખની શિક્ષાનો ખ્યાલ આપણને વધુ કૌવત આપે છે. આ ખ્યાલને લીધે એવા સંજોગોમાં આપણે દોજખમાં પડતાં દુ:ખનો ખ્યાલ કરી પાપથી મુકત રહી શકયે છીએ.

કેટલીક વાર આપણે લોકોને અને ખાસ કરીને નાસ્તિકો અને અધર્મી શખસોને કહેતા સાંભળ્યે છીએ કે પોતાના પાપોની શિક્ષા મીનોઇ જહાનમાં મળશે એ ખ્યાલથી તેઓ ડરતા નથી. રસ્તાખીજના ખ્યાલને તેઓ હસી કહાડે છે અને બીજી દુન્યામાં પોતાનાં

પાપી કામોની શિક્ષા તેઓને થશે એમ માનવા તેઓ ના પાડે છે અને પોતાની અનીતિભરી જીંદગી ભોગવવાની ચાલુ રાખે છે. આપણાં ધર્મપુસ્તકમાં સમજાવેલાં પાપની શિક્ષાનાં સિધ્ધાંતને તેઓ ધિક્કારે છે. પણ જો તમે, સુધરેલી યા જંગલી કોમમાંથી ભવિષ્યમાં થતી શિક્ષાનો ખ્યાલ કહાડી નાખો તો તે કોમને દુર્બળ બની નાશ પામતી તમે જોશો. દોજખની શિક્ષાનો ખ્યાલ મનુષ્યોમાંથી જો નિકળી જાય તો થોડાજ વખતમાં તેઓ આ જેહાનને દોજખમાં ફેરવી નાખવાને ચૂકશે નહીં.

શું ત્યારે આ દોજખની શિક્ષામાંથી છેવટે કાંઇ છુટકારો છેજ નહીં? મેં ઉપર અનેક વખત જણાવ્યું છે કે જરથોશ્તી ધર્મ પ્રમાણે એક પાપીએ પોતાનાં પાપોનો પશ્ચાતાપ કરી, ભલાં કામો સિવાય કાંઇપણ નહીં કરવાનો મક્કમ ઠરાવ કરવો. આ પ્રમાણે કરવાની તેની ફરજ છે અને એમ કીધાથી તેનું મન એટલી હદે સમાધાની પામશે કે તેનાં દુ:ખોમાં ઘણો મોટો ઘટાડો થયલો તેને માલમ પડશે.

આ પ્રમાણે, દરેક રીતે જોતાં, જરથોશ્તી મહજબ એક આશા આપનારો ધર્મ છે, કેમકે દુન્યામાં મનુષ્યને મળતી અનેક નાસી-પાસી વેળાએ જોઇતો સધિયારો તે પુરો પાડે છે. ખરા જરથોશ્તીનાં મનથી જીંદગી કાંઇ અકારી અને વ્યર્થ હસ્તિ નથી; તેમજ મોત કાંઇ મહા ભયાનક ચીજ નથી. જે શખસ જરથોશ્તી ધર્મ પાળે છે અને તેનાં શિક્ષણોને માન આપી ચાલે છે તે સદાકાળ અમર આશામાં રહેવા પામે છે. આશા—આ એકજ શબ્દમાં જરથોશ્તી ધર્મનું મૂળ ગુણલક્ષણ સમાઇ જાય છે. દુન્યાને આપવામાં આવેલા બીજા કોઇ ધર્મ યા નીતિનિયમ સંગ્રહ અને જરથોશ્તી ધર્મ વચ્ચેનો મૂળ તફા-વત એ છે કે આપણો ધર્મ આપણને સદા આશાવંત રાખે છે, આપણને સર્વેથી વધુ આશાજનક ચિતારો ઝંદ અવસ્તામાંથીજ

મળે છે. તેમાં કાંઇપણ નિરાશા, જીંદગીની નાસિપાસી યા આપણાં બુલંદ ધર્મની ઉમદા નેમ વિષે જરાએ શંકા જેવું માલમ પડતું નથી. પયગામબર જરથોશ્ત સાહેબ ધર્મ શિક્ષકોમાં સર્વેથી વધુ આશાવંત થઇ ગયા હતા અને જરથોશ્તી પવિત્ર નરનારીઓ આશા આપનારા ધર્મોપદેશકો હતા. આ પ્રકરણના બાકીના ભાગમાં આ આશા શું છે તે જણાવામાં આવ્યું છે. ઝંદ અવસ્તામાંથી મળતાં લખાણો અને દલીલો ઉપરથી હું સાબેત કરી શકીશ કે જરથોશ્તી ધર્મ તે બુલંદ મહુજબ છે કે જે મનુષ્યને ખરેખર આશાવંત, ચંચળ, ઉપ્યોગી, આબાદ અને સુધરેલો બનાવવાને શકિતવાન છે. ઉપલા ટીકાનું સત્ય રસ્તાખીઝનાં શિક્ષણ ઉપરથી જણાઇ આવે છે, તથા ફ્રશોકેરેતીનાં ખ્યાલ ઉપરથી સાબેત થાય છે. રસ્તાખીઝ અને ફ્રશો-કેરતીનાં સિદ્ધાંતોથી જરથોશ્તી ધર્મ મનુષ્યને જાહુકની ખીળવણીની આશા આપે છે અને બતાવે છે કે મનુષ્યની આત્મિક ખીળવણીની કાંઇ હદ નથી. "આપણે તકસીવાર છીએ પણ આપણે આગળ વધ-વાને અને સુધરવાને શક્તિવાન છીએ" વૅસ્ટકોટે જણાવ્યું તેમ આ ખ્યાલ વડે રોબર્ત બ્રાઉનીંગે, "મરણ પછીની વ્યકિતગત જીંદગીની અમર્ગીમાં પોતાની મક્કમ માન્યતા જાહેર કરી છે," આ ભવ્ય અને બુલંદ ખ્યાલથી પ્રગટ થતી આશાને લીધે મનુષ્ય શ્રેષ્ટતાની ટોંચે પહોંચી, તેનાં પેદા કરનાર અહુરની સંગતને લાયકનો બની શકે છે.

રસ્તાખીઝનાં શિક્ષણ ઉપર, જરથોશ્તી ધર્મ પ્રમાણે અમર્ગીની માન્યતા આધાર રાખે છે. આપણો ધર્મ જે રસ્તાખીઝનો ખ્યાલ આપે છે તે તદન નવોજ અને બીજા ધર્મોમાં જણાવેલા ખ્યાલથી જુદોજ છે. આપણાં ધર્મ સાહિત્યો સમજાવે છે કે મરણ પછી આત્મા મીનોઇ જહાનમાં જાય છે, મોત આત્માને શરીરથી છૂટું પાડે છે; મનુષ્ય એક શારીરીક પ્રાણી તરીકે હસ્તિ ભોગવતો બંધ પડે છે;

તેની આ ગેતી જીંદગીનો અંત આવી ગયો છે અને તમામ દુન્યાને માટે જ્યારે અહુરમઝદે મુકરર કરેલો રસ્તાખીઝનો વખત આવી પહોંચે ત્યાં સુધી આત્માને થોભવા સિવાય કશું કરવાનું રહેતું નથી. તે વેળાએ જે શરીરનું તે મૂળ તત્વ સમાન હતું તે સાથ પાછો જોડાઇ જાય છે.

મરણ માણસ માટે કુદરતી રીતે સરજાયલું છે, છતાં જ્યારે આત્મા શરીરથી છૂટો પડે છે ત્યારે મનુષ્ય અજબ અનુભવ મેળવે છે. અહુરમઝદે તો મનુષ્યનાં શરીરની અમર્ગી પણ નિર્માણ કરી છે. ઝંદ અવસ્તા પ્રમાણે આપણું શરીર આત્મા જેટલુંજ અમર છે; અહુરના હુકમે આપણું શરીર ખાકમાંથી પાછું ઉઠી ઉભું થશે. મરણ પામેલાંઓની ખાકમાંથી આપણાં સગાંવહાલાંઓનાં શરીર અતિ પવિત્ર અને પ્રકાશીત સ્થિતિમાં ઉઠી ઉભાં થશે. "આરમઇતીએ શરીરની અક્ષેશ કીધી છે; અને જે પ્રમાણે આ શરીર પહેલે હતું તેવીજ સારી સ્થિતિમાં, ઓ અહુર! તું રાખજે."[૧] "ઓ મઝદ! તારા બુલંદ વિચારો વચનો અને કામો તેમજ તારી પવિત્રાઇ મને જાહેર કર.... ઓ માલેક! તારી સર્વોપરિ સત્તા હેઠળ તારી મરજી મુજબ, રસ્તાખીઝ વખતે તમામ ખલકને સજીવન કર."[૨] "અહુરમઝદે તેનાં પ્રાણીઓને એવી રીતે સરજ્યાં છે કે તેઓ આ દુન્યાને ફરી સજીવન કરી શકશે... જ્યારે મરણ પામેલાંઓ પાછાં ઉઠી ઉભાં થશે, અને જ્યારે મનુષ્યોને અમર્ગી મળશે......."[૩] "કયામતના શારીરીક બંધારણને ખોરાકની જરૂર રહેતી નથી અને તેઓ ખોરાક વગર જીવી શકે છે. તેઓની ઓલાદ પણ અમર્ગ રહેશે. આ પ્રમાણે જે શખસો હાલમાં ગેતી જહાનમાં વસે છે તેઓ મરણ બાદ,

---

૧. યજ. હા. ૩૦. ફ. ૭.

૨. વંદી. પારગ. ૧૧, ફ. ૧૪.

૩. ય. ૧૯; ફ. ૧૦ અને ૧૧.

રસ્તાખીઝ પછી આવી સ્થિતિએ પહોંચશે"[૧] "રસ્તાખીઝ માટેની તૈયારી અને તેનું આગમન સંપૂર્ણતા પામેલાં રવાનો માટે પણ બુલંદ અને ભવ્ય ચમત્કાર સમાન છે.... "... જેમ એક ચીજ આપણે શીખીને ભુલી ગયા હોઇએ તે ચીજ પાછી શીખવી સહેલ છે, અને જેમ એક સારી બાંધણીનાં ઘરને સમારકામ કરવાનું સહેલ છે, તેમ નવી જીંદગી પેદા કરવા કરતાં, પેદા કરેલી અને નાશ પામેલી જીંદગીને ફરી સજીવન કરવાનું સહેલ છે; અને અહુરમઝદની કીર્તિ અને ડહાપણથી મરણાધીન ચીજો ફરી સજીવન થશે અને જે ચીજો અમર છે તે વધુ સુંદર આકારમાં હસ્તિમાં આવશે...[૨] "છેવટે દુઃખ દરદ કમી થશે અને પેદા કરનાર અહુરમઝદ ગુજર પામેલાંઓને ફરી સજીવન કરશે. પાપીઓ પાપમાંથી અને ગુનેહગારો બંદીમાંથી મુક્તિ મેળવશે. અને પાપમાંથી ભ્રષ્ટ બનેલા શખસો, પાપવિનાશી નિયમોની મદદથી પવિત્ર બની, પાપમાંથી મુક્તિ પામી ઉંચ પ્રકારનાં પ્રાણીઓ બનશે."[૩] "રસ્તાખીઝ અને ફ્રશોકેરેતીનો ખ્યાલ પોતાની નજર સામે સદા રાખી માણસે પોતાની જીંદગીનું વર્તન ઘડવું જોઇએ... જે શખસ એમ માને છે કે પેદા કરનાર અહુરમઝદ મારફતેજ તે ફરી સજીવન થઇ શરીર ધારણ કરી શકશે, તે ખચ્ચિત ફરી સજીવન થશે. અને જે શખસ જાણે છે કે તે જ્યાંથી આવ્યો ત્યાંજ પાછો જનાર છે તે છેવટના ઇનસાફ વખતે પોતાનું શરીર ધારણ કરવા શક્તિવાન થશે."[૪] "આપણને આ બુલંદ ધર્મ સમજાવે છે કે આ જહાંનમાં છેલ્લાં ૫૭ વરસ તમામ ભલાઇનાં માલમ પડશે અને રસ્તાખીઝની થોડો વખત અગાઉ, માઝદીયસ્ન ધર્મ પાળનારાઓનાં ભલાં કામોની બરકતથી સઘળા શખસો ફરી સજીવન

---

૧. દા. દીની. પ્ર. ૩૪, ફ. ૩ અને ૪.
૨. દા. દીની. પ્ર. ૩૭, ફ. ૩-૬.
૩. દ, પે. દીન. પુ. ૯. પા. ૬૨૭.
૪. દ. દા. દીન. પુ. ૧૩. પા. ૨૨ અને ૨૩.

થશે."[1] "ત્યારપછી રસ્તાખીઝ યાને અતિ સુખી વખત આવશે. મરણ પામેલાં ફરી જીવતાં થશે, તેઓ અમર શરીર ધારણ કરશે, અને લોકો પાપમાંથી મુકત થવાને લીધે, મનુષ્ય જાત અમર સુખ, કીર્તિ, અચૂક ડહાપણ, અનુપમ ઇચ્છા શકિત અને ભલાઇમાં પોતાની જીંદગી ગાળશે."[2] "તેઓથી એક એવી દુન્યા હસ્તિમાં આવવા પામશે કે જે કદીપણ બુઢાપો, દુર્બળતા, સડો યા મરણ અનુભવશે નહીં, પણ પોતાની મરજી મુજબ સુધરતી અને વધતી જતી અમર હસ્તિ ભોગવશે; જ્યારે મરણ પામેલાંઓ સજીવન થશે ત્યારે દુન્યાની તમામ પેદાયશ મરણાધીન રહેવા પામશે નહીં."[3]

આપણને યાદ રાખવું જોઇએ કે ગાથામાં માત્ર આત્મિક રસ્તાખીઝ વિષે ઇસારો કરવામાં આવ્યો છે. બીજાં બધાં ધર્મ પુસ્તકોમાં શારીરીક પુનરૂજ્જીવન (Resurrection) વિષે લખવામાં આવ્યું છે, કે કયામતને વખતે આત્મા શરીર સાથ પાછો જોડાશે. શું આ વાત આપણી સમજ શકિત અને ખોદાઇ ઇનસાફને વધુ અનુસરતી નથી કે પોતાનાં પાપ સવાબનો હિસાબ આપવા, છેવટના ચૂકાદા વેળાએ અહુરમઝદ માત્ર આત્માને નહીં પણ આત્મા તેમજ શરીર બન્નેને ભેગાં બોલાવશે?

આપણાં ધર્મ પુસ્તકોમાં ઘણી બાબદો અસ્પષ્ટ માલમ પડે છે. પણ એટલું તો ખુલાસાવાર જણાવવામાં આવ્યું છે કે જે શરીર હાલમાં આપણું છે તેજ શરીર કયામત વખતે આપણને પાછું મળશે. જે શરીરમાં આપણો આત્મા હાલમાં વસે છે તેજ શરીરમાં મીનોઇ જહાનમાં પણ વસવાત કરશે. પણ કેટલે હદ સુધી આ બે શરીર વચ્ચે મળતાપણું રહેવા પામશે તે આપણે જાણી શકતા નથી. એટલું તો ચોક્કસ છે કે જે શારીરીક સંજોગો આ જહાનમાં આપણે

---

૧. દ. પે. દીન. પુ. ૫, પા. ૨૭૭.
૨. દ. પે. દીન પુ. ૫, પા. ૩૩૨.
૩. ય. ૧૯. ૧૧ અને ૧૨.

આપણી આસપાસ જોઇએ છીએ તેજ સઘળાં ત્યાં પણ આપણે અનુભવીશું એ અસ્વાભાવિક છે. તેજ શરીર પાછું સજીવન થશે ખરૂં, પણ તદન જુદાજ સંજોગો વચ્ચે તે ફરી આકાર ધારણ કરશે.

આપણું શરીર જ્યારે આત્માને પાછુ મળશે ત્યારે હાલની દુર્બળતા, તેમજ થાક, ભૂખ, તરસ વિગેરેની વૃત્તિ સહીત મળશે નહીં. અહુરમઝદ તેને વધુ સારૂં બંધારણ બક્ષેશ કરશે, પણ આપણા શારીરીક બંધારણનાં કુદરતી વિસર્જન થવાને લીધેજ, આપણે સુધરેલું, પવિત્ર, આશાવંત, ખુશાળ, ભવ્ય અને પ્રકાશીત શરીર બંધારણ ક્યામત વખતે મેળવીશું કે કેમ, તે આપણને સ્પષ્ટ જણાવવામાં આવ્યું નથી. પણ આપણને યાદ રાખવું જોઇએ કે જે બાબદનાં મૂળ તત્વો સાથજ આપણને કામ છે અને જે બાબદની બારીક વિગતોની તપાસ કરવાનાં આપણી પાસ સાંધન યા શક્તિ નથી, તે ઉપર વધુ વખત ગુમાવવો ખોટો છે.

ઝંદ અવસ્તાના ગ્રંથકારોએ આપણને જણાવ્યું છે કે એકજ જીંદગી નિયમ બે જુદા આકારોમાં હસ્તિ ધરાવી શકે એ બનવાજોગ છે; બલકે એથી વધુ આપણને સમજાવામાં આવે છે કે જે ચીજને ગેતી જહાનમાં આપણે મરણનાં નામે ઓળખ્યે છીએ તે માત્ર બીજી જીંદગીમાં વધુ ભવ્ય બંધારણમાં પ્રવેશ થવાના માર્ગ શિવાય બીજું કાંઇ નથી. કેમકે હાડકાં માસ સાથનું શરીર જો ફેરવાઇને વધુ શ્રેષ્ટ પદાર્થનું બનશે તો તેથી મનુષ્યની વ્યક્તિતા બદલાઇ જવાની નથી.

દુન્યાની હસ્તિની આખેરીએ, આપણાં ધર્મ સાહિત્યો મુજબ સર્વોપરિ અહુરના હુકમથી દરેક મરણ પામેલો શખસ, તેના છેવટના ચૂકાદા માટે તે સાહેબની સદર અદાલતમાં હાજર થશે. તેઓને હુકમ કરવામાં આવશે કે, "સર્વે મરણ પામેલા શખસો, તમારો

ચૂકાદો સાંભળવા હાજર થાવો." આ હુકમને આધીન થઇ તમામ મનુષ્યજાત અહુરમઝદ અને તેની અદાલત સમક્ષ હાજર થશે. છેવટનો ચૂકાદો અહુરની અદાલત આપશે અને પવિત્ર આત્માઓને પાપી રવાનોથી બીલકુલ અલગ કરી નાખવામાં આવશે. સર્વેની નજર સમક્ષ સર્વેનાં અંતઃકરણ ખુલ્લાં કરી નાખવામાં આવશે. દરેક શખસ દરેક કુટુંબ અને દરેક પ્રજાની હસ્તિ દરમ્યાન થયલાં બારીકમાં બારીક કામો કે જે દુન્યાની શરૂઆતથી કયામતના રોજ સુધીમાં થયાં હશે, તે સર્વે લોકોની નજર સામે સ્પષ્ટ ઉઘાડાં થશે. ભલાઓની ભલાઇ અને બુરાઓની નીચ યુક્તિઓ ખુલ્લી થશે. બુરાઓ શરમીંદગી પામશે અને અશો લોકો કીર્તિ પામશે. પવિત્ર લોકો અનુપમ સુખ ભોગવશે અને પાપીઓ આ દેખાવથી ભય પામશે. આ પ્રમાણે તમામ મનુષ્યજાત પોતાનાં શરીર સહીત રસ્તાખીઝ વેળાએ અહુરમઝદ અને તેની અદાલત સામે ઉભી રહેશે.

મેં ઉપર જણાવ્યું તેમ ઝંદ અવસ્તા મનુષ્યને માત્ર ત્રિખુટી વ્યકિત તરીકે ઓળખતી નથી પણ તેને કુંટુંબ, કોમ, દેશ અને સમાજ સાથ સંબંધ ધરાવનાર સભ્ય તરીકે પિછાણે છે. એ નજરે જોતાં, તમામ મનુષ્યજાત કે જેનામાં, એક મોટાં કુટુંબમાં માલુમ પડતી સંગીનતા અને એકત્રતા જોવામાં આવે છે, તે તમામ મનુષ્યજાત અહુરમઝદની કચેરીમાં એક સાથ કયામતનાં રોજે એકઠી થશે એ સ્વભાવિક છે. આ પ્રમાણેનો જાહેર ચૂકાદો ખુદાઇ ઇનસાફને અનુસરતો છે.

ફ્રશોકેરેતી વખતે ગુજર પામેલાના આત્માઓ શરીરનાં ઢાંકણ વિના રહેશે નહીં, પણ તેઓ પવિત્ર, અવિનાશી અને વધુ સુંદર શરીરમાં સજ થઇ અહુરમઝદ તેમજ તેઓ અગાઉ મરણ પામેલાં સગાં વહાલાંની સંગત અને મિત્રચારી મેળવી શકશે એવી આશા આપણો

જરથોશ્તી મહુજબ આપે છે. જો કે ભવિષ્યનું શરીર બંધારણ કેવા પ્રકારનું હશે તે આપણને સ્પષ્ટ જણાવવામાં આવ્યું નથી, તોપણ એટલું તો નક્કી છે કે જે શરીર આપણને મળશે તે આપણુંજ હશે. તે શરીર ધારણ કરવે આપણે પોતાને અને એક બીજાને ઝટ અને અચૂક પિછાણી શકીશું. જે જે ચહેરાઓ આપણને એક વેળાએ અતિ વહાલા હતા અને જે ચહેરાઓની યાદ આપણાં જીગરમાં કોતરાઇ રહે છે, તે સર્વે સાથે ફ્રશોકેરેતી વખતે આપણો મેલાપ થશે. જે સગાં વહાલાંઓથી આપણે છૂટાં પડયાં છીએ તેઓ તરફ જઇ આપણે ફરી એકવાર તેઓને મળી શકીશું. એ ખ્યાલથી બીજો કયો ખ્યાલ આપણને વધુ આશા આપનારો છે?

જે જે ફિલસુફી પંથો અને ધર્મો આ વાતનો ઇનકાર કરે છે કે આ દુન્યાની માફક પેલી જહાનમાં આપણો આત્મા તેની વ્યકિતતા જાળવી રાખી શકશે, તે પંથો અને ધર્મોથી આપણો મહુજબ ઉપલી આશા આપતો હોવાથી જુદો પડે છે. હિન્દુ અને બુદ્ધ ધર્મમાં જે માન્યતા છે કે મરણ પછી મનુષ્યનો આત્મા નિસ્તિમાં ગરકાવ થઇ જાય છે યા તો કોઇએક પ્રકારની ભેગી યા સંયુકત અમર્ગી (Corporate Immortality) ભોગવે છે તે સાથ આપણો મહુજબ જરાએ મળતો થતો નથી. જરથોશ્તી ધર્મ પ્રમાણે અમર્ગી કાંઇ અચોક્કસ અને નિરાકાર, મરણ પછીની સ્થિતિ નથી; પણ ભવિષ્યની જીંદગી એવી હસ્તિ છે કે જે દરમ્યાન મનુષ્ય ગુણો અને સ્વભાવમાં સમાયલી તે શકિતઓને ખીળવી સંપૂર્ણ બનાવી શકાય છે કે જે શકિતઓનું કાંઇક ભાન આપણને આ ગેતી જહાનમાં પણ થાય છે. "મારાં મરણ પછી હું માત્ર ભવિષ્યની ઓલાદનાં વધારા માટેનું એક સાંધન થઇ પડીશ; મારી વ્યકિતતા ગુમ થશે તો શું થયું?" આ ખ્યાલ કાંઇ આપણને દીલાસારૂપ લાગતો નથી. જો કોઇ ભવિ-

ષ્યની હસ્તિની આશા મને આપવામાં આવે તોએ જ્યાં સુધી મને ખાત્રી આપવામાં આવે નહીં કે મરણ પછી હું, પોતે જાતે, મારા આત્મા અને ફ્રવશી સહીત અહુરની હાજરીમાં બેહેસ્તનું સુખ ભોગવી શકીશ, ત્યાં સુધી હું સંતોષ પામી શકું નહીં.

અમર્ગીની જે આશા આપણો જરથોશ્તી ધર્મ આપે છે તેમાં જાણવાજોગ બીના એ છે કે આપણા આગળા સંજોગો આપણને પાછા પ્રાપ્ત થઇ શકે છે. આપણને મળતી ટકો, આપણાં સગાંવહાલાંઓ, આપણું પવિત્ર બનેલું શરીર અને આત્મા, પવિત્ર રવાનો અને અહુરની મિત્રાચારી, વિગેરે એવી ઘણી ચીજો છે કે જે પેલી જહાનમાં મેળવવાની મનુષ્યની આશા કુદરતી અને સ્વભાવિક છે. જરથોશ્તી ધર્મ મુજબ આ બધી ચીજો દોજખમાં શિક્ષા પામેલાં પાપી રવાનો પણ આયંદે (સુધરીને) મેળવી શકશે. વધુ આપણને એમ આશા આપવામાં આવે છે કે દોજખનાં પાપી રવાનોને તેમજ બેહેશ્તમાં વસતા અશો આત્માઓને અને જેઓને આ દુન્યામાં નાસિપાસી અને નિરાશી મળી હોય તે સર્વેને, બદી ઉપર જીત મેળવવાની તકો ફરીથી મળશે અને તેઓ બેહેશ્તનું સુખ મેળવવા શકિતવાન થશે. "અમેશાસ્પંદો અને આરમઇતી મળીને નવા પેદા પડેલા આત્માને શરીરની બક્ષેશ કરે છે, અને અશો નરો બંદગી કરે છે કે ભવિષ્યમાં અને ફ્રશોકર્દ વખતે, આ આત્મા, જે જે લાભો શરૂઆતમાં જ્યારે અહુરે સર્વ પેદા કીધું ત્યારે તેઓને પ્રાપ્ત થયા હોય, તે સઘળા ભોગવવા પામે. આરમઇતીએ તેઓને આપેલાં શરીર સહીત તે આત્માઓ પવિત્રાઇનું સુખ હાંસલ કરવા પામે. પણ જે શખસ અંગ્રેમનને પોતાના રાહબર તરીકે કબુલશે તેની ઉપર અહુરનો કોપ ઉતરશે. તેને જે શિક્ષા થશે તે અંગ્રેમનનાં ફરઝંદોથી થશે. જ્યારે આ સઘળું પુરૂં

થશે ત્યારે તેઓ ઉતસાહથી કહેશે કે ખુદાઇ પરોપકાર ઉપર રચાયલી અહુરની સલતનત હસ્તિમાં આવી છે, અને તેની સત્તા સર્વે સજીવ બંધારણો ઉપર જામી છે.... અને આ સલતનતનાં વફાદાર શહેરીઓ અંગ્રમન કે જે દેવોનો સરદાર છે તેને માત્ર હરાવી શકશે એટલુંજ નહીં પણ સત્યનો ભંડાર જે અષ છે તેને હવાલે અંગ્રમનને ગીરફતાર કરી સોંપશે. અહુરની સલતનત હસ્તિમાં આવવાની તેઓ રાહ જોતા હોવાથી (જ્યારે તે હસ્તિમાં આવશે ત્યારે) તેઓ તે સાહેબને અને તેના સાથીઓને આ અનુપમ સુખી હસ્તિ પેદા કરવા માટે ધન્યવાદ આપવા ચહાશે.... "જુઠાપણાંનાં દેવ અને તેનાં સાથીઓની હાર અને શિક્ષા વિષે, અને અશો નરોનાં બેહેશ્તમાં થનારા સુખી મેળાપ વિષે ફરી તે ભાર મુકીને આપણને જણાવે છે. "...જે ધર્મ ભવિષ્યની જીંદગીમાં સવાબનો બદલો અને પાપની શિક્ષા વિષે શીખવે છે તે ધર્મનાં પવિત્ર અને સંગીન નિયમો શીખવાને તે તેનાં સાંભળનારોને કહે છે કે સવાબનો બદલો અને પાપની શિક્ષા ઘણો લાંબો વખત સુધી મળે છે; જે શખસો કીંમતી સત્યો સમજ્યા હશે અને તે પ્રમાણે ચાલ્યા હશે તેઓ છેવટની મુકિત મેળવી શકશે."[1] "અશો નરો અહુરમઝદની બંદગી કરી માંગે છે કે તે સાહેબ પોતાની સર્વોપરિ સત્તા (ક્ષથ્રવઇર્ય) ચલાવે કે જે સત્તાને આધારેજ માત્ર ફરશોકર્દ હસ્તિમાં આણી શકાય છે. જ્યારે તમામ મનુષ્યજાતના સુધારાઓ સંપૂર્ણ થશે ત્યારે ફરશોકર્દનો જમાનો હસ્તિમાં આવેલો ગણાશે."[2] "ઓ અહુર, હું સવાલ કરૂં છું તેનો તું સત્ય ખુલાસો કર, કે તારા માથ્ર વડે હું દરૂજને શેકસ્ત આપી અષને હવાલે કેમ કરૂં, અને તેનાં પાપી, ઠગબાજ શાગીર્દોને તેઓની બુરી નેમમાં હરાવી, કેવી રીતે તેઓનો નાશ

૧. પૂ. પ. પુ. ૩૧. યજ. હા. ૩૦. પા. ૨૭-૨૮.
૨. પૂ. પ. પુ. ૩૧. યજ. હા. ૩૪. પા. ૮૨.

કરૂં ?"[1] "ઓ મહાન પેદા કરનાર! અષ ઉપર રચાયલી વ્યવસ્થાને ટકાવી રાખનાર સોષ્યંતો ક્યારે આવશે ?"[2] "તારા અષથી અમો સંપૂર્ણ અશોઇ ક્યારે પ્રાપ્ત કરી શકીશું....! તારા વોહુમનની બરકતથી સોષ્યંતો પોતાનાં ચંચળ મન વડે તારા હુકમ મુજબ તારી અશો સલતનતમાં ભલાં કામો કરશે..."[3] "અશો માણસને અહુરમઝદ પોતાની સત્તાથી સર્વોત્તમ ચીજની બક્ષેશ કરશે પણ જે શખસ તે સાહેબની ભેટોથી સ્તુતિ કરતો નથી તેની ઉપર એવો કહેર વરસાવશે કે જે તે કયામતના વખતે પણ નહીં અનુભવશે."[4] "ઓ અહુરમઝદ ! જ્યારે મેં તુંને જીંદગીનાં પેદા કરનાર તરીકે જાણ્યો, જ્યારે મેં તુંને સારા શબ્દો અને કામોનો બદલો નિર્માણ કરતાં અને અશો માટે સુખ અને પાપી માટે ક્રૂશોકર્દ વેળાએ શિક્ષા મુકરર કરતાં જોયો ત્યારે મેં તુને અતિ પરોપકારી અહુર તરીકે ઓળખીયો."[5] "તેઓ દુન્યાને એવી સ્થિતિએ પહોંચાડશે કે દુન્યા કદીપણ બુઢાપો, મરણ, સડો, યા નાશ જાણશે નહીં પણ સદા સુધરતી અને આગળ વધતી રહેશે. જ્યારે ખુદાની તમામ પેદાયશ મોતને મહાત કરશે ત્યારે સ્પેન્તમઇન્યુની પેદાયશની વૃદ્ધિ થશે, પણ અહુરમઝદની મરજી મુજબ દરૂજની ઓલાદ નાશ પામશે."[6] "જ્યારે અંગ્રમને પરોપકારી કામો થતાં જોયાં... ત્યારે તે અશક્ત બની પાછળ હઠયો; તેને માટે અસહ્ય દુઃખ નિર્માણ થયું છે અને ફરીથી તે છૂટો થઇ શકનાર નથી. આ દૈત્ય અને તેના અસલ સાથીઓ નાસિપાસી, ગુચવાડા અને નિરાશીમાં પાછા ફરશે. ઠગબાજી, બદી, સેતાન્યત અને દુશ્મનાઇનાં નાબુદ થવાને લીધે એઓ અહરીમનનાં દોજખમાં જઇ પડશે. ભલી પેદાયશને

---

૧. યજ. હા. ૪૪. ફ. ૧૪.
૨. યજ. હા. ૪૬. ફ. ૩.
૩. યજ. હા. ૪૮. ફ. ૧૨.
૪. યજ. હા. ૫૧. ફ. ૬.
૫. યજ. હા. ૪૩. ફ. ૫.
૬. ય. ૧૯. ૧૧ અને ૧૨.

તાજગી તથા અશોઇ આપવી, તેઓને અંગ્રમનની હસ્તિથી બચાવી પવિત્રાઇ અને સદ્દગુણમાં તેઓને ઉત્તેજન આપવું એ તેમને અમર બનાવ્યા બરાબર છે. તે (અહુરમઝદ)નો ઇરાદો માત્ર અંગ્રમનને પોતાની યોજનામાંથી દૂર કરવાનો નથી પણ છેવટે તેની ઉપર ફત્તેહ મેળવવાનો છે, અનંત અને પ્રકાશીત ઝલકાત જે તે સાહેબે પેદા કીધો છે, વિશાળ આકાશ જે ટેકા વગર ઉભું છે. છેવટની ફત્તેહ માટે જે શખસોને તે સાહેબે સરજ્યાં છે, સવાબનો બદલો અને ફ્રશોકેરેતી વખતે પાપીઓની મુકિત-આ સઘળા સાંધનોથી (તે સાહેબ પોતાની ધારેલી નેમ બર લાવે છે). ખલકના છેવટના ફેરફાર વખતે બેહેસ્તનું સુખ મેળવવા માટે મનુષ્યમાં તે સાહેબે પોત પોતા વચ્ચે હરીફ પેદા કર્યાં છે.... તે સાહેબે સજીવ પ્રાણીઓ માટે સંગીન અમર્ગી પેદા કીધી છે.... યઝદોનું લશકર અશો પ્રાણીઓના લાભ અર્થે હીંમતથી અને દૂરંદેશીથી લડે છે અને છેવટમાં સંપૂર્ણ ફત્તેહ પોતાની લડતથી મેળવે છે. (અશોઇ અને નાપાકી વચ્ચેની) લડતમાં છેવટ સુધી અહરેમન જીતશે પણ છેક છેવટે તે તેના આકારમાં જાહેર થશે અને પવિત્ર શખસોજ જીત મેળવશે. "જ્યારે અંગ્રમને આ દુન્યામાં પ્રવેશ કીધો, ત્યારે તે સારાં પ્રાણીઓ વચ્ચે મોત અને દુઃખ લાવી શકયો, અને તે મનુષ્યને માંદગી આપી શકયો હતો. જ્યારે અંગ્રમન નાશ પામશે ત્યારે (અશોઇના) પ્રકાશથી મનુષ્યો પાપની પુરી ગંભીરતા સમજી શકશે... તેઓ સઘળું જાણી શકશે અને સઘળું માફ કરશે. તેઓ દરેક બાબદમાં બળવાન બનશે. રસ્તાખીઝ માટે નિર્માણ થયલી કસોટીઓમાંથી પસાર થયા પછી અને પોતાના કામોનો સંપૂર્ણ હિસાબ આપ્યા પછી ત્રણ દીવસે તે પેદા કરનાર સાહેબનાં સર્વે પ્રાણીઓ પવિત્ર બને છે. તેઓ પોતાનાંજ હથીયારોવડે તે અંગ્રમન

ઉપર જીત મેળવે છે; પોતાની હલકી વૃત્તિ દૂર કરી તેઓ તેને મારી હઠાવે છે અને જ્યારે અંગ્રમનનાં સાંધનો ખુટી જાય છે ત્યારે તેઓ તેનો નાશ કરે છે. ફ્રશોકેરેતી પછી દુન્યામાં ઠગબાજી રહેશે નહીં અને તેથી અંગ્રમન પણ રહી શકશે નહીં; અંગ્રમન નાબુદ થવાથી જુઠાપણું નાબુદ થશે; બદ વિચાર નહીં હોવાને લીધે નાશ થશે નહીં; પાપ નાબુદ થવાને લીધે દોજખની જરૂર રહેશે નહીં; ખરાબ સ્વભાવની ગેરહાજરીમાં ધિક્કાર જેવું કાંઇ પણ માલુમ પડશે નહીં; દરદ નહીં હોવાને લીધે દુ:ખ પણ લોકો અનુભવશે નહીં; લોભ રહેવા પામશે નહીં અને તેથી લોકોની તંગી પણ ટળી જશે; ખોડખાપણ રહેવા પામશે નહીં અને તેથી કોઇ પણ શરમીંદું બનશે નહીં.... સઘળા બુરા વિચાર કરનારા, બુરા શબ્દો વાપરનારા, બુરાં કામો કરનારા અને સઘળી બુરી શકિતઓ નાબુદ થશે.... અંગ્રમનનાં નાબુદ થવાથી સઘળી બદી નાબુદ થશે; સઘળી બદી નાબુદ થવાથી સદ-ગુણ સંપૂર્ણ બનશે; અને જ્યારે સંપૂર્ણ ભલાઇનો જમાનો આવશે ત્યારે કોઇ પણ એક બીજાંને કોઇ પણ સાધનો વડે દુ:ખી કરી શકશે નહીં. અગર જો હાલમાં આપણને શરીર ઉપર માર યા ઘાથી દુ:ખ ઉત્પન્ન થાય છે તો તેનું કારણ એ છે કે આપણાં શરીરમાં દરૂજનો અંશ સમાયલો છે. પણ રસ્તાખીઝના વખત પછીથી અગરજો એક શરી-રને મારવામાં આવે યા તો તેની સામે છરી, તલવાર, ગુરજ, પત્થર યા તીરનો વપરાસ કરવામાં આવે તોએ તેને હાલનાં જેવું દુ:ખ ઉત્પન્ન થઇ શકે નહીં... "હાલમાં જે દુ:ખ અનુભવ્યે છીએ તે શરીર બંધારણનાં અમૂક ગુણલક્ષણોને આભારી છે, જે ખોડખા-પણો રસ્તાખીઝ વખતે દૂર થવાને લીધે આપણે દુ:ખ અનુભવીશું નહીં. જો કે આ સુખી અરસામાં સૂર્ય, ચંદ્ર અને પ્રકાશીત તારાઓ હસ્તિમાં હશે. પણ તેઓની ગતીથી થતા રાત દીવસની દુન્યાને

જરૂર રહેશે નહીં, કેમકે સઘળાં પ્રાણીઓ પ્રકાશીત હોવાને લીધે દુન્યાને (સુર્યનાં) અજવાળાંની જરૂર રહેશે નહીં. આ પ્રકાશીત સેતારાઓ પણ સંપૂર્ણ સુંદર બનશે. સઘળાઓ એક સરખા બળવાન અને એક સરખી મજબુત ઇચ્છાશકિત ધરાવતા થશે. જેઓ મરણાધીન હતા ત્યારે પોતાનાં ભાઇબંધની આબાદીની અદેખાઇ કરતા ન હતા તેઓ સર્વેજ્ઞાની અને સર્વજાણનાર સાહેબની કીર્તિ અને શકિતથી ખુશાળી અને સુખ મેળવી શકશે. સઘળા ફરેસ્તાઓ, આત્માઓ અને રક્ષણ કરનાર શકિતઓ પેદા કરનાર અહુરમઝદની ઇચ્છાઓ મુજબ સહેલાઇથી અને ખુશીથી વર્તશે... તેઓ તમામ ખલકને પોતાના સધિયારાથી સુખી અને સુંદર બનાવશે ..ફરેસ્તાઓ, આત્માઓ, રક્ષણ કરનાર શકિતઓ આથી અમર સુખ મેળવી શકે છે અને સંપૂર્ણ ખુશાળી પ્રાપ્ત કરે છે."[૧] "યઝદોની આરાધના કરી તેઓની મદદ મેળવ્યાથી અને દરૂજને શેકસ્ત આપ્યાથી આત્મિક હસ્તિને સંપૂર્ણ બનાવી શકાય છે તથા શારીરીક હસ્તિને સુધારી શકાય છે. શારીરીક હસ્તિ સુધારીને, અને મીનોઇ હસ્તિ સંપૂર્ણ કરીને આપણી દુન્યા ફ્રશોકેરેતી માટે તૈયાર થઇ શકશે. દુન્યાની સંપૂર્ણ પવિત્રાઇથીજ આ જમાનો હસ્તિમાં આવશે."[૨] "તમે જાણો કે બેહેશ્તમાં સારી સ્થિતિ મેળવવા ખાતર આપણે જે આપણા પોતામાં સુધારો કર્યે છીએ તે ફ્રશોકેરેતીનાં વખતે આપણા લાભ અર્થે છે. ....આપણાં ધર્મમાં સમજાવવામાં આવ્યું છે કે બેહેશ્તમાં વસ્તા આત્માઓ સુખી જીંદગી ભોગવે છે અને વધુ અને વધુ સુધરતા જાય છે. છેવટે ફ્રશોકેરેતીનું અનુપમ સુખ મેળવવાને લાયક તેઓ બને છે. બેહેશ્ત તેમજ તનપસીન (ફ્રશોકેરેતી)નું સુખ

---

૧. દા. દીની. પ્ર. ૩૭.

૨. દ. પે. દીન. પુ. ૬. પા, ૩૬૭–૩૬૮.

મેળવવા લાયક બનવા માટેનાં સાંધનો આજ દુન્યામાં છે."[1] "તે જમાનાના આવવા પહેલાં આ દુન્યાની તમામ હસ્તિ પવિત્ર બનશે. તે માલેક નાશકારક દરૂજને આયંદે મહાત કરશે. તે સાહેબ તેનાં સઘલાં પ્રાણીઓને પોતા તરફ ખેંચી લેશે અને પોતાની ભલી બક્ષેશોથી આ દુન્યામાં અમર સુખ સ્થાપશે."[2] "ચોથો જમાનો હોશેદરનો આવશે; પાંચમો જમાનો હોશેદર–માહનો આવશે; છઠ્ઠો જમાનો શોશ્યંતોનો આવશે કે જે દરમ્યાન દેવો અને દરૂજો છેવટની હાર પામશે, અહુરમઝની પેદાયશ દોજખમાંથી મુકત બનશે, મનુષ્યો અમર બનશે અને એક મોજેજાથી ફ્રશોકેરેતીનો જમાનો હસ્તિમાં આવશે"[3] "છેવટે દુઃખ દરદ કમી થશે અને જીંદગીનું રક્ષણ કરનાર અહુરમઝદ મરણ પામેલાંઓને સજીવન કરશે. પાપીઓ પાપમાંથી અને નાપાકી બદીમાંથી મુક્ત થશે. પાપમાં લપટાયલાં મનુષ્યો પાપ વિનાશી નિયમોની મદદથી પવિત્ર બની, પાપમાંથી મુકત પામી ઉંચ પ્રકારના પ્રાણીઓ બનશે. અશો લોકો પોતાનાં સવાબનો બદલો સદાકાળ ભોગવશે, સઘળા મનુષ્યો પાપ તજ્યાથી શિક્ષા નાબુદ થશે અને દરેકને ફાળે સુખ આવશે. સઘળાં માણસો દુઃખથી નિરાળા બનશે. અહેરમન અને બીજા દેવો (યાને બુરા શખસો) રહેવા પામશે નહીં. દરૂજ શેકસ્ત પામશે અને તેનો નાશ થશે. ખુદાની સઘળી ભલી પેદાયશ નુકશાનમાંથી બચી જશે અને સઘળાં લોકો નિર્દોષ, પવિત્ર, બીનકસુર, કીર્તિવંત, તનદરૂસ્ત, ખુશાળ અને સુધરેલાં બનશે"[4] "તેઓ આ પ્રમાણે વિચાર કરતા હતા કે, 'દોજખમાંથી એક રસ્તો બેહેશ્ત તરફ જાય છે કે જે જગ્યામાં દરેક પ્રકારની મુકિત મળે છે. જે પાપી રવાનો પોતાનાં પાપ માટે શિક્ષા ખમી ચૂકા હોય તેઓ

---

૧. દ. પે. દીન. પુ. ૬. પા. ૪૦૦.
૨. દ. પે. દીન. પુ. ૬. પા. ૪૧૫,-૪૧૬.
૩. દ. પે. દીન, પુ. ૭. પા. ૪૭૨.
૪. દ. પે. દીન. પુ. ૯. પા. ૬૨૭.

આ રસ્તે દોજખમાંથી બેહેસ્તમાં જઇ શકશે"[૧] "આ ચાર ચીજ ઉપર ધ્યાન રાખી દરેક માણસને તેની ફરજ બજાવવાની છે; ફ્રશો-કર્દ, જનન ઉત્પાદન, રસ્તાખીઝ અને ફ્રશોકેરેતી. જે શખસો બદીથી દૂર રહ્યા હોય છે તેઓ ફ્રશોકર્દના લાભો પ્રાપ્ત કરી શકશે. જનન ઉત્પાદનમાં સારા વિચાર, વચન અને કામ કરનારાઓ મદદ કરી શકે છે. જે શખસ એમ સમજે છે કે જે સાહેબે તેને પેદા કર્યો છે તેજ સાહેબ તેને પાછો સજીવન કરનાર છે, તે રસ્તાખીઝની સ્થિતિએ પહોંચે છે. જે શખસ જાણે છે કે તે જ્યાંથી આવ્યો ત્યાં પાછું તેણે જવાનું છે તેને ફ્રશોકેરેતીનો લાભ પ્રાપ્ત થાય છે."[૨]

અહીં આપણને જણાવ્યા વિના ચાલતું નથી કે જરથોસ્તી ધર્મ પ્રમાણે ભવિષ્યની જીંદગી બાબેનો ઉપદેશ કરનારા, ઉપલા ઝંદ અવસ્તામાંથી ટાંકેલા સત્તાવાર ફકરાઓ આપણને ચોક્કસ અનુમાન તરફ લઇ જાય છે અને તે એ કે આપણો મઝ્દયસ્ની મહજબ પૂનર્જન્મ યા નિર્વાણમાં માનતો નથી. થિયોસોફીસ્તોની મજકુર માન્યતાઓ કરતાં આપણાં મહજબનાં સિધ્ધાંતો નિર્વિવાદ શ્રેષ્ટ છે, એ વિષેની ખાત્રી કરવી મુશ્કેળ નથી. આપણા મહાન પુરૂષો પૂનર્જન્મ યા નિર્વાણનાં સિધ્ધાંતોથી અંજાણ હતા, યા તો તેઓને તે વિષેની માહીતી હોવા છતાં, તે સિધ્ધાંતો અવાસ્તવિક, અયોગ્ય, અવિશ્વાસ-પાત્ર અને ભૂલાવો ખવાડનારા હોવાથી તેઓએ તેનો અસ્વીકાર કર્યો હોય એ બનવા જોગ છે. "પાક મહજબ પ્રમાણે ત્રણ મૂળ ઉપદેશો છે; પહેલો, આ દુન્યામાં આપણી ખાકી દેહ સાથની જીંદગીને લગતો છે; બીજો, આપણને આપણી ખાકી જીંદગી પછીની મીનોઇ હસ્તિનું ભાન કરાવે છે અને ત્રીજો ફ્રશોકર્દ યા ફ્રશોકેરેતી વિષે આપણને સમજાવે છે. પહેલી બાબદ વિષે વધુ એ કે અહુરમઝદમાં ખરો માન-

૧. દ. દા. દીન. પુ. ૧૨. પા. ૯. ૨. દ. દા. દીન. પુ. ૧૩. પા. ૨૩.

નાર તેના કાયદાને આધીન થઇ ચાલે છે, અને પોતાનાં શારીરીક દુઃખ દરદનું ભાન હોવા છતાં ખુશાળ રહે છે. મીનોઇ દુન્યાની અમર્ગી વિષે બીજો ઉપદેશ છે જ્યારે ત્રીજો ઉપદેશ તે પાક કીરતારે મુકરર કરેલાં છેવટ વિષે ઇસારો કરે છે. આપણા ધર્મમાં અનેક ઉપદેશો મળે છે કે જેથી સદગુણીને વધુ સદગુણી બનાવી શકાય, મનુષ્યજાતમાંથી અંગ્રમઇન્યુને હાંકી કાઢી શકાય, મનુષ્યને પાપી અને ગુમરાહ બનાવતા અગ્રમનનું જોર તોડી શકાય, દોજખમાંથી છૂટેલાં પાપી રવાનોને સંપૂર્ણ અશોઇ પ્રાપ્ત કરાવી શકાય અને તેઓને નાતવાન સ્થિતિમાંથી છોડવી તેઓના આત્માને અશો મનુષ્યોના આત્મા મિસાલ તેજશ્વી બનાવી શકાય કે જેથી તે કીરતારની સૃષ્ટિમાં કોઇપણ માણસ લાલચ અને લોભને વશ થવા પામે નહીં."[1]

આપણે ઝંદ અવસ્તામાંથી શીખ્યે છીએ કે ફ્રૂશોકરેતીનાં જમાનામાં સંપૂર્ણ આત્માઓ સંપૂર્ણ શરીર બંધારણ ધારણ કરી શકશે. શિક્ષા પામેલાં દોજખથી રવાનો પણ તે વખતે પવિત્ર અને અશો બની ચૂકેલાં હશે અને પોતાનાં પ્રકાશીત શરીર પાછાં મેળવી શકશે. દરેક આત્મા તેના શરીરમાં નવીજ જીંદગી આમેજ કરશે કે જે જીંદગી અસાધારણ અને અદભુત હશે. સર્વે શક્તિવાન અહુરમઝદની મદદથી આપણું શરીર તેની સુધરેલી સ્થિતિને લાયકની સર્વે મીનોઇ શકિતઓ પ્રાપ્ત કરશે. તે શરીર અમર અને ગેતી દુન્યાના કુદરતી કાયદાઓનાં અંકુશથી સ્વતંત્ર બનશે; તેને મીનોઇ સુંદરતા અને ઝળકાત મળશે અને તે એટલું બળવાન બનશે કે વખત અને અવકાશનાં નિયમો ઉપરાંત તે કામ કરી શકશે. ફ્રૂશોકેરેતી પછીની આવી ભવ્ય જીંદગી દરેક મનુષ્ય ગુજારવાને શક્તિવાન થશે એમ આપણાં સાહિત્યો સમજાવે છે. તે મહાન બનાવ (ફ્રૂશોકરેતી) પછી દરેક શખસ બેહેસ્તનું અમર અને અનુપમ સુખ પામશે.

---

૧. દ. પે. દીન. પુ. ૨. પા. ૮૭ અને ૮૮.

આપણને ઝંદ અવસ્તા કહે છે કે રસ્તાખીઝ અને ફ્રશોકેરેતી માટેની તૈયારી દરમ્યાન તેમજ તે વેળાએ જે મોટા ફેરફારો થશે તેમાં મૂળ કામ કરનાર અહુરમઝદજ રહેશે. મનુષ્યને પેદા કરવાની અહુરની મતલબ તેને સંપૂર્ણ સુખ માટે લાયક બનાવવાની છે. આપણો માનુષી આત્મા બે મૂળ વૃત્તિઓ ધરાવે છે, જેને લીધે તે અહુરમઝદ જેવો થઇ શકવાની તાકાત ધરાવે છે. દરેક માનુષી આત્મામાં સુખ માટે અભિલાષા હોય છે; સંપૂર્ણતા પામવાની, પાપમાંથી મુકિત મેળવવાની, આગળ વધવાની અને પવિત્ર આત્માઓ જે જે ઉમદા નેમ ધરાવે છે તે પરિપૂર્ણ કરવાની ભારે આતુરતા દરેક આત્માને હોય છે.

ઝંદ અવસ્તા, અને ખાસ કરીને ગાથાઓ આપણને ભાર મુકી જણાવે છે કે ખરા માનુષી સુખનું મૂળ આત્માની સંપૂર્ણતામાં સમાયલું છે. આપણું ધર્મ પુસ્તક ખરેખર ઘણીજ ઉમદા કીતાબ છે કેમકે તે મનુષ્યનાં ખરાં સુખનો માર્ગ દર્શાવે છે. તે આપણને શીખવે છે કે મનુષ્યના આત્મા માટે અહુરમઝદ અતિ ઘણી કાળજી અને પ્યાર ધરાવે છે. તે આત્માને સંપૂર્ણ બનાવવાને તે સાહેબની ખાહેશ છે. તેમાં પોતાનાં ગુણલક્ષણો આમેજ કરવા માટેજ તે સાહેબે આત્મા પેદા કીધો છે. ઝંદ અવસ્તા સમજાવે છે કે અહુર માફકજ આપણે પણ અમર જીંદગી ભોગવનાર છીએ; અને તે સાહેબ સાથનો આપણો સંબંધ પણ અમર રહેશે. ઝંદ અવસ્તામાં અનેક લખાણો એવાં મળે છે કે જે પૂરવાર કરે છે કે અહુરમઝદ નિરંતર મનુષ્ય ઉપર નેગાહ રાખે છે અને તેને પોતાનાં સુખનો માર્ગ દેખાડતો અને ચેતવણીઓ આપતો રહે છે. તે સાહેબનો મહાજ્ઞાની અવાજ સદા મનુષ્ય સાંભળતો રહે છે; સદા કાળ અને સઘળે ઠેકાણે તે સાહેબ મનુષ્યને, તેની વૃધ્ધિ, આબાદી, સંપૂર્ણતા અને સુખ મેળવવા માટેના સાંધનો પૂરાં પાડતો રહે છે.

જ્યારે આપણે માનુષી સ્વભાવ ઉપર વિચાર કર્યે છીએ ત્યારે આપણે સમજી શકયે છીએ કે ઇનસાનનું ખરૂં સુખ તેની નીતિની સંપૂર્ણતામાં સમાયલું છે. ખરેખર જે બેહેસ્ત આપણે આપણી નીતિની સંપૂર્ણતા વિના મેળવી શકયે તે યોગ્ય હોઇ શકેજ નહીં. આ આપણાં ધર્મનું શિક્ષણ એટલું તો ગૌરવવાળું અને બુલંદ છે કે મનુષ્યે સદાકાળ તેને પોતાનાં અંતઃકરણમાં કોતરી રાખવું ઘટે છે. એ કરતાં બીજું કોઇ વધુ ગૌરવવાળું સત્ય કોઇપણ ધર્મ જાહેર કરી શકે એમ નથી.

અલબતાં, મેં ઉપર જણાવ્યું છે તે પ્રમાણે જરથોસ્તી ધર્મ મુજબ આત્માનું બળ, તંનદરોસ્તી અને પવિત્રાઇ માત્ર મનુષ્યને જાહુકના ઉપ્યોગી છે. પણ યાદ રાખવું જોઇએ કે આત્મિક સંપૂર્ણતા વિષેનું જરથોસ્તી ધર્મનું આ શિક્ષણ, ઝંદ અવસ્તામાં મળતાં બીજાં એક ઉમદા શિક્ષણની વિરોધમાં જતું નથી, કે જે શિક્ષણ મુજબ અહુરમઝદ ફકત મનુષ્યનાં સુખનો ઝરો છે. આપણાં ધર્મ સાહિત્યો ઉપરથી ખુલ્લું જણાય છે કે ખુદાજ મનુષ્યનાં સુખનો તમામ આધાર છે. પણ આ સુખ અહુરમઝદ તેનાં પ્રાણીઓને ભેટ સોગાદ આપી આપતો નથી કે જેથી તેઓ મન અને શરીરની આળસુ જીંદગી ભોગવી શકે. તે સાહેબ મનુષ્યનાં સુખનું મૂળ છે એનો અર્થ એટલોજ કે તે સાહેબ મનુષ્યનાં મન અને આત્માને ચંચળ બનાવે છે કે જેથી કરીને તે પોતાની ચાલચલણ અહુરની ચાલચલણ સાથ સરખાવી શકે, તે સાહેબનાં જેવા થવાની કોશેશ કરે, પોતાનાં મનનાં બળથી તે સાહેબની ભલાઇ અને સંપૂર્ણતા ઉપર મનન કરે, તેની મરજી મુજબ અને અષની પસંદગીને આધીન થઇ પોતાની જીંદગી ગુજારે. ટુંકમાં પોતાની સંપૂર્ણ ચાલચલણથી મનુષ્યમાં એ સાહેબ જેવા થવાની ઇચ્છા બરપા કરીને, અહુરમઝદ મનુષ્યનાં સુખનાં મૂળ સાંધન સમાન થઇ પડે છે.

ઉપર જણાવેલી બે માનુષી આત્માની વૃત્તીઓ ઉપરાંત એક ત્રીજી પણ અગત્યની બાબદ આપણા મહાન જરથોસ્તી નરોએ આપણી નજર સામે રાખવા ફરમાવી છે. તેઓ આપણને સમજાવે છે કે આપણા ધર્મનાં શિક્ષણો સામટી રીતે જોતાં આપણને અનંત સુધારા અને ખીળવણી તરફ જવાને ઉશ્કેરે છે. સદા કાળ આગળજ વધવાનું અને આપણા હાથમાં હોય તોએ કદી પાછળ નહીં પડવાનું આપણા ધર્મનું શિક્ષણ છે. આગળાં પાનાંઓમાં અનેક ફકરાઓ ટાંકી બતાવવામાં આવ્યા છે જે આગળ વધવાનું શિક્ષણ આપે છે, જે આપણા આત્મામાં સંપૂર્ણતા અને ખીળવણી પ્રાપ્ત કરવાનો જોમ અને ઉત્સાહ પેદા કરતા આવ્યા છે અને જે મનુષ્યજાતની વધતી ખીળવણીના માર્ગે આપણને સદા દોરવતા રહેશે. આપણને કહેવામાં આવે છે કે શોષ્યંતો આપણી મદદે આવતા રહ્યા છે અને જ્યાં સુધી મનુષ્યજાત સંપૂર્ણતા મેળવશે, જ્યાં સુધી આત્મિક ખીળવણી વડે રસ્તાખીઝ અને ફ્રશોકેરેતીને લાયકની તમામ મનુષ્યજાત થશે, અને જ્યાં સુધી દરેક મરદ અને સ્ત્રીમાં સમાયલો સ્પેન્તમન, અહુરમઝદે જાહેર કરેલી જરથોસ્તી દીનના કાયદાથી ઉંચ આત્મિક દરજ્જો મેળવશે, ત્યાં સુધી આ શોષ્યંતો આપણી મદદે આવતા રહેશે.

એકત્રીઆમાં પોતાનાં વસવાટ દરમ્યાન જરથોસ્ત પયગામબર સાહેબે પોતાનાં કાર્યોથી અને જીંદગીથી મનુષ્યજાતને સુનીતિની સંપૂર્ણતાનો વ્યવહારૂ દાખલો આપ્યો હતો. તે સાહેબે બતાવી આપ્યું હતું કે નીતિની સંપૂર્ણતા માત્ર ભલી બુરી વસ્તુઓ વચ્ચે પસંદગી કરવા વખતે વાપરવામાં આવતી સાવચેતીમાં સમાયલી નથી પણ ચાલુ ભલાઇ તરફ જવાની ટેવમાં સમાયલી છે. અને એકત્રીઆ મધે પોતાનાં શિક્ષણોથી તે સાહેબે મનુષ્યની પોતાની તેમજ જનસમાજની આબાદી અને ઉન્નતિનો પાયો નાખ્યો હતો.

સુધારા વધારાનો ખરો અર્થ જરથોશ્તી ધર્મ આપણને સમજાવે છે. ખરો સુધારો આપણી રોજીંદી સાધારણ ફરજો સારી રીતે બજા લાવવામાં સમાયલો છે. ગુણ અને નહીં કે સંખ્યા સંપૂર્ણતાનું અને સુધારા વધારાનું ખરૂં માપ છે. આપણી કાયનાત ઉપરાંત દુન્યાની જે ચીજો હોય તે મેળવ્યાથી કાંઇ સુધારાનું ખરૂં માપ થતું નથી. જે ગુનાહો અને કસુરો આપણે જાણી બુજીને કર્યા કરતા હોઇએ તે ઓછા કરવાની કોશેશ કરવામાં, વાસનાઓને અંકુશમાં રાખવામાં, સદગુણ પ્રાપ્ત કરી તે પ્રમાણે ચાલવામાં અને જરથોશ્તી ધર્મનાં ફરમાન મુજબ સંપૂર્ણતા મેળવવામાં ખરો સુધારો સમાયલો છે. ઝંદ અવસ્તાના ગ્રંથકારો ખરા જરથોશ્તીને વારંવાર ચેતવણી આપે છે કે તેણે આવાજ સુધારા પાછળ મઠવું, કેમકે આ જીંદગીમાં સ્થિરતા જેવું કાંઇ નથી. મનુષ્યમાં દરરોજ ફેરફાર થાય છે અને તેનાં શરીર અને આત્માને સુધારવા યા બગાડવાનું તેનાજ હાથમાં છે. નીતિ અને આત્માની સંપૂર્ણતા મેળવવા માટે આ જીંદગીમાં મનુષ્યે સુધરવાની ચાલુ કોશેશ કરવી ઘટે છે જો કે સુધારો ઘણો આહિસ્તેથી તે પ્રાપ્ત કરી શકે છે.

શોષ્યંતોને લગતા જે અહેવાલો આપણાં ધર્મ પુસ્તકોમાંથી મળે છે તે ઉપરથી જણાય છે કે મનુષ્યજાતની તવારીખમાં એવા જમાનાઓ થઇ ગયા છે કે જ્યારે મનુષ્યની શારીરીક અને આત્મિક ઉન્નતિ અર્થે, એ શોષ્યંતોની મદદથી મોટાં પગલાં ભરવામાં આવ્યાં હતાં અને તેઓની મદદથી એ સુધારો ચાલુ રહેશે. તેઓને લગતાં લખાણો મનુષ્યજાતનાં પ્રગટીકરણ (Evolution)ના અમુક તબક્કાઓ દેખાડે છે. જ્યાં સુધી દરેક પાપી જાગૃત થઇ સુધરશે નહીં, અને અહુરમઝદની મરજી મુજબ પવિત્રાઇની ટોંચે પહોચી બેહેસ્તમાં દાખલ થવા લાયક બનશે નહીં, ત્યાં સુધી આ શોષ્યંતોનું કામ ચાલુજ રહેશે.

ઝંદ અવસ્તા જણાવે છે કે આ ગેતી જહાનમાં પણ એવાં મનુષ્યો છે કે જેઓ સર્વથી સરસ જીંદગી આ ગેતીમાં પણ ગુજારી શકે છે. એવાં માણસો સર્વોત્તમ સુખને લાયક છે. પણ મનુષ્યજાતનો મોટો ભાગ આવી જીંદગી ગુજારતો નથી. આપણાં પુસ્તકો પ્રમાણે આવા માણસો પણ સંપૂર્ણતા મેળવવાની જે શકિત ખુદાએ સર્વેને આપી છે તે શક્તિથી બેનસીબ નથી. સર્વેથી શ્રેષ્ટ જીંદગી તેઓ પણ હજી ગુજારી શકે એમ છે. તેઓ જ્યાં સુધી શ્રેષ્ટ જીંદગી ગાળે ત્યાં સુધી એવી જીંદગી ગાળવાની ટક તેઓને સદા મળતી રહેશે અને જ્યારે તેઓ અહુરમઝદની દએન (દીન) પ્રમાણે પોતાની જીંદગી ગાળશે ત્યારે તેઓ પોતાની મુકિત મેળવી શકશે.

જરથોશ્તી ધર્મ જે અગત્યનું શિક્ષણ આપે છે તે આ છે: નાતાબેદારી (અસ્રઓતીમ), અસંતોષ (અનાક્ષતીમ), ગરૂરી (તરોમઇતીમ), જુઠાપણું (મીઠાઓખધેમ વાચેમ) અને બખીલાઇ (અરાઇતીમ) વિગેરે દુર્ગુણોને લીધે મનુષ્યો જો કે શ્રેષ્ઠ અને ઉત્તમ સુખવાળી જીંદગી ગુજારી શકતાં નથી, તોએ જ્યારે તેઓ પોતાના દુર્ગુણો ત્યાગ કરી, તાબેદારી (સ્રઓશ), શાંતિ (આક્ષતી), નરમાસ (આરમઇતીશ), સચ્ચાઇ (અર્ષાઓખ્ધો વાક્ષ), સખાવત (રાઇતીશ) વિગેરે સદ્દગુણો અખત્યાર કરે છે ત્યારે તેવી શ્રેષ્ટ જીંદગી ગુજારી અહુરને મળવાની ટક તેઓને પાછી મળે છે. અને જ્યારે આ વાત તેઓ સમજતા થશે ત્યારે તેઓ દુન્યામાં પોતાથી બને એવી શ્રેષ્ઠ જીંદગી ગુજારવાની કોશેશ કરશે. અને જ્યારે તેઓમાં આ મુજબનો ફેરફાર થશે અને અહુરમઝદે તેઓ માટે જે શ્રેષ્ટ જીંદગી ગુજારવાનું નિર્માણ કર્યું છે તે સમજી તેઓ તેવી જીંદગી ગાળવાને આતુર બનશે ત્યારે તેઓ એક બીજા મોટા ફેરફારમાંથી પસાર થશે. જે જે શક્તિઓ અને સંજોગોએ તેઓની ભલી જીંદગી ગાળતા અટકાવ્યા હતા તેજ

સંજોગો હવે બદલાઇ જઇને, પોતાની હસ્તિની ખરી મતલબ પ્રમાણે તેઓને શ્રેષ્ટ જીંદગી ગાળવામાં મદદરૂપ થઇ પડશે. જ્યારે તેઓ પોતાનાં પેદા કરનાર અહુરમઝદ અને તેનાં પ્રાણીઓ તરફ પોતાની વર્તણુક બદલશે ત્યારે સઘળું બદલાઇ જશે. તેઓની નવી જીંદગી ભલી અને ચંચળ નિવડશે, તે જીંદગીમાં નવોજ જોમ અને ઉત્સાહ ખીલી નીકળશે. ફ્રશોકેરેતી વખતે અહુરમઝદ અને અમર્ગ જીંદગીમાં વિશ્વાસ સંપૂર્ણ સ્થાપિત થશે. ઉત્તમ ઉત્તમ શોધો યા કારીગરીનાં નમુના હાલમાં જે આપણામાં અચંબો ઉત્પન્ન કરે છે તે અચંબો ઉત્પન્ન કરતાં બંધ પડશે. ફ્રશોકેરેતીના જમાનામાં માનની પદવી તે શખસને મળશે કે જેણે બુરાઇ, બદી અને અંગ્રમન સાથ લડત કરી ભલાઇ, સદગુણ અને સ્પેન્તમનની ફત્તેહમાં મદદ કીધી હશે.

ઝંદ અવસ્તા આપણને સમજાવે છે કે મનુષ્ય એવું એક પ્રાણી બંધારણ છે કે જે માત્ર ખોરાક ઉપર જીવતું નથી પણ જેને આત્મિક ભોજનની પણ જરૂર રહે છે, યાને જે સદગુણો મેળવી મનુષ્ય અહુરમઝદની સંગતને લાયકનો થાય તેવા સદગુણો પણ તેને પ્રાપ્ત કરવાની જરૂર છે. ટુંકમાં તેણે પોતામાં સમાયલી સ્પેન્તમનની શક્તિ ખીળવવાની ઘણી જરૂર છે. મેં ઉપર અનેકવાર જણાવ્યું છે કે જરથોશ્તી ધર્મ શિક્ષણ મુજબ મનુષ્યમાં સ્પેન્તમનની શક્તિ સમાયલી છે. જો કે આ જીંદગી દરમ્યાન એક માણસ આ શક્તિને ખીળવવાની કોશેશ કરે કે નહીં તોએ ઝંદ અવસ્તા આપણને ખાતરી આપે છે કે છેવટે મનુષ્યને એ શક્તિને કામે લગાડવાની ભારે ઇચ્છા થશે. તેને ખીળવ્યાથી અને અહુરમઝદે તેને માટે નિર્માણ કરેલાં કામો આ શક્તિ પાસે કરાવ્યાથી મનુષ્ય બદીથી મુક્ત રહી શકશે અને અમર્ગી મેળવી, તેની જીંદગીની ખરી ધારણા સફળ થયલી જોઇ, અનુપમ સુખ અને ખુશાળી અનુભવશે, તેમજ જીંદગીની છેવટની આશા પરિપૂર્ણ થયલી જોશે.

હવે, જીંદગીની છેવટની આ બુલંદ આશા શું ચીજ છે? કઇ વસ્તુ યા શખસ ઉપર એક ખરો જરથોશ્તી પોતાની જીંદગીની છેવટની આશાની મદાર બાંધે છે? ફકત એકજ મહાન શક્તિ, અહુરમઝદ તેનેજ માત્ર જોવાની અને તેના જેવા થવાની દરેક મનુષ્યની જીંદગીની છેવટની આશા હોવી જોઇએ. દરેક મનુષ્ય આશા રાખે છે, અને દરેક મનુષ્યે આશા રાખવી જોઇએ કે મીનોઇ જહાનમાં તે અહુરમઝદના દીદારનું દર્શણ સ્પષ્ટ કરી શકશે અને તે સાહેબનાં જેવો સંપૂર્ણ બની શકશે. જરથોશ્તી ધર્મ મુજબ દરેક શખસ પોતાની અમર જીંદગીનાં એક યા બીજે તબકકે આ સ્થિતિએ પહોંચી શકશે અને તે સાહેબનો ચેહેરો જોઇ અમર અને અનુપમ સુખ ભોગવવાને શક્તિવાન થશે. પણ એ સુખ મેળવવા ખરી સંપૂર્ણતાની જરૂર માણસને રહે છે; આવી સંપૂર્ણતા માટે તેને અનંત સુધારાની જરૂર છે; આવા સુધારા માટે અનંત જીંદગી અને અમર ભવિષ્ય જરૂરનાં છે.

આપણાં પવિત્ર પુસ્તકોના ગ્રંથકારો આપણને સમજાવે છે કે અહુરમઝદે આ સઘળી ચીજો અને સંજોગો માટે સઘળી તૈયારીઓ કરી રાખી છે, માટે તે સાહેબની મરજી મુજબ છેવટે સઘળી ચીજો બરાબર પાર ઉતરશે. આપણને જણાવવામાં આવ્યું છે કે આખરે દરેક ચીજનું છેવટ ભલાઇ અને સારાંમાં આવશે, તથા ભલાઇ, સત્ય, તાબેદારી અને ઇનસાફ છેવટે ફત્તેહ મેળવશે, મનુષ્યનું મન સદા સચ્ચાઇ તરફ વળશે, અને જોકે તેના ઉપર ખરાબ વિચારો ગલબો કરશે તોએ તેને મળેલી કેળવણી અને અનુભવને લીધે, દુઃખોથી ઘડાઇ, પોતાની ઇચ્છાશક્તિથી અને આત્મિક બળથી બદીને મહાત કરી, છેવટનું સર્વોત્તમ સુખ ભોગવશે. આપણાં ધર્મ સાહિત્યોના ગ્રંથકારોની જે મક્કમ માન્યતા છે કે અહુરમઝદ તમામ ભલો

સાહેબ છે અને તે કદી પણ બુરાઇ યા દુઃખ દરદને ફત્તેહ પામવા દેનાર નથી, તે ઉપર આ શિક્ષણ રચવામાં આવ્યું છે.

સંપૂર્ણતા પામી, છેવટે જ્યારે સઘળા આત્માઓ અહુરમઝદને તેના બેહેસ્તમાં જઇ પહોંચશે યાને જ્યારે પ્યાર યા ધિક્કારમાં મસ્ત બનેલા ગુમરાહ આત્માઓ, તેમજ, ગરૂરીના ગોલામો, લોભના ભોગો અને વાસનામાં ગરકાવ થયલા પાપી આત્માઓ, પાપમાંથી મુક્તિ મેળવી એવી કીર્તિ મેળવશે કે જેથી તેઓને બીજા અશો રવાનોની અદેખાઇ કરવાની જરૂર રહેશે નહીં, ત્યારે ગેતી અને મીનોઇ જહાન વચ્ચેનો ગાળો રહેવા પામશે નહીં; ગેતી અને મીનોઇ વચ્ચે કાંઇ પણ પૂલ રહેવા પામશે નહીં; અને જે રસ્તાખીઝ અને ફ્રશોકેરેતીનું વચન આપવામાં આવ્યું છે તે જમાનો પોતાના અમર અનુપમ સુખ સહીત આવી પહોંચશે.

ઝંદ અવસ્તા જણાવે છે કે એક દીવસે ગેતી અને મીનોઇ દુન્યા પરસ્પર સમાધાની અને સહકારની સંપૂર્ણ સ્થિતિએ પહોંચશે. પણ ગેતી જહાનમાં વસનારાઓની કોષેશો વિના આવી સ્થિતિએ આ જહાન કાંઇ આપોઆપ પહોંચશે નહીં; આવું સુખ બેહેસ્તમાંથી આ જહાનને એક આઇતી બક્ષેશ તરીકે આપવામાં આવનાર નથી, પણ બુલંદ આત્મિક નેમો પરિપૂર્ણ કરવાની બન્ને જહાનની ભેગી કોષેશની મારફતે આ સુખ આપણને મળશે. આ મુજબ ભવિષ્યમાં થનારા આ મહાન મીનોઇ બનાવ (ફ્રશોકેરેતી) તરફ આપણી જહાન આગળ વધે છે. લાખો વરસ પછી જ્યારે આપણી આ જઇફ જહાન-માંથી શારીરીક અને આત્મિક બદીઓ નિકળી જશે ત્યારે અહીં વસનારા અણદીઠ મીનોઇમાં વસ્તા પવિત્ર આત્માઓની સંગત કરી શકશે અને જે સુખ તેઓ બેહેસ્તમાં ભોગવે છે તેવું ભોગવવાને શકિત-વાન થશે.

રસ્તાખીઝ અને ફ્રશોકેરેતી સંબંધી આપણા જરથોસ્તી નરોએ જે આશા જાહેર કીધી છે તે પરિપૂર્ણ થવાનાં કોઇપણ ચિન્હો હમણાંથી જણાય છે કે કેમ તે ઉપર આપણે વિચાર કરીશું, અને જોઇશું કે આપણાં ધર્મ પુસ્તકમાં જણાવ્યું છે તેજ મુજબ એ મહાન મીનોઇ બનાવો બનવાની વક્કી છે કે નહીં. હાલના જમાનામાં મનુષ્યો વચ્ચે માલુમ પડતી સાધારણ તડતોમાં આપણે મનુષ્યની આગલી તવારીખમાં નહીં માલુમ પડતું, વધતું જતું મીનોઇ અને નીતિનું તત્વ જોઇએ છીએ. આજે આપણે બુલંદ વિચારોની અસર હેઠળ વધુ અને વધુ આવતા જઇએ છીયે. આપણે આપણી સમાજને પાયા ઉપર મેલવા ઇચ્છયે છીએ કે જેથી મનુષ્ય સ્વભાવની ઉન્નતિ થવા પામે અને મનુષ્યજાતમાં ઇનસાફ વ્યાપી રહે.

આપણને માલુમ પડે છે કે આપણી દુન્યા નિતિ અને ધાર્મીક બાબદોમાં સુધારા અને સંપૂર્ણતા તરફ આગળ વધતી જાય છે. જો કે હજીબી વરસો સુધી વહેમ અને જાદુમંત્રથી છૂટી અધર્મીપણાં અને નાસ્તિકપણાં તરફ ઢળતા રહેશે, તોએ છેવટના મહાન ફેરફાર યાને ફ્રશોકેરેતી વિષે અને અષ, સત્ય, ભલાઇ, સદગુણ અને અશોઇની છેવટની ફત્તેહ વિષે આપણને શક લઇ જવાની જરૂર નથી.

રસ્તાખીઝ અને ફ્રશોકેરેતીની આગાહીઓ અને આશાઓ ફળશે એ દેખાડનાર આશાવંત ખ્યાલ આ છે કે સદીઓ થયાં આપણી દુન્યા ચાલુ સુધરતી આવી છે. જો કે વખતો વખત આપણે પાછળ હઠયા છીએ એમ આપણને માલુમ પડે છે. આપણી આ દુન્યા અને તેમાં સમાયલી સર્વે વસ્તુઓ નિરંતર આગળ વધે છે. જો કે કોઇ કોઇ વાર તેઓની ખીળવણી તહકુબ રહે છે. મનુષ્ય પણ બીજાં પ્રાણીઓ માફક વખતના વહેવા સાથ સુધરતો જાય છે. પણ જો કે તે આગળ વધે છે અને ઉંચી સ્થિતિએ પહોંચે છે તોએ

વધારો એટલો ધીમો છે કે પોતામાં કેટલી હદે સુધારો દાખલ થવા પામ્યો છે તેનો ખરો ખ્યાલ તે કરી શકતો નથી. જીંદગીની મુસાફરીમાં મનુષ્ય આગળ અને આગળ વધ્યો જાય છે અને જ્યાં સુધી તેને માટે નિર્માણ થયલાં ભવ્ય સુખની ટોંચે તે પહોંચશે નહીં અને જ્યાંસુધી તે ગયા જમાનાની મનુષ્યજાત જે તંગી અને કંગાળ્યતપણું ભોગવી ગઇ તેમાંથી મુકત થશે નહીં ત્યાં સુધી તે સુધારામાં આગળ વધવાનું ચાલુ રાખશે. પણ આપણને ઝંદ અવસ્તા જણાવે છે કે મનુષ્ય આ સર્વોત્તમ સુખની ટોંચે પહોંચે તે પહેલાં પોતાની શક્તિ અને સ્વતંત્ર ઇચ્છાશક્તિનાં બળથી તેને ઘણી મોટી તૈયારી કરવાની રહી છે. અહુરની મદદ અને પોતાની જાતી ખંતથી તેને પોતાના આત્માને પાપમાંથી મુકત કરી પવિત્રાઇની બુલંદ ટોંચે પહોંચાડવાનો છે.

માટે જરથોશ્તી ધર્મ મુજબ પવિત્રાઇને શીખરે પહોંચવાની આશા મનુષ્યે છોડી બેસવાની જરૂર નથી. અગરજો તે એથી ઉલટો વિચાર કરે તો પોતાને તે ગેરઇનસાફ કરે છે. દોડવા, કુસ્તી રમવા અને કુદવા જેવી કસરતો જે એક તનદરૂસ્ત માણસ સહેલાઇથી કરી શકે છે તે એક માંદગીનાં બિછાનાએ પડેલા શખસને અશકય લાગે છે, પણ જો તે આજારી શખસ સાજો થાય તેટલો વખત થોબે તો આ સઘળી ચીજો કરવાને તે શકિતવાન થશે. જે શખસ પોતામાં આત્મિક સુધારો કરવાની અંતઃકરણપુર્વક ખાહેશ રાખે છે, તેનાંમાં અજબ શકિત જુસ્સો અને જોમ આવશે અને તેને અંગ્રેમન લલચાવાને શકિતવાન થઇ શકશે નહીં.

રસ્તાખીઝ અને ફ્રશોકેરેતીનાં સિધ્ધાંતોનો ખરો ભાવાર્થ સમજવાની મુશ્કેલી ધાર્મીક શખસોને પણ પડતી આવી છે. તત્વજ્ઞાનની નજરે જોતાં રસ્તાખીઝ અને ફ્રશોકેરેતી જેવા બનાવોની કાંઇબી

અગત્યતા યા સંભવ જણાતો નથી, પણ શાસ્ત્ર (science) મનુષ્યને થોડે ઘણે દરજ્જે સમજાવી શકે છે કે શા માટે તેણે વધુ પવિત્ર અને દાનેશમંદ બની અહુરના રહેઠાણમાં જવાની કોશેશ કરવી.

એક પત્થર અને છોડવા વચ્ચે શું ફરક છે? તેઓ બે વચ્ચે ઘણી બાબદનું મળતાપણું છે. બન્ને એકજ જાતની રજકણોમાંથી બન્યા છે. બન્ને ચીજો પદાર્થ યા દ્રવ્ય વસ્તુનાં એકસરખાં ગુણ લક્ષણો દેખાડે છે. પણ પત્થર ઉપરાંત ઝાડમાં કાંઇએક ભેદી વસ્તુ છે કે જેને આપણે જીંદગીને નામે ઓળખ્યે છીએ. પત્થર અને છોડવા બન્નેમાં મળતાં એકસરખાં ગુણલક્ષણો ઉપરાંત છોડવામાં એક વિશેષતા છે કે જેને આપણે પ્રાણ યા જીંદગી કરી કહીએ છીએ.

ઉપર જણાવેલી વિગત ઉપરથી આપણને ફ્રશોકેરેતી પહેલાંના અને તે પછીનાં મનુષ્યો વચ્ચેનો ફરક સમજ પડશે. જે મનુષ્યો ફ્રશોકેરેતીનાં જમાનામાં થશે તેઓ કાંઇ અજબ જેવી વિશેષતા ધરાવશે. તેને એક ખાસ, નવીજ અને ઉંચ પ્રકારની બક્ષેશ મળવા પામશે, અને આ જહાનમાં મનુષ્યની જીંદગીનાં જે ગુણ લક્ષણો નજરે પડે છે તે ઉપરાંત ફ્રશોકેરેતી પછીનાં મનુષ્યમાં એક ઉંચ્ચ પ્રકારની મીનોઇ જીંદગી પ્રાપ્ત થયલી જણાશે. જેમ છોડવાની જીંદગી નિર્જીવ પત્થર કરતાં અતિ ઘણી ચઢીઆતી છે તેજ મુજબ હાલનાં માણસોની જીંદગી કરતાં તે વેળાનાં માણસોની જીંદગી ચઢતા પ્રકારની માલુમ પડશે.

કદાચ સવાલ કરવામાં આવે કે, "મનુષ્યની મીનોઇ હસ્તિ દરમ્યાન તેનાં આત્મામાં શું નવી ચીજ દાખલ થાય છે? મનુષ્યની હસ્તિમાં આ વિશેષ ગુણલક્ષણની બક્ષેશ શું છે?" આપણાં ધર્મ પુસ્તક ટુંકમાં જવાબ આપે છે કે એ વિશેષતા તે વહીશ્તેમ-મનો યાને અષ પ્રમાણે વર્તી માનુષી આત્માએ મેળવેલા શ્રેષ્ટ ખુદાઇ

મનનો અંશ છે કે જે માત્ર અતિ ઉમદા કામો અને બંદગી કર્યાથીજ તેને પ્રાપ્ત થાય છે.

જરથોશ્તી ધર્મમાં સમજાવેલો આત્મિક રસ્તાખીઝનો સિદ્ધાંત, અવિશ્વાસપાત્ર, અયોગ્ય કે અસંભવિત નથી એમ દેખાડયા પછી, શારીરીક રસ્તાખીઝનો સિધ્ધાંત પણ વિશ્વાસપાત્ર, યોગ્ય અને સાબેત કરી શકાય એવો છે એમ આપણે બતાવી શકીશું.

આપણા જરથોશ્તી નરો સમજાવે છે કે ખાકમાંથી આપણાં સગાં વહાલાંઓનાં શરીરો બીનહુરકત અને વધુ સારી સ્થિતિમાં ફરી સજીવન થશે. આપણને એમ નથી કહેવામાં આવ્યું કે જે વ્યવસ્થા પ્રમાણે શરીરોનાં બંધારણ પહેલે ઘડવામાં આવ્યાં હતાં તેજ પ્રમાણે ફ્રશોકેરેતી વેળાએ પણ ઘડાશે.

આપણે જાણ્યે છીએ કે ઘણાંઓ આ સિદ્ધાંતનો અસ્વીકાર કરે છે કેમકે તેઓને આ બીના અશકય અને નહીં સમજાય એવી માલુમ પડે છે, પણ હવે પછીના પાનાંઓ ઉપરથી તેઓની ખાત્રી થશે કે રસ્તાખીઝ સંબંધી આપણા અવસ્તા યા પહેલવી લખાણો-માંથી એવું કશુંએ શિક્ષણ માલુમ પડતું નથી કે જે આપણને અશકય યા આપણી સમજ ઉપરાંતનું લાગે.

આપણું પવિત્ર પુસ્તક આપણને કહે છે કે મનુષ્યજાતની પેદા-યશની શરૂઆતમાં અહુરમઝદે ગયોમર્દને એક સંપૂર્ણ માણસ તરીકે પેદા કીધો હતો. તે સાહેબે તેને ખાકમાંથી ઉત્પન્ન કર્યો હતો માટે જો ખાક માત્રમાંથી તે સાહેબ પોતાની નજર સામે કાંઇપણ આકાર વિના એક સંપૂર્ણ મનુષ્ય પેદા કરી શકયો તો ખચ્ચિત તે સાહેબ મરણ પામેલાંઓની ખાકમાંથી, પોતાની નજર સામે લાખો આકારો હોવાને લીધે, જરૂરજ રસ્તાખીઝ વખતે દરેક શખસને એક સંપૂર્ણ શરીર બનાવી આપવાને શક્તિવાન

થવો જોઇએ. પહેલી પેદાયશ ઉત્પન્ન કરવા કરતાં દુન્યાની હસ્તિની આખેરીએ સંપૂર્ણ મનુષ્ય ઉત્પન્ન કરવાનું કામ ખુદા માટે કાંઇ વધું અઘરૂં નથી. જો શરીરની શરૂઆતની ઉત્પત્તિ માટે આપણુને શંકા નથી તો ફ્રશોકેરેતી વખતે તેનાં સજીવન માટે શા માટે શંકા રહેવી જોઇએ?

એક બીજો ખ્યાલ કરવાથી આ સિદ્ધાંત આપણે વધુ સહેલાઇથી સમજી શકીશું. આપણે જ્યારે "ફોનોગ્રાફ" સાંભળયે છીએ ત્યારે તેમાંથી જે સંગીત ઉત્પન્ન થાય છે તે કોઇ અગાઉ ગાઇ યા બોલી ગયલા શખસનાં અવાજની ફરીથી થયલી ઉત્પત્તિ છે, જો કે અસલ ગાનાર યા બોલનાર શખસનો કેવારનો મરણ પામ્યો પણ હોય. જ્યારે આ વાજીંત્ર આપણે વગાડયે છીએ ત્યારે તેમાંથી મરનાર ધણીએ ગાયલા અવાજો, ગીતો અને ઢબ આબેહુબ પાછી સમજાય છે. અગરજો મનુષ્ય માત્ર આ કામ કરી શકે છે તો શું અહુરમઝદ આપણાં મરણ પામેલાં સગાંવહાલાંનો અવાજ ફરી ઉત્પન્ન કરવાને અશક્ત થશે? અને જો તે સાહેબ આપણુને તેઓનાં અવાજ પાછા આપી શકે તો શા માટે જે હોથો, કંઠ અને જબાન વડે તે અવાજો ઉત્પન્ન થયા તે સઘલાં આપણુને આપી ન શકે? અને જો હોથો, કંઠ અને જબાન પાછી ઉત્પન્ન કરી શકે તો જે ભેજાંમાંથી આ અવાજો મૂળમાં ઉત્પન્ન થતા હતા તેને તે કેમ સજીવન ન કરી શકે? અને જો તે સાહેબ ભેજું ફરી ઉત્પન્ન કરી શકે તો તો સ્નાયુઓ અને નસો કેમ નહીં ઉત્પન્ન કરી શકે? અને તેજ મુજબ શા માટે હાંડકાં, માંસનાં લોંચા અને તમામ શરીર તે સાહેબ ઉત્પન્ન નહીં કરી શકે? માટે જો મનુષ્ય "ફોનોગ્રાફ" બનાવી શકે તો અહુરમઝદ શારીરીક રસ્તાખીઝનો મોજેજો પણ કરી શકે.

હવે સવાલ ઉભો થાય છે કે શું તેજ શરીર ફ્રશોકેરેતી

વેળાએ ફરી સજીવન થશે? હા, પણ તેમાં ઘણાજ સુધારા વધારા થયલા હશે.[1] આપણું શરીર વરસો વરસ બદલાતું જાય છે પણ આપણું શરીર તેજ છે એ બાબે આપણને કાઇએ શંકા જતી નથી. માટે જો આ ગેતી જહાનમાં અહુરમઝદ મનુષ્યનું શરીર ફરી અને ફરી સુધારી વધારી શકે છે તો શું તે સાહેબ રસ્તાખીઝ વેળાએ એક વખત વધુ તે સુધારો વધારે તો તેમાં કાંઇ અજબ થવા જેવું છે? તમે કીડીનો વધ બારીકીથી તપાસો. સત્તર વરસને આંતરે તેઓ નાબુદ થઇ જશે અને ફરી આવશે. તેઓનો રસ્તાખીઝનો વખત સત્તર વરસનો છે એમ આપણે માની લઇ શકયે છીએ.

અહુરમઝદ મરણ પામેલાંઓને સજીવન કરી શકે છે, એ ખ્યાલમાં નહીં માનવા જેવું શું છે? આ વાદળાંઓ કે જે પક્ષી ઉડે છે તે કરતાં વધુ ઉંચાઇએ આવેલાં છે તે શાનાં બનેલાં છે. સમુદ્ર, નદીઓ, તળાવો વિગેરેનાં પાણીનાં ટીપાંઓનાં તેઓ બનેલાં છે. અગર જો હજારો માઇલને અંતરે પડેલાં ખરાબ અને ગલીચ પાણીનાં ટીપાંઓમાંથી અહુરમઝદ જો આવાં ઝકઝકીત વાદળાંઓ બનાવવાને શક્તિવાન હોય તો તે સાહેબ આ ધરતી સાથ મળી ગયલાં મરણ પામેલા શખસોના અવયવો ફરી એક વાર ભેગાં કરી અને ખાકમાંથી હાડકાં, માસ વિગેરે ફરી ઉત્પન્ન કરી શા માટે એક વધુ સંપૂર્ણ મનુષ્ય સજીવન નહીં કરી શકે?

અગર જો દૂરબીન બનાવનારના હાથે એક કાચ ભોંય ઉપર પડી ટુકડા થઇ જાય છે તો શું તે તેને સાંધી ફરી ઉપયોગી બનાવી શકતો નથી? માટે જો તે સાહેબ માનુષી આંખ ખાક સાથ મેળવી દેય તો પાછી તે સજીવન નહીં કરી શકશે? અગર જો એક દુરબીન બનાવનાર કાચ બદલીને અને તેની જગ્યા બદલીને

---

1. બ. ૧૯. ૧૧, ૯૪–૯૬.

અગાઉ કરતાં વધુ સારૂં દૂરબીન બનાવી શકે તો શું તમે એમ માનો છો કે પેદા કરનાર અહુરમઝદ રસ્તાખીઝ વેળાએ મનુષ્યની આંખ હાલ છે તે કરતાં સો ઘણી વધુ સારી બનાવી નહીં શકશે ?

એક સત્તાવાર ગ્રંથકાર લખે છે કે ફ્રાન્સ દેશમાં એક કેલ્ટીક કબરના પત્થર નીચે એક મુસાફરને બે હજાર વરસ ઉપર ત્યાં દટાયલાં બીયાં મળ્યાં. તે મુસાફરે તે બીયાં રોપ્યાં અને તેમાંથી એક સુંદર ઝાડ ઉત્પન્ન થયું. તે ઝાડ બે હજાર વરસ પછી ફરી સજીવન થઇ શકયું. બીજો એક મુસાફર લખે છે કે ઇજીપ્ત દેશમાં એક કબ્રસ્તાનમાંથી તેને વટેણા મળ્યા કે જે ત્રણ હજાર વરસની વાત ઉપર ત્યાં દટાયા હતા. તેણે તે બહાર લાવી રોપ્યા અને ત્રીસ દીવસમાં તેના ફણુગા ફુટવા માંડયા.

આપણી આજુબાજુ નજરે પડતી ચીજો મનુષ્યના રસ્તાખીઝની ગવાહી આપતાં જણાય છે. શું ચીજમાંથી સઘળાં ફુલો ઉત્પન્ન થયાં છે? ખાકમાંથી. સુંદર અને પ્રકાશીત પતંગીયાં શામાંથી પેદા થયાં છે? નાચીજ કીડામાંથી. જે રેશમ આપણાં શરીર અને ઘર શોભાવે છે તે માત્ર કીડામાંથી નિકળે છે. માટે જો આપણા તનની ખાકમાંથી વધુ સુંદર શરીર જો ઉત્પન્ન થાય તો તેમાં નવાઇ જેવું કાંઇ નથી. જો આપણે ચાંદી સુરાખારના મીશ્રણમાં નાંખ્યે તો તે ઓગળી જાય છે. તો શું તે ચાંદી સદાની ગુમ થયલી સમજવી? નહીં. પણ તે મીશ્રણમાં આપણને તાબાં અને રૂંપાની રજકણો જણાશે. જો એક વસ્તુ નાબુદ થાય છે તો બીજી હસ્તિમાં આવે છે. ગઇ પાનખર રૂતુએ જે જંતુઓ ઉડતાં હતાં અને જે કીડાઓ ચાલહાલ કરતા હતા તે મંદ પડી ગયા છે. તેઓ ખોરાક ખાતા બંધ થયા છે. તેઓને ખોરાકની જરૂર રહેતી નથી. તેઓ મંદ પડી રહે છે. પણ જ્યારે દક્ષિણ દીશા ભણીનો

પવન ફુંકવા માંડે છે કે તેઓ ફરી હોશીયાર બને છે. માટે જે મુજબ અહુરમઝદ ભમરા, કરોળ્યા અને કીડાઓ સાથ કામ લેય છે તે પ્રમાણે માનુષી શરીર સાથ કામ નહીં લઇ શકે?

વારંવાર આપણને સ્ત્રી પુરૂષો સમાધિસ્થ સ્થિતિમાં પડેલા હોવાના દાખલા માલુમ પડે છે. સમાધિ એ ખરેખર મરણ સ્થિતિ અને રસ્તાખીઝનો મોજેજો છે. એક વ્યવહારી ગ્રંથકાર, ડૉ૦ આરચીબોલ્ડ એલેક્ષાન્ડર, રેવરન્ડ વિલીયમ તેનંનટ વિષે ઘણા ઉત્સાહથી લખે છે કે, "એક વખત તે મરણ પામેલો માલુમ પડયો. તેનો આત્મા જાણે તેનું શરીર ગોયા છોડી ગયો હતો. દીવસો દીવસ લોકો કહેતાં ગયાં કે 'તે મરણ પામ્યો છે.' પણ તેનો આત્મા પાછો ફર્યો. તે આત્મા ક્યાં ક્યાં ફરી શું શું અનુભવો મેળવી આવ્યો તે વિષેનું પુસ્તક તેણે લખ્યું. આજ મુજબનો અહેવાલ અરદાવિરાફ, જે જરથોશ્તી મહાન નર અને ધર્મગુરૂ હતો, તેને વિષે અરદાવિરાફનામામાં પણ મળે છે. આ પુસ્તકમાં એમ જણાવવામાં આવ્યું હતું કે તે સમાધિસ્થ સ્થિતિમાં પડયો હતો પણ તેનો આત્મા બહાર ફરીને બહેશ્ત અને દોજખનો અનુભવ મેળવી પાછો ફર્યો હતો. તો શું મનુષ્યો સમાધિસ્થ સ્થિતિમાંથી ફરી હોશીયાર થાય છે અને ત્રણ હજાર વરસ ઉપર દટાયલા બીંયાં ફરી સજીવન થવા પામે છે એ આપણાં ધર્મમાં શારીરીક રસ્તાખીઝ વિષે સમજાવેલાં શિક્ષણને ટેકારૂપ નથી થઇ પડતું?

રસ્તાખીઝની બાબદમાંથી અનેક સવાલો ઉભા થાય છે કે જે આપણને ભેદી અને ગુંચવાડો ઉત્પન્ન કરનારા માલુમ પડે છે. દાખલા તરીકે એમ તકરાર ઉઠાવામાં આવે કે મનુષ્યનાં હાડકાં વખતના વહેવા સાથ ભૂકો થઇ બીજાં તત્વો સાથ મળી જઇ કુદરતના કરકસરનાં નિયમને આધીન થઇ બીજી વસ્તુ ઉત્પન્ન

કરવામાં મદદ કરે છે. વધુ એમ તકરાર લેવામાં આવે કે મરણ પામેલાં શરીરની કેટલીક રજકણો ખનીજ પદાર્થ સાથ મળી જાય છે અને કેટલીક રજકણો ઝાડપાનો પોતામાં આમેજ કરી લેય છે જે આસ્તે આસ્તે જાનવરોના બંધારણમાં છેવટે દાખલ થાય છે; આ પ્રમાણેનું કાર્યક્રમ વરસો સુધી ચાલ્યા કરે છે. માટે દુન્યામાં લાખો મનુષ્યો હશે કે જેઓનાં શરીર બંધારણમાં એકજ શરીરની જુદી જુદી રજકણો આમેજ થઇ ગઇ હશે. માટે જે સિધ્ધાંત આપણને શીખવે છે કે ખાકમાંથી મનુષ્ય ફરી સજીવન થશે તે આપણી સાધારણ સમજ શકિતને રૂચતો નથી- હું મારા વાંચકોને જણાવીશ કે આ સવાલોનો ફડચો કરવો જેટલો અઘરો છે તેટલાજ આ સવાલો પુછવા ફોકતના છે. ધર્મમાં ઘણી ચીજો એવી આવે છે કે જે આપણી તર્કશકિત અને કલ્પના શકિત ઉપરાંતની છે અને જેમાં આપણને માત્ર વિશ્વાસજ રાખવો પડે છે. એ સવાલનો જવાબ આપવાને બદલે હું અત્રે આપણાં ધર્મ પુસ્તકમાંથી એક ફકરો ટાંકી બતાવીશ: "અહુરમઝદે તે પ્રમાણે કરવાની ઇચ્છા કરી છે, તે સાહેબને તેમ કરવાની સત્તા છે અને તે પ્રમાણે તે સાહેબ કરશે." જે શખસને ખુદાની સર્વોપરિ સત્તામાં વિશ્વાસ હોતો નથી તેજ માત્ર આ સત્ય ઉપર શંકા લઇ જશે. અગર જો ખુદા આપણું શરીર શરૂઆતમાં ઉત્પન્ન કરી શકયો તો ખાકમાં મળી ગયા પછી પણ તેને તે સાહેબ ફરી સજીવન કરી શકશે.

વહાલા વાંચક! ધર્મની બાબદમાં ઘણી ચીજો જે આપણે સમજાવી શકતા નથી, તેને માન્ય રાખવાની આપણને ફરજ પડે છે, તો શા માટે આપણાં ધર્મનું રસ્તાખીઝ સંબંધી શિક્ષણ આપણે માન્ય ન રાખ્યે? આપણે જાણ્યે છીએ કે આપણાં મનની સ્થિતિ આપણાં શરીરમાં ફેરફારો કરે છે; છતાં એ ફેરફારો કેમ થાય છે

તે કોણ આપણને સમજાવી શકનાર છે? એક બીયાંમાંથી વાદળી રંગનું ફુલ ઉત્પન્ન થાય છે જ્યારે બીજામાંથી પીળું તો ત્રીજામાંથી સફેદ ફુલ ઉત્પન્ન થાય છે, એનો ખુલાસો કોણ આપણને આપી શકે છે? શા માટે નારંગી ગુલાબ કરતાં જુદોજ આકાર ધારણ કરે છે. આ તેમજ આ દુન્યામાં નજરે પડતા બીજા અનેક ચમત્કારોનો શું આપણે ખુલાસો આપી શકયે છીએ? અલબતાં નહીંજ; આપણી જીંદગીના અતિ સામાન્ય બનાવોનો ભેદ પણ આપણે ઉકેળી શકતા નથી. તો શા માટે જરથોશ્તી મહજબે સમજાવેલા આ રસ્તાખીઝનાં સિધ્ધાંત આપણે માન્ય નહીં રાખ્યે? આપણાં શરીર એક વખતે નાશ પામ્યાં તો સદા નાશ પામેલી સ્થિતિમાં રહેશે, એ ખ્યાલ કાંઇ સધિયારો આખનારો નથી. શરીર અને આત્મા એક બીજા સાથ ઘાડી મિત્રાચારી ધરાવે છે. જે દુઃખ આપણું શરીર અનુભવે છે તે શું આપણાં આત્માને થતું નથી? અથવા તો એથી ઉલટું કોઇ પણ દીવસે આપણા આત્માએ એવું દુઃખ અનુભવ્યું છે કે જેની અસર આપણાં શરીર ઉપર ન થવા પામી હોય? આવી ઘાડી મિત્રાચારી ધરાવનાર મિત્રોને સદા છૂટા રાખવાની અહુરમઝદે કદી પણ ઇચ્છા બતાવી હોવી નહીં જોઇએ. માટે આપણે આશા રાખીશું કે રસ્તાખીઝને વખતે તે સાહેબ તેની પરમ માયા બતાવી તેઓને ફરી એક કરશે અને આપણો ધર્મ આપણને આશા આપે છે કે અસલ કરતાં વધુ સરસ શરીર અહુરમઝદ સજીવન કરી શકશે; અને આપણો આત્મા મરણાધીન અવસ્થામાંથી છૂટી દરેક રીતે સુધરી સર્વેથી સુંદર સ્થળ ગરોનમાનમાં અહુરમઝદની મિત્રચારી મેળવશે.

આપણાં પવિત્ર પુસ્તકના ગ્રંથકારો જે આપણને આશા આપે છે તે કેવી ખુશાળી અને વિશ્વાસ ઉત્પન્ન કરનારી છે! છેવટના

મહાન ફેરફાર વખતે આપણે સઘળા એવી એક સમાજના સભ્ય બનીશું કે જે અમર જીંદગીના નિયમ ઉપર રચાયલી હુશે. આપણે એવાં એક સ્થળે જઇ પહોંચીશું કે જ્યાં માનુષી સ્વભાવ પાપ અને દુઃખથી મુકત બનશે, જ્યાં એક ભવ્ય નવી જીંદગી, નવી શકિતઓ, નવી મિત્રચારી અને અહુર અને મીનોઇ શકિતઓ સાથ સહકાર કરવાની નવી નવી તકો આપણુને મળશે. આવા વિશ્વાસ અને આશાને લીધે આપણે જરથોશ્તીઓ માનવાને લલચાઇએ છીએ કે આ દુન્યા કે જે આપણી કેળવણીની નિશાળ સમાન છે તેમાં તેના મીનોઇ પેદા કરનારની નમુનેદાર કારીગીરી પ્રગટ થયલી છે.

અગર જો મનુષ્યોમાંથી જે વિશ્વાસ અને આશા જરથોશ્તી ધર્મ તેઓનાં અંતઃકરણમાં પ્રગટ કરે છે તે કહાડી નાંખવામાં આવે તો તેઓનાં સ્વભાવ ગમગીન બનશે અને તેઓને એવા નાસીપાસી ઉપજાવનારા ખ્યાલો આવશે કે તેઓ આ દુન્યામાં જીવવાનું સજાવાર પણ ગણુશે નહીં.

માટે જે આશા આપણાં ધર્મ સાહિત્યો આપણા અંતઃકરણમાં રોશન કરે છે તેથી આપણે સદા આશાવંત રહીએ એમ આપણે દુવા ગુજારીશું. સ્વભાવે અને ધર્મે આપણે જરથોશ્તીઓ એક આશાવંત કોમ છીએ. આપણી જીંદગીની લડતોમાં અને અગ્રેમનનાં અંધકાર દુર કરવામાં આપણે નાસીપાસીને ખતરા સમાન લેખ્યે છીએ. માટે આપણે સઘળા જરથોશ્તીઓ આશા રાખીશું કે આપણી આ દુન્યા ઝંદ અવસ્તામાં જણાવેલાં અનુપમ અને ભવ્ય મીનોઇ સુખનાં રસ્તા ઉપર લાંબા પગલાં ભરતી રહે. આપણાં પવિત્ર પુસ્તકો સમજાવે છે તેમ આ દુન્યા લગ્નનાં પોશાકમાં આરાસ્તે થવાની તૈયારી કરે છે. આ તૈયારીઓ પૂરી થવે આ દુન્યામાં જ્ઞાનનું

અજવાળું સઘળે ઠેકાણે વ્યાપી રહેશે; આપણી પવિત્ર ઝંદ અવસ્તામાં સમજાવેલાં અમર સત્યો મનુષ્યોનાં હૃદય ઉપર અમલ ચલાવશે; તેઓને બદલા તરીકે અનુપમ ડહાપણ મળશે; તેઓ દુન્યાને અષ ઉપરજ રચાયલી વ્યવસ્થા તરીકે ઓળખી શકશે અને તે મહાન, ભલા, માલેક, અહુરમઝદની કીર્તિની સંપૂર્ણ પિછાણ કરી શકશે.



## આપણા નવા વડા દસતુર રૂસતમજી સંજાણાનો મેનીફેસતો.

મારા માનવંત ત્રસ્ટી સાહેબો, મેહરબાન મેનેજર સાહેબ રૂસ્તમજી વાડીયાજી, દસતુર સાહેબો, અકાબર સાહેબો, અથોરનાન ભાઇઓ, તમામ મીજલસના નેક જરથોશતીઓ !

આ શોકાતુર અને ગમગીની ભરેલી મીજલસમાં ભારે ગમગીની સાથે સપ્પર પહેલ્લાં હું ગુજર પામેલા શમશ-ઉલ-ઓલમા દસતુર ડા૦ દારાબ પેશોતન સંજાણા, બા.એ. પીએચ. ડી. નાં મરણ માટે મારી દલગીરી જાહેર કરૂં છું અને અશો હોરમઝદની હજુરમાં હું અંતઃકરણથી દોઓ ગુજારૂં છું કે તે સાહેબ ધણી એવણના રૂહને સદા સુખ શાંતીમાં રાખે !

મારા મેહરબાન સાહેબો,

તમો નેક નામોએ આજે અત્રે હાજરી આપીને જે તકલીફ લીધી છે, જે દેલસુઝી, દેલાસો, માયા મેહરબાની દેખાડી છે, સેંકડો વરસોનાં જુના સંજાણા દસતુર ખાનદાનની ગાદી તરફ, તેના હાલના કમતરીન ગાદીનશીન તરફ જે માન અને ફેદાગીરી ભરેલી લાગણીની નીશાનો વગેરે ભેટ કરી છે તે સર્વે માટે તમો સર્વે મેહરબાનોનો દેલોજાનથી હું ઉપકાર માનું છું. તમોએ મને આજે વડા દસતુરનો જે આલા દરજ્જો બક્ષયો છે, તે માટે હું મગરૂર છું, કારણ કે વડા ધરમ ગુરૂનો દરજ્જો આખી દુન્યામાં ખ્રીસ્તીઓમાં કહો કે મુસલમાનોમાં, હીન્દુઓમાં, યુરોપયનોમાં કહો કે અમેરીકનોમાં કહો, સુધરેલી તેમજ અભણ કોમોમાં એ દરજ્જો હમેશ ઉંચો ગણાતો દરજ્જો છે. વળી હું એ દરજ્જો ધરાવવા માટે મગરૂર છું કારણ કે મારા બાપદાદેથી સેંકડો વરસોથી ઉતરતો આવેલો દરજ્જો

હું મેળવવાને ભાગ્યશાળી નીવડયો છું. વળી ત્રીજું કારણ મગરૂર થવાનું એ છે કે જેમ મારી આગળના સંજાણા ખાનદાનના દસતુરો આપણા અકાબર ખાનદાનોના સંખ્યાબંધ દીનદાર ખાનદાનોના વડા દસતુર ગણાતા રહ્યા છે તેમ હું પણ ગણાતો રહીશ. એ સર્વે ખાનદાનોને ખાસ કરી મારા ત્રસ્ટીઓ અને મેનેજીંગ ત્રસ્ટીને, મારા સર્વે દીનદાર યજમાનોને હું ઘણો આભારી થયેલો ગણું છું અને સદા તેમજ ગણીશ.

નેક નામ જરથોસ્તીઓ! હું માનું છું અને ખાતરીથી માનું છું કે ભુતકાળમાં જે જે થોડી ઘણી ફરજો અદા કરવામાં ફતેહો મેં મેળવી અને હવે પછીબી મેલવીશ તે સઘળી માટે હું મારા વફાદાર કુલો અને દીનદાર યજમાનોને આભારી છું. તમો સારી કાની જાણો છો, સમજો છો કે દરેક માણસને અરસપરસની મદદ જોઇએ છે પણ દસતુરનો દરજ્જો આલા છે, અને તેને લગતી ફરજો ઘણી જોખમ ભરેલી છે, માટે દસતુરને મદદની વધારે જરૂર છે. તેટલા માટે આ પવીત્ર મકાનના માલેકો મુતવલીઓને, અકાબર સાહેબોને, અથોરનાન ભાઇઓને, કુલદીનદાર જરથોશતીઓને કાકલુદી ભરી હું અરજ ગુજારૂં છું કે જે દરજ્જો તેઓએ એકમતીથી એનાયત કીધો છે તે સારી અને લાયક રીતે નીભાવવામાં અને જાળવવામાં અને તેને લગતી ફરજો ફતેહમંદીથી અદા કરવામાં મને પુરતી મદદ અને સંગીન ટેકો આપતા રહે. વહાલા હમદીનો! આટલું તો ખુબ ધ્યાનમાં રાખજો કે દસતુર અને તેવણના નાના મોટા યજમાનો વચ્ચે એવાં વહાલ અને પ્રીત એખલાસ અને વીષવાસ સાથનો ઘાડો સંબંધ હોવો જોઇએ, એકમેક તરફ એવી ઉંડી સારી લાગણી દેલસુજી, માયા, મેહુરબાની ચાલુ રહેવી જોઇએ કે ત્રસ્ટીઓ અને બીજા સર્વે યજમાનો દસતુરની આબાદી અને આબરૂ ઇજત વધા-

રવામાં ખુદ પોતાની આબાદી અને આબરૂ ઇજત વધેલી સમજે તેમજ દસતુર પોતાના ત્રસ્ટીઓને, માલેકો, મુતવલીઓને, અકાબરોને, સર્વે નાના કે મોટા યજમાનોને સંતોષ માનઅકરામ આપવામાં, સારા આશીશ સદા દેવામાં પોતાની મોટાઇ અને ફરજ સમજે. ટુંકમાં કહું તો હું ઇચ્છું છું તે કાંઇજ નહીં પણ એકમેક તરફ સારો વીવેક, સારી માયા મેહરબાની, ઇનસાફ અને સલાહ સંપજ. "હું કોણ અને તું કોણ" એવા નીયમને હું ધીકકારૂં છું. કારણ કે એ નીયમ કોમને અને સંસારને નુકસાન પોંહચાડનારો છે.

હું હવે પછી મારી ફરજો કેવી રીતે બજા લાવીશ તેનો કાંઇક ખ્યાલ મારાં આગલાં કામકાજના અનુભવ અને અવલોકન ઉપરથી તમો અત્યાર અગાઉનો ધરાવી ચુકયા છો. મારા જરથોશ્તી ધરમ અને ક્રીયા માર્ગને લગતા વીચારો અને અભીપ્રાયો મારાં પુસ્તકો અને ભાષણો મારફતે જાણી જોઇ ચુકયા છો. તમો સર્વેને સારી કાની રોશન છે કે હું દીનદારી અને દીનદારોને અતીશય ચાહનાર અને માન આપનાર છું. મારા જાતી અંગત અનુભવ ઉપરથી હું માનું છું કે જેમ જેમ એક માણસ યા દસતુર પરેલ અને કરેલ થતો જાય તેમ તેમ તેનો એકીન એતેકાદ, ખાસ કરીને જરથોશ્તી ધરમ જેવા બુલંદ ધરમ ઉપરનો એતેકાદ વધવોજ જોઇએ. હું ખાતરીથી માનું છું કે કોઇબી દસતુરને, કોઇબી એરવદ યા બેહદીનને તેને મેળવેલી ઉંચી કેળવણી યા વીદ્યા અભ્યાસ બુલંદ જરથોશ્તી ધર્મને તુછકારવા યા તજી દેવા કહી શકે નહીં. પણ તેથી ઉલટું તેવા ધર્મને વધારે ચાહતાં અને માન આપતાં શીખવે છે.

હવે મારી બેઠક લેવા અગાઉ એક અગત્યની બાબદ પર આજના જેવા પ્રસંગે જરથોશ્તી આલમનું ધ્યાન ખેંચવાની હું જરૂર જોઉં છું. એ બાબદ જાહેર વર્તમાન પત્રો અને મને વારનવાર

મલતાં ખાનગી કાગળોને લગતી છે. તમો સર્વે જાણો છો તેમ હાલમાં આપણી કોમમાં કેટલાક પારસીઓ છે કે જેઓ કલમનું લેભાગું ઠુંઠું હાથમાં રાખીને જે ગમે તે ભલતું ભલતું જરથોશ્તી ધર્મને નામે લખી વર્તમાન પત્રોમાં વારનવાર દેખાવ કરી જાહેરાત મેલવવા માંગે છે. એવા કેટલાક ભલતા વીચારો, મતો, વેહજાંઓ, ધટીંગો ધરાવનારાઓ અને ફેલાવનારાઓ સાથે એક રોકાણવાલા અભ્યાસી દસતુરે તકરારમાં ઉતરી તેને અગત્યતા આપવી, ઉત્તેજન આપવું એ મારા નાકેશ મત પ્રમાણે નામુનાસેબ છે, ભેજાની અને વખતની બરબાદી કરવા જેવું કામ છે. એટલુંજ નહીં પણ અવીવેકી જનુની શખ્સોના દસતુરી જેવા આલા દરજ્જા ઉપર ન છાજતા હુમલાઓ અને ટીકાઓને ઇજન કરવા જેવું, જન્મ આપવા જેવું છે. માટે દહાપણ ભર્યો માર્ગ એક અભ્યાસી ધર્મચુસ્ત દસતુર માટે હું એજ જોઉં છું કે જરથોશ્તી ધર્મને ચુંઠવા માંગતા, વગોવનારા પારસીઓના અજરથોશ્તી યા અધરમી લખાણોને કાંઇબી વજન યા વજુદ આપવા કરતાં તેઓને કુદરતી મોહુતેજ આપોઆપ મરવા દેવાં. માટે કેટલાક કેહવાતા પારસી ધરમ અભ્યાસીઓ યા ઉપાધ્યાઓ લોકોને એવી ઉલથાપ આપે કે દસતુરો કોઇ અમારી સામે આવતા નથી, જવાબ આપી શકતા નથી તો તેવી ઉલથાપ તમોએ ખાવી નહીં. મેં પોતે અત્યાર સુધી અને હવે પછીબી એવોજ નીયમ રાખ્યો છે કે એવાઓને વજન આપવું નહીં અને દરજ્જો અને આબરૂ ઇજત જોખમમાં આવે તેઓ માર્ગ લેવો નહીં. મારા સંબંધમાં હું આ તકે જાહેર કરવાની અગત જોઉં છું કે મેં અત્યાર સુધીમાં આપણાં જરથોશ્તી ધર્મ અને ક્રીયા માર્ગને લગતી દરેક નાની મોટી અગત્યની બાબદ ઉપર મારી નાકેશ શક્તિ અને અભ્યાસ પ્રમાણે મારાં છ પુસ્તકો અને ઘણાંક ભાષણો મારફતે

મારા વિચારો અને અભીપ્રાયો જાહેરમાં મુકયા છે. જેથી કોઇ જરથોસ્તી કોઇ બાબદપર મારો અભીપ્રાય જાણવા માગે તો તે મારાં આગલાં પુસ્તકોમાથી યા ભાષણોમાંથી સીદ્ધી યા પ્રમાણીક અનુમાનથી મેળવી શકે એમ મારૂં માનવું છે.

વળી જેમ જાહેર છાપાઓમાં પીંજનો, નજીવી બાબદોપર ટાયલાંઓ, સવાલો થોડી થોડી મુદતે દેખાવ દીએ છે તેમજ મને ખાનગી પત્રોમાંથી કંટાળાભર્યા સવાલો જેના જવાબો અનેક ચોપડી ચોપાન્યાંમાંથી મળી શકે, જેના જવાબો એક સાધારણ મોબેદ યા અનુભવી બેહદીન વટીક આપી શકે, જે સવાલો તદ્દન નજીવા, જે સવાલો કોમમાં ઉશકેરણી, કંકાસ, મતફેરી ઉતપન્ન કરનારા નીવડે તેવા તેવા સવાલોના જવાબો માંગવામાં આવે છે, એટલુંજ નહીં પણ જો જવાબને માટે ઢીલ થઇ તો અસભ્યતાભરેલા ટીકાઓ અને હુમલાઓ થાય છે. કેટલાક પારસીઓ એમજ સમજતા લાગે છે કે દસતુર રોજના રૂઠાકુઠા સવાલો, કાગળો, લખાણો આવે તેના જવાબો તુરત લખવાને બંધાયલા છે. કેટલીક વખતે સવાલોના જવાબમાં મારી કેતાબોનો તેના પાના વટીક ટાંકી બતાવી હવાલો આપું છું તોપણ "વધુ ખોલાસો કરો" એવા એવા ધસારા કરી જાણે દસતુર તેઓનેજ માટે હોય, તેઓના પગારદાર હોય એમ માનતા લાગે છે. માટે એવાં ખાનગી કાગળોનો પણ હું જવાબ આપવાની જરૂર જોતો નથી, કારણ કે એમ કરવામાંથી આબરૂની અને વખતની બરબાદી સમજું છું.

જો આપણા ધર્મ અને કોમને લગતો નવોજ સવાલ ઉભો થાય અને કોમને તેનો ધર્મની રૂહે જવાબ જોઇતોજ હોય તો તે સવાલ કોમ દસતુરો અને ધર્મચુસ્ત અભ્યાસીઓ આગળ મુકે અને તેનો ખુલાસો માંગે તો તે બરહક છે. સઘળાઓએ સાથે મળી

પ્રમાણીકપણે અને દુરઅંદેશીથી જવાબ આપવો ઘટે છે. પણ જરા જરામાં સવાલો પુછવા અને જવાબો માંગવા ઘટતું નથી.

મારી બીજી એક ચેતવણી એ છે કે આ મકાનમાં થતાં ક્રીયા-કામોના સંબંધમાં કાંઇબી શક યા ખતરો લાગે યા કોઇ દાવા દુશમનાઇથી, અંટસથી ખતરો યા શક નાખે તેની ઉપર કાંઇબી મત બાંધવા અગાઉ તેને માટે દસતુર પાસેથી ખોલાસો મેળવવો, તેવણના ધ્યાનપર તે બાબદ લાવવી કે જેથી તેવણ વાકેફ થાય અને તેનો ઇલાજ કરે. વળી કેટલીક વખત દસતુરને થતાં ઇજ-નોમાં વટીક ઘાલમેલ ગેરરીત વાપરવામાં આવે છે; માટે કાંઇ શક ઉતપન્ન થાય તો તેનો પણ ખરો ખોલાસો મેળવવાની તકલીફ લેવી.

હું આ તકે જણાવવાની ફરજ સમજું છું કે આ મકાનમાં જેબી બેહદીનો, જેબી જરથોસ્તીઓ દસતુર મારફતે ક્રીયાકામો કરાવવાને ખાહેશમંદ હોય તેઓએ તે કામો અને તેના દામ માટે દસતુરને મળી ગોઠવણ કરવી. દસતુર પોતે જાતે પોતાની બારીક દેખરેખ હેઠળ કાળજીથી કામો કરાવવાને ખુશી થશે. ખાસ કરીને વાડીયા ખાનદાનો જે સઘળા આજ મકાનને વળગી રહી એજ મકાનમાં દસતુરને પોતાના પંથકી દસતુર ગણી તેવણનીજ મારફતે કામ કરાવતાં હતાં તેમજ સઘળા વાડીયા ખાનદાનો પોતાના વડીલો માફક દસતુરનીજ મારફતે આજ મકાનમાં કામો કરાવતા રહે એવી મારી ખાહેશ તેમજ અરજ છે. મેં ઠરાવ કીધો છે કે મારે પોતાને ત્યાંના તેમજ મારે અસતકના સઘળાં ક્રીયાકામો મારી નજર આગળ જાતે પોતે કરાવવાં.

પોતાના આતશબેહરામના મોબેદોને બે બોલ "તમો મોબેદ સાહેબો! મકાનની પ્રતિષ્ટા જાળવવાનું કામ મોટે ભાગે તમારા હાથમાં છે, આ પવિત્ર મકાન તરફ જરથોસ્તીઓનું ખેંચાણ કરવું અને આ

મકાન ક્રીયા કામોથી ગાજતું વાજતું કરવું, આ મકાનમાં શાંતી ગંભીરતા જાળવવી, બદલામી નહીં આપવી વગેરે તમારા હાથમાં મુખ્ય કરીને છે; માટે મારી અરજ છે કે તમારી એ ફરજ અદા કરવી અને સારી રીતભાંત, એકીન, વફાદારી, ટેક રાખી આ મકાનના ચાલતા આવેલા કાયદા, કાનુન, રેવાજ, રૂટીન તેમજ આતશબેહરામના વડા દસતુર અને માલેકોને માન મરતબો આપતા રહી તમારી, તમારા ટોળાની આબરૂ ઇજત વધારવી કે જેથી કરીને લોકોનો વિશ્વાસ વધે અને આયંદે તમોને પોતાનેજ ફાયદો થાય.

અથ જમ્યાદ યથ આફ્રીનામી?

---

*(Chronicle and The Times of India August 1931)*

# BOMBAY'S NEW HEAD PRIEST OF THE PARSEES

## DASTUR RASTAMJI EDULJI SANJANA B.A.

### A Short Account of his Excellent Career

He is born of a noble family of Sanjana Dastoors, most distinguished since 1700 A. D. in Surat and Bombay for their great learning and religious undertakings. They were well known for their having taken the most prominent part in the installation of the three Shehnshai Atash Behram (Fire Temples) in the three important cities, the three head-quarters of the Parsees, namely, Navsari, Surat, and Bambay. The present Dastoor Rastamji is the seventh Dastoor of the Sanjana family from his name sake, Dastoor Rastamji Behramji Sanjana of Surat, well known as "Shehre Ustad" (eminent religious Teacher of the city of Surat) by whom had been trained several Dastoors of different prominent places. He is the nephew of his predecessor, the late Shams-Ul-Olama Dastoor Dr. Darab P. Sanjana PH. D. and the son-in-law of the other well known Parsee Priest, Shams-Ul-Olama Dr. Sir Jivanji Modi B.A. PH. D. C. I. E. J. P.

Dastoor Rastamji was the first to obtain the degrees of "Navar" and "Maratab" in Bombay. In 1884 he got both the degrees most successfully and

won a medal for his proficiency and perfection in the sacred knowledge of the Zoroastrian rites and ceremonies. He then passed his B.A. examination from the Bombay University with Persian, Avesta and Pahlavi as his second languages and obtained prizes from Mulla Phiroz Madressa. He is well acquainted with seven languages, namely. Gujarati, English, Persian, Avesta, Pahlavi, French, and German. He translated Dr. Wilhelm's "History of the Parthians" from German into English and contributed to the late Dastoor Hoshang's Memorial Volume. He is well versed in theology, moral philosophy and other sciences pertaining to his profession and position.

When 30 years old he was appointed Deputy High Priest of the Great Wadia Fire Temple after the death of his grand-father, the late Shams-Ul Olama Dr. Dastoor Peshotan Sanjana M.A. PH. D., J. P. Now he is appointed the Head Priest of the Parsees.

Dastoor Rastamjl has got a brilliant career as a scholar and an excellent record in the post of Naib Dastoor which he filled for nearly 30 years. He comes to the gadi of his ancestors not only with an excellent character but with a long practical experience of the responsibilities and duties of Dastoorship and with a perfect mastery of the Zoroastrian Sacred Literature.

